# આભારદર્શન

ગુજરાત સાહિત્ય સભાએ ગુજરાતનાં ઇતિહાસપ્રસિદ્ધ શહેરોનો ઇતિહાસ લખાવવાની યોજના નક્કી કરી અને તે દિશા તરફની સભાની પ્રગતિના પ્રથમ પગલા તરીકે ‘ગુજરાતનું પાટનગર અમદાવાદ’ બહાર પડ્યું. આ પછી જ્યારે અમને ખબર મળ્યા કે ‘ગુજરાતનું પાટનગર અમદાવાદ’ના વિદ્વાન લેખક શ્રી રત્નમણિરાવને ખંભાતના નામદાર નવાબ સાહેબ તરફથી ‘ખંભાતનો ઇતિહાસ’ તૈયાર કરવાનું કામ સોંપવામાં આવ્યું છે ત્યારે અમને લાગ્યું કે સભાએ નક્કી કરેલી યોજનાને પાર પાડવાનું બીજું પગલું લેવાય છે. અમે તરત જ નામદાર નવાબ સાહેબને, તે વખતના દીવાન સાહેબ દી.બ. નર્મદાશંકરભાઇ મારફતે વિનનિ કરી કે આ ઇનિહાસ તૈયાર થાય ત્યારે તેની પાંચસો નકલ અમારી સભાને તેઓશ્રી તરફથી મળે તો એથી સભાની યોજનાને કિંમતી સહાય અને ઘણો વેગ મળશે. તેઓશ્રીએ પોતાના સ્વાભાવિક સૌજન્યથી અમારી એ વિનતિનો સ્વીકાર કર્યો. એ બદલ અમે સભા તરફથી તેમના અત્યંત ઋણી છીએ.

આ બાબતમાં દી.બ. નર્મદાશંકરભાઇ તરફથી જે સહાનુભૂતિ અને સહાય સભાને મળ્યાં છે તે માટે અમે તેમનો પણ અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

આ ઉપરાંત હાલના ઑફિશીએટિંગ દીવાન સાહેબ શ્રી પુરુષોત્તમ જોગીભાઇ ભટ્ટ સાહેબનો પણ, તેમણે જે રીતે તેમની સહાનુભૂતિ સભા તરફ ચાલુ રાખી છે તે માટે, આભાર માનીએ છીએ.

અમદાવાદ તા. ૩૧-૫-૩૫

પ્રાણલાલ કિરપારામ દેસાઈ
ગટુલાલ ગોપીલાલ ધ્રુવ
ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાનજી
માનદ મંત્રીઓ • ગુજરાત સાહિત્ય સભા

# પુરોવચન

આ ગ્રંથનો પ્રસ્તાવ આજથી બે વર્ષ પહેલાં ખંભાતના નામદાર નવાબ સાહેબની ઇચ્છાથી, ગુજરાતના સુપ્રસિદ્ધ વિદ્વાન દી. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા ખંભાતના દીવાનપદે હતા ત્યારે, એક ખાસ કમિટી દ્વારા કરવામાં આવ્યો હતો. તેઓએ શ્રી રત્નમણિરાવ ભીમરાવ જોટે, બી.એ. ને, પ્રાચીન સાહિત્યના તેમના અભ્યાસ અને અનુભવને આધારે, આ ગ્રંથના લેખન-કાર્ય માટે પસંદ કર્યા હતા. આ યુવાન વિદ્વાનને હાથે અમદાવાદ શહેરનો એક વિસ્તૃત અને આધારભૂત ગ્રંથ લખાઇને 'ગૂજરાત સાહિત્ય સભા' તરફથી બહાર પડ્યો છે. તે પછી એમનો એવો જ મહત્ત્વનો ગ્રંથ આ 'ખંભાતનો ઇતિહાસ' ગણાય તો તેમાં આશ્ચર્ય નથી.

ગ્રંથને માટે ઘટતી ચિત્રયોજના તથા ફોટોગ્રાફી વગેરેનું કામ પણ દીવાન બહાદુરે જ ગૂજરાતના જાણીતા કલાકાર શ્રી રવિશંકર મહાશંકર રાવળને સોંપી તેની સાર્થકતામાં વધારો કર્યો છે. એમણે ખંભાતનાં જૂનાં તેમજ નવાં સ્થળો અને સંગ્રહિત સાહિત્યો જોઇને ઘણા પરિશ્રમથી એમનું કાર્ય યથેચ્છ પાર ઉતાર્યું છે; અને ગ્રંથપ્રકાશનનું સર્વાંગ કાર્ય પણ એમના જ સુપ્રસિદ્ધ કુમાર કાર્યાલયમાં પૂર્ણ કરવામાં આવ્યું છે.

નામદાર નવાબ સાહેબ આ ગ્રંથની બાબતમાં પ્રથમથી જ જાતે રસ લઇને કાર્યકર્તાઓને પ્રોત્સાહન આપતા રહ્યા છે. ગ્રંથના મૂળ ઉત્પાદક દી. બ. નર્મદાશંકરભાઈ જોકે, દૈવયોગે, પક્ષાઘાતની બીમારીને લઇ સક્રિય ભાગ લઈ શક્યા નહિ, અને પાછળથી તેમની સમર્થ વિચારસરણી તથા આર્ષદૃષ્ટિનો સંપૂર્ણ લાભ લઈ શકાયો નહિ, તથાપિ તેમણે આ ગ્રંથ માટે સતત કાળજી અને આકાંક્ષા ધરાવી તેના કાર્યમાં સત્ત્વપ્રેરણા આપ્યા કરી છે તેનું ઋણ આ ગ્રંથ ઉપર અને ગૂજરાતની પ્રજા ઉપર હમેશાં રહેશે.

ખંભાતનો આવો સંપૂર્ણ ઇતિહાસ પોતાના રાજ્ય તરફથી બહાર પાડી નામદાર નવાબ સાહેબે ખંભાતની પ્રજા માટે એક ગૌરવભર્યું સ્મારક કરી આપીને પરમ ઉપકાર કર્યો છે.

**પુરુષોત્તમ ભોગીભાઈ ભટ્ટ**
ઑફિશીએટિંગ દીવાન

ખંભાત તા. ૨૨-૪-૧૯૩૫

# પ્રસ્તાવના

પૈસાની પારાશીશી (thermometer)થી જીવનના સૌથી ઉત્તમ ભાવોને માપવાની ટેવવાળા, વણિક વૃત્તિમાં ગળા સુધી ડૂબી ગએલા ગૂજરાતી સમાજને સાહિત્ય માત્રની પરવા જ નહિ જેવી છે, તો સાહિત્યની રસહીન, સૂકી મનાતી ઇતિહાસની શાખાની પરવા તો ક્યાંથી જ હોય? અમુક સદીમાં અમુક લોક આવા હતા એવીએવી વાતો પાછળ મગજમારી કરવાથી આપણી કોઠીમાં કેટલી બાજરી ભરાઈ એવું બોલનારા મળે છે. આ તીક્ષ્ણ જીવનકલહના જમાનામાં એવું બોલનારાને શો જવાબ દેવો એ વિચારવા જેવું છે. આપણે નામ સાથે બાપનું નામ શા માટે મૂકીએ છીએ ત્યાંથી શરૂ કરીને મોટા મોટા વિદ્વાનોએ કરેલી ઇતિહાસની મહત્તા માટેની દલીલો જવાબમાં કહી શકાય. પણ પોતાને સુધરેલો કહેવડાવવા ઇચ્છતો દરેક દેશ આજે પૈસો કમાવા ઉપરાંત વિદ્યાસંસ્કાર માટે પણ એટલી જ અભિરુચિ બતાવે છે, પૈસા અને વિદ્યાની લગભગ સરખી ઉપાસના કરે છે, એવી ભોળા બાળક જેવી દલીલ કરવી એ શું વધારે સારું નથી? માત્ર પૈસાની જ પારાશીશીથી મપાતા ભાવો કે કોઈપણ બીજી વસ્તુ પૈસા જેટલી જ ચંચલ અને નાશવંત નથી લાગતી?

લોકજીવનના વિદ્યાસંસ્કારને પોષે એવું સંભારણું કરવાની અભિલાષા જન્મે—સાહિત્યવૃદ્ધિની અભિલાષા જન્મે—ત્યારે એ લોકસમૂહના જ ઉન્નત જીવનનો એક શુભ પ્રસંગ ગણાય. નામદાર ખંભાત નરેશને ખંભાતનો ઐતિહાસિક પ્રબંધ તૈયાર કરાવવાની અભિલાષા થઈ એ ખંભાતનું ગૂજરાતમાં જે સ્થાન છે તે જોતાં આખા ગૂજરાતના વિદ્યાસંસ્કારને માટે એક શુભ પ્રસંગ ગણાય. એ અભિલાષાથી એ નામદારની ઊંચા પ્રકારની માનસિક અભિરુચી અને સંસ્કારપ્રેમ તો આપોઆપ વ્યક્ત થાય છે. કદાચ આ જાતનો ગ્રંથ તૈયાર કરાવવામાં ગૂજરાતના રાજવંશીઓમાં એ નામદારે પહેલ કરી એમ પણ કહેવાય.

ખંભાત રાજ્ય તરફથી ઇ.સ. ૧૯૩૩ના ઉત્તરાર્ધમાં આ કાર્ય મને સોંપાયું. એ સંપૂર્ણ કરવામાં સૌથી પહેલો આભાર તો મારે ખંભાતના માજી પ્રધાન દીવાન બહાદુર નર્મદાશંકરભાઇનો માનવાનો. એમના જેવા ગૂજરાતના એક મહાવિદ્વાનની સૂચનાઓ અને માર્ગદર્શનને, આ ગ્રંથમાં જે કાંઈ સારું ગણાય તેનો યશ છે. ગ્રંથ લખવાનું કાર્ય સરળ થઈ પડે એવું માર્ગદર્શન કરવામાં એમણે ઘણો શ્રમ લીધો છે અને શિષ્ય પ્રત્યે ગુરુ રાખે એવો સદ્દભાવ મારા પ્રત્યે એઓશ્રીએ રાખ્યો છે. મુંબાઈ સરકારનાં ખંભાતને લગતાં દફતરો તપાસવાની સગવડ પણ ડાયરેક્ટર ઑફ ઇન્ફરમેશનને લખીને એઓશ્રીએ કરાવી આપેલી. અહીં હું એઓશ્રીનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

બીજા જે જે સદ્દગૃહસ્થોએ આ કાર્યમાં સહાય કરી તેમાં પહેલો આભાર દીવાન બહાદુર કૃષ્ણલાલભાઇનો માનવાનો. એઓશ્રીએ મીરાતે અહમદીના પાછલા ભાગનો તરજૂમો છપાતાં પહેલાં મને જોવા આપેલો. ફારસી ગ્રંથની બાબતમાં એમનું લખાણ એટલે પ્રમાણ જ ગણાય. એમનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

ગૂજરાતનું એકનું એક પુરાતત્ત્વમંદિર તો હવે બંધ પડ્યું છે, પરંતુ એના આદ્ય સંચાલકોના લાગણી ભીના હૃદયો અને જ્ઞાનરૂપે તો એ હજી ખુલ્લું જ છે પંડિતજી શ્રી સુખલાલજી, મુનિશ્રી જિનવિજયજી આદિ વિદ્વાનોનું તો કાંઈ પણ શંકા પડતા મારે શરણ લેવું પડે. એટલે એમનો આભાર કોઈપણ પ્રસંગે ભૂલાય નહિ ખંભાતની હાઈસ્કૂલના મુખ્ય અધ્યાપક શ્રી ભોગીલાલ શાહે ખંભાતના સ્થળોની માહીતી આપી અને પોતાના વખતનો ભોગ આપી ખંભાત બતાવ્યું એમનો, અને ખંભાતમાં બીજી સગવડ કરવા માટે અધિકારીવર્ગનો આભાર પણ અહીં માનું છું

આ ગ્રંથની ગોઠવણ તથા લખાણની પદ્ધતિ તથા આધારો વગેરે માટે ભૂમિકામાં ટૂંકું વિવેચન કર્યું છે પૌરાણિક વિભાગને લગતા સંદિગ્ધ વિષયોની ચર્ચા છેવટે આપેલા પરિશિષ્ટોમાં કરી છે એમાં અસુરોને લગતા પરિશિષ્ટમાં અસુરો સંબંધી કેટલીક બાબતમાં પ્રો. અનંતપ્રસાદ બૅનરજી શાસ્ત્રીનું મંતવ્ય ગ્રહણ કર્યું છે એ બાબત વધુ સમજૂતી ભૂમિકામાં આપી છે એ પરિશિષ્ટમાંના સ્કંદપૂજા સંબંધેના મતની તથા બીજા ત્રણ પરિશિષ્ટોમાં જે મતદર્શન છે તેની, તેમજ પૌરાણિક ભારતવર્ષના નકશાની જોખમદારી મારે માથે છે તે માટેના આધાર યથાસ્થાને આપેલા છે, અને આધારગ્રંથોની સમગ્ર યાદી પણ આપેલી છે

એક વખતે ઊંચે શિખરે પહોંચેલી પણ જમાનાઓથી શિથિલ થએલી ગૂજરાતની કલાભાવનાને રીતસરનો જીવનરસ શ્રી રવિશંકર રાવળે પાયો કુમાર કાર્યાલય દ્વારા ગૂજરાતની કલાની એમણે કરેલી સેવા ગૂજરાત ભવિષ્યમાં પણ હજી વધારે જોશે એમના જેવાએ આ ગ્રંથનો કલા અને શણગારનો ભાગ યોજ્યો તે માટે તેમનો અને કુમાર કાર્યાલયના શ્રી બચુભાઈ રાવતનો હું અંત:કરણપૂર્વક આભાર માનું છું કલાની બાબતમાં મારી સાથે એ હંમેશા સહકાર કરતા આવ્યા છે એમનો હાથ વાચનારને દેખાયા વગર નહિ રહે

આ ગ્રંથમાં ખામીઓ પણ ઘણી હશે, તેની જોખમદારી મારે માથે છે ખામીઓની માફી તો ઘટે નહિ, પરંતુ ગૂજરાતથી અગિયારસો માઈલ દૂર રહી કેટલીક મુશ્કેલીઓ વચ્ચે કરેલા કાર્યમાં રહેલી ખામીઓ માટે વાચનાર પાસે માફીની યાચના તો કરી શકું

મદ્રાસ

રત્નમણિરાવ ભીમરાવ

# અનુક્રમણિકા


પુરોવચન ... પૃ. ૫

પ્રસ્તાવના ... પૃ. ૭

અનુક્રમણિકા ... પૃ. ૯

ચિત્રોનો ક્રમ ... પૃ. ૧૩

શુદ્ધિપત્ર ... પૃ. ૧૪

ભૂમિકા ... પૃ. ૧૫

**પ્રકરણ પહેલું : સામાન્ય વર્ણન**

મહી નદી—સાબરમતી—અકંગની નહેર—ભૂમિવિભાગ—ખંભાતનું રણ—ખંભાતનો અખાત—અખાતની ભરતી—અખાતનું પૂરાવું—અખાતનો ઇતિહાસ. ... ... ... પૃ. ૧ થી ૭

**પ્રકરણ બીજું : કુમારિકાક્ષેત્ર અને પૌરાણિક ભૂગોળ**

કુમારિકાક્ષેત્ર—ભારતવર્ષના નવ દ્વીપો—કુમારી દ્વીપ—કુમારિકાક્ષેત્રની છેક પાસેના દ્વીપો—કુમારિકાક્ષેત્ર ભારતવર્ષનું કેન્દ્ર—ખંભાતનો અખાત એ નદીનું મુખ—મહી નદીની પ્રાચીનતા. ... પૃ. ૮ થી ૧૩

**પ્રકરણ ત્રીજું : અભિધાન**

ખંભાતનાં નામ—ગજની ખંભાતની જગ્યાએ નહોતું—ગંભૂતા ખંભાતનું નામ નથી—ખંભાત પ્રાચીન જૈનતીર્થ નથી—સ્તંભતીર્થ અને સ્થંભનપુર—સ્થંભનપુરથી શ્રીપાર્શ્વનાથની મૂર્તિ ખંભાત આવી—તામ્રલિપ્ત ત્રંબાવટી—બીજાં નામ—મહીનગર નગરા—સ્તંભતીર્થ: સ્તંભતીર્થ અને પુરાણ—સ્કંભતીર્થ. પૃ. ૧૪ થી ૨૩

**પ્રકરણ ચોથું : પૌરાણિક સમય**

પૌરાણિક કથાઓ ગપાટા નથી—ખંભાત અને દેવાસુર સંગ્રામ—તારકાસુર—કાર્તિકેય—ખંભાત પાશુપતોનું એક મુખ્ય સ્થળ—ઐતરેય બ્રાહ્મણ અને ખંભાત—બ્રાહ્મણ મહાસંસ્થાન—ગુપ્તતીર્થ—શૈવોના ઝગડા—બર્બરો—ખંભાતે કોઈ જ્ઞાતિને નામ આપ્યું નથી. ... ... ... પૃ. ૨૪ થી ૩૧

**પ્રકરણ પાંચમું : મધ્યકાલીન હિંદુ સમય—ગૂજરાતનું બંદર**

વલભીનો સમય—દસમી સદીમાં આરબ મુસાફરોનું વર્ણન—સોલંકીઓનો સમય—પારસીઓ અને હિંદુઓનું મુસલમાનો સામે હુલ્લડ—કુમારપાળ અને હેમચંદ્રસૂરિ; ખંભાતમાં ઉદયનમંત્રી ખંભાતનો અધિકારી—અગિયારમી સદીના આરબ મુસાફરો—વસ્તુપાલ ખંભાતનો દંડનાયક—શંખરાજાની ખંભાત ઉપર ચઢાઇ—ગૂજરાતના નૌકાસૈન્યનું મુખ્ય થાણું. ... ... ... પૃ. ૩૨ થી ૩૯

**પ્રકરણ છઠ્ઠું : મુસલમાન સમય–હિંદુસ્તાનનું મહાન બંદર–ચઢતી અને પડતી**

મુસલમાન સત્તાની શરૂઆત—દિલ્હીના સુલતાનોના સુબાઓનો સમય, ઉલુઘખાનની ચઢાઇ—ઝફરખાન અને ખંભાત—ગૂજરાત આખું ખંભાતને નામે ઓળખાય છે—અમદાવાદના સુલતાનોનો સમય—અહમદશાહ સામે બળવો અને ખંભાત કબજે કર્યું—ખંભાતનું નૌકાસૈન્ય દક્ષિણ ઉપર ચઢાઇ કરે છે—બારબોસાએ કરેલું વર્ણન—બહાદુરશાહ અને ખંભાત—હુમાયૂંએ ખંભાત લૂંટવા અને બાળવાનો આપેલો હુકમ—ખંભાત અને ફિરંગીઓ—ગૂજરાત સલ્તનતના અંત સમયની સ્થિતિ—અકબર ખંભાતમાં—ખંભાત મીરઝાંના હાથમાં અને બાદશાહી લશ્કરનો ઘેરો—કલ્યાણરાય—છેલ્લો સુલતાન મુઝફ્ફર અને ખંભાત. ... પૃ. ૪૦ થી ૫૦

## પ્રકરણ સાતમું : મોગલ સમય

મુઝફ્ફરના પુત્ર બહાદુરનો બળવો—હિંદુસ્તાનનો શહેનશાહ ખંભાતના રાજાના નામથી ઓળખાય છે—જહાંગીર પહેલાંનું ખંભાતનું વર્ણન—જહાંગીરે ખંભાતમાં કરેલો આનંદ—ખંભાતમાં પાડેલા જહાંગીર-શાહી સિક્કા—જહાંગીરને ખંભાતમાં મળવા આવેલા પ્રસિદ્ધ પુરુષો—અંગ્રેજો અને ખંભાત—મોગલાઇમાં ખંભાત—શાહજહાંનો સમય—ઔરંગઝેબનો સમય—મેન્ડેલ્સ્લોએ કરેલું વર્ણન—ટૅવર્નીઅરે કરેલું વર્ણન—મોગલાઈની પડતી દશામાં ખંભાતની સ્થિતિ. ... ... ... ... પૃ. ૫૧ થી ૫૯

## પ્રકરણ આઠમું : સ્વતંત્ર સંસ્થાનની સ્થાપના

રાજકુટુંબ—વરાકર્તા નજમુદ્દૌલાના સસરા મોમીનખાન દહેલમી—સ્વતંત્ર સંસ્થાનની સ્થાપના—મરાઠાઓના હુમલા—મીર્ઝા જાફર નજમુદ્દૌલા સુરત અને ખંભાતના મુત્સદ્દી—ભંડારી અને મોમીનખાન વચ્ચે અણબનાવ—મોમીનખાનને ગુજરાતની સુબાગીરી મળે છે—મોમીનખાન અમદાવાદ કબજે કરવા તૈયારી કરે છે—અમદાવાદનો ઘેરો—અમદાવાદ લીધું—ખંભાતનો બંદોબસ્ત—મોમીનખાનને નવો ઈલ્કાબ અને અવસાન—મોમીનખાનનું ચારિત્ર્ય .. .. .. .. ... પૃ. ૬૦ થી ૬૭

## પ્રકરણ નવમું : સ્વતંત્ર સંસ્થાન—મુફ્તાખીરખાન (મોમીનખાન બીજા)નું રાજ્ય

મુફ્તાખીરખાનની સુબાગીરી અને અમદાવાદ છોડી ખંભાત આવવું—રંગોજીએ ખંભાતમાંથી લીધેલી રકમ—નજમખાનનો વહીવટ અને ખંભાતની સ્થિતિ—ખંભાત ઉપર પેશ્વાની લડાઈ અને ચોથ—ખંભાતનો ઘેરો—લડાઇને અંતે ખંભાતની સ્થિતિ—પેશ્વાનો માણસ ભગવતરાવ ખંભાતમાં કેદ—૧૭૫૭માં ખંભાતની સ્થિતિ—પૈસા ઊભા કરવા માટે આસપાસના મુલક ઉપર મોમીનખાનની ચઢાઇઓ—મોમીનખાન અમદાવાદ સર કરે છે—અમદાવાદનો ઘેરો અને મોમીનખાનને બાદશાહી માન—પેશ્વા સાથે સલાહ અને ખંભાત રહ્યું, અમદાવાદ અને ઘોઘા છોડવું પડ્યું—મોમીનખાન પેશ્વાને મળવા પૂને જાય છે—મોમીનખાનને પેશ્વાએ આપેલું માન અને ઇગ્લંડ ડાયરેક્ટરોને લખેલો કાગળ—ખંભાત આગળ લડાઈ—નાણાંભીડ અને સખ્ત કરવેરા—તળાજા ખંભાતને તાબે—શાંતિનો દસકો—મોમીનખાન બીજાનું ચારિત્ર્ય. ... પૃ. ૬૮ થી ૮૨

## પ્રકરણ દસમું : સ્વતંત્ર સંસ્થાન

જેમ્સ ફૉર્બ્સે કરેલું ખંભાતનું અને નવાબ સાહેબનું વર્ણન' ૧૭૭૫ થી ૧૭૮૦—મુહમ્મદકુલીખાન નવાબ: ૧૭૮૩ થી ૧૭૮૯—ફતેહઅલીખાન નવાબ ૧૭૮૯—મરાઠાઓનું નડતર—વસાઈના કરાર—વડોદરા સાથે ૭ ગામ બાબત ઝગડો—નવાબ સાહેબ બંદેઅલીખાન: ૧૮૨૩ થી ૧૮૪૧ તથા નવાબસાહેબ હુસેન-યાવરખાન ૧૮૪૧ થી ૧૮૮૦—બંદર માટે થએલા કરાર: ૧૮૫૩ થી ૧૮૫૬—નવાબસાહેબ હુસેનયાવરખાનનું અવસાન—નવાબસાહેબ જાફરઅલીખાન સાહેબ: ૧૮૮૦ થી ૧૯૧૫—જકાતનાં કરારનામાં—હુલ્લડ: ૧૮૯૦—સ્વતંત્ર સંસ્થાન—ટંકશાળ બંધ—વહીવટી સુધારા. ... ... ... ... પૃ. ૮૩ થી ૯૦

## પ્રકરણ અગિયારમું : અંગ્રેજી કોઠી

પ્રથમ આગમન—સત્તરમી સદી—ઇન્સ અને બિડવેલ રેસિડેન્ટ—મિ મનરો રેસિડેન્ટ' ૧૭૩૬-૩૭થી ૧૭૪૨—મિ સ્ટ્રીટ અને મિ અરસ્કીન તથા બીજા—મર ચાર્લ્સ મેલેટ: ૧૭૭૪ થી ૮૩—રૉબર્ટ હૉવર્ડ—છેવટનો વખત ... ... .. ... ... ... ... પૃ. ૯૧ થી ૯૭

## પ્રકરણ બારમું : સ્થાપત્ય

ગૂજરાતનું હિંદુ સ્થાપત્ય અને કલા—ગૂજરાતનું મુસલમાન સ્થાપત્ય: મુસલમાન મકાનોની બાંધણી—ખંભાતનું સ્થાપત્ય—નગરરચના—જુમા મસ્જિદનું વર્ણન—બાંધણીની ચર્ચા—૧૭૭૫માં જુમા મસ્જિદ

અને બીજાં મકાનો—નવાબ સાહેબનો મહેલ—હિંદુ સ્થાપત્ય—પ્રતિમાવિધાન. ... પૃ. ૯૮ થી ૧૦૫

પ્રકરણ તેરમું : વેપાર અને વહાણવટું

ખંભાત વેપાર માટે લાયક મધ્યસ્થ સ્થળ—ખંભાતના વેપારનો ઇતિહાસ એટલે હિંદના પ્રાચીન વહાણવટાનો ઇતિહાસ—દસમી અને અગિયારમી સદીના આરબોના ઉલ્લેખો—બારમી સદી—ચૌદમી સદી—પંદરમી સદી—સોળમી સદી—વજિયા અને રાજિયા—મુખ્ય નિકાસ કયાં કયાં જતી—આયાત—દલાલીનો ધંધો—જમીનમાર્ગનો વેપાર—બંદરની સ્થિતિ—સત્તરમી સદી—અઢારમી સદી—ઓગણીસમી સદી—ઓગણીસમી સદીનું વહાણવટું અને વેપાર—સમૃદ્ધિનો ઊગતો સૂર્ય. ... પૃ. ૧૦૬ થી ૧૧૯

પ્રકરણ ચૌદમું : ઉદ્યોગ – ધંધો – રોજગાર

અકીકનો ઉદ્યોગ—અકીકના ઉદ્યોગનો ઇતિહાસ—અકીકને ઘડવાની અને પૉલિશની રીત—પંચાયતોના રિવાજ—બીજા ઉદ્યોગો—કાપડ—મીઠું—પરચુરણ ઉદ્યોગો. ... પૃ. ૧૨૦ થી ૧૩૧

પ્રકરણ પંદરમું : વહીવટ

હિંદુ સમય—મુસલમાન સમય—જમીનમહેસુલ—ન્યાયખાતું—જકાત અને આવક: મુસલમાન સમય—સ્વ. નવાબસાહેબે કરેલા વહીવટી સુધારા—મ્યુનિસિપાલિટી—હાલ થએલા ફેરફાર—ખંભાતના દીવાન—ઈ.સ. ૧૮૮૦ પછી ખંભાતના દીવાન—હાલના દીવાનસાહેબ. ... પૃ. ૧૩૨ થી ૧૩૯

પ્રકરણ સોળમું : સામાજિક વિકાસ–કેળવણી

પ્રાચીન સમાજ—મધ્યકાલિન હિંદુ સમાજ—સમાજની સંસ્કારિતા—ખંભાતી રાગ—જૈન કવિ ઋષભદાસ—જૈન ભંડારો—કેળવણી. ... ... ... ... ... પૃ. ૧૪૦ થી ૧૪૭

પ્રકરણ સત્તરમું : જોવાલાયક સ્થળો

નગરા—બ્રહ્માની મૂર્તિઓ—જયાદિત્ય—કોટેશ્વર—ભગવાન બુદ્ધદેવની મૂર્તિ—પૌરાણિક સ્થળો—શહેરની અંદર અને બહારનાં પરચુરણ સ્થળો—જુમા મસ્જિદ—ચંમેલી કોઠી—બગીચા અને તળાવો—કોટ અને દરવાજા—વડવા—જૈન મંદિરો—બીજાં હિંદુમુસલમાન ધામો—કાકા કેલા—ખંભાતથી દૂર આવેલાં સ્થળો. ... ... ... ... ... ... ... ... પૃ. ૧૪૮ થી ૧૫૪

પ્રકરણ અઢારમું : હાલનો સમય અને નવાબ સાહેબ બહાદુરની અભિલાષાઓ
પૃ. ૧૫૫ થી ૧૫૬

પરિશિષ્ટ અ : ખંભ–સ્કંભતીર્થ, લિંગપૂજા અને લાટ દેશ

ખંભાત નામ, સ્કંભ–સ્તંભ અને વૈયાકરણો—થંભ, ખંભ અને હિંદની પ્રાંતભાષાઓ—વૈદિક સ્કંભ—અથર્વવેદમાં સ્કંભ—સ્તંભ અને લિંગપૂજા—પશ્ચિમ એશિયાના દેશોમાં સ્તંભપૂજા અને એનું મૂળ—હિંદમાં સ્તંભપૂજા—સ્કંભ અને શિવલિંગ—શૈવ ધર્મની પ્રાચીનતા—પુરાણો પ્રમાણે લિંગપૂજાની ઉત્પત્તિ—પુરાણો પ્રમાણે સ્કંભ અને શિવ—પાછળની ચર્ચાનો સાર—ખંભાત અને સ્તંભપૂજા—સ્તંભ-ખંભ: લિંગોદ્ભવ મૂર્તિ—લાટ દેશ—લાટ શબ્દની ઉત્પત્તિ—લાટ અને સ્તંભ—'લાટ એટલે સ્તંભ' એ હિંદની બહારનો શબ્દ.
... પૃ. ૧૫૬ થી ૧૭૪

પરિશિષ્ટ આ : સરસ્વતીનો પ્રવાહ—એની સાથે ખંભાતના અખાતનો સંબંધ

સરસ્વતી નદી: દેવી—હાલની ત્રણ સરસ્વતી—વૈદિક સરસ્વતી—પૌરાણિક સરસ્વતી—વેદકાળ અને સરસ્વતી લુપ્ત થયાની પરંપરા વચ્ચેનો મોટો સમય—હિમાલયથી કાઠિયાવાડના કિનારા સુધી

વહેવાનો કાયરો—પ્રભાસ સુધીનો રસ્તો—નદીઓના પટમાં થએલો ફેરફાર—સરસ્વતીનો દક્ષિણનો પ્રવાહ—ખંભાતનો અખાત એ સરસ્વતીનું મુખ—સિંધુ અને સરસ્વતીનાં મુખ—સરસ્વતી અને ઉત્તર ગુજરાતની નદીઓ—ગુજરાત અને કાઠિયાવાડ વચ્ચે સરસ્વતીનો પ્રવાહ—ખંભાતનો અખાત—પ્રભાસ અને સરસ્વતીનું મુખ—સરસ્વતીનાં તીર્થો—સરસ્વતીતટના પ્રાચીન આશ્રમો—સરસ્વતીનો દરિયા જેવો પ્રવાહ અને પશ્ચિમ હિંદનું રણ—સરસ્વતી એ જ ભાગીરથી ગંગા હોય? ... ... ... પૃ. ૧૭૫ થી ૧૬૬

પરિશિષ્ટ इ : અસુરો અને ગૂજરાતનો કિનારો

દેવો અને અસુરો—દાસ જાતિ—દેવાસુર સંગ્રામ—પશ્ચિમ હિંદની નદીઓ અને અસુરો—દેવાસુર સંગ્રામનો કાળનિર્ણય—અસુરો : પશ્ચિમ હિંદનો કિનારો અને સમુદ્ર—અસુરો અને ગૂજરાતનો કિનારો—ગૂજરાત અને વ્યક્તિગત અસુરો—અસુર સંસ્કૃતિ ગૂજરાતમાંથી દક્ષિણમાં ગઈ—અસુરો અને શિવપૂજા—અસુરો અને સ્કંદપૂજા—અસુરો અને દેવીપૂજા—અસુરો અને બર્બર જાતિ ગૂજરાતમાં. ... પૃ. ૧૯૭ થી ૨૧૬

પરિશિષ્ટ उ : ભોગવતી અને પાતાલ—એની સાથે ગૂજરાતના કિનારાનો સંબંધ

ખંભાતનું ભોગવતી નામ—પાતાલ—પૌરાણિક પાતાલવર્ણન—પાતાલ પૃથ્વી ઉપર કે પૃથ્વીની અંદર?—સપ્તપાતાલ—પાતાલ, નાગલોક અને પૌરાણિક ભૂગોળ—પાતાલ, હાટકેશ્વર અને ગૂજરાતનો કિનારો—અસલ હાટકેશ્વરક્ષેત્ર ક્યાં?—પાતાલ, હાટકેશ્વરક્ષેત્ર અને ગૂજરાતના કિનારાના સંબંધની પરચુરણ વિગતો—પાતાલ, નાગલોક અને સમુદ્ર—ગૂજરાતમાં નાગપૂજા—ભોગવતી—પાતાલ અને પણિ—ઉપસંહાર. પૃ. ૨૧૭ થી ૨૩૮

પરિશિષ્ટ ए : ખંભાતના રાજવંશની વંશાવળી પૃ. ૨૩૯

પરિશિષ્ટ ऐ : ખંભાત રાજ્યનાં ગામોની યાદી પૃ. ૨૪૦

પરિશિષ્ટ ओ

**अ સંસ્કૃત લેખો**—સ્તંભનપુરસ્થ લેખ:—વડવાની વાવનો લેખ—નગરામાં જયાદિત્યના મંદિરના લેખ—**ब ફારસી લેખો**—મસીદના ઉત્તરના બારણા ઉપરનો લેખ—વજુ કરવાના હોજ ઉપરનો લેખ:—જુમા મસ્જિદના ટાંકા ઉપરનો લેખ—જુમા મસ્જિદની દક્ષિણ તરફ આવેલી મોટી કબર ઉપરનો લેખ—જુમા મસ્જિદની દક્ષિણ તરફ આવેલી નાની કબરનો લેખ—મૅજિસ્ટ્રેટ કોર્ટની પૂર્વે આવેલી નાની જૂની (પહેલી) કબર ઉપરનો લેખ—મૅજિસ્ટ્રેટ કોર્ટની પૂર્વે આવેલી બીજી કબર ઉપરનો લેખ—ત્રણ દરવાજા ઉપરનો જૂનો લેખ—લાલબાગનો લેખ—ઈદગાહનો લેખ—**क ખંભાત સંસ્થાનની બાદશાહી સનદો:** મોગલ શહેનશાહ શાહઆલમે હીજરી સને ૧૨૧૦માં નજમખાન બહાદુરને આપેલી સનદ—સનદની પૂઠે શેરા—મોગલ શહેનશાહ શાહઆલમે હીજરી સને ૧૨૧૦માં યાવરઅલીખાન બહાદુરને આપેલી સનદ—સનદની પૂઠે શેરા. ... ... ... ... ... પૃ. ૨૪૧ થી ૨૭૧

પરિશિષ્ટ औ : આધારભૂત ગ્રંથોની યાદી

સંસ્કૃત—ગૂજરાતી—અંગ્રેજી. પૃ. ૨૭૨ થી પૃ. ૨૭૬

# ચિત્રોનો ક્રમ


નામદાર નવાબ સાહેબ, હિઝ હાઇનેસ, નજમુદ્દૌલા, મુમતાઝ-ઉલ-મુલ્ક, મોમીનખાન બહાદુર, દિલાવરજંગ, નવાબ મિરઝાં હુસેનયાવરખાન સાહેબ બહાદુર — ત્રિરંગી મુખચિત્ર
નામદાર મર્હુમ નવાબ સાહેબ જાફરઅલીખાન સાહેબ બહાદુર — ૨૪
નામદાર નવાબ સાહેબ મોમીનખાન ત્રીજા (એક પ્રાચીન ચિત્ર ઉપરથી) — ૪૮
નારેશ્વર તળાવ, લાલ દરવાજા અને લાલબાગ — ૬૪
નામદાર નવાબ સાહેબ મોમીનખાન બીજા (ઇ.સ. ૧૭૮૧માં મિ. ફૉર્બ્સે પ્રત્યક્ષ જોઇને કરેલું ચિત્ર) — ૮૦
ઈ.સ. ૧૭૨૨માં ખંભાત શહેરનો દક્ષિણ બાજુનો દેખાવ ('ફૉર્બ્સ ઓરીએન્ટલ મેમૉઇર્સ'માંથી) — ૮૪
ઈ.સ. ૧૭૮૧માં દિલખુશ બગીચાનો દેખાવ „ — ૮૮
ખંભાતમાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીની જૂની કોઠી — ૯૬
જુમા મસ્જિદ — ૧૦૦
જુમા મસ્જિદની અંદરની આરસની કબરો; તે ઉપરના લેખ તથા કોતરણી સહિત — ૧૦૪
બંદર પરના દેખાવો — ૧૧૬
ખંભાત શહેરના રસ્તાનાં દશ્યો — ૧૨૦
રાજમહેલનાં દશ્યો — ૧૨૮
ખંભાતની ન્યાયકોર્ટ અને નવી હાઇસ્કૂલ — ૧૩૨
માદલા તળાવ, તેની અંદરની ખંડિયેર વાવ તથા દિલખુશ બગીચાવાળી જગ્યા — ૧૩૬
પાવર હાઉસ અને નવાબ જાફરઅલીખાન વૉટર વર્ક્સ — ૧૪૦
હેમચંદ્ર સૂરીશ્વરજીનો ઉપાશ્રય, સ્થંભન પાર્શ્વનાથનું દેહેરાસર તથા સ્થંભન પાર્શ્વનાથની મૂર્તિ — ૧૪૪
નગરાના પ્રાચીન અવશેષો — ૧૪૮
શ્રીમદ્ રાજચંદ્રનું ધામ તથા વડવાની વાવની અંદરનાં અને બહારનાં દશ્યો — ૧૫૨
યાકુત મંઝિલ — ૧૫૬
સ્કંભ અથવા લિંગોદ્ભવ મૂર્તિ — ૧૬૮
પૌરાણિક ભારતવર્ષનો નકશો — ૧૭૬
દીવાન સાહેબો અને ઍડમિનિસ્ટ્રેટર સાહેબો:
રા.બ. માધવરામ વ્યાસ, મિ. એસ. અબ્દુલલતીફખાન, મિ. કે. આર. બમનજી, મિ. વી. કે. નામજોશી, મિ. જી. એચ. ગુગલી — ૧૮૪
સૈયદ એમ. એસ. મૌલવી, રા.બ. એ. કે. કુલકર્ણી, મિ. વી. બી. મહેતા, દી.બ. નર્મદાશંકર મહેતા, ખા. બ. એફ. એસ. માસ્ટર — ૧૯૨
ખંભાત રાજ્યનો નકશો — ૨૪૦
બાદશાહી સનદો — ૨૬૮

# શુદ્ધિપત્રક

(નોંધ-ફુટનોટ-ની ભૂલ હોય તો 'નોં' એમ લખ્યું છે).

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ (નોં) | ૨ | વસંતના | વસંત |
| ૨૪ (નોં) | ૧૨ | કાાતકેય | કાર્તિકેય |
| ૨૭ (નોં) | ૩ | સ્તંભાસ્વં | સ્તંભાસ્યં |
| ,, ,, | ૯ | મકે છે | મૂકે છે |
| ૩૪ | ૨ | જન | જૈન |
| ૧૦૮ | ૫ | વેપરીઓ | વેપારીઓ |
| ૧૦૯ | ૧૯ | રાખાવામાં | રાખવામાં |
| ૧૧૦ | ૧૮ | અવવાથી | આવવાથી |
| ૧૨૧ (નોં) | ૩ | દેખવો | દેખાવો |
| ૧૩૮ | ૨૧ | માવજીભાઈ | ભાઉજીભાઈ |
| ૧૬૧ | ૧૦ | બ્રહ્ન | બ્રહ્ન |
| ૧૬૨ (નોં) | ૨ | સકત | સૂક્ત |
| ૧૭૦ (નોં) | ૭ | અથ | અર્થ |
| ૧૭૦ (નોં) | ૭ | સ્તમ | સ્તંભ |
| ૧૭૨ (નોં) | ૯ | Mc Crdudls | Mc Crindles |
| ૧૭૬ | ૯ | પવનત્વ | પાવનત્વ |
| ૧૭૮ (નોં) | ૫ | જની | જૂની |
| ૧૮૧ | ૫ | સોમ થએલા | સોમને થએલા |
| ૧૮૨ | ૬ | પારાણિક | પૌરાણિક |
| ,, | ૧૫ | ગોળર્ધ | ગોળાર્ધ |
| ૧૮૨ (નોં) | ૧૫ | વ્હાઇહેડે | વ્હાઈટહેડે |
| ૧૯૧ (નોં) | ૮ | પારિમાત્ર | પારિયાત્ર |
| ૧૯૩ | ૧૦ | પાશ્ચમ | પશ્ચિમ |
| ૨૦૪ (નોં) | ૨૩ | વૈડર્ય | વૈડૂર્ય |
| ૨૦૬ (નોં) | ૧૮ | પ્રયત્ન કરે છે | પ્રયત્ન કર્યો છે |
| ૨૦૯ (નોં) | ૬ | યુ. સે. | યુ. સં. |
| ,, ,, | ૧૩ | કૅમ્પોડીઆ | કૅમ્બોડીઆ |
| ,, ,, | ૧૯ | ધુ. કે. શાસનકૃત | દુ. કે. શાસ્ત્રીકૃત |
| ૨૧૧ ,, | ૨૦ | નાદેલા | નિદેલા |
| ૨૧૩ ,, | ૬ | દાનેવા ધિપ | દાનવાધિપ |
| ,, ,, | ૧૭ | આભાર | આભીર |
| ,, ,, | ૧૮ | चात्यन्तवसिनः | चात्यन्तवासिनः |
| ૨૧૪ | ૬ ને ૭ | આવેલી પૂજાનું | આવેલી દેવીપૂજાનું |



# ભૂમિકા

પ્રસ્તાવના કરતાં કાંઈ વિશેષ કહેવાનું હોય ત્યારે ભૂમિકા વગેરેની જરૂર પડે. ખંભાતનો આ ઐતિહાસિક પ્રબંધ લખવામાં જે કેટલીક ખાસ ચર્ચાઓ કરી છે તેને માટે અને એમાં લીધેલી આધારસામગ્રી માટે થોડું લખવાની જરૂર છે.

ખંભાતનું સ્થાન ગૂજરાતમાં, ભારતવર્ષમાં અને દક્ષિણ એશિયાના આખા સમુદ્રકિનારા ઉપર, ક્યાં—કેવી મધ્યસ્થ જગ્યાએ આવેલું છે તે અન્યત્ર આપેલા નકશા ઉપરથી જણાશે. આવું સ્થળ ગમે તે નામે, ગમે તે સમયમાં પણ સમૃદ્ધ હોય એમાં નવાઇ નથી. 'ખંભાત' નામમાં જે પ્રાચીનતાના ભણકારા વાગે છે એવા બીજા કોઈ પણ પ્રાચીન શહેરના નામમાં ભાગ્યે જ વાગતા જણાશે. આપણા સમર્થ ગૂજરાતી વિદ્વાનો શ્રી નરસિંહરાવભાઇ, સ્વ. શ્રી તનસુખરામભાઈ અને સ્વ. શ્રી સી. ડી. દલાલે આ શહેરના નામ માટે એવી વિસ્તૃત ચર્ચા આજથી વીસ વરસ પહેલાં કરેલી છે કે એવી ચર્ચા ગૂજરાતના કોઈ પણ ગામના નામ માટે થઈ જાણેલી નથી. મને લાગે છે કે આખા હિંદુસ્તાનમાંના કોઇ શહેરના સ્થળ કે અન્ય ઇતિહાસ માટે કદાચ થઈ હોય; પરંતુ કેવળ નામ–અભિધાન–માટે આટલી ચર્ચા થઇ જાણવામાં નથી. 'ખંભાત' નામ માટેની આ ચર્ચાથી, એની આસપાસ ગૂંથાએલી પૌરાણિક પરંપરાઓ વગેરેથી ખંભાતનું સ્થળ, સામાન્ય રીતે પ્રમાણભૂત ગ્રંથોમાં ઉલ્લેખો મળે છે તેનાથી ઘણું પ્રાચીન હોય એમ સહજ સમજાય છે.

ખંભાતના નામ અને સ્થળની પ્રાચીનતાની ચર્ચામાં આપણા પ્રાંતના ઘણા પ્રાચીન ઇતિહાસ —સામાજિક, ધાર્મિક, ભૌગોલિક ઇતિહાસ—ની ચર્ચાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. જે પ્રાચીન સંસ્કૃતિઓ-માંથી હાલની વિશિષ્ટમિશ્રણ વાળી (composite)હિંદુ સંસ્કૃતિ જન્મી એ સંસ્કૃતિઓના ઇતિહાસનાં ઊંડાં ભોંયરાંમાં આજે મળી આવતા છૂટાછવાયા ઉલ્લેખો અને અવશેષોનાં સામાન્ય દીવડાં લઈ પેસવું પડે છે. વળી આ દીવડાંને કોઇપણ બાજુથી પવન લાગતાં હોલવાઇ જવાનો સંભવ પણ ખરો. કોઇ દિશાએ પવનનો સંભવ જણાતાં હાથની આડ કરી સંભાળીને ચાલતાં પણ વખતે હોલવવાનો ડર તો રહે જ. પવનથી ન હોલવાય એવા વીજળીના દીવા આપણા પ્રાચીન ઇતિહાસનાં ભોંયરાંમાં જવા માટે હજી મળતા નથી. પ્રકાશની આવી અપૂર્ણતામાં મોહેન–જો–ડેરોની શોધોને આપણે વીજળીના એક દીવા સાથે સરખાવી શકીએ. પરંતુ એ દીવાની વીજળીનો પ્રવાહ અસ્ખલિત છે કે નાની 'બૅટરી'ની પેઠે ખૂટી પડે એવો છે એ હજી કુશળ ઇજનેરો નક્કી કરી શકયા નથી; તેમજ ઘણા મોટા અંધકારમાં એક એવો દીવો આપણાં દેશી દીવડાંઓ કરતાં સહેજ જ વધુ પ્રકાશ આપી શકે. ગમે તેમ પણ એ દીવાએ એમ બતાવી આપ્યું છે કે આપણા પ્રાચીન ઇતિહાસનાં ભોંયરાંમાં પહેલાંનાં દીવડાંએ ઝાંખી જોએલી કેટલીક વસ્તુઓ ખરી ને કેટલીક ખોટી છે, અને જૂની માન્યતાઓ એક વાર દૂર કરી નવેસરથી આખું ભોંયરું તપાસવાની જરૂર છે.

સાહિત્યના આધાર—દીવા—માં ઋગ્વેદસંહિતાના મંત્રોમાં જે ઐતિહાસિક ઉલ્લેખો છે તે ગણી શકાય. વેદ ધાર્મિક ગ્રંથ છે, એટલે એમાં ઇતિહાસની ખાતર એ ઉલ્લેખો આપેલા નથી.

પરતુ એમા ઇતિહાસ સમૂળગો નથી એમ ન જ કહેવાય. જેટલા ઐતિહાસિક ઉલ્લેખો વેદમાં છે એટલા તો ઊલટા સાદા સીધા અને સરળ છે. પરતુ વેદમંત્રોનો કેટલોક ભાગ એટલો બધો પ્રાચીન છે કે એ વખતની પરપરા લુપ્ત થવાથી પાછળના વિવેચકોએ એના અર્થો કરવામાં ઘણી છૂટ લીધી છે. વેદાર્થમા કોના અર્થને માનવો અને કોના અર્થને ન માનવો એ મોટી ગૂચવણ છે. વેદાર્થમાં યાસ્કથી સાયણ સુધીના આપણા વૈદિકો આપણી પરંપરાને વધારે સમજે એ સત્ય છે. યુરોપીય વિદ્વાનો કેટકેટલીક વાર એથી વિરૂદ્ધ પડીને તરેહવાર અર્થ કરે તેને કેટલુ વજન આપવું તે સવાલ છે. પરતુ જ્યાં સાદા લખાણમા અનેક અર્થને અવકાશ રહે ત્યા જરા વિચાર તો કરવો જ પડે. યુરોપીય વિદ્વાન કોઇ મત્રનો કલ્પનામય અર્થ આપે ત્યા તેને વજન ન ઘટે, પરતુ જ્યાં આપણા વૈદિકોનો અર્થ એમને પૂર્વાપર સંબધનો વિરોધી લાગતો હોય ત્યા એમના મતને આપણે ભલે વજન ન આપીએ તો ધ્યાનમા તો લેવો પડે. રૉથ ને મેક્સમુલર વગેરે કરતાં સાયણ ને યાસ્ક વેદસમયની વધારે પાસે હતા એમા શકા નથી, પરતુ ઋગ્વેદના ઐતિહાસિક ઉલ્લેખોવાળા પ્રાચીનતમ સાદા મત્રો અને પાછળના કર્મકાડ તથા તત્ત્વજ્ઞાનની વિપુલતા થયા પછીના મત્રો વચ્ચે એટલો બધો સમય ગએલો છે કે અર્થ કરવામા ઘણા અંતરાય નડે આપણા વૈદિકો ઉપર પાછળના આ પ્રવાહોની અસર થાય એ સભવિત છે. યાસ્ક આદિ પ્રાચીનમા પ્રાચીન વેદાર્થવિવેચકોને પણ વેદના અર્થ કરવામાં મુશ્કેલી જણાઈ હતી. યાસ્ક પોતે પોતાની પહેલા ૩૧ વેદાર્થ કરનારા થઇ ગયા એમ જણાવે છે. ખુદ ઋગ્વેદના મત્રોમા પણ કેટલાક મંત્રો ઘણા પ્રાચીન સમયની વાતો કરે છે. ભૃગુ આદિ કેટલાક ઋષિઓ ઋગ્વેદના કેટલાક મત્રોથી યે જાણે ઘણા પ્રાચીન હોય એમ જણાઇ આવે છે. પરોક્ષ, પ્રત્યક્ષ અને આધ્યાત્મિક એમ મત્રોના પાડેલા ભાગ જ એટલુ તો સિદ્ધ કરે છે કે વેદના કેટલાક મત્રો પોતાના સમયથી ઘણા પ્રાચીન સમયની વાત વ્યક્ત કરે છે. આના કારણોથી કેટલાક મત્રોના અર્થ બંધબેસતા નથી, લુપ્ત થયા જેવા લાગે છે અને ભાષ્યકારના અર્થ ખેંચી કાઢેલા જેવા જણાય છે. આવા મત્રોના અર્થમાં યુરોપીય વિદ્વાનો obscure કહે છે તે ખરૂ જ છે.

આટલા માટે જ આપણા શાસ્ત્રકારોએ વેદાર્થનુ ઇતિહાસપુરાણથી સમુપ બૃહણ કરવાનુ કહેલુ છે. એમ કર્યા વગર વેદાર્થનુ ખૂન થાય છે. પુરાણો સંબધી ઘણા મત ઘણો વખત ચાલ્યા, પરતુ પાર્જીટરે યથાર્થ વિવેચનથી એમનુ મહત્ત્વ સિદ્ધ કર્યું. હાલના સ્વરૂપના પુરાણો પહેલા, સૂત-સાહિત્ય—પુરાણો—મૂળ સ્વરૂપમાં હતા અને એમા પાછળથી બ્રાહ્મણોએ ચમત્કારિક વાતો ઉમેરી હાલનાં પુરાણો કર્યાં. પાર્જીટર તો પુરાણોને વેદ જેટલા જ જૂના માને છે. પુરાણ પોતે પોતાને વેદથી પહેલાં થએલા કહે છે. અગ્નિપુરાણ કહે છે કે બ્રહ્માએ પહેલાં પુરાણો કર્યા અને પછી વેદ કર્યા. આ બધાનો અર્થ એટલો જ છે કે હિંદુસ્તાનની અતિ પ્રાચીન પરપરાઓ વેદમત્રો જેટલી કે તેથી પણ જૂની છે, અને તે પરપરાઓ વેદમંત્રો 'વેદ'નુ પદ પામ્યા નહિ હોય—કેવળ પ્રાર્થનાઓ હશે—તેથી પણ પહેલાની ચાલી આવતી હશે, અને એ પરપરાપ્રાપ્ત વાતો સૂતોએ સંગ્રહી છે. આમ પુરાણોની કેટલીક પરંપરાઓ વેદ જેટલી કે વેદથી પણ જૂની હરે છે. જે સ્વરૂપમાં સૂતોએ એમને સગ્રહી તેમા ફેરફાર થયા હશે કે નહિ તે જાણવાનુ સાધન નથી, પરતુ સૂતોનુ સાહિત્ય લુપ્ત થઇ તે

ઉપરથી હાલના સ્વરૂપનાં પુરાણો થયાં તેમાં તો ઘણો ફેરફાર થઈ ગયા તે સ્પષ્ટ છે. આમ છતાં પણ ઘણી ઝીણવટથી તપાસતાં હાલનાં પુરાણોમાંથી પણ એવી પ્રાચીન બાબતો તારવી શકાય છે કે જે વેદાર્થનું સમુપ બૃંહણ કરવામાં કાંઈક મદદ પણ કરે છે. પાર્જીટરે આ દૃષ્ટિથી પુરાણોને જોયાં તે વખતે મોહેન–જો–ડેરોની શોધ બહાર નહોતી આવી. વેડેલનો હિંદ અને સુમેરિયનોની મહોરછાપો ઉકેલવાનો પ્રયત્ન એ પછીનો ગણી શકાય. એના તર્ક ખરા હોય તો તો વેદ અને પુરાણોની ઐતિહાસિકતા ઉપર ઘણો પ્રકાશ પડે. પરંતુ એ તર્કોને હજી વિદ્વાનો માન્ય કરતા નથી. વેડેલે એ તર્કો એવી રીતે કરેલા છે કે હજી બીજા ઘણા સબળ આધારો મળે તો જ એ માન્ય રાખી શકાય. પરંતુ એમાંથી એટલું તો માનવું પડે તેમ છે કે ઍસીરિયા વગેરે પશ્ચિમ એશિયાના દેશોને હિંદના પશ્ચિમ કિનારા અને પંજાબ સાથે સંબંધ હતો. આ વસ્તુ આપણા પ્રાચીન સાહિત્યને આધારે વધારે ચોક્કસરીતે સિદ્ધ કરવા પ્રો. અનંતપ્રસાદ બૅનરજી શાસ્ત્રીએ પ્રયત્ન કર્યો છે. એ વખતે મોહેન–જો–ડેરોની શોધો થએલી અને એના છુટક અહેવાલ પ્રકટ થએલા. પરંતુ એ શોધો ઉપર આધારભૂત સવિસ્તર ગ્રંથ બહાર પડ્યો નહોતો. પ્રો. બૅનરજી શાસ્ત્રીના 'હિંદુસ્તાનમાં અસુરો' (Asura in India) એ નામના એક લાંબા નિબંધમાં એમણે અસુર જાતિ અને એમના હિંદુસ્તાન સાથેના સંબંધ—ખાસ કરીને પશ્ચિમ હિંદ સાથેના સંબંધ—ની ઘણા આધાર અને વિવેચન સાથે ચર્ચા કરી છે. આમાં પોતાના વિષયના સમર્થનના ઉત્સાહના પૂરમાં તણાઇ કોઈ વાર કાંઇક વાતો વિવાદાત્મક પણ મૂકેલી છે; પરંતુ એમણે આપેલા મૂળ આધારો તે તે મૂળ ગ્રંથોમાં તપાસી જોઇ જતાં એમનું મંતવ્ય આપણને યથાર્થ લાગે ત્યાં ગ્રહણ કરવામાં વાંધો નથી.

અસુરો આપણા જેવી માણસની એક જાતિ હતી એ તો હવે ઘણા વિદ્વાનોએ માન્ય રાખેલું છે. પાર્જીટરથી એસ. વી. વિશ્વનાથ સુધીના આ વિષયના વિદ્વાન લેખકોએ એ વાત માન્ય રાખ્યા છતાં વૈદિક સમયમાં હિંદમાં અસુરો, દાસો અને આર્યો એમ ત્રણ ભિન્ન જાતિ હતી એમ સ્પષ્ટ કહ્યું નથી. પ્રો. બૅનરજી શાસ્ત્રીએ અસુરોને દાસ અને આર્યોથી ભિન્ન જાતિના સિદ્ધ કરી એમની ખાસિયતો, એમની સંસ્કૃતિ અને એ ત્રણે જાતિઓનું હાલના હિંદુઓમાં થએલું મિશ્રણ, એટલું ઊંડી ચર્ચા કરી સિદ્ધ કર્યું છે. આવી ચર્ચામાં વાદગ્રસ્ત વાત પણ હોઇ શકે. આપણી ચર્ચામાં અસુરો અને પશ્ચિમ હિંદના કિનારાને લગતા વિષયમાં પ્રો. બૅનરજી શાસ્ત્રીનું મંતવ્ય ગ્રહણ કર્યું છે, છતાં વાદગ્રસ્ત વિષય તરફ પણ ધ્યાન ખેંચ્યું છે. મૂળ આધાર બની શકે તેટલા જોઈ જેને વજન આપવા લાયક હોય તે જ ગ્રહણ કર્યા છે. ત્રિચીનાપલ્લીની કૉલેજવાળા પ્રો. વિશ્વનાથે એમના Racial Synthesis in Indian Culture (Trubner's Oriental Series 1928) ગ્રંથમાં આ વિષયો ઉત્તમ રીતે ચર્ચેલા છતાં અસુરોની વિગત આટલી સ્પષ્ટ કરી નથી. મૃધ્રવાચઃ—ન સમજી શકાય એવી ભાષા બોલનાર—અસુરો, દેવો એટલે નવા આવનાર આર્યો અને મૂળ વતની દાસોથી જાતિએ જુદા હતા એ વાત સ્પષ્ટ તો પ્રો. બૅનરજીએ જ કરી છે. થી જ્યો. મો. ચૅટરજીએ એમના Ethical Conception of the Gathas એ નામના ગ્રંથમાં પારસીઓની ગાથાના આધારે આ વાતનું વધારે સમર્થન કરેલું છે. અહીં એક વાત એ વિચારવાની છે કે 'અદેવ' શબ્દનો અર્થ દેવને—

આર્યોના દેવને—ન માનનાર એવો કરવામાં આવે છે. શરૂઆતમાં અસુરો અને દાસો આર્યોના પૂજ્ય દેવોને નહિ માનતા હોય એ ખરું છે; પરંતુ પ્રાચીન ઇરાનીઓમાં 'દએવ' (દેવ) શબ્દનો જે અર્થ કર્યો છે તે જોતાં દેવો એટલે આર્યો એ અર્થ લઇએ તો 'અદેવ'નો અર્થ આર્ય નહિ તે, આર્યેતર જાતિઓ એમ કેમ ન લેવાય? વેદમાં આર્ય, દાસ અને અદેવ એમ ત્રણ જાતિઓ કહે છે તે આ વાતને ટેકો આપે છે. પ્રો. સૈનરજી શાસ્ત્રીએ આટલી વાત સ્પષ્ટ કરી નથી. એમણે અસુરોના જુદા દેવોનું વિવેચન કર્યું છે. એમાં દેવીઓ મૂળ અસુર જાતિની એટલું ખાસ માનવા જેવું છે અને દેવોનો વિષય વાદગ્રસ્ત છે. આ ઉપરાંત આર્યેતર વર્ણોના દેવો વિષે જે જે ચર્ચાઓ થઇ છે તેમાં શિવપુત્ર સ્કંદની પૂજા એ એક મોટો કોયડો છે. એ ઉકેલવાનો ખાસ પ્રયત્ન થએલો જણાયો નથી. એ પ્રયત્ન અહીં સહેજ કરવામાં આવ્યો છે. દક્ષિણ હિંદના દ્રાવિડોના મોટા સમૂહમાં આ સ્કંદપૂજાનું કેટલું મહત્ત્વ છે તે ઉત્તરના લોકને ભાગ્યે જ ખ્યાલમાં આવે. અસુર સંસ્કૃતિનું જુદું વર્ણન કર્યા વગર હવે ભારતની પ્રાચીન સંસ્કૃતિનો કોઇ ઇતિહાસ સંપૂર્ણ ગણાય નહિ.

અગ્રગણ્ય અસુરોને મારવા માટે પુરાણોએ વિષ્ણુના અવતારોની કલ્પના કરેલી છે. એની ઐતિહાસિકતામાં ઊતરવાનું આ સ્થળ નથી, પરંતુ એ અસુરો પોતે કલ્પનાથી ઊભી કરેલી વ્યક્તિઓ નહોતી એમ તો હવે મનાતું આવ્યું છે. એ બધી પરંપરામાં ખંભાત આગળ તારકાસુર મરાયો એ વાત જરા જુદી પડે છે. મોટા પ્રસિદ્ધ અસુરોને મારવાને જેમ વિષ્ણુના અવતાર થયા તેમ આને મારવા માટે શિવપુત્ર કાર્તિકેયનો અવતાર થયો. આપણી ધાર્મિક સંસ્કૃતિના ઇતિહાસમાં આ બીના ઘણી અગત્યની છે. મોટી વ્યક્તિઓને મારવા માટે આપણામાં ઇશ્વરી અવતાર થવાની જે વાતો યોજાએલી છે તે પરસ્પર વિરોધી સંસ્કૃતિની જાતિઓનાં, ધર્મ કે બીજા વિરોધના કારણોને લઇને થએલાં ચિરસ્મરણીય યુદ્ધોનું પૌરાણિક સ્વરૂપ માત્ર છે. સ્કંદ–કાર્તિકેયનું ઐતિહાસિક વ્યક્તિત્વ ગમે તે હોય, પરંતુ એ આખી યે બીનાને શૈવ સંપ્રદાયના કોઈ પ્રાચીન સ્વરૂપ સાથે ઘણો સંબંધ હોય એમ જણાય છે. શૈવ મતની ઉત્પત્તિને હિંદના પશ્ચિમ કિનારા સાથે ખાસ સંબંધ છે. મોહેન–જો–ડેરોની શોધોએ શૈવ મતના પ્રાચીન સ્વરૂપની વ્યાપકતા અને પ્રાચીનતા બતાવી છે. ગુજરાતના કિનારા આર્યેતર શૈવો અને દેવીભક્તોનાં સૌથી જૂનાં થાણા હોય, અને ઉત્તરમાં બ્રહ્માવર્તમાં રહેનારા વૈદિક આર્યો સાથે તેમને હમેશની અથડામણ થયા કરતી હોય, એમ પૌરાણિક પરંપરાઓ વ્યક્ત કરે છે. આર્ય અને આર્યેતર—અસુર–દાસ—સંસ્કૃતિઓનું છેવટનું મિશ્રણ થયું, એમાંથી હાલની હિંદુ સંસ્કૃતિનું મૂળ સ્વરૂપ જન્મ્યું, એ નિમિત્તે અનેક અથડામણો અને જાતિઓના ભ્રમણો થયાં, એ બધામાં સિંધુ અને સરસ્વતીના કિનારા અને મુખપ્રદેશોએ–એટલે કે ગુજરાત અને કચ્છના કિનારાઓએ, અગત્યનો ભાગ ભજવ્યો છે. આ બધું સાથે વિચારતાં, મોહેન–જો–ડેરોની શોધ અને વેદપુરાણોની વાતોનો ફરી નવી દૃષ્ટિએ વિચાર કરતાં શૈવ સંપ્રદાય અને દેવી સંપ્રદાયના ઇતિહાસ તથા એમની પ્રાચીનતાનો પણ ફરી વિચાર કરવાનો સમય પ્રાપ્ત થાય તો નવાઈ નથી. આ દિશામાં હજી જે પ્રયત્નો થયા છે તે શરૂઆત માત્ર છે. ખરું શું હશે એ તો ઘણા લાંબા સમયની શોધખોળ પછી નક્કી થઈ શકે. હવેના શોધકને એમાં ઇજિપ્તથી હિંદ સુધીની સંસ્કૃતિની

સામગ્રી ભેગી કરવી પડે. પરંતુ આ દિશાએ નજર કરવાની હવે જરૂર છે એટલું કહેવાનો અહીં માત્ર ઉદ્દેશ છે. આ ગ્રંથમાં જે પરિશિષ્ટો આપેલાં છે તેમાં એ દિશાએ સામાન્ય દૃષ્ટિ માત્ર કરેલી છે; કોઈ છેવટનું સત્ય કહેવાનો દાવો કરેલો નથી. કોઇને કાંઈ નવું કહેવાનું મળે અને એ નિમિત્તે કાંઈ જાણવાનું પણ મળે એ ઇરાદાથી પૌરાણિક અને બીજી સામગ્રી વાંચનારની આગળ નજર કરેલી છે.

અહીં એટલું પણ કહેવું જોઇએ કે ઋગ્વેદની પ્રાચીનતાની સાથે અથર્વવેદની પ્રાચીનતા અને એના ઐતિહાસિક તત્ત્વ ઉપર દૃષ્ટિ કરવાની જરૂર છે. આર્યેતર વર્ણોનો–ખાસ કરીને અસુર જાતિની સંસ્કૃતિનો ઇતિહાસ ઋગ્વેદ કરતાં પણ કદાચ અથર્વવેદમાંથી વધારે મળે. અથર્વવેદની વ્યાપકતા ભરતખંડ કરતાં કદાચ ઘણા વિશાળ ક્ષેત્રમાં હોય એમ હવે વિદ્વાનોને જણાયું છે. અથર્વવેદની સંસ્કૃતિને છેક ઍસિરિયા સુધી પણ સંબંધ હોય એમ લોકમાન્ય તિલક જેવા વિદ્વાનને લાગ્યું છે અને એ મત સબળ થતો આવ્યો છે. અથર્વવેદનું સ્કંભસૂક્ત એ વેદને સર્વથી પહેલો વેદ ગણે છે. સ્કંભનું જે પૌરાણિક રૂપ થયું છે તે જોતાં, સ્કંભ, અથર્વવેદ, શૈવ મત એ બધાની ભૌગોલિક વ્યાપકતા વગેરે સવાલો ઘણા વિચાર કરવા જેવા છે. આર્યોના વિજય પહેલાં આ બધી સંસ્કૃતિનું કેન્દ્ર સિંધુ અને સરસ્વતીના નીચલા તટ તથા મુખપ્રદેશ હતા. સિંધુ હાલ છે ત્યાં નહિ પણ કચ્છના રણની જગ્યાએ મળતી; અને સરસ્વતી તેની પૂર્વે થઈ દક્ષિણ-પશ્ચિમ સમુદ્રને મળતી; એટલે આ કેન્દ્ર આપણા પ્રાંતનું પ્રાચીન નામ ગમે તે હોય, પણ હાલ એની જે હદ ગનાય છે તે હદમાં હતું. એટલે એનાં પ્રાચીન સ્થળોની મહત્તા એ દૃષ્ટિએ વિચારવાની છે.

પુરાણો હાલ જે સ્વરૂપમાં છે તે મૂળ પુરાણો ઉપરથી થએલાં છે. એમાં ઘણા સુધારાવધારા થએલા છે, છતાં એમાં પ્રાચીન પરંપરાઓ તરી આવે છે એ આગળ જોયું. આવાં પુરાણોમાં આપણા પ્રાંતને લગતો મોટો ભાગ સ્કંદપુરાણમાં આવે છે;–જો કે બીજાં પુરાણો અને મહાભારતમાં પણ ઉલ્લેખો મળી આવે છે. પુરાણોના આ બધા ભાગની પ્રાચીનતા માટે પુરાણનિષ્ણાતોએ ચર્ચા કરેલી છે. સ્કંદાદિ પુરાણોમાં તેરમી–ચૌદમી સદીઓના બનાવોના ઇસારા પણ જણાઈ આવે છે તે ખરૂં છે. પરંતુ એ પુરાણોનો ઇ.સ. ૧૦૩૦માં અલ્બરૂનીએ સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે એટલે એવા કોઈ પ્રક્ષિપ્ત ભાગો બાદ કરતાં હાલના રૂપમાં પણ પુરાણોની પ્રાચીનતા સ્પષ્ટ થાય છે, અને વધારે પ્રાચીન ભાગ એકબીજાની સરખામણીથી નીકળી આવે છે. વરાહમિહિર જેવા ખગોળશાસ્ત્રીના તેમજ રાજશેખર જેવા સાહિત્યના બીજા આધારો આ બધાના સમર્થનમાં કામ લાગે તેવા છે.

આ ગ્રંથમાં જે પૌરાણિક ભૂગોળ-ઇતિહાસને લગતો ભાગ અને પરિશિષ્ટો લખ્યાં છે તે વાંચતાં પહેલાં આટલી ચર્ચા ધ્યાનમાં લેવા વિનંતિ છે. વેદના ઐતિહાસિક ઉલ્લેખો અને પુરાણો-ના ઉલ્લેખોને સહેજ નવી દૃષ્ટિથી જોવાનું મોહેન–જો–ડેરોએ બતાવ્યું છે. પરિશિષ્ટોમાં જે વિષય ચર્ચ્યા છે તે આ દૃષ્ટિએ મળી તેટલી હકીકત ભેગી કરીને ચચલા છે. એ વિષયો સંદિગ્ધ હોવાથી એમને પરિશિષ્ટમાં મૂક્યા છે. એમાં કરેલાં અનુમાનો અને નિર્ણયો ખરાં હોય કે ખોટાં હોય; પણ સત્ય હકીકત ઉપરથી છેવટે અનુમાન કરવાનું અને ભવિષ્યમાં કોઇને કાંઈ નવી વિગત મળે તો

તે માટે અંગુલિનિર્દેશ કરવાનુ કાઇ ખોટું ગણાય નહિ. અને કદાચ એ અનુમાનો યથાર્થ ન હોય કે નિર્ણય ખોટા હોય તોપણ તેને માટે ભેગી કરેલી વિગતો તો સત્ય જ છે.

અહીં બીજી બે વાતો કહી દેવાની જરૂર છે. એક તો એ કે કેટલાક વિદ્વાનોનુ એમ માનવું છે કે દેવાસુર સંગ્રામ એ માત્ર મનુષ્યજાતિની દૈવી અને આસુરી સંપત્તિ વચ્ચેનું યુદ્ધ છે. તત્ત્વ-દૃષ્ટિના પ્રાધાન્યવાળા આપણા દેશમા આ બાબતે લોકોનું મન એટલું બધુ કબજે કર્યું હતું કે દેવો અને અસુરોના યુદ્ધોનાં રૂપકો યોજાયા. આ મતવ્ય હાલની દૃષ્ટિએ વેદની ઐતિહાસિકતાની અવગણના કરવા બરોબર છે. તત્ત્વજ્ઞાન આપણા દેશના જ્ઞાન–પ્રવાહોમા એક મુખ્ય પ્રવાહ છે તેની ના નથી; પરતુ તેથી એ મંતવ્ય સિદ્ધ થતું નથી. આપણા પૂર્વજોમાં તત્ત્વજ્ઞાનની દૃષ્ટિ વધવા માડી એ કરતા પણ ઘણી પ્રાચીન આ દેવાસુર સંગ્રામની વાતો છે. એટલે ઊલટું એ ઐતિહાસિક વાતોમાથી આ તત્ત્વદૃષ્ટિની સપત્તિઓનો ઉદ્ભવ થએલો છે. અસુરોના વિધ્વંસ પછી જાતિઓનું જે અપૂર્વ મિશ્રણ થઈ ગયુ તેમા વિજેતા દેવો–આર્યો હોવાથી મનુષ્યના હલકા ભાવોને એમણે તત્ત્વ-દૃષ્ટિએ આસુરી સપત્તિ નામ આપ્યુ અને સારા ભાવોને પોતાનુ નામ આપ્યુ. આજે પણ વિજેતા પ્રજાઓમા એવુ ક્યા નથી બનતું? ઉપરનું મંતવ્ય કહેનારા વિદ્વાનો आसुरी गायत्री, पंक्ति आसुरी, असुर व्यूह, असुराग्न्यारणि વગેરે શબ્દોનો ખુલાસો કરે તો આપણને વધારે જાણવાનું મળે. महद्देवानामसुरत्वमेकम् વગેરે અસુર શબ્દનો માનવાચક અર્થ તો એટલો પ્રસિદ્ધ છે કે એ વાત જવા દઇએ.

બીજું, પ્રાચીન કાળમાં ભૂગોળ અને ઇતિહાસની દૃષ્ટિએ કેટલાક ગૂજરાતને શૂન્ય માને છે. ગૂજરાત નામ પ્રાચીન નથી એ ઉપરથી એની ભૂમિ પ્રાચીન નથી અને તેથી એને લગતુ બધુ મધ્યકાલિન જ ગણાય એમ તો મનાય જ નહિ, અને ગૂજરાતને હિંદમા કનિષ્ટ પણ કહેવાય નહિ. ભૂમિવિભાગોના નામ કાળે કરીને ફરે એથી કાઇ ભૂમિના ઇતિહાસની પ્રાચીનતા મટતી નથી. કોઈ કહે છે કે બૌદ્ધો વગેરેના પ્રાચીન સાહિત્યમાં ગૂજરાતના કિનારાના થોડા ઉલ્લેખ સિવાય આપણા પ્રાતનુ નામનિશાન જડતુ નથી, એટલે કિનારા સિવાય બાકીનું બધું વેરાન હશે. સેંટપિટર્સબર્ગનું નામ છેલ્લી લડાઇ વખતે પેટ્રોગ્રેડ પડ્યુ તેથી પેટ્રોગ્રેડ નામ પછી જ એનો ઇતિહાસ શરૂ થયો અને યુરોપના શહેરોમા એ કનિષ્ટ, એમ કેમ કહેવાય? માણસનો દાખલો લ્યો. કોઇને નાન-પણમાં બબલો કહેતા હોય અને મોટપણમા બીજું નામ કલ્યાણપ્રસાદ હીકણાલાલ પડ્યુ એટલે એ નામથી જ એનુ ચરિત્ર શરૂ થયુ એમ કહી શકાય ખરૂ? બંગાળના ગવર્નરનું નામ લૉર્ડ રોનાલ્ડશે હતું, હાલ લૉર્ડ ઝેટલૅન્ડ છે, નાનપણમા વળી બીજું ખ્રિસ્તી નામ હશે. હવે ભવિષ્યના એનુ ચરિત્ર લખનાર શું છેવટનું ઝેટલૅન્ડ નામ લઇને જ વિચાર કરશે? ઍસ્ક્વિથ છેવટમાં લૉર્ડ ઑક્સફર્ડ કહેવાયો, એટલે ઍસ્ક્વિથ નામથી એના જીવનનો ખરો ભાગ ગયો એની ગણના નહિ કરવાની? આ દાખલા હમણાંના છે. આ દાખલાની પહેલાના નામોના ઇતિહાસ પણ મળે છે. આપણા દેશમાં સ્પષ્ટ સાધનોની ઉણપથી પૂર્વ નામોની વિગત જોઇએ તેવી નથી મળતી, એટલો માત્ર ફેર છે. પરંતુ તેથી પૂર્વે દેશને ઇતિહાસ ન હતો કે પ્રાંત કનિષ્ટ હતો એમ ન કહેવાય. આવી નકારાત્મક દલીલને વધારે આધાર જોઇએ.

આથી ઊલટું અનૂપદેશ, ભૃગુકચ્છ, પ્રભાસ, સુરાષ્ટ્ર, આનર્ત વગેરે નામો ઘણાં પ્રાચીન છે. આ નામ કિનારાને લગતાં છે એમ કહીને અંદરનો ભાગ વેરાન હતો કે અપ્રસિદ્ધ હતો એમ પણ કેટલાક કહે છે તે શી રીતે મનાય? કોઇ દૈવી યોગથી સિંધુથી મગધ સુધીનો પ્રદેશ ખાસ કરીને આપણી ધાર્મિક પ્રવૃત્તિ અને સંસ્કૃતિના કેન્દ્રરૂપ થઇ પડ્યો,—વેદકાળ પછી પણ તેમ જ ચાલુ રહ્યો. આપણો પ્રદેશ અને કિનારો તે વખતે એટલો જ પ્રસિદ્ધ, છતાં વેપાર જેવા તે વખતે હલકા ગણાતા અસુરોના કાર્યક્ષેત્ર તરીકે મનાવા લાગ્યો. કમનસીબે હાલ જે જે અધુરી નોંધ મળી આવે છે તેના લખનાર પણ ગંગાયમુનાના મધ્યપ્રદેશને ધ્યાનમાં લઇ લખતા અને ઘણા લખનાર ત્યાંના રહેવાસી પણ હતા. આપણા પ્રાંત બાજુ જનારને પણ પ્રાયશ્ચિત્ત આપી ફરી સંસ્કાર આપવાનું શાસ્ત્રકારોએ યોજ્યું હતું; એટલે સ્વાભાવિકરીતે જ આપણી બાજુના ભાગના ઉલ્લેખો ઓછા આવે. કિનારાનાં નામો તો પ્રાચીન છે એમ બધા કબૂલ કરે છે. તો કહેવાનું એટલું જ છે કે આપણા પ્રાંતના મુખ્ય વ્યવસાયનું કેન્દ્ર કિનારો જ હતો, એટલે એની જ નોંધ વધારે હોય. માણસના શરીરનું પગથી માથા સુધીનું ઝીણું વર્ણન એની પાસે જ રહેનારો સારી રીતે કરી શકે; પણ ઊડતાં વર્ણન અગર દૂર રહેનારાએ કહેલાં વર્ણન, મુખ અથવા ચહેરાનાં વર્ણન હોય, પરંતુ એકલા મુખનું વર્ણન હોય તો બીજા અવયવોના વર્ણનના અભાવથી એ અવયવોનો અભાવ સિદ્ધ કરાય નહિ. એટલે કિનારાના પ્રાચીન ઉલ્લેખો મળે તો અંદરના પ્રદેશના ઉલ્લેખના અભાવથી એ પ્રદેશ વેરાન હતો એમ કહેવાય નહિ. મોહેન–જો–ડેરોના શોધકોએ એટલું તો સિદ્ધ કર્યું છે કે ત્યાંના ખોદકામમાંથી છેક છેલ્લા પડમાંથી જે વસ્તુઓ મળી તે ઇ.સ. પૂર્વે ૩૧૫૦ પહેલાંની હતી; અને એવી એક સમાન સંસ્કૃતિનું ક્ષેત્ર સિંધુથી ખંભાતના અખાતની પૂર્વે નર્મદાના મુખપ્રદેશ સુધી ગણાય એવાં ચિહ્નો મળેલાં છે. આ બધી ચર્ચા અને વેદ-પુરાણોનું હાલનું નવું દષ્ટિબિંદુ એ બધું ધ્યાનમાં લઇ ગૂજરાતના કિનારાની પ્રાચીનતા, અસુરોનું સ્થાન, સરસ્વતીનો પ્રવાહ એ બધાની ચર્ચા ઉપર નજર કરવાની જરૂર છે. તે સાથે ખંભાતના સ્થળની પ્રાચીનતા અને આ ભૂમિવિભાગમાં રહેલી એની કેન્દ્રસ્થ મહત્તાનો વિચાર પણ કરવાની જરૂર છે. ખંભાતનું નામ અમુક સદીના ઉલ્લેખોથી પૂર્વે મળતું નથી માટે બીજે કોઈ નામે એને ઇતિહાસ હશે જ નહિ એમ ધારવું તે યોગ્ય નથી.

આ પ્રાચીન સમયનો ઇતિહાસ ઉપલબ્ધ પ્રાચીન સાહિત્યના ઉલ્લેખોથી ઉપજાવવાનો છે. કોઇ નવું સબળ પ્રમાણ મળે તો એમાં ફેરફાર પણ કરવો પડે. વચ્ચે એવા મોટા સમયના ગાળા આવી જાય છે કે એવા સમય માટે કાંઇ કહેવાનું મળતું પણ નથી. ગૂજરાતના ઇતિહાસના ક્ષત્રપોના સમયમાં ખંભાતના સ્થળ માટે કાંઈ કહી શકાય તેવું મળ્યું નથી. મધ્યકાલિન રજપૂત સમયનાં સાધનો તો પ્રસિદ્ધ છે અને તે આપણા પ્રાંતમાં જેવાં અને જેટલાં મળે છે તેવાં બીજા કોઈ પ્રાંતના ઇતિહાસને માટે ભાગ્યે જ મળે; જોકે હાલની ઇતિહાસલેખનની વિદ્યા તો એ સાધનોને અપૂર્ણજ ગણે.

મુસલમાન સમયથી તવારીખોમાં સાલવારીની સચોટતા ઠીક જળવાઈ છે. એ સમયની હિંદુસ્તાનને લગતી તવારીખોમાં પણ આપણા પ્રાંતને લગતું ઘણું મળે છે. પરંતુ આપણા પ્રાંત માટે

જે ખાસ જુદી તવારીખો લખાઈ છે એટલી જુની બીજા પ્રાંતો માટે ખાસ લખાઇ હોય એમ જાણવામા નથી એ તવારીખોના ગુણદોષમા ઊતરવાનુ આ સ્થળ નથી ગૂજરાતને લગતી કેટલીક તવારીખોનો પત્તો લાગતો નથી જે મળે છે તેમા તેના લેખકોના અધિકાર પ્રમાણે તેના ઉપર વજન મૂકી શકાય હાજી અદ્દબીરનો અરબ્બીમા લખેલો ગૂજરાતનો ઇતિહાસ, મીર અબુ તુરાબનો લખેલો ઇતિહાસ વગેરેના તરજૂમા હજી થયા નથી એ થયા પછી ગૂજરાતની સ્વતત્ર બાદશાહીના સમયના વધારે વિગતવાળો અહેવાલ મળી શકે મોગલાઈના પાછલા ભાગથી ખંભાતના રાજ્યની સ્થાપના સુધીના ઇતિહાસ માટે મિરાતે અહમદીની વિગત ઉત્તમ કહી શકાય એ બધા બનાવોમા કર્તાએ પોતે સક્રિય ભાગ લીધેલો એ ગ્રથની કઈ નકલ કામમા લેવી અગર કઇ નકલ ઉપરથી થએલો તરજૂમો ઉપયોગમા લેવો એ સવાલ ખાસ વિચારવાનો છે એના થોડા ભાગના તરજૂમા સર ક્લાઇવ બેઇલી અને ડૉ બર્ડે કરેલા છે તે વિશ્વસનીય નકલો ઉપરથી કરેલા છે હાલ સુભાગ્યે દી બ કૃ મો ઝવેરી એ ગ્રથના ઉત્તમ તરજૂમાની ખોટ પૂરી પાડે છે તે આનદની વાત છે

ખભાતને લગતી કેટલીક વિગતો મુબાઈ સરકારના દફતરોમા છે એ બધી ઈસ્ટ ઇન્ડિયા કપનીના વખતની છે એમાથી અગ્રેજી કોઠીને લગતી વિગત સિવાય ખભાતના ઇતિહાસને લગતી બીજી વિગત ભાગ્યે જ મળે તેમ છે અગ્રેજોએ મરાઠા સમયમા રાજકીય પ્રકરણમા જે ભાગ લીધો તે તો ઇતિહાસની જાહેર વાત છે, એટલે એ સબધીના સરકારી દફતરો વિશેષ પ્રકાશ પાડતા નથી

ખભાત રાજ્ય નાનું છે, પરંતુ એનુ મહત્ત્વ ઐતિહાસિક દૃષ્ટિએ ઘણુ છે. ઘણા પ્રાચીન કાળમા ધાર્મિક અને સામાજિક પ્રવૃત્તિઓના કેન્દ્ર તરીકે ખભાતના સ્થળે અગત્યના ભાગ ભજવેલા એ વાત સદિગ્ધ અને વાદગ્રસ્ત જાણી બાજુએ મૂકીએ તોપણ આર્થિક પ્રવૃત્તિની દૃષ્ટિએ હિંદુસ્તાનના એક વખતના મોટામા મોટા બદર તરીકે એનુ સ્થાન આખા હિંદના આર્થિક ઇતિહાસમા મોટુ છે સ્વતત્ર સસ્થાન થયા પછી રાજકીય દૃષ્ટિએ એનુ મહત્ત્વ ઓછુ નહોતુ ઐતિહાસિક મહત્ત્વ હમેશા કદ કે ધનસપત્તિ ઉપરથી મપાતુ નથી, પરતુ દેશકાલ અને સજોગોની પરિસ્થિતિની સરખામણી ઉપરથી મપાય છે નિઝામનું રાજ્ય કદમા અને સપત્તિમા હાલ આખા હિંદમા સૌથી મોટુ છે, પરતુ ઐતિહાસિક દૃષ્ટિએ જે સજોગોમા અને સમયમા એ રાજ્ય ઊભુ થયુ તે જ સમય અને સજોગોમા હિંદમા બીજા ઘણા રાજ્યોની સાથે ખભાતનુ રાજ્ય પણ ઊભુ થયુ નિઝામની ગાદીના સ્થાપકનો દાદો અબ્દુલ્લાખાન ફિરોઝ જગબહાદુર ગૂજરાતનો સૂબો હતો અને એની કબર હાલ અમદાવાદમા છે તે થોડા જ જાણે છે મૂળ નિઝામે પોતે પણ થોડો વખત અમદાવાદની નામની સૂબેદારી કરેલી ખભાતની ગાદીના સ્થાપક મોમીનખાન બહાદુરની કબર પણ અમદાવાદમા છે એ પણ ગૂજરાતના સૂબા હતા અને એમના પુત્ર મોમીનખાન બીજા પણ ગૂજરાતના સૂબા હતા મોગલ સમ્રાટ તરફથી એકને (નિઝામને) નિઝામ ઉલ્‌મુલ્ક ફતેહજગ બહાદુર આસફજહાનો ઇલ્કાબ હતો, બીજાને (ખભાતના નવાબને) નજમુદ્દૌલા મુમતાઝુલ્મુલ્ક મોમીનખાન બહાદુર દિલાવર જગનો ઇલ્કાબ હતો મોગલ સામ્રાજ્યના સૂબા (પ્રાત)મા ગૂજરાતની કિંમત દક્ષિણ કરતા વધારે હતી નિઝામ આસફજહાએ ઉમરમા મોટા હોવાથી મોમીનખાન કરતા થોડા વર્

પહેલાં માથું ઊંચું કરી સ્વતંત્રતા મેળવી હતી એટલો સહેજ ફેર છે. મોમીનખાન પહેલા અને મોમીનખાન બીજાએ અમદાવાદની ગાદી હાથ કરી ગૂજરાતનું આધિપત્ય, અસ્ત થતી મોગલાઈ વખતે મેળવવામાં ઓછું શૌર્ય બતાવ્યું નથી. પરંતુ દેશ અને કાળમાં, હિંદુસ્તાનમાં બધે કાળ એક હતો, દેશ પ્રાંતે પ્રાંતે જુદો હતો. જે સંજોગોએ નિઝામને દક્ષિણમાં મોટું રાજ્ય હાથ કરવામાં સહાય કરી તે સંજોગોએ મોમીનખાનને ગૂજરાતમાં મોટું રાજ્ય સ્થાપવામાં સહાય ન કરી. ઈ.સ. ૧૭૬૧ની પાણીપતની નાશકારક છેલ્લી લડાઈ પછી હિંદભરમાં સત્તાવાળા રાજાઓ અને સરદારોની જે સાતતાલીની રમત ચાલી તેમાં, જે જ્યાં દાવ આવતાં બેઠો હતો તે ત્યાંનો માલિક થઇ પડ્યો. એ પછી પણ પ્રાંતપ્રાંતની રાજકીય અને સામાજિક પરિસ્થિતિએ ઘણો ભાગ ભજવ્યો. ગૂજરાતમાં એક રીતે રાજકીય અને સામાજિક પરિસ્થિતિ દક્ષિણ કરતાં જુદી હતી. મરાઠા સત્તાનું ઓછું વધતું જોર તો બંને જગ્યાએ હતું; પરંતુ નાના નાના સ્વતંત્ર રાજાઓ અને ઠાકોરો, કે જેમને તે વખત સુધીની દરેક સાર્વભૌમ રાજસત્તાઓએ પ્રતિવર્ષ પેશકશી લેવા જઈ તલવારની અણીથી વશ રાખેલા અને સત્તાઓ નરમ પડતાં જે પુનઃ સ્વતંત્ર થઇ લડવા તૈયાર થતા, એવા રાજા-ઠાકોરો, દક્ષિણમાં થોડા હતા. આ વાત મોટા પણ સામાન્ય જમીનદારોને લાગુ પાડવાની નથી; સત્તાવાળા રાજાઓને લાગુ પાડવાની છે. ગૂજરાતમાં એવા રાજાઓ કેટલા હતા એ તો આજે પણ દેખાય છે. અહીં સામાજિક પરિસ્થિતિ પણ દક્ષિણથી જુદી હતી. જેમની આગળ મધ્યકાલિન રજપૂત સમયથી આજ લગી અનેક રાજસત્તાઓ નમેલી એવી મહાજનોથી સુબદ્ધ વેપારી મધ્યમ વર્ગની આલમ (middle class) ગૂજરાતમાં જેટલી વ્યવસ્થિત અને સુગઠિત હતી તેટલી દક્ષિણમાં નહોતી. આ કારણોથી જેટલી સહેલાઇથી મોગલાઇના અસ્ત પછી દક્ષિણમાં મોટું રાજ્ય સ્થપાયું તેટલી સહેલાઇથી ગૂજરાતમાં સ્થપાવું શક્ય નહોતું. આ જ કારણોને લીધે અનેક રાજસત્તાઓ બદલાયા છતાં ગૂજરાતમાં પ્રાચીન રાજવંશો જેટલા પ્રમાણમાં છે તેટલા બીજા પ્રાંતોમાં નથી, અને કોઈ સાર્વભૌમ સત્તાએ ગૂજરાતને આખું તદ્દન ખાલસા કર્યું નથી. આ દૃષ્ટિએ જોતાં નિઝામ અને ખંભાતના રાજ્યના સ્થાપકોનાં મહત્ત્વ સરખાં છતાં કાર્યક્ષેત્ર જુદાં એટલે દેખીતો ભેદ રહ્યો. ઐતિહાસિક સંજોગોની સરખામણીની દૃષ્ટિએ તો ખંભાતનું રાજ્ય નાનું છતાં એનું મહત્ત્વ નિઝામના રાજ્ય કરતાં કાંઈક વધારે દેખાય; અને ધાર્મિક, આર્થિક, સામાજિક તથા રાજકીય એ બધી દૃષ્ટિએ પ્રાચીન કાળથી આજ સુધીનો ખંભાતનો ઇતિહાસ રસમય અને મહત્ત્વપૂર્ણ ગણી શકાય.

# પ્રકરણ પહેલું

## સામાન્ય વર્ણન

લક્ષ્મીના પિતા સમુદ્રની છોળોથી ધોવાતો ગૂજરાતનો કિનારો જુઓ. ગૂજરાતના એક નકશા ઉપર દૃષ્ટિ નાંખો. અરબી સમુદ્રની શાખા જેવા ખંભાતના ઉપસમુદ્રને મહી અને સાબરમતી–તેની બે પત્નીઓ–એક સાથે જાણે હાથમાં સુવર્ણ કલશ લઇને મળવા જતી હોય એવું ખંભાતનું સંસ્થાન દેખાય છે.

આ સંસ્થાનની પ્રાચીન સ્વરૂપની ઐતિહાસિક હદ નક્કી કરવી બહુ મુશ્કેલ છે. હાલ તો તેની ઉત્તરે ખેડા જીલ્લાનો માતર તાલુકો, પૂર્વે બોરસદ અને પેટલાદ તાલુકા, દક્ષિણે મહીસાગર અને ખંભાતનો અખાત, પશ્ચિમે સાબરમતી નદી, એ પ્રમાણે આવેલું છે. એની રાજકીય સરહદ એકસરખી નથી. ખંભાત રાજ્યનાં ગામડાં બાજુના તાલુકામાં અને તે તાલુકાનાં ગામડાં ખંભાતની હદમાં છુટાં વેરાએલાં છે. સરહદ પશ્ચિમે પંદર માઇલ, વાયવ્યમાં અઢાર માઇલ, ઉત્તરે દસ માઇલ અને પૂર્વે બાર માઇલ સુધી જાય છે.

ખંભાતનું સ્થળ ગૂજરાતની ભૂમિમાં એવી જગ્યાએ છે કે એને સૌરાષ્ટ્રમાં ગણવું, કે આનર્ત–ગૂજરાતમાં ગણવું, કે લાટમાં ગણવું એ નક્કી કરવું પણ મુશ્કેલ જ છે. આ ત્રણે દેશની સામાન્ય-રીતે મનાતી હદને અડીને એ સ્થળ એવી રીતે આવી રહેલું છે કે એને ત્રણેમાં ગણી શકાય. એનો વિચાર આગળ કરીશું.

હિંદુસ્તાનમાં એના પશ્ચિમ ભાગની અને પશ્ચિમ ભાગમાં ખંભાતના અખાતથી સીધા ઉત્તરમાં જતા મારવાડના રણ સુધીના પટાની ભૌગોલિક પરિસ્થિતિમાં કુદરતે એટલા અને એવા મોટા ફેરફારો કરેલા છે કે એ વિભાગની ખરેખરી પ્રાચીન સ્થિતિ જાણવી એ સમુદ્રમંથન કરવા જેવું છે. એ જાણવા માટેનાં સાધનોનો એવો તો લોપ થઇ ગયો છે કે ચોક્કસ આધાર અને સાવચેતીથી કરેલા નિર્ણય પણ અનુમાનમાત્ર જ રહેવાના. પરંતુ ખંભાતનું સ્થળ આ બધા વિભાગનું એક વખત કેન્દ્રસ્થાન હતું એમ જણાય છે તેથી એનો વિચાર પણ આગળ કરીશું. એ માટે ખંભાતની દક્ષિણે આવેલો તે જ નામનો અખાત અને ઉત્તર–પશ્ચિમે આવેલી કચ્છના રણ બાજુ વધતી ખંભાતના રણને નામે જાણીતી મરુભૂમિ, તથા સાબરમતી ને મહી એ બે નદીઓ, એટલાંનું સ્થૂળ વર્ણન કરવું જરૂરનું છે.

**મહી નદી**

માળવામાંથી નીકળી મહી નદી[૧] ૩૫૦ માઇલ વહીને ખંભાતના અખાતને મળે છે. ખંભાત શહેર મહી નદીના મુખની પાસે જ આવેલું છે. ચોમાસામાં આ નદીનું જોર ઘણું રહે છે, પણ વહાણ

---

૧ વિસ્તૃત વર્ણન માટે જુઓ, ખેડા ગેઝેટીઅર, પ્ર. ૧લું.

ચલાવવા માટે એ નકામી છે. ખંભાત આગળ મહીનો પટ પાચ માઇલ પહોળો છે.[૨] મહીના મુખ સુધીના એટલા પહોળા ભાગને મહીસાગર કહે છે. મહી નદીની આસપાસની જમીન શ્વભ્ર અથવા વાઘાથી ભરેલી છે એથી એના તટ ઘણા ઊંચા છે અને એનુ પાણી ખેતી વગેરેમા કામ લાગવાને બદલે ઉલટું રેતી, માટી વગેરે તાણી જાય છે.

મહી નદીના ઉલ્લેખ ઘણા પ્રાચીન સાહિત્યમા આવે છે. એની પ્રાચીનતાનો વિચાર ખંભાતના નામની ચર્ચામા આગળ કરીશુ. એનું મહી નામ સંસ્કૃત સાહિત્યમા જાણીતું છે. મુસલમાન તવારીખોમા એનું નામ મહેન્દ્રી[૩] આપેલું છે. પુરાણ એના અઢાર નામ ગણાવે છે, તેમા મહી અને તામ્રા[૪] એ નામ ખાસ ગણી શકાય.

**સાબરમતી**

ખંભાતના રાજ્યની પશ્ચિમ સીમા બનેલી સાબરમતી નદી એ ખભાતની હદની બીજી નદી છે. એ મેવાડના ડુંગરોમાથી નીકળી ખભાતની હદમા વડગામ પાસે સમુદ્રને મળે છે. આ નદીનો ઉપરનો ભાગ મહીની પેઠે વાઘા—શ્વભ્રથી ભરેલો છે; પરંતુ ખંભાતની હદમા વાઘા નથી. બહુ વાઘા હોવાથી એનુ ખરૂ સંસ્કૃત નામ શ્વભ્રવતી છે.[૫] સાભ્રમતી નામ સાબરમતી ઉપરથી પુરાણકારોએ બનાવી કાઢેલું છે. પ્રાચીન પૌરાણિક સાહિત્યમા સાબરમતીનુ નામ ચદના જોવામા આવે છે; પરંતુ મહી જેટલા એના ઉલ્લેખો મળતા નથી. મહી અને સાબરમતીના ખભાતની હદમા વહેતા પ્રવાહો સિવાય ખંભાત રાજ્યમા બીજી એકે નોધવાલાયક નદી નથી. કેટલાક ન્હાના વહેળાઓ છે.

**અલગની નહેર**

નદીઓનુ વર્ણન કરતા અલગની નહેરને ભૂલી શકાય નહિ. ખંભાત રાજ્યના નકશામા એને નદી કહી છે, પણ તે ખરી રીતે નહેર છે. આ નહેર સાબરમતી નદી રાજ્યની હદમા પેસે છે તેની સ્હેજ ઉત્તરેથી કાઢીને સીધી દક્ષિણમા સ્હેજ પૂર્વ તરફ વળાક વાળીને બનાવવામાં આવી છે, અને ખભાત શહેરની નજીકમા અટકે છે. આ નહેર ખભાત પાસે આવેલા નારેસર નામના તળાવમા સાબરમતીનુ પાણી લાવવા માટે બનાવી છે.[૬] પરંતુ તેમા ખેડા જીલ્લાના કેટલાક ભાગનું અને ખાસ

---

૨ આ પટ ખભાતની પૂર્વે પદર માઇને આવેલા દહેવાણ ગામ સુધી એકસરખો પહોળો છે ભરતીની અસર દહેવાણથી પણ ૮૫૨ છેટે સુધી થાય છે પાંચ માઇલનુ માપ રેવન્યુ સર્વેનુ છે થૅારટન ૪½ માઇલ અને ઇ સ ૧૭૮૭મા હૅાવ (Hove) નવ માઇલ કહે છે ખેડા ગેઝે પૃ ૩ નો. ૧

૩ અલબરૂનીથી માડી બધા મુસલમાન લેખકો મહેન્દ્રી કહે છે

૪ સ્કંદ પુરાણ કૌમારિકા ખડ ૧૩–૧૨૫ ताम्रा रस्या पयोवाहा पितृप्रीतिप्रदा शुभा ॥ सस्यमाला महासिंधु र्दातुर्दानी पृथुस्तुता ॥ इंद्रद्युम्नस्य कन्या च क्षितिजन्मा इरावती ॥ महीपर्णा महीश्रृगा गगा पश्चिमवाहिनी ॥ नदी राजनदीचेति नामाष्टादशमालिकम् ॥

૫ રાજશેખરકૃત કાવ્યમીમાસા, ૯૯ અને હેમચદ્રકૃત દ્વયાશ્રય કાવ્ય વધુ ચર્ચા માટે જુઓ "ગૂજરાતનું પાટનગર અમદાવાદ" પ્ર ૧લુ ચદના નામ પુરાણોમા આવે છે, જુઓ Wilson's Vishnu Puran II, P.155 ને પદ્મપુરાણ સાભ્રમતી માહાત્મ્ય

૬ ખેડા ગેઝે પૃ ૬ અને નોં ૨ નારેસર ને નારાયણસર લખેલુ છે

કરીને માતર તાલુકાનું વરસાદનું પાણી આવે છે, અને ખેડા જીલ્લાના વરસાદનાં પાણીનાં નિકાલનાં સાધનોમાં અલંગની નહેરને ખાસ ગણવામાં આવે છે.[૭] ખેડા અને અમદાવાદ જીલ્લાના ઢાળ દક્ષિણ તરફ નથી પણ પશ્ચિમ તરફ છે, એટલે ખેડા જીલ્લામાંથી આવતું પાણીનું પૂર ખંભાત રાજ્યનાં દક્ષિણ–પશ્ચિમનાં ગામને હરકત ન કરે તે માટે પણ અલંગની નહેરનું મહત્ત્વ મોટું છે. અલંગની[૮] નહેર સાબરમતીનું પાણી નારેસર તળાવમાં અને ખેતીના કામમાં લેવા માટે બનાવેલી છે. અલંગ નામ શાથી પડ્યું તેનો ખુલાસો થઈ શકતો નથી.[૯]

### ભૂમિવિભાગ

ખંભાતની ભૂમિના ત્રણ વિભાગ પડે છે. પૂર્વ તરફનો મહીના તટપ્રદેશનો ભાગ ચરોતરમાં ગણાય છે. તે ફલદ્રુપ અને ઝાડપાનથી સમૃદ્ધ છે. ગામ સારાં અને વસ્તીવાળાં છે અને મુલક બગીચા જેવો લાગે છે. બીજો વિભાગ અલંગ કહેવાય છે. તે અલંગની નહેરની આસપાસનો મુલક છે. ત્રીજા વિભાગને 'બહારા' કહે છે. તે રાજ્યની પશ્ચિમ તરફ સાબરમતીના કિનારા તરફ આવેલો છે. તેના ઉત્તર ભાગમાં ઘઉં થાય એવી સારી જમીન છે. દક્ષિણ તરફ વસ્તી આછી છે. આ વિભાગ ચોમાસામાં ઓછોવધતો પાણીથી ભરેલો રહે છે અને આવજા કરવા માટે ઘણી મુશ્કેલી પડે છે.

### ખંભાતનું રણ

ખંભાત સંસ્થાન અને કાઠીઆવાડની વચ્ચે સાબરમતીના મુખથી શરૂ થઈ ૩૫ માઈલ ઉત્તરમાં વધતી મરુભૂમિને ખંભાતનું રણ કહે છે.[૧૦] ચોમાસામાં મોટા જુવાળ વખતે અને દક્ષિણનો પવન સખત વાતો હોય ત્યારે રણના મોટા ભાગ ઉપર પાણી ફરી વળે છે. રણનો નીચલો ભાગ દરિયાનો

---

૭ વધુ વિગત માટે જુઓ ખેડા ગેઝે. પૃ. ૬થી ૧૧ અને ખેડા જીલ્લાના વરસાદના પાણીના નિકાલનો નકશો (Drainage Map) પૃ. ૧૪.

૮ અલંગ અથવા અલિંગની નહેરને માટે એક દંતકથા ચાલે છે. એમ કહે છે કે બે વહેવાઇ વચ્ચે વાદ થતાં સાબરમતીમાંથી સોપારીનાં વહાણ ભરી ખંભાત લાવવાની વાત મમત ઉપર ચઢી અને અલંગની નહેર ખોદીને વહાણ ખંભાત આવ્યાં. વહાણ લાવવા માટે નહેર ખોદાય એ બનવાજોગ નથી. વહાણ સાબરમતીમાંથી અખાતમાં થઇ આવી શકે. નહેર હોય અને તેમાં નાનાં હોડકાં મારફત રસ્તો ટૂંકો પડે તેથી માલ આવ્યો હોય તો તે બનવાજોગ છે. ખરી વાત તો સાબરમતીનું પાણી ઉપયોગમાં લેવા માટે એ નહેર છે.

૯ અલંગ અગર અલિંગ નામ વિદેશી હશે એમ મનાય છે. ખંભાતમાં એક મહોલ્લાનું નામ અલિંગ છે. ખંભાતના અખાતને કિનારે ભાવનગરની હદમાં અલંગ નામનું ગામ છે. કદાચ અલંગની નહેરને કિનારે પૂર્વે એવું કોઇ ગામ હોય કે એવા ગામ આગળથી નહેર નીકળતી હોય ને એ નામ પડ્યું હોય તે બનવાજોગ છે.

૧૦ વધુ વિગત માટે જુઓ કાઠીઆવાડ ગેઝેટીઅર પૃ. ૭૭–૭૮; કાઠીઆવાડ સર્વસંગ્રહ પૃ. ૩૪; ઇ.સ. ૧૮૫૫માં એક Dr. Buist આ રણના ઉપલા ભાગમાંથી પસાર થએલો તેણે તેનું સારૂં વર્ણન કરેલું છે. 'ગાડાની ઘરડ સિવાય તેમાંથી જવાના બીજા રસ્તા નથી. પાણી સુકાયા પછી એ ઘરડો એવી થઇ જતી કે સો વાર છેટે ચાલતાં ગાડાં એકબીજાને દેખી શકતાં નહિ. કોરી ઋતુમાં પણ ઘાસનાં સુકાયલાં મૂળીઆંને લીધે ઘરડનો રસ્તો સખત રહેતો. વર્ષમાં ૭ મહીના રણ દુર્ગમ અને કાદવથી ભરેલું (impassable swamp) થઇ રહેતું. ત્યાં પવન બીલકુલ નહિ અને તાપ અસહ્ય હતો.' વીરમગામ વઢવાણની રેલવેની સડક આ રણના મથાળે થઇ જાય છે. જ્યારે ૧૮૫૫માં રણની આ સ્થિતિ હતી તો આગળ કેમ હશે તેની કલ્પના થઇ શકે.

કચરો અને જળમળ (silt)થી જામેલો છે રણનો ઉપયો ભાગ નળકાંઠાને અડકે છે. ચોમાસામા તેમાના ગામડા બેટ થઈ જાય છે અને અમદાવાદ સાથેનો પગરસ્તાનો વ્યવહાર બધ થઈ જાય છે. આ રણ પૂર્વે દરિયાની એક ખાડી ભૂમિની અદર પેઠેલી અને તે દરિયાઈ કચરાથી પુરાઈ ગઈ છે એમ ભૂસ્તરવેત્તાઓનુ માનવુ છે. એ ખાડીનુ તળિયુ એના અસલ તળિયાથી આશરે દસ ફીટ ઉંચુ આવી ગયુ છે. ચોમાસુ ગયા પછી મીઠુ અહીંતહીં બાઝી રહેલુ દેખાય છે. ભારે ચોમાસામા નળ સરોવર સાથે રણનું પાણી એક થઈ જઈ સળગ થઈ જાય છે. ૨૦૦૦ વર્ષ પૂર્વે નળ સરોવરની ઉત્તરે કચ્છના રણને અગ્નિ ખૂણે આવેલો ભાગ નીચો હતો અને કચ્છના રણનો ભાગ દરિયો હતો ત્યારે કચ્છનુ રણ, નળ સરોવર અને ખભાતનુ રણ મળીને ખાડી સપૂર્ણ થઈ રહેતી, અને ખભાત તથા કચ્છના અખાતને સાધી દેતી. કાઠીઆવાડ બેટ હતો. આજે પણ ભારે વરસાદ પડે તે વર્ષે કાઠીઆવાડ બેટ થઈ જાય છે. ખભાતની પ્રાચીન ભૌગોલિક સ્થિતિ માટે આ રણનુ વર્ણન ઉપયોગી છે એની વિસ્તૃત ચર્ચા 'સરસ્વતીનો પ્રવાહ' એ નામના જુદા પરિશિષ્ટમા કરીશુ.

**ખભાતનો અખાત**

હાલ અરબી સમુદ્રનો એક ફાટો ગણાતો દરિયાનો એક સાકડો નાનો ભાગ ખભાતના અખાતને નામે ઓળખાય છે. ઈસ્વી સનની શરૂઆતમા જ્યારે ભરૂચની પ્રસિદ્ધિ વધારે હતી ત્યારે ગ્રીક લેખકો એને ભરૂચના અખાત તરીકે ઓળખતા[૧૧] આ અખાતને મથાળે ખભાતનુ રાજ્ય, પૂર્વે ગુજરાતનો કિનારો, પશ્ચિમે કાઠીઆવાડનો કિનારો અને દક્ષિણે અરબી સમુદ્ર છે. પૂર્વ તરફ અખાતની હદ સુરતની લગભગથી મહીના મુખ સુધી અને પશ્ચિમ તરફ ગોપનાથથી સાબરમતીના મુખ સુધી છે. એના મુખ આગળ સુરતથી ગોપનાથ સુધીની પહોળાઈ ૩૦ માઈલ છે અને અંદર ઓછામા ઓછી પહોળાઈ ૧૨ માઈલ છે. લબાઈ કુલ ૮૦ માઈલ છે. આ અખાતનુ આખુ વર્ણન કરવાનુ અહીં સ્થાન નથી એટલે ખભાતની ભૌતિક ચઢતીપડતીમા અખાતે ભજવેલા ભાગ પૂરતુ એનુ વર્ણન માત્ર કરીશુ.[૧૨]

ગોપનાથ આગળ અખાતનુ મુખ છે તે પછી ગૂજરાતનો કિનારો સીધો દક્ષિણ તરફ અને કાઠીઆવાડનો કિનારો વળાક લઈને દક્ષિણ પશ્ચિમ તરફ જાય છે. આ જગ્યાએ દમણ અને જાફ્રાબાદની વચ્ચેના ભાગમા પાણીથી ઢકાએલા રેતીના મોટા ઢગલા છે. એ ભાગમાથી વહાણોને લાવવામા ઘણુ જોખમ રહેલુ છે અને ભોમીઆ વગર અવાતુ નથી.

**અખાતની ભરતી**

ખંભાતનો અખાત પ્રાચીન કાળથી ભરતીના જોરને માટે જાણીતો છે. પીરમ બેટની ઉત્તરથી તો ભરતી ઘણા જ જોરમા અને ઝડપમા ધસે છે. મોજાંની છોળ સાત ફીટ ઊંચી હોય છે અને દૂરથી પહાડ ધસી આવતો હોય એવુ લાગે છે. ભરતી એક કલાકમા ૧૦ માઈલની ઝડપથી ચઢે છે. પાણીનો વેગ એટલો

૧૧ જુઓ ટૉલેમી પેરિપ્લસ વગેરેએ કરેલા હિંદના કિનારાના વર્ણનો

૧૨ ખભાતના અખાતના સપૂર્ણ વિગતવાર વર્ણન માટે જુઓ કાઠીઆવાડ ગેઝેટીઅર પૃ ૩પથી ૬૦ મુંબાઈ સરકારી ગેઝેટીઅરોમા ખભાતના ઇતિહાસવાળા ભાગમાં આ અખાત અને રણ વિષે રહેજ પણ ઉલ્લેખ નથી એ જરા નવાઇ લાગે તેવુ છે ખભાતના ઇતિહાસમા આ બન્નેના વર્ણનની આવશ્યકતા કેટલી છે તે આગળ જોઇશુ

જોરવાળો હોય છે કે જ્યાં કોરી જમીન હોય ત્યાં ક્ષણમાં પાણીપાણી થઈ રહે છે અને વહાણ ચાલે તેવું પાણી હોય ત્યાં ક્ષણમાં કોરી જમીન થઈ જાય છે. આવી ભરતી અમાસ, પૂનમ અને બીજત્રીજના જુવાળ વખતે આવે છે; આઠમના જુવાળ વખતે નથી આવતી. મહી અને સાબરમતીમાં પણ આ ભરતીની અસર ભારે થાય છે. અખાતના મથાળા પાસે થોડા માઈલમાં ભરતીનાં મોજાં મોટા ઘુઘવાટ સાથે મોટી ભીંત ધસી આવતી હોય તેવાં, અસાધારણ ઝડપથી આવે છે, અને તેને લીધે રેતીના મોટા ઢગ (bore rocks) થઈ ગએલા છે. આ ભરતીથી પુરપાટ દોડતો ઘોડો પણ બચી શકતો નથી એવું એનું જોર છે. એક મુસાફરે જીવ લઈ નાસતો કુતરો તણાઈ ગયાનું વર્ણન કરેલું છે.

**અખાતનું પુરાણું**

ખંભાતનો અખાત એમાં મળતી નદીઓના જળમળથી કેવી રીતે પુરાય છે એનો ઇતિહાસ રસમય છે. ખંભાત બંદરની ચઢતીપડતી ઉપર એ બીનાએ ઘણી અસર કરેલી છે. હિંદુસ્તાનની ભૌગોલિક રચનામાં આ અખાત એ એક વિચિત્રતા છે. ખરી રીતે એ એક મોટી નદીનું પહોળું થઈ ગએલું મુખ છે, જેની ચર્ચા પરિશિષ્ટમાં કરીશું. એના વિસ્તારના પ્રમાણમાં એમાં જેટલી અને જેવડી નદીઓ મળે છે તેટલી અને તેવડી નદીઓ એટલા વિસ્તારમાં બીજે ક્યાંય ભાગ્યે જ પડતી હશે. આ ઘટના અખાતનું સ્વરૂપ ફેરવવામાં મુખ્ય કારણભૂત બનેલી છે.[૧૩]

અખાતના આટલા નાના વિસ્તારમાં ગૂજરાતમાંથી સાબરમતી, મહી, ઢાઢર, નર્મદા અને તાપી પોતપોતાની સહચરી નદીઓ સાથે આવીને મળે છે. કાઠીઆવાડમાંથી સુખાભાદર, કાલુભાર, ઉતાવળી અને શેત્રુંજી પોતાનાં પાણીનો જથ્થો લઈ મળે છે. આ નદીઓ જે પ્રદેશોમાં થઈને આવે છે તેનો કુલ વિસ્તાર ૮૩,૦૦૦ ચોરસ માઈલ છે અને એમાં સરેરાશ વરસાદ ૩૬ ઈંચ પડે છે. એક ઈંચ વરસાદે એમાંથી ૭૧,૦૬,૮૮,૨૨,૩૩૧ ટન પાણી ભેગું થાય છે. એટલે ૩૬ ઈંચ મોસમનો પૂરો વરસાદ પડે તો ૨,૫૫,૮૪,૭૬,૦૩,૯૨૦ ટન પાણી અખાતમાં આવે. અતિવૃષ્ટિના વરસમાં શું થાય તેની કલ્પના કરી લેવાની. એમ કહેવાય છે કે પૃથ્વી ઉપર વરસતા પાણીમાંથી ⅓ નદીઓ મારફતે દરિયામાં જાય છે અને બાકીનું શોષાઈ જાય છે. જો આ બધા આંકડા અને હિસાબ ખરા હોય તો ઉપરની નદીઓના પ્રદેશમાં મોસમનો સામાન્ય વરસાદ પડે તોપણ ૮૩૦ ચોરસ માઈલ વિસ્તારનું અને ૧૦૦ ફીટ ઊંડું એટલે ખંભાતના અખાતના ત્રીજા ભાગ જેવડું સરોવર ભરાઈ રહે.

ઈજનેરોએ કરેલા અખતરાથી સમજાય છે કે એક શેર પાણીમાં ૦·૪૫ જેટલો કાદવનો કચરો (silt) આવે છે. એ રીતે ખંભાતના અખાતમાં દર ચોમાસે ૮૫,૨૮,૨૫,૩૪,૬૪૦ ટન પાણી આવે અને સાથે તે ૩૮,૩૭,૭૧,૪૦૫ ટન કાદવ લાવે. એટલે વધુ ગણત્રી કરતાં જણાય છે કે આ કચરાનો ૧૦ ફીટ ઊંચો ૩૬ ચોરસ માઈલ જેવડો ટાપુ બની રહે. ખંભાતના અખાતનું ક્ષેત્રફળ ૨૪૫૦ ચોરસ માઈલ છે, અને ઓટ વખતે તે ૨૦ વામ ઊંડો છે. એટલે જેટલો કાદવ આવે

૧૩ ભરતીનું આ મોટું મોજું bore અખાતમાં સાંકડી જગ્યામાંથી એકાએક ચઢે છે. ખંભાતથી ૧૧ માઈલ bore rocks આગળથી આ ભરતી શરૂ થાય છે. પૂર્વે ગંધવા અને પશ્ચિમે પીરમની નીચે bore નથી. વરસાદની મોસમમાં દિવસે આવે છે અને બીજી મોસમમાં રાત્રે આવે છે.

છે તે બધો જો ત્યા જ ઠરે તો એક હજાર વર્ષમા આખો યે અખાત પુરાઈ જાય. પરંતુ હિંદી મહાસાગરના મોજાંના જોરને લીધે ફક્ત સેંકડે એક ભાગ જેટલો કચરો રહી બાકીનો તણાઈ જાય છે. એટલો કચરો રહેતા પણ એક લાખ વર્ષમા અખાત પુરાઈ જાય એવી ગણત્રી છે. આ કચરાને લીધે અખાતમા કેટલાક ટાપુઓ એવા મોટા બધાયા છે કે બહુ મોટી ભરતીમા જ પાણીથી ઢકાય.

આ જળમળના ભરાવાથી અખાતનો મથાળાનો ભાગ ધીમેધીમે પુરાયો છે અને નદીઓના પટ ઊંચા આવતા ગયા છે. અખાતના બીજા કિનારાઓને શી અસર થઈ છે તે આ લેખનો વિષય નથી, પરતુ એમા વિદ્વાનોમા મતભેદ છે. ભરતીનુ જોર અને નદીઓના સખત પ્રવાહ આ જળમળને ખેંચી જવામા અગત્યનો ભાગ ભજવે છે. કહેવાય છે કે આ કાદવ છેક લક્ષદ્વીપ અને માલદ્વીપ સુધી જઇ ઠરે છે અને સિંધુ, ગગા વગેરે નદીઓના મુખ પાસે નહેરોવાળી ભૂમિ (delta) થઈ છે તેવી ભૂમિ અહીં બધાતી નથી. પૂર્વકિનારે જમીન બધાય છે તો પશ્ચિમ કિનારે ધોવાય છે. આ કારણથી છેલ્લા ૧૬૦૦ વર્ષથી અખાત સબધી જે હેવાલ મળે છે તે જોતા તેમા બહુ મોટા ફેરફાર થયા નથી એમ મનાય છે. પરતુ નાના ફેરફારો અવશ્ય થયા છે. કિનારા આગળ અને નદીઓના મુખ આગળ નવી જમીન બધાય છે અને જૂની ધોવાઈ જાય છે.

### અખાતનો ઇતિહાસ

૧૬૦૦ વર્ષથી આ અખાતના હેવાલ વિદેશી મુસાફરોએ કરેલા જોવામા આવે છે. ગ્રીક લેખક ટૉલેમીના વર્ણન ઉપરથી ખરો ખ્યાલ આવતો નથી. ઉલટું એના ઉપરથી અખાત હતો જ નહિ એમ એક બગીય વિદ્વાન પ્રતિપાદન કરે છે. તેની વિગત પરિશિષ્ટમા તપાસીશુ. તે પછી પેરિપ્લસનો લેખક અખાતનું સારૂ વર્ણન કરે છે. એમા ખભાતને લગતુ ખાસ ન હોવાથી અહીં વિગત ઉપયોગની નથી. પરંતુ એ સમયે પણ અખાતમા વહાણ સહેલાઇથી લાવી શકાતા નહિ, અને અખાતના મુખ આગળ સરકારી ભોમીઆ હોડીઓ લઈ વેપારી વગેરેના વહાણોને દોરીને લાવતા. પેરિપ્લસમા અખાતને મથાળે મહી નદીનો ઉલ્લેખ છે, પરતુ ખભાત માટે એનું વર્ણન ગોટાળાભરેલું છે દશમી સદીમા અરબી મુસાફર માસુદી અખાતના કિનારા શહેરો અને ગામોથી ભરચક, અને લીલા ઝાડ તથા ખેતરોમા મોર પોપટ કલ્લોલ કરી રહેતા એવું વર્ણન કરે છે. પદરમી સદીમા આવેનો બારમોસા નામનો મુસાફર પણ અખાતના કિનારાનું સારૂ વર્ણન કરે છે. પરંતુ એણે લખેલા ગામોના નામનો આજે પત્તો લાગતો નથી. ભરતીનુ વર્ણન તો બધા એકસરખુ જ કરે છે. ઑગ્લ્વી નામનો મુસાફર લખે છે કે મહી નદીના મુખ આગળ પણ ભય ઘણો છે. ભરતી નરમ હોય કે ઓટ હોય તો ઘોડા ઉપર નદી તરી શકાય. મોટી ભરતી (bore) આવે તો બચી શકાય નહિ. હાથી પણ એમા તણાઇ જાય છે. કપડાં પહેરીને જાય તો કપડા નીકળી જાય છે. ઘોડે બેસીને પણ કપડા માથે મૂકીને કેટલાક જાય છે ઇ.સ. ૧૮૧૦ સુધી ભરતી વખતે મોટા વહાણો છેક સુધી આવી શકતા. ઓટ વખતે વચ્ચે થોડી નહેરો સિવાય જમીન કોરી થઇ જતી. આ વખતે ધોલેરા બદર વધ્યુ, પણ ભાદરનો પ્રવાહ બદલાયાથી જળમળ ભરાયો ઈસ. ૧૮૨૦મા હૅમિલ્ટન લખે છે કે અખાત પુરાતો જાય છે એમ લોક માનતા, પણ ભરતીનો વેગ તેવો ને તેવો હતો ગગવા ઉપર થઇને વહાણ જાય તો ઊંધુ જ પડતું.

ખંભાતની પૂર્વે ૭ માઇલ જમીન કોરી પડતી, પણ પગરસ્તે ભોમીઆ વગર જઇ શકાતું નહિ. તેનું કારણ ભરતી–bore–ની બીક અને વીયરૂ (quick–sand)ની બીક હતું. ખંભાતની નજીક ઘણાં વહાણ ભાંગી જતાં. આ વખતે ભેગા થએલા કચરાને સારી ઋતુમાં ભરતીમાં તણાવી દેવા માટે નહેરો કરી નિકાલની વ્યવસ્થા દરબાર તરફથી થતી. ઇ.સ.૧૮૨૦થી એ વ્યવસ્થા બંધ પડી અને રેતી ભેગી થવાથી ભરતીનો મારો કિનારા પાસે સ્હેજ ઓછો થયો. ભરતી (bore)નું જોર પણ કોઇવાર મહી બાજુ અને કોઇવાર સાબરમતી બાજુ રહેતું. ઈ.સ. ૧૮૨૨માં કર્નલ ટૉડને ઘોઘાથી ખંભાત આવવું હતું તે જળમાર્ગે ન આવી શકાયું અને થોડા દિવસ રાહ જોઈ રણરસ્તે આવવું પડ્યું એવી એ બાજુ અખાતની સ્થિતિ હતી. ઈ.સ. ૧૮૫૪માં ખંભાત આગળ પાણીના પટ મહી અને સાબરમતીના પ્રવાહના જોરથી વારંવાર બદલાતા તેથી વહાણોને લંગર કરવા માટે મુશ્કેલી રહેતી. ઈ.સ. ૧૮૫૮માં અખાતમાં રેતીના પટ જામી ગએલા હતા અને ભરતી વખતે વહાણોને નુકસાન થતું. ૧૮૬૭માં બંદરની દશા બહુ ખરાબ હતી. હોડી એ માઇલ છેટે ઊભી રહી શકતી અને માલ કાદવમાં ત્યાં સુધી લઈ જવો પડતો. આ કારણથી ઈ.સ. ૧૮૬૮માં ખેડાના કલેક્ટરે ખંભાતથી પૂર્વે ત્રણ માઇલ છેટે રાલજ ગામ આગળ બીજું બંદર ખોલવા સરકારની પરવાનગી માગેલી, પણ કાંઇ વળ્યું નહિ. ૧૮૭૦માં કસ્ટમ્સ કમિશ્નર અને કલેક્ટરે સૂચવ્યું કે ખંભાત દરબાર જે આવકજાવક જકાત (transit duties) લે છે તે બંધ કરીને કાદવમાં ગાડાં જાય એવો કકડો બે માઇલ સુધી બંધાવવો. પરંતુ પાછળથી દરબારના કહેવાથી એ હુકમ પાછો ખેંચી લેવાયો. ઇ. સ. ૧૮૮૧માં ખંભાત બંદર એ ખરી રીતે બંદર નહોતું. વહાણ કાદવને છેડે બે માઇલ છેટે ઊભાં રહેતાં. એ કાદવમાં ગાડાં દિવસમાં એક કે બહુ તો બે વાર જઈ શકતાં. કાદવના એટલા પટને પણ જ્યારે મોટો જુવાળ ધૂવે છે ત્યારે ગાડાં જઇ શકતાં નથી.

આ રીતે ખંભાતના અખાતનો અને મુખ્યત્વે કરીને ખંભાત શહેર પાસેના તેના મથાળાનો ઇતિહાસ છે, બંદરની ભૌતિક પ્રગતિ ઉપર આ અખાતની વખતોવખતની સ્થિતિએ ઘણી અસર કરી છે અને ખંભાતની ચડતીપડતી એના ઉપર હમેશાં અવલંબી રહેલી છે. ચાલુ સદીમાં એમાં થએલા ફેરફારનો વિચાર આગળ કરીશું, તેમજ અખાતની પ્રાચીનતાનો વિચાર પરિશિષ્ટમાં કરીશું.

# પ્રકરણ બીજું

## કુમારિકાક્ષેત્ર અને પૌરાણિક ભૂગોળ

### કુમારિકાક્ષેત્ર

ખંભાત અને એની આસપાસના, એકમત પ્રમાણે સાત અને બીજા મત પ્રમાણે ચૌદ, કોશના સ્થળને કુમારિકાક્ષેત્ર કહે છે સ્કંદપુરાણના કૌમારિકા અથવા કુમારિકા ખંડમાં એ પ્રમાણે લખ્યું છે, અને મહારુદ્ર પુરાણના માહેશ્વર ખંડના અવાંતરખંડનું નામ કુમારિકાખંડ એ ઉપરથી પડ્યું છે પરંતુ એ પુરાણમાં કુમારિકાખંડ અને ક્ષેત્રનો વિસ્તાર સ્પષ્ટ નથી ખરી રીતે વર્ણનની વિગત ક્ષેત્ર હોવાનું વ્યક્ત કરે છે, જ્યારે પૌરાણિક પ્રણાલિકા પ્રમાણે આપેલી ભૂગોળની વિગતમાં ખંડ લખે છે એટલે આ બાબત સ્પષ્ટ કરવાનું ઉપસ્થિત થાય છે

### ભારતવર્ષના નવ દ્વીપો

પુરાણો સામાન્ય રીતે પૃથ્વીના ભાગ દ્વીપો અને વર્ષોમાં પાડે છે તેમાં આપણને ફક્ત ભારતવર્ષ સાથે જ સંબંધ છે આ ભારતવર્ષના નવ ભાગ પાડવામાં આવ્યા છે[1] બીજા કેટલાક પુરાણોની પેઠે સ્કંદપુરાણનો આ કુમારિકાખંડ પણ નવ ભાગ પાડે છે,[2] અને એ નવ ખંડમાં એક ખંડ અગર દ્વીપનું નામ કુમારિકા અગર કુમારી ખંડ અગર દ્વીપ લખે છે આ પૌરાણિક વર્ણનની વિગતમાં ઊતરતા પહેલાં એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે ભારતવર્ષ એ હાલનો ત્રિકોણાકૃતિ હિંદુસ્તાન માત્ર નથી હાલનો હિંદુસ્તાન તો માત્ર એ ભારતવર્ષના નવ ખંડમાંનો એક ભરતખંડ છે એટલે ભારતવર્ષની મર્યાદા હાલ ધારીએ તે કરતા ઘણી વિશાળ છે ભારતવર્ષના નવ ખંડ અગર દ્વીપોના નામ આ પ્રમાણે છે ઇંદ્રદ્વીપ, કશેરૂમાન્, તામ્રપર્ણી, ગભસ્તિમાન, નાગદ્વીપ, સૌમ્ય, ગાંધર્વ, વારુણ એ આઠ દ્વીપ અને નવમો રહ્યો તેનું નામ ન લખતા સાગરસંવૃત્ત એટલે સમુદ્રથી વીંટાએલો દ્વીપ એમ ઘણાખરા પુરાણો લખે છે એટલે કે નવમો દ્વીપ એટલો બધો પ્રસિદ્ધ છે કે એનું નામ લખવું પુરાણકારોએ ઉચિત નથી ધાર્યું પરંતુ એ જ સમયના વધારે ચોક્કસ ભૌગોલિક વિગત લખનારા

---

[1] જુઓ વિષ્ણુપુરાણ ભारतस्यास्य वर्षस्य नवभेदान्निशामय । इन्द्रद्वीप कशेरुमान् ताम्रपर्णो गभस्तिमान् ॥१॥ नागद्वीपस्तथा सौम्या गन्धर्व स्त्वथ वारुण । अयतु नवमस्तेषा द्वीप सागरसंवृत ॥२॥ योजनाना सहस्र तु द्वीपोऽय दक्षिणोत्तरात् । पूर्वेकिराता यस्मिन्ते पश्चिमे यवना स्थिता ॥३॥ ब्राह्मणा क्षत्रिया वैश्या मध्ये शूद्राश्च भागश ॥ આ પ્રમાણે નામ વગરના સાગરસંવૃત્ત દ્વીપનું વર્ણન અને એમાંની ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા એને ભરત ખંડ વ્યક્ત કરે છે

[2] સ્કં પુ કૌ ખં અધ્યાય ૩૯ શ્લો ૬૯ એમાં નવમો દ્વીપ 'કુમારિકા એમ લખ્યું છે એની મર્યાદા આપતા શ્લો ૧૧૩માં લખે છે ન पारियात्रस्य चैवार्वाक् खंड कौमारिकं स्मृतम् ॥ આમ એ ખંડની મર્યાદા બીજા પુરાણોથી જુદી લખે છે

એ ખંડનું નામ આપે છે, અને તે કુમારી દ્વીપ અગર કુમારી ખંડ. આ નામ કવિ રાજશેખર[૩] અને ભાસ્કરાચાર્ય[૪] આપે છે. બાકીનાં નામોમાં કાંઈ ફેર નથી. એટલે બધાં પુરાણોમાં ફક્ત સ્કંદપુરાણુ એને કુમારિકા ખંડ જૂદો લખવાનો હોવાથી કે ગમે તે કારણથી કુમારિકા ખંડ કે દ્વીપ નામ આપે છે અને ઉપરના બે લેખકો પણુ એ નામ આપે છે. એટલે સાગરસંવૃત ખંડ તે કુમારિકા ખંડ છે એ સિદ્ધ થાય છે.

**કુમારી દ્વીપ**

હિંદુસ્તાનની પૌરાણિક ભૂગોળ લખનારાઓ આ કુમારિકા ખંડ અગર સાગરસંવૃત દ્વીપ એ ભારતવર્ષીય હાલનો ભરતખંડ એમ સપ્રમાણુ માને છે.[૫] દરેક પુરાણુ આ નવે ખંડનાં નામ માત્ર આપી અંતર્ગત વિગત તો માત્ર નવમા કુમારી દ્વીપની જ આપે છે. રાજશેખરે આપેલી એ ખંડની વિગત એને હાલનો ભરતખંડ સિદ્ધ કરવામાં ટેકો આપે છે.[૬] આ બાબતમાં ફક્ત સ્કંદપુરાણાંતર્ગત કુમારિકા ખંડ જૂદો પડે છે; અને કૌમારિકા ખંડ આખો કુમારિકાક્ષેત્ર અથવા ખંભાતના સ્થળના વર્ણનમાં લખવાનો હોવાથી બીજા પુરાણોથી એને જૂદું પડવું પડે છે. એટલે સ્કંદપુરાણુ પારિયાત્ર પર્વતની પશ્ચિમના ભાગને જ કુમારિકા દ્વીપ ગણે છે. પરંતુ ખંભાતનું સ્થળ એ કુમારીકા ક્ષેત્ર છે એ માન્ય રાખીએ તો પણુ પુરાણોનો કુમારિકા ખંડ એ તો ભારતવર્ષીય ભરતખંડ આખો જ છે એ સિદ્ધ થએલી વાત છે. એટલે કુમારિકા ક્ષેત્રના સ્થળની પરંપરાને અવળી સમજી પુરાણોના કુમારી દ્વીપને તેની જગ્યાએ એટલે પશ્ચિમ હિંદ તરીકે મનાવવાનો સ્કંદપુરાણુના લેખકનો પ્રયત્ન છે.[૭] એટલે એ આખી યે પરંપરાનો અર્થ એટલો જ થાય છે કે કુમારી દ્વીપ એટલે ભરતખંડમાં ખંભાતનું સ્થળ કુમારિકા ક્ષેત્ર કહેવાયું અને મુખ્ય દેશના નામનું ક્ષેત્ર કહેવડાવવા પૂરતું તે સમયના હિંદુસ્તાનની

---

૩ રાજશેખરકૃત काव्यमीमांसा પૃ. ૯૨. तत्रेदं भारतं वर्षमस्य च नवभेदाः । તે પછી ઇન્દ્રાદિ ક્રમથી આઠ દ્વીપો ગણાવી कुमारीद्वीपश्चायं नवमः એમ સ્પષ્ટ લખે છે. અને વધારામાં ઉમેરે છે કે अत्र च कुमारी द्वीपे–विंध्यश्च पारियात्रश्च शुक्तिमानृक्षपर्वतः । महेन्द्रसह्यमलयाः सप्तैते कुलपर्वताः ॥ કુમારી દ્વીપનો આ ઉલ્લેખ અને એમાંના સાત કુલ પર્વતો જે હિંદુસ્તાનના પર્વતો છે તે, કુમારી દ્વીપ એટલે એકલો ગૂજરાત રાજપુતાના નહિ પણ આખો ભરતખંડ વ્યક્ત કરે છે.

૪ Wilson's Vishnu Purana II p. 110-112 Note. એ નોંધમાં પૌરાણિક ભૂગોળ માટે ભાસ્કરાચાર્યનો મત આપેલો છે.

૫ વધુ વિગત માટે કનિંગહામકૃત પ્રાચીન હિંદની ભૂગોળની પાછળ સુરેન્દ્રનાથ મજમુદારે આપેલું પરિશષ્ટ ૧.

૬ જુઓ ઉપરની નોંધ ૩.

૭ સ્કં. પુ. કૌ. ખં. અધ્યાય ૩૯. સિંહલદ્વીપના રાજા ઋષભદેવના પુત્ર ભરતના પુત્ર શતશૃંગને આઠ પુત્ર અને એક કુમારિકા પુત્રી એમ નવ સંતાનો હતાં. કુમારિકાનું મુખ બકરીનું હતું. પૂર્વાવતારમાં એક બકરીનું શરીર મહીસાગર સંગમમાં પડેલું પણ મુખ જાળામાં ભરાઇ રહેલું તેથી બકરી પોતાનું મુખ રહેવા દઇ કુમારિકા થઇ. આ વાતનું જ્ઞાન થતાં બકરીનું મુખ જાળામાંથી કાઢી મહીનાં જલમાં નાંખતાં કુમારિકા સર્વાંગસુંદર થઇ અને મહી સંગમતીર્થમાં શિવના આરાધનમાં સમય વ્યતીત કરવા આવીને રહી. વખત જતાં રાજાએ ભારતના નવ ખંડ પાડી આઠ પુત્રોને નામ પ્રમાણે અને કુમારિકાને કુમારી દ્વીપ આપ્યો. એ આઠ પુત્રોને નવનવ પુત્રો થતાં તેમની ફોઇ કુમારિકાએ નવે ખંડના ૭૨ ભાગ પાડી સર્વેને વહેંચ્યા. એ જાતની કથા એ અધ્યાયમાં છે.

ભૂગોળમા એનુ મહત્ત્વ અને કેન્દ્રસ્થપણુ હતુ[૮]

**કુમારિકા ક્ષેત્રની છેક પાસેના દ્વીપો–કુમારિકા ક્ષેત્ર ભારતવર્ષનું કેન્દ્ર**

આ કુમારીદ્વીપ અગર ભરતખડની આસપાસ ઉપર ગણાવેલા આઠ ખડ આવેલા છે પૂર્વથી એનો અનુક્રમ ઐન્દ્રદ્વીપથી શરૂ થાય છે આમા તામ્રપર્ણદ્વીપ એ સિંહલદ્વીપ છે એ સ્પષ્ટ છે. ઐન્દ્રદ્વીપ એ બ્રહ્મદેશ અને ગાધર્વ એ ગાધાર અને કાબુલ નદીનો પ્રદેશ છે એમ સુરેન્દ્રનાથ મજમુદાર શાસ્ત્રીએ સપ્રમાણ સિદ્ધ કર્યુ છે[૯] એટલે ક્રમથી કશેરૂમાન એ મલાયાના દ્વીપો આવે છે. ગાધર્વને પૌરાણિક ભૂગોલ લેખકો ઉત્તરમા મૂકે છે એટલે દક્ષિણના તામ્રપર્ણ સિંહલદ્વીપ અને ગાધર્વની વચ્ચે અનુક્રમે નૈર્ઋત્યમા ગભસ્તિમાન્, પશ્ચિમમા નાગદ્વીપ અને વાયવ્યમા સૌમ્યદ્વીપ આવે છે આપણો ગૂજરાત પ્રાત એક મત[૧૦] પ્રમાણે હિંદની પશ્ચિમમા અને બીજા મત પ્રમાણે નૈઋત્યમા હોવાથી એની ભૂગોળ સાથે ગભસ્તિમાન્ અને નાગદ્વીપને નિકટનો સબધ છે, અને ખભાતનુ સ્થળ ગૂજરાતમા એવી જગ્યાએ આવેલુ છે કે એક વખત આ બધા ભાગનુ કેન્દ્ર થઇ શકે ગભસ્તિમાન્ અને નાગદ્વીપને શ્રીયુત સુરેન્દ્રનાથ મઝમુદાર હિંદી મહાસાગરમા આવેલા લક્ષદ્વીપ–માલદ્વીપ અને કચ્છ કાઠીઆવાડ ધારે છે.[૧૧] પરતુ પૌરાણિક માન્યતા પ્રમાણે આ બે દ્વીપોનો ગૂજરાતનો કિનારો અને સપ્ત પાતાલની કલ્પનાને પણ સબધ છે, અને એ વિષય જરા લાંબો હોવાથી પરિશિષ્ટમા ચર્ચીશુ અહીં તો એટલુ જ જોવાનું છે કે ભારતવર્ષીય ભરતખડનું જ નામ પુરાણ સમયમા કુમારી દ્વીપ હતુ, અને દ્વીપના એક સૌથી ઉપયોગી કેન્દ્રસ્થ વિભાગને એનુ જ નાનું નામ કુમારિકા ક્ષેત્ર એવુ મળ્યુ છે. સ્કદપુરાણ આખા કુમારીદ્વીપ અગર ખડને પારિયાત્ર પર્વતની પશ્ચિમે એટલે હાલના ગૂજરાત રજપુતાનાની સરહદમા લાવી મૂકે છે તે જો કે ખરૂ નથી, છતા આખા કુમારી દ્વીપનુ આ કુમારિકા ક્ષેત્ર–સ્તભતીર્થનુ સ્થળ ઉપયોગી કેન્દ્ર હતુ એ વાતને ટેકો આપે છે. ભરતખડનો બહારની દુનિયા સાથે, અને આખા ભારતવર્ષનો અને બીજા દ્વીપોનો ભરતખડ સાથે, દરિયાઈ વ્યવહાર એના આ કેન્દ્રસ્થ બદર મારફતે જ હતો[૧૨] આ સ્થળનુ આવુ મધ્યસ્થપણુ જોડેના નકશા ઉપરથી સ્પષ્ટ થશે, અને કોઈ પણ સ્થળની ભૌગોલિક યોગ્યાયોગ્યતા એના વ્યાવહારિક વિકાસમા કેટલી સહાયભૂત થાય છે તે પણ સમજાશે

---

૮ સ્કદપુરાણની કુમારિકાની ઉપર જણાવેલી હકીકતને બીજા કોઇ પુરાણનો ટેકો નથી ખભાતના સ્થળનું ઉપયોગીપણુ અને કૌમારિકા ક્ષેત્રનુ દ્વીપ સાથે નામનું મળતાપણુ સાબિત કરવાનો પ્રયત્ન છે ઋષભદેવ રાજાને સ્કદપુરાણ જૈન ધારે છે તેને પણ આધાર નથી જુઓ પૌરાણિક કથાકોષ ૩–૩૬૧

૯ એમણે સશોધેલી કનિંગહામકૃત પ્રાચીન ભૂગોળનુ પરિશિષ્ટ ૧

૧૦ પુરાણોમા આપેલી દિશાઓ બહુ ચોક્કસ નથી તથા પુરાણના લેખકના રહેઠાણ પરત્વે દિશાના ભેદ પડે છે

૧૧ જુઓ સુ મજમુદારે સશોધેલી કનીંગહામની પ્રાચીન ભૂગોળનુ પરિશિષ્ટ ૧ આમા ઐન્દ્ર અને ગાધર્વનો નિર્ણય સ્પષ્ટ કરેલો છે નાગ અને ગભસ્તિમાન માટે સદિગ્ધ લખેલુ છે એ વિશે પાતાલ અને ભોગવતીના પરિશિષ્ટમા ચર્ચા કરીશું

૧૨ આ ઉપયોગિતાના સ્પષ્ટ ઐતિહાસિક ઉલ્લેખો નવમી સદીના અતથી મળે છે તે પૂર્વે પરપરા પ્રાપ્ત કથાઓ અને અનુમાન ઉપર આધાર રાખવો પડે એનુ કારણ એ સમય પૂર્વે ખભાતનું બ્રાહ્મણ સસ્થાન તરીકેનુ મહત્વ અને એનું ઓછામા ઓછુ એક વખત થઇ ગયેલુ દફતર છે ઇતિહાસના પ્રકરણમા એની ચર્ચા કરીશુ

**ખંભાતનો અખાત એ નદીનું મુખ**

આ સાથે એક બીજી મહત્વની વાત ધ્યાનમાં રાખવાની છે. વહાણ ચાલી શકે એવી મોટી નદીઓના કિનારાઓ ઉપર અને એમના મુખપ્રદેશ ઉપર હમેશાં મહાન સંસ્કૃતિઓ વિકસી છે. જગતના ઇતિહાસમાં એવા ઘણા દાખલા બનેલા છે.[૧૩] નાઇલ, યુફ્રેટીસ તીગ્રીસ, સિંધુ આદિ નદીઓનાં મુખ અને તટ પ્રદેશે મોટી સંસ્કૃતિઓને જન્મ આપ્યા છે. ભૂસ્તર અને ભૂગોળવેત્તાઓ એકમત છે કે આ નદીઓના પ્રવાહ તેમના હાલના સ્વરૂપમાં છે તેવા પ્રાચીનકાલમાં નહોતા. હિંદુસ્તાનમાં તો નદીઓએ પ્રવાહ ખાસ બદલેલા છે.[૧૪] સિંધુ પહેલાં કચ્છના રણમાં (સમુદ્રમાં) મળતી હતી.[૧૫] સરસ્વતીના ટુકડા થઇને આખો પ્રવાહ જ ઊડી ગયો છે. ભૂસ્તરવેત્તાનું એમ પણ માનવું છે કે કચ્છ અને ખંભાતના અખાતો એ માત્ર એવી કોઈ વિશાલ નદીનાં માત્ર પહોળાં થઇ ગએલાં મુખ છે. અને સિંધુનાં મુખ કચ્છના રણની જગ્યાએ આવેલા સમુદ્રમાં હતાં તો ખંભાતનો અખાત એ સરસ્વતીનું એક મુખ હોય એમ માનવાને કારણ છે. આ આખો વિષય રસમય હોવાથી એક જુદા પરિશિષ્ટમાં ચર્ચીશું.

નદીના આવા પહોળા થઇ ગયેલા મુખથી બનેલા અખાતને આજે મહી નર્મદા આદિ નદીઓ મળે છે. પૌરાણિક સમયમાં એનો મોટો પહોળો ફાંટો ઉત્તરમાં સાબરમતી નદીની બાજુમાં થઈ કચ્છના રણ તરફ જતો હતો. બે હજાર વર્ષ પૂર્વે એ ફાંટો ખંભાત અને કચ્છના અખાતને નળ સરોવર મારફત જોડી દેતો હતો અને કાઠીઆવાડ બેટ હતો.[૧૬] પરંતુ તેથી પણ પહેલાંના સમયમાં એ બાજુની ભૂગોળમાં એથી પણ જરા ફેર હતો. દરિયાના આ ફાંટા અને એના સરસ્વતી અને સિંધુનાં મુખ સાથેના સંબંધથી ગૂજરાતના આ બધા કિનારાનો વહાણ દ્વારા સંબંધ હિંદુસ્તાનના મધ્ય ભાગ સાથે છેક કુરૂક્ષેત્ર સુધી અને પંજાબના ઉત્તર ભાગ સુધી હતો.[૧૭] બીજું પૌરાણિક ભૂગોળ પ્રમાણે પશ્ચિમ–દક્ષિણ સમુદ્રને ખરેખરો મહાર્ણવ કહેતા.[૧૮] એટલે તે સમયના હિંદુસ્તાનનો બહારની દુનિયા સાથે સંબંધ અરબી સમુદ્રનાં બારાં મારફતે હતો; અને ઉપર જોયું તેમ સિંધુ અને સરસ્વતીનાં મુખ કચ્છના રણના પુરોગામી સમુદ્રથી શરૂ થઇ ખંભાતના અખાત

---

૧૩ Sir John Marshall: Mohenjo-Daro and the Indus Civilization. P. 93-94. ખાસ કરીને ઇ.સ. પૂર્વે બે હજાર વર્ષ જેટલા પ્રાચીન સમયમાં તો લોકના ઇતિહાસમાં અને સંસ્કૃતિઓના વિકાસમાં નદીઓએ જ મુખ્ય ભાગ ભજવેલો છે. સિંધુ અને એની સહચરીઓને દક્ષિણ એશિયામાં સૌથી પહોળા પ્રવાહ ગણવામાં આવે છે. નષ્ટ થએલી સરસ્વતીની ગણના આ લેખકો કરતા નથી એ આશ્ચર્યની વાત છે.

૧૪ જુઓ એ જ પ્રકરણ ૧લું અને અમરનાથ દાસકૃત India & Jambu Island.

૧૫ Imperial Gazetteer I; Gates of India By Sir Thomas Holdich પૃ ૨૭ અને ૧૪૪. કાઠીઆવાડ ગેઝેટીઅર પૃ. ૭૮ વગેરે ગ્રંથો ટેકો આપે છે.

૧૬ કાઠીઆવાડ ગેઝેટીઅર પૃ. ૭૮ અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૧૬-૧૭ છેક ૧૮૨૭માં એક લેખક લખે છે કે વરસાદ વધારે પડે ત્યારે કચ્છના અખાતનું પાણી નળ સરોવરમાં થઇ ખંભાતના અખાતમાં આવતું.

૧૭ એની ચર્ચા સરસ્વતીના પ્રવાહના પરિશિષ્ટમાં થશે. નકશામાં આ બતાવવા યત્ન કર્યો છે.

૧૮ બૃહત્ સંહિતા કૂર્મવિભાગ અ. ૧૪.

સુધી હતા તેથી ખભાતનું સ્થળ હમેશા તે સમયની જનસ્મૃતિ અને વેપારનું કેન્દ્ર રહે તેમાં નવાઈ નથી.

આ ભૌગોલિક પરિસ્થિતિ, ગયા પ્રકરણમા ખંભાતની અને મહી નદીની જે પ્રાચીનતા વિચારી, તેનાથી પણ ખંભાતને વધારે પ્રાચીન સમયમા મૂકી શકે. પરતુ એટલી બધી પ્રાચીનતાની બાબત કાઈક સંદિગ્ધ હોવાથી એનો વિચાર પરિશિષ્ટમા જ કરીશું. એટલે ખંભાતની આસપાસના સ્થળની પ્રાચીનતાના બીજા પૌરાણિક ઉલ્લેખ હોય તે તપાસી આ પ્રકરણ પૂરૂં કરીએ.

**મહી નદીની પ્રાચીનતા**

મહી નદીનું નામ ટોલેમી આદિ ગ્રીક લેખકો લખે છે. ખંભાતના અખાતને મથાળે મહી નદીનું મુખ છે એમ પણ લખે છે.[૧૯] માર્કંડેય પુરાણમા પણ એનું નામ છે.[૨૦] શિવપુરાણ કહે છે કે મહીના મુખ આગળ એક કોતરમા શિવે અધકાસુરને માર્યો હતો.[૨૧] મહાભારતમા માહેય[૨૨] નામનો જનપદ લખેલો છે. એને મહીના દક્ષિણ કાંઠાના દેશ તરીકે વાયુપુરાણ ગણાવે છે.[૨૩] મહાભારતમા મહીના ઉત્તર તટને મહ્યુત્તર નામનો જનપદ કહ્યો છે.[૨૪] વરાહમિહિરે (છઠ્ઠી સદી) પણ મહી તટનો ઉલ્લેખ કર્યો છે.[૨૫] આ ઉપરથી સમજાશે કે મહી નદીના બન્ને કિનારા ઘણા પ્રાચીનકાળથી વસ્તીવાળા હતા. સ્કદપુરાણે તો આખો એક અંતર્ગત ખડ મહીસાગરના માહાત્મ્ય તરીકે લખ્યો છે. વાયુપુરાણ સર્વથી જૂનું પુરાણ મનાય છે.[૨૬] એટલે આ બધા ઉલ્લેખો માથે વાયુપુરાણની પ્રાચીનતાનો વિચાર કરતા મહીનો તટપ્રદેશ અને ખંભાતનું સ્થળ ઈસ્વીસનની શરૂઆત પહેલા સમૃદ્ધ હતું એમ નક્કી થઇ શકે છે. સ્કંદ તથા શિવપુરાણ પ્રમાણે મહીના મુખ આગળ તારક કે અંધક નામના અસુરો મરાયા હતા એ સ્વીકારીએ તો, અને એ બીના, અને દેવાસુર સંગ્રામની વાતો પુરાણોના કેવળ ગપાટા નથી પરંતુ ઘણા જ પ્રાચીન સમયની બહુ દંતકથાઓથી મિશ્રિત થએલી ઐતિહાસિક પરંપરા છે એ હાલની શોધોથી લગભગ સિદ્ધ થએલી વાત[૨૭] સ્વીકારીએ તો, ખંભાતનું સ્થળ અને ગુજરાતનો કિનારો કહેવાતા પ્રાગૈતિહાસિક સમયની લગભગ સમીપ જ પહોચે. પરંતુ આ ઘણી વાદગ્રસ્ત હકીકતને અહીં ન ચર્ચતા પૌરાણિક ઇતિહાસના પ્રકરણને લગતા પરિશિષ્ટમા ચર્ચીશું.

---

૧૯ Mc Crindles' Ptolemy, સુરેન્દ્રનાથ મઝુમદાર સંપાદિત પૃ ૩૮ River Mophis એટલે મહી Periples એને Mais લખે છે

૨૦ માર્કંડેય પુરાણ ૧ અ ૫૭ De's Geo Dic. of Ancient India.

૨૧ શિવપુરાણ ૧ અ ૩૮૪૩ De's Geo. Dic. of Ancient India.

૨૨ Wilson's Vishnu Purana II 169 Topographical lists from Mahabharata

૨૩ વાયુપુરાણ–II ૪૫ De's Geo. Dic. of ancient India અને ઉપરના વિષ્ણુપુરાણની પૃ ૧૬૯ની નોધ

૨૪ ઉપરના વિષ્ણુપુરાણનુ પૃ ૧૭૦ (Topographical lists from the Mahabharata)

૨૫ બૃહત્સંહિતા, ૧૬–૩૨ ગ્રહભક્તિ અધ્યાય કેટલાક જ્યોતિષીઓની ગણત્રી મુજબ વરાહમિહિરનો સમય ઇ સ ની શરૂઆતમા થાય છે

૨૬ જુઓ ડ. કે. શાસ્ત્રીકૃત પુરાણવિવેચન (ગુ વ સો)

૨૭ પુરાણની વાતો કેવળ ગપાટા નથી એ વાત સપ્રમાણ કલકત્તા હાઇકાર્ટના જજ અને પુરાણોના એક સમર્થ અભ્યાસી મિ પાર્જીટરે પોતાના Ancient Indian Historical Tradition નામના ગ્રંથમા વિસ્તૃત ચર્ચા સાથે સિદ્ધ કરી છે

ખંભાતના અખાતના કિનારાના લાટ દેશનું વર્ણન કરતાં નર્મદાના મુખની દક્ષિણે કેમેની (Kamane)નામનું સ્થળ ટોલેમી લખે છે,[૨૮] (ઇ. સ. બીજી સદી) પેરીપ્લસમાં કમોની (Kammoni) નામનું ગામ આપેલું છે.[૨૯] કેટલાક એ એને એક જ સ્થળ ગણે છે અને કેટલાક જુદાં ગણે છે.[૩૦] બન્ને ઉલ્લેખોનાં વર્ણન ઉપરથી તેમનાં સ્થળ હાલનાં ખંભાતની જગ્યાએ આવતાં નથી. પરંતુ આ ગ્રીક લેખકોના સ્થળનિર્ણય તદ્દન ચોક્કસ માનવા જેવા નથી.[૩૧] એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકામાં ખંભાત વિશે લખનાર ટોલેમીના કમેની (Kamane)ને ખંભાત જ માને છે.[૩૨] એ અનુમાન ખરૂં લાગે છે. છતાં એ લેખકે એમ માનવા માટે કાંઈ પણ પુરાવો કે આધાર આપ્યો નથી.

---

૨૮ Mc. Crindles Ptolemy–P. 38-39.

૨૯ Periplus of the Erythrean Sea (Oxford) P. 99 અને નોંધ ૨.

૩૦ જુઓ બૉમ્બે ગેઝેટીઅર વો. ૧. ભા. ૧. પૃ. ૫૩૯. આમાં એકને કીમ ગણે છે અને બીજાને કામરેજ અથવા કામરેજ કહે છે. મેકક્રીન્ડલ પેરિપ્લસના આધારે લખે છે કે કમેનીને નર્મદાની ઉત્તરે મૂકવામાં ટોલેમીની ભૂલ છે, અને કદાચ ટોલેમી અને પેરપ્લસનાં ગામો જુદાં હોય. પેરિપ્લસના કમોનીનું સ્થળ સુરત જેટલે દક્ષિણે છેટે આવે છે. ખરી રીતે આ બન્નેનાં વર્ણન ગોટાળો ઉત્પન્ન કરે તેવાં છે. મેકક્રીન્ડલની શંકા ખરી લાગે છે. કીમ અને કામરેજ કિનારાથી છેટાં અંદર આવેલાં છે, અને નામના પહેલા અક્ષરના મળતાપણાથી એ નામ બેસાડવા માટે વધારે આધાર જોઇએ. ટોલેમી પેરિપ્લસ કરતાં સ્થળનિર્ણયમાં અચોક્કસ છતાં કમેનીને નર્મદાના મુખની ઉત્તરે મૂકવામાં એ સાચો હોય એમ એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકાના લેખથી સમજાય છે; અને એમ હોય તો ટોલેમીના કમેનીથી ખંભાત ઉદ્દિષ્ટ થાય.

૩૧ ટોલેમીએ જાતે આ કિનારો જોયેલો નથી એવો મત છે. જુઓ સુરેન્દ્રનાથ મજમુદાર શાસ્ત્રીની ટોલેમી ઉપર પ્રસ્તાવના.

૩૨ એ લેખક Kamaneને બદલે Kamenes લખે છે. એટલે એણે મૂળ ગ્રીક નકલ ઉપરથી જોઇ ખાત્રી કરી હોય એમ સંભવે છે. Enc. Bri. 13th. Ed, Vol. V.

# પ્રકરણ ત્રીજું

## અભિધાન

**ખભાતનાં નામ**

કોઈ સ્થળના નામ ઉપરથી જ જોતા તે નામ પડવાના કારણ માટે ચર્ચાને સ્થાન રહેતુ નથી કેઇ સ્થળને માટે ટૂકી ચર્ચાથી ખુલાસો થઈ જાય છે ખભાતને માટે એવુ નથી એ એના ઇતિહાસની એક વિચિત્રતા છે, એટલે ખભાત નામ પડવાનુ કારણ અને ખભાત શહેરના બીજા નામ વગેરે મળી ખાસ નામ–અભિધાન માટે જ એક આખુ પ્રકરણ અને એક પરિશિષ્ટ લખવાનુ પ્રાપ્ત થાય છે ખભાત નામ વિશે ગુજરાતના અગ્રગણ્ય વિદ્વાનોમા[1] એક વખત એટલી લાબી ચર્ચા થએલી છે કે એવી ચર્ચા બીજા કેઈ ભૌગોલિક સ્થળના નામ માત્ર ઉપર ભાગ્યે જ થએલી જોવામા આવે આપણી ઐતિહાસિક પરપરાની એવી રીત છે કે કોઈપણ સ્થળની પ્રાચીનતા સિદ્ધ કરવા માટે એના ચાર યુગના ચાર જુદા નામ આપી એને પૈરાણિક ઓપ ચઢાવે પરતુ ખભાતે એવો યુગાતરની પ્રાચીનતાનો બાહ્ય આડબર કર્યા વગર ચાર કરતા વધારે નામ ધારણ કરેલા છે એના ખભાત–ખભાયત, સ્તભતીર્થ, ત્રબાવતી–તામ્રલિપ્ત, મહીનગર, ભોગવતી, પાપવતી, કર્ણાવતી એ પ્રમાણે સાત નામ છે એટલે મુખ્ય નામ ખભાત અને બીજા નામોનો સવિસ્તર વિચાર કરવાની આવશ્યકતા છે

ખભાતના આ નામોમા સ્તભતીર્થ એ સપ્રમાણ ગ્રથો અને લેખોમા વપરાતુ નામ છે, તામ્રલિપ્ત અને મહીનગર એ પૈરાણિક જણાય છે, અને બાકીના લોકની પરપરાથી પ્રાપ્ત થએલા છે એનો વિચાર કરતા પહેલા હાલના ઇતિહાસલેખકોએ કેટલાક નામ ભ્રમથી દાખલ કરેલા છે તેને માટે ટૂકામા વિવેચન કરવુ પડે તેમ છે.

**ગજની ખભાતની જગ્યાએ નહોતુ**

રાસમાળાને આધારે ખભાત ગેઝેટીઅરના લેખક[2] કહે છે કે વલભીના સમયમા મહી નદીના મુખ ઉપર ગજની નામનુ નગર હતું અને વલભી રાજ્યનું એ મારૂ બદર ગણાતુ કર્નલ ટૉડ લખે છે કે ગજની કે ગયની ખભાતથી ત્રણ માઈલ છેટે હતું અને ખભાતના જૂના નામોમા એ નામ પણ કહેવાતુ વલભીપુર સાથે એ પણ લૂટાયુ ત્યારે ત્યાનુ રાજકુટુબ ગજનીમા આવી રહેલું હતું બાપા રાવળે મુસલમાનો પાસેથી એ જીતી લીધુ ઈ સ ૮૧૦ સુધી ખભાતનુ નામ ગજની હતુ બાપા

---

૧ વસત સ ૧૯૬૯ ૭૦ અને બુદ્ધિપ્રકાશ ઇ સ ૧૯૧૫ના અકોમા સાક્ષર શ્રી નરસિહરાવભાઈ, રવ શ્રી તનસુખરામભાઇ અને શ્રી સી ડી દલાલ વચ્ચે લાબી ચર્ચા ચાલી હતી

૨ મુંબાઇ ગેઝેટીઅર વો ૬ પૃ ૨૧૩ નો ૨

રાવજી પોતાના ભત્રીજાને એનો અધિકારી નીમ્યો હતો.[3]

આ કથન નિરાધાર અને ભ્રમમૂલક છે. મહીના મુખ આગળ ત્રણ માઇલને છેટે તો જાણીતું નગર ફક્ત નગરા છે એમ સિદ્ધ થએલું છે. ગજની નામનું નગર એટલામાં હતું અને ખંભાતનું જ એ પ્રાચીન નામ હતું એમ કોઇ સપ્રમાણ લેખ કે ગ્રંથમાં જડતું નથી. ખંભાતનાં જે જે નામ લેખ અને ગ્રંથોમાં તથા લોકકથાઓમાં જડે છે તેમાં પણ ગજની નામ નથી. કર્નલ ટૉડે આધાર સાથે લખ્યું નથી. વલભીના લેખમાં ગજની નામ આવે તે ઉપરથી તે ખંભાતની જગ્યાએ હતું અને ખંભાતનું જ જૂનું નામ હતું એમ સિદ્ધ થતું નથી. વલભીના જ લેખમાં ખંભાતને સ્થળે પ્રસિદ્ધ નગરક—નગરા હતું એની ચર્ચા આગળ કરીશું. એટલે ગજની કે ગપની એ હાલનું ગાજના ગામ હોય એમ સુપ્રયુક્ત લાગે છે. એ ગામ મહીના મુખ ઉપર જ છે. મહી નદીનો પ્રવાહ મહીસાગરને નામે પહોળો થાય છે તે જગ્યા ઉપર દહેવાણથી થોડે છેટે એ ગામ આવેલું છે, અને ખંભાતથી પૂર્વે આશરે વીસ માઇલ છેટે છે.

**ગંભૂતા ખંભાતનું નામ નથી**

બીજો એવો જ ભ્રમ ગંભૂતા નામ માટે ચાલે છે. ગંભૂતા[4] એ ખંભાતનું પ્રાચીન નામ નથી એ નિર્વિવાદ છે. વનરાજના સમયના શીલગુણસૂરિના આચારાંગ સૂત્રની ટીકામાં गंभूताया़ આવવાથી ઉચ્ચાર સાદૃશ્યથી આ ભૂલ ડૉ. બ્યૂલર આદિએ કરેલી જણાય છે. ગંભૂતાનો ઉલ્લેખ પ્રાચીન સાહિત્યમાં ત્રેત્રણ વખત આવે છે. એમાં गंभूता पथक એ વાધક પથકની સાન્નિધ્યમાં છે, અને એની પાસે કલ્હરી ગામનો પણ ઉલ્લેખ છે. આ વાધક પથક તે હાલનું વઢીઆર એટલે બહુચરાજી પાસેનો ભાગ; અને કાલ્હરી ગામને હાલ કાલડી કહે છે તે પણ ત્યાં જ આવેલું છે. એટલે ગંભૂતા પાટણ જિલ્લામાં હોવાનું સિદ્ધ થાય છે અને તે હાલનું મોઢેરાની પાસે આવેલું ગાંભૂ ગામ છે. હાલ પણ એને કસ્બો કહી શકાય એવડું મોટું એ છે. એટલે પૂર્વે પથક એટલે તાલુકો અને તેનું તે મુખ્ય નગર હશે એ સિદ્ધ વાત છે. ખંભાત સાથે એને કાંઇ સંબંધ નથી.

**ખંભાત પ્રાચીન જૈન તીર્થ નથી**

હવે ખંભાતના સ્થંભતીર્થ એ સંસ્કૃત નામ ઉપરથી એને સ્તંભનકપુર અથવા સ્તંભનપુર નામનું પ્રાચીન જૈન તીર્થ કહેવામાં આવે છે એ ભ્રમનો ખુલાસો થવાની પણ જરૂર છે. ખંભાતમાં હાલ

---

૩ ટૉડ રાજસ્થાન, એસ.કે લાહીરી સંપાદિત આવૃત્તિ, વૉ. ૧, પૃ. ૨૦૨-૩ અને પ્ર. ૪, પૃ. ૩૨૧. વિ.સં. ૧૯૭૦ના ચૈત્રના વસંતના માસિકના અંકમાં ખંભાત વિશેની ચર્ચામાં નોંધમાં આ ઉતારો આપેલો છે. તેમજ તેમાં વધુ જણાવ્યું છે કે શ્રી દેવદત્ત ભાંડારકર ઇ.સ. ૮૧૦માં ખંભાતનું નામ ગજની હતું એમ લખે છે. શ્રી દેવદત્તની આ માન્યતા માટે કાંઇ પ્રમાણ આપ્યું હોય એમ જણાતું નથી. ખંભાતના હાલના સ્થળથી ત્રણ માઇલ છેટે ગજની હતું એમ લખવામાં તો ગજની અને નગરા વચ્ચે ગોટાળો ઊભો કરેલો જણાય છે.

૪ બૉમ્બે ગૅઝેટીઅર, વૉ. ૧, ભા. ૧, ગૂજરાતનો ઇતિહાસ, પૃ. ૧૨૩. અહીં ગંભૂતા એ ખંભાતનું જૂનું નામ છે એમ નિશ્ચયપૂર્વક લખ્યું છે છતાં કારણ કે આધાર આપ્યો નથી. એટલે પાછળના લેખકોએ એને પ્રમાણ માનેલું છે. વસંત પત્રની ચર્ચામાં શ્રી તનસુખરામભાઇએ ગંભૂતા નામ ખંભાતનું હોય નહિ એમ લખ્યું છે; પરંતુ ગંભૂતા કયું ગામ તેનો નિર્ણય કરેલો નથી.

શ્રી સ્તભન પાર્શ્વનાથનુ મદિર છે અને તે કારણથી જૈનોનુ એ તીર્થ ગણાય છે. એટલે સ્તંભતીર્થ અને સ્તભન પાર્શ્વનાથનુ તીર્થ એ બે શબ્દસાદસ્યથી એ જૈન તીર્થ ઉપરથી જ ખંભાતનું નામ પડયું હશે એમ આજ સુધી લખાએલા લગભગ બધા ઇતિહાસમા જણાવેલુ છે.[૫] પરતુ આ વાત અત્રે સ્પષ્ટ કરવાની ખાસ અગત્ય છે કે સ્તંભતીર્થ અને સ્તભન પાર્શ્વનાથનો સબધ બહુ પ્રાચીન નથી. એ સબધ પાછળથી થએલો છે. સ્તભતીર્થ નામ સ્તંભન પાર્શ્વનાથની ખંભાતમા સ્થાપના કરી તે પૂર્વે ઘણા કાળથી વપરાતુ હતુ. જે સ્તભનપુર નગરમાથી સ્તંભન પાર્શ્વનાથને ખભાતમા લાવી સ્થાપન કરવામા આવ્યા હતા તે નગર અને સ્તંભતીર્થ–ખભાત એ બે કેવળ જુદા જ શહેરો છે.[૬] એટલે સ્તંભતીર્થ–ખભાત પ્રાચીન જૈન તીર્થ નથી.

**સ્તંભતીર્થ અને સ્થંભનપુર**

ખંભાયત નામ કે જેનુ સસ્કૃત રૂપ પાછળથી સ્તભતીર્થ થયુ છે તેનો જૂનો ઉલ્લેખ ગગાધરે રચેલા 'પ્રવાસકૃત્ય'મા આવે છે. એ ગ્રથ વિ સ. ૧૧૬૩મા રચાયો છે. કંબાયત કે ખંભાયત નામ આરબ મુસાફરો છેક ઈ.સ. ૯૧૫થી વાપરે છે. સ્તભનપુર અથવા સ્તંભનકપુરનો ઉલ્લેખ અભયદેવસૂરિએ વિ.સ ૧૧૩૧મા કર્યો છે પાદલિપ્તાચાર્યના સમયમા નાગાર્જુને પારાનુ સ્તંભન કરવા માટે પ્રબધ કર્યો તે પ્રસગમા શ્રી પાર્શ્વનાથની મૂર્તિ લઇ આકાશ માર્ગે જતા સેઢી નદીને કિનારે લાવી સ્થાપી અને પ્રતિષ્ઠાનપુરના સાતવાહન રાજાની પદ્મિનીરાણી ચદ્રલેખાને હાથે રસ-વિધાન કરાવતા તે સ્થળે પારો સ્તભ્યો ત્યા સ્તંભનપુર નામનુ નગર પ્રસિદ્ધ થયુ. સમય જતા નગર અપ્રસિદ્ધ થયુ અને મૂર્તિ વદનમાત્ર બહાર રહી બાકીની ભૂમિમા દટાઈ ગઇ. વિ. સં. ૧૦૮૮ થી ૧૧૩૫ની વચ્ચે શ્રી અભયદેવસૂરિને તેનુ જ્ઞાન પ્રાપ્ત થતા તેમણે 'જયતિહુઅણ' સ્તોત્રથી સ્તવન કરતા મૂર્તિ આપોઆપ બહાર આવી અને સ્તભનપુર ફરી વસ્યુ આ સમયથી તે વસ્તુપાલ

---

૫ ખભાત ગૅઝેટીઅરમા સ્કદ પુરાણની વાતને ટેકો આપી સ્તભન પાર્શ્વનાથનો ઉલ્લેખ કરેલો નથી, પણ સામાન્ય રીતે જૈનો સ્તભન પાર્શ્વનાથના તીર્થ ઉપરથી સ્તંભતીર્થ નામ પડ્યુ એમ માને છે એક જૈન લેખકે શ્રી સ્તંભન પાર્શ્વનાથની મૂર્તિ સેઢી નદીને કિનારેથી શ્રી અભયદેવસૂરિએ લાવી ખભાતમા સ્થાપી એમ લખ્યુ છે તે પણ ભૂલ છે શ્રી સૂરિએ એ પ્રતિમા સેઢીને તીરે તે જ નામનું શહેર ફરી વસાવી સ્થાપેલી, જેની ચર્ચા આગળ કરી છે

૬ વસત પત્રમા શ્રી નરસિંહરાવભાઇ અને શ્રી તનસુખરામભાઇ વચ્ચે જે ચર્ચા ચાલેલી તેમા સ્તંભનપુર અને સ્તંભતીર્થ–ખભાત એ બે નગરો જુદાં છે એમ લાબી ચર્ચાને અતે શ્રી નરસિંહરાવભાઇને લાગેલુ, પરતુ સ્તભનપુરનો સ્થળનિર્ણય તે સમયે થએલો નહિ શ્રી તનસુખરામભાઇએ સ્તભનપુર સેઢી નદીને તીરે હતુ તેના ઉલ્લેખો નોધેલા, પરતુ એ નગર, સ્તભતીર્થ અને સ્તભતીર્થ વેલાકુલ એ ત્રણે એક શહેર ભિન્નભિન્ન સમયે ખસતા ખસતા વસેલા એવી મતલબનુ લખાણ કરેલું છે, અને સ્તંભનપુરને તદ્દન ભિન્ન નગર ગણેલું નથી આચાર્ય વલ્લભજીએ પોતે સપાદિત કરેલી 'કીર્તિકૌમુદી'ની પ્રસ્તાવનામાં સ્તંભનપુર તે ખભાત હોઇ શકે એવો સદિગ્ધ ઉલ્લેખ માત્ર કર્યો છે, પરતુ એ સ્થળ કયુ તે બતાવ્યુ નથી, એટલે એમને સ્તભતીર્થના પ્રાકૃત સ્વરૂપમા સ્તંભનપુરના પ્રાકૃત સ્વરૂપનો 'ણ' આવવો જોઇએ એમ લાગ્યાથી સદિગ્ધ અનુમાન કર્યું હશે સ્તભનપુરના 'ન'નો પ્રાકૃત રૂપમાં 'ણ' થવો જોઇએ તે સ્તંભતીર્થના પ્રાકૃત રૂપમા નથી આવતો એ અગત્યની વાત જ એ બે નગરોને ભિન્ન ગણવા માટે પૂરતી છે 'સ્ત' તો બને નામના આરભમા છે, અને પ્રાકૃતમા એનો વિકલ્પે ખ અને થ થાય છે એ આખી ચર્ચા ખભાતના અભિધાનપ્રકરણ માટે ઉપયોગી છે એટલે પરિશિષ્ટમા કરીશું

તેજપાલના સમય (તેરમી સદી) સુધી આ સ્તંભનપુર શેઢી નદીને કિનારે જુદું નગર હતું અને એને ખંભાત સાથે સંબંધ નહોતો.[૭] વસ્તુપાલના ગિરનારના લેખમાં સ્થંભતીર્થ વેલાકુલ અને સ્તંભનપુર બે જુદાં સ્પષ્ટ રીતે આપેલાં છે. શેઢી નદીના ઉપરના સ્તંભનપુર અને સ્તંભતીર્થનાં પ્રાકૃત નામો જુદાં આપેલાં છે. સ્તંભનપુરને 'થંભણપુર' અને સ્તંભતીર્થને 'ખંભનયરી' કહે છે.[૮] સ્તંભનપાર્શ્વનાથને પણ 'થાભણા પારસનાથ' કહે છે. આ સ્તંભનપુર અથવા થંભણપુર તે શેઢી નદીને કિનારે હાલ ભગ્નાવશેષ દશામાં ઠાસરાથી થોડે દૂર આવેલું છે, અને આજે પણ તેને થામણા કહે છે. અઢારમી સદીના મધ્ય ભાગ સુધી એ ઠીક દશામાં હતું.[૯]

**સ્તંભનપુરથી શ્રી પાર્શ્વનાથની મૂર્તિ ખંભાત આવી**

આ સ્તંભનપુરમાંથી શ્રી સ્તંભન પાર્શ્વનાથની પ્રતિમા ક્યારે સ્તંભતીર્થમાં આવી તે વિચારવાની ખાસ જરૂર છે. વિક્રમની પંદરમી સદીની શરૂઆત પહેલાંના ગ્રંથમાં આ સ્થંભનપુરને ખંભાતથી ભિન્ન ગણવામાં આવતું. તે પછીના ગ્રંથોમાં ખંભાત માટે સ્તંભતીર્થ અને સ્તંભનપુર એમ બે નામ વપરાવા માંડ્યાં. પ્રબંધચિંતામણિના કર્તા મેરુતુંગાચાર્યે શ્રી स्तंभनाथचरित्र નામનો ગ્રંથ રચેલો છે. એ ગ્રંથ હાલ અપ્રસિદ્ધ અને અપૂર્ણ સ્વરૂપમાં ઉપલબ્ધ છે. એમાં આચાર્ય લખે છે કે સં. ૧૩૬૮ वर्षे इदं च बिंबं श्री स्तंभतीर्थे समायात् ॥ વિ. સં. ૧૩૬૮ (ઈ. સ. ૧૩૧૨–૧૩) આ બિંબસ્તંભન પાર્શ્વનાથના બિંબને–સ્તંભતીર્થ (ખંભાત) લાવ્યા.[૧૦] એ જ આચાર્યે પોતાના પ્રબંધચિંતામણિ ગ્રંથમાં સ્તભંન પાર્શ્વનાથનું ધામ શેઢી નદીને કિનારે સ્તંભનપુરમાં છે એમ સ્પષ્ટ લખેલું છે. એટલે સ્તંભનપુર

---

૭ જુઓ પ્રબંધચિંતામણિ; રામચંદ્ર દીનાનાથ સંપાદિત પૃ. ૩૧૦-૧૧ – 'सेढीतटिन्यास्तटे' વગેરે. તીર્થકલ્પ, બંગાળ આવૃત્તિ: પૃ. ૪૪. પાર્શ્વનાથ કલ્પ: શ્રી પાર્શ્વનાથની ત્રણ પ્રતિમાઓ હતી તેમાંની ત્રીજી સ્તંભનપુરમાં: तृतीया थंमणपुरंमि पत्ता सेढीतट जरंपलासवणे ॥ એ રીતે શેઢીને તટે પલાશના વન પાસેનો ઉલ્લેખ છે. प्रभावकचरित्रમાં–અભયદેવપ્રબંધમાં શ્લો. ૧૪૨, ૧૪૪ અને ૧૫૦ જુઓ: . . . स्तंभन ग्रामे सेटिका तटिनी तटे ॥ વગેરે. પ્રભા. ચરિત્ર ચૌદમી સદીનું છે. ગ્રામ શબ્દ ઉપરથી સ્તંભનપુર તે સમયે બહુ મોટું નગર જેવું નહિ હોય. प्रबंध चतुर्विंशति सेढी नदीतीरे पार्श्वदृष्टौ रसः स्तंभितः । स्तंभनकं नाम तत्तीर्थं प्रपथे । स्तंभनपुरं नाम पुरं च ॥ એમ સ્તંભનક અને સ્તંભનપુર બે ઉલ્લેખ તીર્થ અને પુરને ઉદ્દેશીને છે. તે સ્તંભતીર્થ–ખંભાતને ભિન્ન સિદ્ધ કરે છે.

૮ થંભણપુર એ પ્રાકૃત નામનો આધાર પાછળ આપ્યો. ખંભનયરી એ ખંભાતને માટે પ્રાકૃત પ્રયોગ છે તે માટે જુઓ समरारासु, प्राचीन गुर्जर काव्य, વડોદરા ઓરીએન્ટલ સીરીઝ.

૯ ઠાસરા તાલુકામાં આવેલું થામણા ગામ એ જ સ્તંભનપુર છે. એ શેઢીને કિનારે છે અને ઘણું પ્રાચીન છે. ત્યાં પલાશ–ખાખરાનું વન પણ હતું. આ વાતનું જૈનાચાર્ય ઇતિહાસ તત્ત્વજ્ઞ શ્રી કલ્યાણવિજયજીએ પણ પત્રદ્વારા સમર્થન કરેલું છે. થામણા ગામના ઉલ્લેખ મીરાતે અહમદીમાં આવે છે. અઢારમી સદીના અંત સુધી ત્યાં ખાલસાહી થાણું હતું.

૧૦ જુઓ प्राचीन जैन लेख संग्रह मा. २; મુનિશ્રી જિનવિજયજી સંપાદિત–ગિરનારલેખ નં. ૩૮એ ને તે ઉપરની નોંધ. શ્રી જિનવિજયજીએ પાટણ ભંડારમાં ઉપરોક્ત ગ્રન્થ જોઈ આ ખાત્રી કરેલી છે. થામણા–થાંભણા. એ થંભણયનું હાલનું ગુજરાતી રૂપ છે; અને એ સ્તંભનકનું પ્રાકૃત રૂપ છે. અભયદેવ સૂરિએ 'જયતિહુઅણ' આદિ શબ્દોથી જે સ્તવન રચેલું છે તેમાં પાર્શ્વનાથને 'થંભણ પુરટ્ઠિય' એટલે स्तंभनपुरस्थित એમ લખેલું છે.

અને સ્તંભતીર્થ એ ઉચ્ચારસાદૃશ્યથી બન્ને ભિન્ન નગરોને એક ધારવાની પાછળના ઇતિહાસલેખકોએ ભૂલ કરી હશે[11] આ ઉપરથી ખંભાત ઈ સ. ૧૩૧૨–૧૩ એટલે અલ્લાઉદ્દીન ખીલજીના લશ્કરે ગૂજરાત સર કર્યું તે અગાઉ શ્રી સ્તંભન પાર્શ્વનાથનુ ધામ બન્યુ તે પૂર્વે નહોતું

**તામ્રલિપ્ત ત્રંબાવતી**

ખંભાતને બીજા નગરોના નામો સાથે મેળવી દેવાના જે જે પ્રયત્નો થયા છે તેની ચર્ચા કરી હવે ખંભાતના બીજા ઐતિહાસિક અને પરંપરાગત નામ છે અને તે ખરેખરા ખંભાતના જ નામ છે તેનો વિચાર કરીએ વિદ્વાનોએ જેમ ઉપરના નામો ખંભાતના ન હોવા છતા તેને ખંભાતના ગણવા પ્રયત્ન કર્યો તેમ કેટલાક નામ ખરેખર ખંભાતના હોવા છતા તેને માટે શકા ઉઠાવી છે, અને તેમને દંતકથા કહી લગી કાઢ્યા છે તેવુ એક નામ તે ત્રંબાવટી અગર ત્રંબાવતી

ખંભાત ગેઝેટીઅરમા ત્રંબાવતી નામ તાંબાના કોટની દંતકથાને બંધ બેસાડવા માટે યોજ્યુ હશે એમ કહી ડૉ બ્યુલરનો મત ટાકે છે[12] એ નામ જૈન કે બ્રાહ્મણ ગ્રંથોમા લખેલુ નથી એમ લખે છે શ્રી તનસુખરામભાઇ એ નામ વિશ્વસનીય નથી એમ લખે છે એક લેખક સ્તંભાવતી અને ત્રંબાવતી સરખુ માની તેના ઉપરથી તામ્રનુ તંત્મ અને તેનું અનુદ્ધ ત્રમ કરી ત્રંબાવતી કે તામ્રવતી કર્યું હશે એમ માને છે

ખંભાતનુ ત્રંબાવતી નામ ખરૂં જ છે. એ સંસ્કૃત તામ્રલિપ્તનુ ભ્રષ્ટ રૂપ થએલુ છે. સિંહાસન-બત્રીશી અને પંચદંડ છત્રપ્રબંધ પ્રમાણે એ નામ વિક્રમ રાજાના વખતનું છે એમ મનાય એ પ્રબંધોની રચના ગમે ત્યારે થઈ હોય, પણ એમા વાતોના રૂપમા નોંધાએલી પરંપરા અર્વાચીન નથી ગર્દભ સેનની વાતને વિક્રમાદિત્યની ઐતિહાસિક વ્યક્તિ સાથે સબધ હોય કે ન હોય, પણ વિક્રમના નામનુ સાહચર્ય એ પરંપરાને ઈ સ ની છઠ્ઠી સદીની પૂર્વે તો મૂકે જ[13] આ બે ઉલ્લેખો ઉપરાંત પ્રો અનંત પ્રસાદ બૅનરજી શાસ્ત્રી પૂર્વના તામ્રલુક બંદરની પેઠે પશ્ચિમમા ખંભાતના અખાત ઉપરના તામ્રલુક બંદરનો ઉલ્લેખ કરે છે.[14] આપણે એની ચર્ચા પૌરાણિક પ્રકરણના પરિશિષ્ટમા કરીશુ ગૂજરાતી જૈન વાતો અને પ્રાચીન રાસાઓમા 'તામલિતિ' તામ્રલિપ્તિ બંદર દક્ષિણ દિશામા[15] હોવાનો ઉલ્લેખ કરે છે એ ગૂજરાતના જૈન લેખકો પૂર્વમા રહેલા તામ્રલિપ્તનો ઉલ્લેખ નહિ પણ તે વખતના ગૂજરાતની

---

૧૧ જિનહર્ષગણિકૃત વસ્તુપાલ ચરિત્રમા વસ્તુપાલ સ્તંભતીર્થના સંઘને લઇ સ્તંભનકમા પાર્શ્વનાથને નમવા જાય છે એથી પણ બે ભિન્ન સિદ્ધ થાય છે

૧૨ ખંભાત ગેઝેટીઅર, મુંબઈ–પૃ ૨૧૨ અને નોંધ

૧૩ જુઓ veber સંપાદિત Indishe Studien vol XV p 252 એમા सिंहासनद्वात्रिंशिका વિશે લખતા સાબરમતી અને મહી નદીઓની વચ્ચે તામ્રલિપ્તિનો ઉલ્લેખ કર્યો છે

૧૪ અનંતપ્રસા૦ બૅનરજી શાસ્ત્રીનુ Asur in India આ નિબંધમા શાસ્ત્રીજીએ સંસ્કૃતિની પેઠે ભૌગોલિક નામો પણ હિંદના પશ્ચિમોત્તર ભાગમાથી પૂર્વ અને દક્ષિણમા ગયા છે એવા અર્થનો સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો છે પૌરાણિક ઇતિહાસના પરિશિષ્ટમા એની ટૂંકી ચર્ચા ખંભાતના સ્થાનને અને ગૂજરાતના કિનારાને લગતી હશે તેટલી કરીશુ

૧૫ આ ઉલ્લેખ રા ભીમજી માણેકે છપાવેલા પ્રાચીન જૈન રાસાઓની વાતોમા આવે છે

દક્ષિણે આવેલા આપણા તામ્રલિપ્ત ખંભાતના જ ઉલ્લેખ કરે છે. પ્રાચીન પ્રાકૃત ચૂર્ણી ગ્રંથોમાં 'मरुमछ दीव पहास' વગેરે ગૂજરાતનાં બંદરો ભેગું तामलित्तिનો ઉલ્લેખ કરે છે અને જૈન સૂત્રોમાં 'जलपट्टणं मरुअछ तामलित्ति माइ' ઈત્યાદિ શબ્દોથી ભરૂચના સાન્નિધ્યથી ખંભાત વ્યક્ત થાય છે. ભરૂચ દીવ અને પહાસ–પ્રભાસના સહચર્યથી પણ ખંભાત જ ઉદ્દિષ્ટ છે.[૧૬]

હવે એથી વધારે સપ્રમાણ પુરાવો જોઇએ. શ્રી જિનપ્રભસૂરિના प्रभावकचरित्र (સં. ૧૩૩૪)ના શ્રી હેમચંદ્રસૂરિપ્રબંધમાં આ બાબત સ્પષ્ટ પુરાવો મળે છે. શ્રી હેમચંદ્રસૂરિએ સ્તંભતીર્થ—ખંભાતમાં દીક્ષા લીધી હતી એ તો જાણીતું છે. કેટલીક વિદ્યા ભણ્યા છતાં એમને વધુ જ્ઞાનની ઈચ્છા થવાથી કાસ્મીરવાસિની દેવીની (સરસ્વતીની) આરાધના કરવા ધાર્યું. એ વખતે પોતે ખંભાતમાં હતા. પ્રબંધકાર લખે છે કે એ માટે શ્રી સૂરિએ ताम्रलिप्तिમાંથી પ્રસ્થાન કરી બહાર આવેલા રૈવતાવતાર—નેમિનાથના સ્થળમાં ઉતારો કર્યો. ત્યાં રાત્રે જ દેવી પ્રસન્ન થઇ અને સૂરિને કાશ્મીર ન જવું પડયું. તેમજ સૂરિના ચરિત્રમાં પૂર્વના તામ્રલિપ્ત કે પૂર્વમાં કોઈ સ્થળે જવા માટે કે બંગાળ જવા માટે ઉલ્લેખ નથી. આ પ્રસંગમાં એ પ્રબંધમાં શ્લોક ૩૨મામાં સૂરિ ખંભાતમાં હતા તે માટે स्तंभतीर्थ શબ્દ વાપર્યો છે. અને તુરત શ્લોક ૪૧મામાં ત્યાંથી પ્રસ્થાન કરવા માટે ताम्रलिप्ति શબ્દ વાપર્યો છે.[૧૭] એટલે ખંભાતનું તામ્રલિપ્ત નામ તે સમયે જાણીતું હતું એ સિદ્ધ થાય છે. સ્કંદપુરાણ કૌમારિકાખંડ ઉપરાંત નાગરખંડમાં તારકાસુરના ઉલ્લેખો છે. તેમાં ૨૬૪મા અધ્યાયમાં તેનું નિવાસસ્થાન તામ્રવતીમાં છે એમ સ્પષ્ટ લખેલું છે. કૌમારિકાખંડમાં તો સ્તંભતીર્થ નામ જ છે. આ તામ્રલિપ્ત નામ કેટલું પ્રાચીન છે તે સ્પષ્ટ થતું નથી. એ વિષય સંદિગ્ધ હોવાથી સમયનિર્ણયની ચર્ચા પરિશિષ્ટમાં કરીશું.

**બીજાં નામ**

ખંભાતનાં બીજાં નામોમાં જૈન લેખકો ભોગવતી, લીલાવતી અને કર્ણાવતી લખે છે. એમાં ભોગવતી અથવા ભોગાવતી નામ જૈન અને બીજા લેખકો પણ જણાવે છે. કર્નલ ટૉડ કર્ણાવતીને બદલે અમરાવતી લખે છે; અને બાધવતી (વાઘવતી), પાપવતી એ બે નામ નવાં ઉમેરે છે. આ બાધવતી કદાચ ભોગવતીનું ભ્રષ્ટ રૂપ કર્યું હોય. ભોગવતી સિવાય આ નામો માટે પરંપરાનો કાંઈ પણ આધાર

૧૬ આ ચૂર્ણી ગ્રંથો ઘણા પ્રાચીન છે. કેટલાક તો નવમી સદીના કહેવાય છે અને ઘણા અપ્રસિદ્ધ છે. આ ચૂર્ણી ગ્રંથોના ઉલ્લેખો મને 'વીર નિર્વાણ સંવત ઔર જૈન કાલગણના'—નાગરી પ્રચારિણી પત્રિકા—ના લેખક મુનિમહારાજ શ્રી કલ્યાણવિજયજીએ લખી જણાવ્યા છે.

૧૭ प्रभावकचरित्र : (નિર્ણયસાગર) પૃ. ૨૯૮. આમાં ચાંગદેવ (હેમચંદ્રનું બાલ્યાવસ્થાનું નામ)ને શ્રી દેવચંદ્રસૂરિ માગી લે છે અને દીક્ષા માટે ખંભાત લાવે છે: तमादाय स्तंभतीर्थे जग्मुः श्री पार्श्व मंदिरे ॥ ३२ ॥ આ પાર્શ્વ મંદિર બીજું છે. સ્તંભન પાર્શ્વનાથનું નહિ. પછી ચાંગદેવને દીક્ષા આપી સોમચંદ્ર નામ આપ્યાની વાત લખે છે. પછી ખંભાતથી ઉપડી કાસ્મીર ભણવા જવાની વાત આવે છે:—प्रस्थानं ताम्रलिप्त्याः स ब्राह्मीदेशो परिव्यधात् ॥ ४१ ॥ તે પછી વાચાદેવી પ્રસન્ન થઈ અને સૂરિ સિદ્ધસારસ્વત થયા એવું વર્ણન છે. ખંભાતની સામી બાજુએ આવેલા કાવી તીર્થના લેખમાં એક જ શ્લોકમાં ખંભાતનાં સ્તંભતીર્થ અને તામ્રવતી નામ આપેલાં છે. એ શ્લોક લેખોના પરિશિષ્ટમાં પાછળ આપેલો છે.

મળતો નથી. કર્ણાવતી નામ કર્ણદેવ રાજાના ટૂંકા નિવાસને લીધે પડ્યુ હોય કે અમરાવતીને બદલે ભૂલથી ઉમેરાયુ હોય એનો નિર્ણય થઇ શકતો નથી. પરંતુ કર્ણાવતી એ અમદાવાદ પાસેના આશાવળનુ કર્ણદેવે ફેરવેલુ નામ છે એ વાત સિદ્ધ થએલી છે, એટલે કર્ણાવતી ખભાતનું નામ ભૂલથી જ મનાએલુ છે અને તે અમરાવતી[18]ને બદલે લખાયુ લાગે છે. અમરાવતી નામ ખભાતની તે સમયની શોભાને લઇને હોવુ જોઇએ. પાપવતી નામ માટે કાઇ ખુલાસો મળતો નથી બહોળા વેપારને લીધે વેપારીઓ અસત્યાદિ પાપ સામાન્યરીતે કરે એવી માન્યતાને લીધે વેપારથી વિમુખ રહેનારા લોકોએ એ નામ આપ્યુ હોય એમ સભવે ખભાતના અખાતમા પાપિકે[19] (Papike) નામનુ સ્થળ ગ્રીક લેખકો ઈ.સ.ની બીજી સદીમા લખે છે. એના વર્ણન ઉપરથી ટીકાકારો એને ગોપનાથ કહે છે. આ સિવાય 'પાપ' શબ્દનો સમાવેશ કરનારૂં કોઈ નામ ગૂજરાતની ભૂગોળમા જડતું નથી. આ 'પાપિકે' ગોપનાથ જ હોય એવુ જોકે ચોક્કસ સિદ્ધ થયુ નથી, પરંતુ વર્ણન ઉપરથી તેને ખભાતને સ્થળે લવાય એમ નથી. કદાચ અખાતને કિનારે ખભાત સાથે ઘોઘાની પેઠે નિકટનો વ્યાવહારિક સબધ ધરાવતું કોઇ બંદર હોય. લીલાવતી નામ માટે પણ જૈન કવિના લખાણ સિવાય બીજી હકીકત મળતી નથી ટૂંકામા આ બધા નામો માટે નિર્ણય થઇ શકે એવા આધાર મળતા નથી. અને એ નામોવાળા ગામ ખભાતની આસપાસ ખભાત સાથે કોઈ જાતનો સબધ ધરાવતા ગામો હોઇ પાછળથી તેમના નામો ખભાતને લગાડાયા હોય એમ પણ મનાય. આમા એક ભોગવતી નામ એવુ છે કે જેને માટે પરપરાનુ અન્વેષણ કરવામા અનુમાનને અવકાશ છે.[20] પરતુ એ સદિગ્ધ વિષય હોવાથી પૌરાણિક ભૂગોળના પ્રકરણના પરિશિષ્ટમા એની ચર્ચા કરીશુ.

**મહીનગર નગરા**

હવે મહીનગર અને સ્તંભતીર્થ એ બે નામનો વિચાર કરવાનો રહ્યો. મહીનગર નામ સ્કદપુરાણના કુમારિકાખડમા[21] ઘણીવાર આવે છે. એ નગર નારદમુનિએ વસાવ્યુ એમ લખે છે. અતે નગર શબ્દ લગાડેલા શહેરો પ્રસિદ્ધ હોય તો તેમને એકલુ 'નગર' કહેવાના દાખલા ઘણા મળે છે એટલે મહીનગર લોકોમા એકલુ 'નગર' કે 'નગરક' એ નામથી પ્રસિદ્ધિ પામ્યુ એમ જણાય છે. એ શહેર

---

૧૮ અમરાવતી પાપવતી, અને બાઘવતી નામ કર્નલ ટૉડે પોતાના Western India નામના પુસ્તકમા આપેલા છે દતકથા સિવાય તે માટે કાઈ આધાર નથી વાપવતી નામ મનાય નહિ એવુ લાગે છે, એટલે ટૉડે ભોગવતીનું બાઘવતી સમજી લખ્યુ હોય

૧૯ The Periplus of the Erythrean Sea (Oxford) p 98 અને મુંબઈ ગેઝેટીઅર I ભા ૧, પૃ ૫૪૪

૨૦ જુઓ ઋષભદાસકૃત ભરતબાહુબલિ રાસ 'ઇસુ અનુપમ ગામ, જેહના બહુ છે નામ, ત્રબાવતી પિણ કહિયેં, ખભનગર પિણ લહિયેં ભોગાવતી પિણ હોય, નગર લીલાવતી સોય, કર્ણાવતી પિણ જાણુ, ગઢમઢ મદિર વખાણુ' આનદ કાવ્યમહોદધિમાથી

ણા અધ્યાયોમા છે ૪૮ અને ૪૯મા ખાસ છે ૪૯મા નારદજીએ વસાવ્યુ એવું લખ્યુ છે તીર્થ તરીકે મહીસાગર સગમ અને ગુપ્તતીર્થ અને નગર તરીકે મહીનગર અને સ્તંભતીર્થ વાર વાર આવે છે કૌ ખડમાં તામ્રલિપ્ત કે તામ્રવતી નામ પણ નાગરખડમા છે

હાલના નગરા ગામની જગ્યાએ હતું. નગરા ગામમાંથી જયાદિત્યના મંદિરમાંથી વસ્તુપાલના સમયના બે લેખ એ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યાના મળ્યા છે. એમાં श्री नारदमुनि विनिवासित श्री नगरक महास्थाने। એ પ્રમાણે ઉલ્લેખ છે. એટલે સ્કંદપુરાણના નારદમુનિએ વસાવેલા મહીનગર સાથે એ મળી રહે છે. આ નગરકનો ઉલ્લેખ વલભીના તામ્રપત્ર[૨૨]માં મળે છે અને વસ્તુપાલના સમયમાં તો તે ઘણું પ્રાચીન મનાતું તે ઉપરથી ઈ.સ.ની સાતમી સદીમાં સારી સ્થિતિમાં હતું એમ માનવાને કારણ છે. આ સમયમાં ગુજરાતના કાંઠા ઉપર બૌદ્ધ મતનું કાંઈક જોર દાખલ થયું હોય એમ લાગે છે. નગરા ગામમાંથી જડેલી બુદ્ધનાથની[૨૩] મૂર્તિ ઉપરથી તથા એ કિનારા ઉપર ૭ થી આઠમી સદી સુધી બૌદ્ધ સંપ્રદાયના માણસોની મોટી વસ્તી હતી એવા ચીની[૨૪] અને આરબ[૨૫] મુસાફરોનાં વર્ણનથી એમ સિદ્ધ થાય છે કે નગરાને સ્થળે મહીનગર–તામ્રલિપ્ત–સ્તંભતીર્થ જે કહો તે–નામનું નગર ઇ.સ.ની ૭મી સદી પહેલાં પ્રસિદ્ધ હતું. હવે પાણિનિના વ્યાકરણમાં આપેલા ગણ-પાઠમાં મહીનગર નામનું એક શહેર શ્રી વૈદ્ય ગણાવે છે[૨૬] અને હિંદુસ્તાનની પ્રાચીન કે અર્વાચીન ભૂગોળમાં શોધ કરતાં તે નામનું બીજું કોઈ સ્થળ જડતું નથી.[૨૭] તો પછી સ્કંદપુરાણે સ્પષ્ટ ઉલ્લેખ કરેલું નારદમુનિનું વસાવેલું મહીનગર એ જ હોય એમાં શંકા કરવા જેવું નથી. આ ઉલ્લેખોને સત્ય માની આગળ ચાલીએ તો ખંભાતનું સ્થળ અને નગરક મહાસ્થાન છેક પાણિનિના સમય જેટલું પ્રાચીન (ઇ.સ. પૂર્વે આઠમી સદીનું) ન માનીએ તોપણ પાતંજલ મહાભાષ્યના સમય જેટલું પ્રાચીન (ઈ.સ. પૂર્વે બીજી સદીનું) માનવામાં વાંધો નથી. પરિશિષ્ટોમાં આ વિષયની વિશેષ ચર્ચા કરીશું.

---

૨૨ જુઓ Epi. Indica vol. XVII p. 109. ધ્રુવસેન પહેલાના સમયનું તામ્રપત્ર એમાં નગરકના રહેવાસી બ્રાહ્મણને જમીન આપ્યાની વાત છે. સંપાદક આ નગરક નાગરોનું મૂળ સ્થાન વડનગર હશે એવી કલ્પના કરે છે. પત્રમાં જે ગામની જમીન આપી તેની વિગત છે, પણ નગરક સંબંધી માત્ર નામ જ છે અને સંપાદકને વડનગર હોવાની ખાત્રી નથી; માત્ર તર્ક કર્યો છે. વલભીના બીજા પત્રોમાં વડનગર માટે આનંદપુરનો જુદો ઉલ્લેખ છે. એટલે નારદે વસાવેલા બ્રાહ્મણોના મહાસ્થાન આ ખંભાતના નગરકમાંથી જ બ્રાહ્મણ બોલાવી જમીન આપેલી. વડનગર વલભીને આઘું પડે. વધુ ચર્ચા આગળ.

૨૩ નગરા ગામમાં એક ટેકરા ઉપરથી આ મૂર્તિ જડી છે. મૂર્તિ સેંકડો વરસથી સંભાળ વગર પડેલી હોવાથી ઘસારો વધારે લાગેલો છે, એટલે એના ઘડતરનો ચોક્કસ સમય નક્કી કરવો મુશ્કેલ છે. છતાં એ ચર્ચા અને બીજું વર્ણન જોવાલાયક સ્થળોના પ્રકરણમાં કરીશું.

૨૪ Watters Yuan Chwang II. p. 241, 245 થી 248.

૨૫ મુંબઈ ગેઝેટીઅર વો. ૧, ભા. ૧, પૃ. ૫૩૧. અલ ઇદ્રીસીનું વર્ણન. ઘોઘાના કિનારા આગળ પણ એવી મૂર્તિ જડેલી. વલભીપુરમાં બૌદ્ધ મતાનુયાયીઓ હતા. આ અને બીજી કેટલીક ચર્ચા માટે જુઓ આ લેખકનો પ્રસ્થાન ૧૯૮૮ આષાઢ-શ્રાવણના અંકમાં આવેલો 'પુરાતન ખંભાત'નો લેખ.

૨૬ C. V. Vaidya:—History of Sanskrit Literature: Vedic Period, Sec. IV, p. 93-94. એમાં પાણિનિનાં સૂત્રો ઉપરથી નગરોની યાદી આપેલી છે તેમાં પાણિનિ IV 2-97 મુજબ.

૨૭ નંદલાલ દે, કનિંગહામ તથા બીજા જે જે ગ્રંથો પ્રાચીન ભૂગોળ માટે લખાયા છે, અગર તો પ્રાચીન ભૂગોળના ટૉલેમી જેવા ગ્રંથો ઉપર ટીકાઓ થઈ છે તે એવાં વેઠું નગર બીજું મળતું નથી. તેમજ હાલનાં ગામોની તપાસ કરતાં પણ તેવું સ્થળ નથી. મહીના કાંઠા અને મહી મુખપ્રદેશનો ભાગ ઘણો પ્રાચીન છે અને વાયુપુરાણમાં માહેય દેશથી જાણીતો છે. એટલે સ્કંદપુરાણના મહીનગરને પ્રાચીન માનવાનું કારણ છે.

**સ્તંભતીર્થ**

હવે સ્તંભતીર્થ નામનો વિચાર કરીએ સ્તંભતીર્થ એ ખંભાતનું સપ્રમાણ સંસ્કૃત ગ્રંથો અને લેખોમાં આવતું નામ છે હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણમાં સ્ત નો થ અને ત્ર વિકલ્પે થાય છે એમ આદેશ કરેલો છે એટલે સ્તંભતીર્થનું ખંભઈત્થિ થયું, તેનું ખંભાયત થયું ખંભાયત કે ખંભાઈત નામ મુસલમાન ઇતિહાસકારોએ વાપરેલું છે એનું ટૂંકું ગૂજરાતી રૂપ ખંભાત થયું [૨૮] બીજો મત એવો છે કે સ્કંભતીર્થ ઉપરથી ખંભઇત્થ થઇ ખંભાત થયું છે સ્કંભ અને સ્તંભ એ પર્યાય શબ્દો છે [૨૯] કુમાર કાર્તિકેયે ખંભાતના સ્થળમાં તારકાસુર દૈત્યને મારી ત્યાં વિજયસ્તંભ રોપ્યો અને સ્તંભેશ્વર શિવલિંગનું સ્થાપન કર્યું એટલે એ સ્થળનું નામ સ્તંભતીર્થ થયું એમ પુરાણકાર કહે છે [૩૦] સ્કંભનો અર્થ સ્તંભ છે ખરો સ્કંભ એ નામનો અથર્વવેદનો એક દેવ પણ છે સ્કંભના સ્ક ઉપરથી પ્રાકૃતમાં ખ થાય એ વધારે સ્વાભાવિક હોવા છતાં એ વૈદિક શબ્દ અપ્રયુક્ત થવાથી, અને શિવના પર્યાય તરીકે એ શબ્દ ન વપરાવાથી, અને વધારામાં હેમચંદ્રે વિકલ્પ યોજી વ્યાકરણની છાપ મારી સ્તના ત્ર નો પ્રયોગ બનાવી એક ઘાએ બે કકડા કરી સ્તંભનો સાક્ષાત જ ખંભ થયો એમ વિદ્વાનો માટે સુલભ કરી આપવાથી, સ્તંભતીર્થ નામ જ સપ્રમાણ મનાય છે પરંતુ સ્તંભતીર્થ એ સંસ્કૃત નામ સપ્રમાણ ગ્રંથોમાં જડે છે તેથી પૂર્વે ખંભાયત એ પ્રાકૃત નામ લગભગ બે સદીઓ જૂનું વપરાશમાં હતું [૩૧] તો ખંભાતના સ્થળની અને નામની પ્રાચીનતાનો વિચાર કરતાં સ્કંભ ઉપરથી જ સાક્ષાત ખંભ શબ્દ નીકળ્યો હોય અને હેમચંદ્રના સમયમાં એ પ્રયોગ લુપ્ત થઇ તેના પર્યાય સ્તંભ ઉપરથી વિકલ્પ યોજી ખુલાસો કરવો પડ્યો હોય, પરંતુ સ્તંભ શબ્દ ઉપરથી જ સ્તંભતીર્થ નામ પડ્યું હોય એમ માનવાને બીજો વાંધો આવે છે એ સંક્ષિપ્તમાં જોઈ એની વિસ્તૃત ચર્ચા પરિશિષ્ટમાં કરીશું

**સ્તંભતીર્થ અને પુરાણ**

ખંભાયત નામ સ્તંભતીર્થ શબ્દ પહેલાં ઘણા કાળથી વપરાતું હતું પુરાણકાર સ્તંભતીર્થનું એક જે કારણ આપે છે તે ઉપર જોયું પરંતુ એ જ પુરાણકાર કુમારના વિજયસ્તંભનું કારણ આપી તે પછીના એક અધ્યાયમાં લખે છે કે બ્રહ્માના દરબારમાં બધાં તીર્થ ભેગાં થયાં હતાં ત્યાં મહીસાગર સંગમતીર્થે ગર્વ કર્યો તેથી એને શાપ મળ્યો કે એ તીર્થ ગુપ્ત થશે પરંતુ કાર્તિકેયની વકીલાતથી શાપનું નિવારણ થયું અને એણે સ્તંભ એટલે ગર્વ કર્યો તેથી એ સ્તંભતીર્થ નામથી વિખ્યાત થશે [૩૨]

---

૨૮ જુઓ સં ૧૯૬૯ ૭૦માં થએલી શ્રી નરસિંહરાવભાઈ અને શ્રી તનસુખરામભાઈ વચ્ચેની ચર્ચા અને મુંબાઈ ગેઝેટીઅર વો ૧ ભા ૧માં પરિશિષ્ટમાં આરબ મુસાફરોનું વૃત્તાંત

૨૯ જુઓ ખંભાત ગેઝેટીઅર ડૉ બ્યુલરનો મત મોનિયર વિલિયમ્સ પોતાના કોશમાં સ્કંભ અને સ્તંભમાં માત્ર સ્વરભેદ Phonetic difference ગણે છે

૩૦ સ્કંદપુરાણ કૌમારિકા ખંડ અધ્યાય ૩૫

૩૧ સ્તંભતીર્થ નામ ઈ સ ૧૧૦૭થી જડે છે જ્યારે ખંભાયત નામ ઈ સ ૯૧૫માં વપરાતું જડે છે

૩૨ સ્કંદપુરાણ કૌમારિકાખંડ અ ૫૮મો અધ્યાય ૩૫માંમાં વિજયસ્તંભની વાત છે જ્યારે ૫૮માંમાં ગર્વની વાત છે બંને સ્તંભ ૧ ૭૬ ઉ રથી છે

આમ સ્કંદપુરાણના કૌમારિકા ખંડના લેખકે સ્તંભતીર્થ નામ પડવાનાં બે કારણો એકબીજા સાથે સંબંધ વગરનાં આપ્યાં છે. એ સિદ્ધ કરે છે કે પુરાણના એ ભાગના લેખકને, ખંભાયત નામ એ સમયે વપરાતું હતું તેથી તેનું કારણ યોજવા પ્રાચીન પરંપરાઓનો આધાર લેવા છતાં ખરૂં કારણ જડ્યું નથી, અને તેથી બે કારણ આપવાં પડ્યાં છે.

**સ્કંભતીર્થ**

આ બધો વિચાર કરતાં, ખંભાત–ખંભાયત એ નામ ખંભાત શહેરનાં મહીનગર અને તામ્રલિપ્ત નામની સાથે પ્રાચીનકાળથી ચાલતું હતું, અને એ નામ સાક્ષાત સ્કંભતીર્થ ઉપરથી જ નીકળ્યું છે. આ શહેર અને તીર્થ એ બે એક જ મોટા નગરના અડોઅડ વિભાગ હોઇ જુદાંજુદાં સ્થળ હતાં– એક સમુદ્રની છેક તીરે અને બીજું તેને અડીને પાસે. સ્કંભ[33] એ વૈદિક દેવ છે અને એનો અર્થ શિવનું જ્યોતિર્મય લિંગ એવો થાય છે. ઘણા જ પ્રાચીનકાળથી ગુજરાતનો આ કિનારો શૈવ મતોનું ખાસ સ્થાન હતું અને લિંગપૂજાનો આ કિનારા ઉપર આરંભ થયો એમ માનવાને કારણ છે.[34] સ્કંભનો સ્તંભાકાર શિવલિંગમાં અધ્યારોપ થયો છે અને એને પુરાણો અને શૈવાગમો લિંગોદ્ભવ મૂર્તિને નામે પાછળથી જાણવા લાગ્યા.[35] અને આવા પ્રકારના લિંગના માહાત્મ્યને લીધે સ્કંભ-તીર્થ ઉપરથી ખંભાયત નામ પડ્યું છે, જેને આપણે ખંભાત એવા ટૂંકા નામથી આજે બોલીએ છીએ. આ પ્રકરણને લગતા પરિશિષ્ટમાં સ્કંભના શિવલિંગમાં થએલા અધ્યારોપ બાબત અને બીજી અભિધાનને લગતી કેટલીક ચર્ચા કરીશું.

---

૩૩ સ્કંભ શબ્દ ઋગ્વેદમાં સ્તંભના પર્યાય તરીકે આવે છે. અથર્વવેદ કાંડ ૧૦.૭માં સર્વથી મોટા દેવ તરીકે આવે છે. એ વિશે વધુ ચર્ચા પછી થશે.

૩૪ પાશુપત મતની ઉત્પત્તિ નર્મદાકિનારે કાયાવરોહણ–કારાવણ–માં થઈ એમ સિદ્ધ થયું છે. લિંગપૂજા અને એ મત ગુજરાતના આખા કિનારા ઉપર અને અંદર ઘણી યે સદીઓથી જોરમાં હતો, લિંગપૂજાની પ્રથમ ઉત્પત્તિ ગમે ત્યાં થઈ હોય પણ એની હાલના સ્વરૂપમાં જે પૂજા થાય છે તેની શરૂઆત હિંદુસ્તાનમાં ગુજરાતના કિનારે થઈ. તેની ચર્ચા પરિશિષ્ટમાં થશે.

૩૫ જુઓ દુ. કે. શાસ્ત્રીનો શૈવ ધર્મનો ઇતિહાસ અને ગોપીનાથ રાવની Elements of Hindu Iconography. આ બાબતની વિગતવાર ચર્ચા પણ આગળ કરીશું.



# પ્રકરણ ૨

## પૌરાણિક સં

### પૌરાણિક કથાઓ ગપાટા નથી

ગુજરાતનાં પાટનગર અણહિલવાડ પાટણ અને ઃ જેવા શહેરોને પૌરાણિક પરંપરા નથી. પરંતુ પ્રભાસને પૌરાણિક પરંપરા છે, એ આપણા ઃ છે. ભૌતિક સમૃદ્ધિ ઉપરાંત કાંઈક તીર્થના કારણથી, કાંઈક માનીતા સ્થાનના કારણથી મોટે ભાગે પરંપરા બંધાઇને ઃ ગપગોળા નથી. એ પરંપરાગત કથાઓમાંથી બ્રાહ્મણોએ અં અને ચમત્કારિક વર્ણનો જાળવીને તારવી કાઢીએ તો એન છે એમ હવે સપ્રમાણ સિદ્ધ થયું છે.[1] આવી પરંપરાઓ છે છે અને કેટલાક લુપ્ત થએલા મૂળ પુરાણોમાંથી કાંઈક વધઘટ ·

### ખંભાત અને દેવાસુર સંગ્રામ

ખંભાતના સ્થળની પૌરાણિક કથાઓને માટે મહાસ્કંદ ભરેલો છે. એમાં કાર્તિકેયે કરેલા તારકાસુરના વધથી[2] માંડી સંસ્થાન કેવી રીતે થયું એની કથાઓ તીર્થોના માહાત્મ્યો સાથે · સત્ય બીના નક્કી કરવી અને કાલનિર્ણય કરવા એ સમુદ્રમં બનેલી અનેક બીનાઓ અને કેટલીક સંબંધ વગરની બીનાઓ બધી હકીકતોમાં તારકાસુરનો વધ એ સૌથી પ્રાચીન ઐતિ

---

૧ આ બાબત પાર્જીટરની Ancient Indian Historical Traditio અનંતપ્રસાદ બૅનરજીની Asura In Indiaમાં ઘણી વિસ્તૃત ચર્ચા કરેલી છે ciphered' એ ગ્રંથમાં સિંધમાંથી જડેલી મહોરો ઉકેલવા યત્ન કર્યો છે પરં નથી. પાર્જીટરની શોધો હિંદી વિદ્વાનોએ સ્વીકારી છે

૨ સ્કંદ મહાપુરાણ, કૌમારિકા ખંડ, અ ૩૨ અને ૩૫

૩ તારકાસુરની કથા પદ્મપુરાણ સૃષ્ટિખંડ અ ૩૯, મહાભારત શલ્યપર્વ અ પૌરાણિક કથાકોષમાં ત્રણ તારકાસુર આપેલા છે, એમાં એક તો નકામો છે એ વજ્રાંગના પુત્ર આ તારકાસુરને મત્સ્ય પુરાણને આધારે ત્રીજો તારક કહે છે કહેવું મુશ્કેલ છે આપણા તારક અને ત્રિપુરના તારકની કથાઓમાં ફેર હોવાથી પર્વમાં કહેલો તારક ગણ્યો છે તો શલ્ય પર્વમાં તો સરસ્વતીને તીરે થએલો તાર એ બંને તારકો એક કે જુદા એ ખરેખરું સિદ્ધ કરવું બહુ મુશ્કેલ છે છતાં એક ત્યાંસુધી જુદા માનીએ તોપણ જેને માટે કાર્તિકેયનો અવતાર થયો એ ખરેખરે



નામદાર મર્હુમ નવાબ સાહેબ
જમુદીલા, મુમતાઝ-ઉલ-મુલ્ક, મોમીનખાન બહાદુર
વાબ મિરઝાં જાફરઅલીખાન સાહેબ બહાદુર



નામદાર મર્હુમ નવાબ સાહેબ
હિઝ હાઇનેસ નજમુદ્દૌલા, મુમતાઝ-ઉલ-મુલ્ક, મોમીનખાન બહાદુર
દિલાવરજંગ નવાબ મિરઝાં જાફરઅલીખાન સાહેબ બહાદુર

અને તેમની સાથે થએલાં દેવોનાં યુદ્ધો એ અસુર અને આર્યજાતિઓ વચ્ચે થએલાં યુદ્ધો છે. આજસુધી અસુરોને વિકરાળ અને ક્રૂર પ્રાણીઓ ગણવામાં આવતા અને મનુષ્યો કરતાં વિચિત્ર શક્તિવાળા ગણવામાં આવતા એ માન્યતા હવે વધુ શોધને લીધે ઓછી થઈ છે. ઐતિહાસિક દૃષ્ટિથી જોતાં અસુરો કલ્પનામાત્ર ગણાતા તેમ હવે ગણાતું નથી. અસુરો એ આપણા જેવી મનુષ્યની એક જાતિ હતી એ સિદ્ધ થયું છે.[૪] દેવોને નામે આર્યજાતિઓ એમની સાથે લડી છે. એ બધી ચર્ચા અને અસુરોનો ગૂજરાતના કિનારા સાથે સંબંધ જુદા પરિશિષ્ટમાં ચર્ચીશું. અહીં એટલું જ કહેવાનું કે અસુર જાતિની લડાઇઓ ઐતિહાસિક સત્ય છે અને તારકાસુરની લડાઈ પણ એવી અનેક લડાઇઓનો એક ભાગ છે. પુરાણોએ સાચવેલી પરંપરા એમ કહે છે કે એ લડાઈ અને તારકાસુરનો વધ ખંભાતની ભૂમિ ઉપર થયો છે.[૫]

તારકાસુરને મારવા માટે કાર્તિકેયનો અવતાર થયો એમ ઘણાં પુરાણો કહે છે.[૬] એ બનાવ મહીસાગર સંગમ આગળ ખંભાતની જગ્યાએ બન્યો એમ સ્કંદપુરાણનો કૌમારિકા ખંડ કહે છે. બીજાં પુરાણોથી પણ એ બનાવ સરસ્વતી નદીના તટપ્રદેશમાં બન્યો છે એટલું તો સમજાય છે; અને સરસ્વતીના પ્રવાહને ખંભાતના અખાત સાથે સંબંધ છે[૭] એ સ્વીકારીએ તો ખંભાતને સ્થળે કે આસપાસ એ યુદ્ધ થયું હશે એમ માનવામાં વાંધો નથી.

**તારકાસુર**

કેટલાંક દૈત્યકુલોનો દેવોને હાથે સંહાર થઈ ગયા પછી કશ્યપ પ્રજાપતિને ત્યાં દિતિએ વેર લેવા માટે ખાસ માગણી કરવાથી વજ્રાંગ નામના દૈત્યનો જન્મ થયો. વજ્રાંગને વરાંગી નામની સ્ત્રી હતી. વજ્રાંગ બીજા દૈત્યો જેવો લડાયક પ્રકૃતિનો નહોતો. છતાં દેવો તરફથી ઇંદ્રે એની સામે ઘણી હરકતો ઊભી કરી હતી. વજ્રાંગ અને વરાંગીનો પુત્ર તારક.[૮] એણે પારિયાત્ર પર્વત ઉપર તપ કરી બ્રહ્મદેવને પ્રસન્ન કરી એવું વરદાન મેળવ્યું હતું કે નાના બાળક[૯] સિવાય કોઈ એને

---

યુદ્ધ ઐતિહાસિક ગણાય છે. એમાં પણ મય સાથેના તારક માટે મતભેદ છે. પરંતુ દૈત્યો એ આર્યોની વિરુદ્ધના માણસો જ છે તે નક્કી થયા પછી આ તારકાસુર એ જાતિનો મોટો ઐતિહાસિક પુરુષ થઈ ગયો એમ માનવાને હરકત નથી. શ્રીયુત અમરનાથ દાસ એમના India & Jambu Island નામના પુસ્તકમાં પૃ. ૨૮૨માં તારકને ચીનો ગણ્યો છે. પારિયાત્ર પર્વતના શતપુરમાં તેને ગણ્યો છે, છતાં એમને આર્યાવર્ત બ્રહ્મદેશમાં લાગવાથી (!) તારકને ચીનો માન્યો છે.

૪ જુઓ પાર્ગેટર, અનંતપ્રસાદ બેનરજીનાં ઉપર લખેલાં પુસ્તકો. વિશ્વનાથ આયરનું Racial Synthesis in India; ગોપીનાથરાવ Ele: of Hindu Iconography. આ બધાના મતમાં જે થોડા ફેર છે તેની ચર્ચા આગળ કરીશું.

૫ સ્કંદપુરાણ કૌ. ખંડ, અ. ૩૨ અને ૩૫.

૬ જુઓ ઉપર નોંધ ૩.

૭ આ બાબતની વિસ્તૃત ચર્ચા કરવા માટે જુદું પરિશિષ્ટ જોવું.

૮ મત્સ્યપુરાણ (પૌ.ક.કો.); પદ્મપુરાણ સૃ. ખંડ, અ. ૩૯; સ્કંદપુરાણ કૌ. ખંડ, અ. ૧૪-૧૫. પદ્મપુરાણ કહે છે કે વજ્રાંગ ધર્માત્મા હતો. માતાના કહેવાથી ઇંદ્રને બાંધી લાવ્યો. બ્રહ્માએ છોડાવી એને તપથી ચિત્ત શુદ્ધ કરવા કહ્યું. તે વખતે એની સ્ત્રી વરાંગીને ઇન્દ્રે નડવાથી એણે વજ્રાંગ પાસે તારક પુત્રને માગ્યો.

૯ સ્કંદપુરાણ સાત દિવસની ઉમર કહે છે એ અશક્ય લાગે છે. બીજા આધારોથી નાની ઉમર એટલું જ ખરું લાગે છે.

મારી શકે નહિ આવુ બળ નપાદન કર્યા પછી દૈત્યોએ એને પોતાનો રાજા બનાવ્યો. એની ગજધાની મહીસાગર સગમ ઉપર હતી. એક વખતના યુદ્ધમા તો એણે ઈંદ્રાદિ દેવોને હરાવ્યા તથા કેદ કર્યા અને એમના અધિકાર દૈત્યોને સોપ્યા[૧૦] એને નર્મદા કિનારાના માહિષ દેશના અધિપતિ મહિષાસુરની, કાલનેમિ, નિમિ, જભ, કુજભ, કુજર, મથન, શુભ વગેરે અસુર નેતાઓની સહાય હતી[૧૧] એક વખત તો વિષ્ણુએ યુક્તિ કરી પકડાએલા દેવોને છોડાવ્યા. કથા કહે છે કે દેવો એને ન જીતી શકયા ત્યારે ફરી બ્રહ્મા પાસે ગયા અને એમની પાસેથી જાણ્યુ કે શંકરનો પુત્ર કાર્તિકેય એને મારશે. શકરની અને કાર્તિકેયની પ્રાર્થના દેવોએ કરી અને દેવોની સેનાનુ આધિપત્ય સ્કદે લીધુ એ વખતે સ્કદની ઉમર ઘણી નાની હતી. દેવો અને દાનવો વચ્ચે ભારે યુદ્ધ થયુ. શિવભક્તને મારવાનુ સ્કદને ઠીક લાગ્યુ નહિ, પરતુ દેવકાર્ય કરવાનુ હતુ એટલે પોતાની શક્તિથી છેવટે તારકને માર્યો જે જગ્યાએ દેવોનો વિજય થયો તે જગ્યાએ વિજયસ્તભ રોપી ત્યા શિવ લિંગની સ્થાપના કરી એનુ નામ કુમારેશ આપ્યુ[૧૨] એ સ્તભ રોપ્યો તે સ્તંભતીર્થ એમ પુરાણ કથાનો એક મત છે તે તો આગળ જોઈ ગયા

આ કથામા ઐતિહાસિક સત્ય છે. વૈદિક સમયના મોટા અસુર કુળોનો નાશ થયા છતા, અસુરોનો જથ્થો તૂટી ગયો છતા છૂટાછવાયા અસુરનેતાઓના મોટા થાણા ભારતવર્ષમા હતા અને અને ગૂજરાતનો કિનારો અસુર કુલોથી ભરેલો હતો.[૧૩] આ કારણને લીધે જ સૌરાષ્ટ્રાદિ દેશોમા જવાની ધર્મશાસ્ત્રની મનાઈ હતી, અને સરસ્વતી વિનશન તીર્થ મૂકયા પછી અદૃશ્ય થઈ ગઈ એ કથનનુ કારણ પણ નિશાદ રાષ્ટ્રોમાથી વહેવાનુ હતુ[૧૪] તેથી એવુ પુરાણોએ મનાવ્યુ હતુ બ્રહ્માવર્તનો ભાગ આર્યોની સત્તામા આવી ગયો હતો. તારકાસુરની સત્તા એ સમયે પારિયાત્ર પર્વતની લગોલગથી ગૂજરાતના કિનારા સુધી હતી એમ માની શકાય મહિષાસુર આદિ એના મિત્રો અગર ખડિયા હતા. એમનો વસવાટ પણ ગૂજરાત સાથે સબધ ધરાવે છે. ખભાતનુ તારાપુર એના નામ ઉપરથી છે

---

૧૦ સ્કદપુરાણમા યુદ્ધનુ વર્ણન અને આ કથા આખી અ ૧૫ થી ૩૫ સુધી છે તેમા કુમારોત્પત્તિ આવી જાય છે તારકનુ ને ઇન્દ્રનુ બ્રસનનુ ને યમનુ, કુબેરનુ ને જભાસુરનુ વિષ્ણુ ને કાલનેમિનુ યુદ્ધ તેમા કાલનેમિનુ મરણ, જભાસુરથી હારી વિષ્ણુનું નાસવ, ઇન્દ્રે જભાસુરને તે પછી મારવો અને તારકને હાથે ઇન્દ્રનુ હારવુ વગેરે કથા છે તારકે અમરત્વ માગ્યુ હતુ પણ તે જન્મધારીને અશકય હોવાથી સાત વર્ષનો છોકરો મારે એવુ વરદાન માગ્યાથી બ્રહ્મદેવે આપ્યુ હતુ દેવો કેદ પકડાયા પછી પદ્મપુરાણ કહે છે કે બીજા દેવોને રાખી ઇન્દ્રને માથુ મુંડાવી કુતરા ગધેડાના ચિહ્ન કરી છોડી મૂક્યો

૧૧ પૌરાણિક કથાકોશ ડાહ્યાભાઈ દેરાસરી

૧૨ સ્કદપુરાણ કૌ ખડ, અ ૩૪ સ્તભેશ્વર અને કુમારનાથ જુદા લાગે છે અ ૩૫મા સ્તભેશ્વર વિજયસ્તભ ઉપર લિંગ બનાવીને સ્થાપ્યા અ ૩૩મા પ્રતિજ્ઞા પૂરી થઈ માટે પ્રતિજ્ઞેશ્વર સ્થાપ્યાનુ પણ લખે છે એ પનગેશ્વર પનગશીની પોળવાળા જણાય છે સ્તભેશ્વર બોરીઆ પાડા આગળ છે સ્તભેશ્વરને લીધે સ્તભતીર્થ–ખભાત કહેવાયુ સ્તભને માટે અ ૩૫, શ્લો ૬ ૧૦ સ્તભ સુવર્ણનો હતો સ્કદપુરાણ કેદારખડમા અ ૨૦મા તારકને નમુચીનો પુત્ર કહ્યો છે તે ભૂલ છે અ ૨૮મા યુદ્ધ ગગાયમુના વચ્ચે થયુ અને દેવો અતર્વેદીમા હતા, તારકાદિ પાતાળથી આવ્યા એમ કહે છે શ્લો ૫૪

૧૩ એની ચર્ચા પરિશિષ્ટમા આગળ કરીશુ અસુરોના છુટા કુદમો Individual Asura Chiefs હિંદમા ઘણા હતા

૧૪ મહાભારત, શલ્યપર્વ સારસ્વતોપાખ્યાન

એમ દંતકથા છે. ત્યાં દૈત્યને ટેકરો બતાવવામાં આવે છે.

**કાર્તિકેય**

દેવોએ એટલે આર્યોએ સ્કંદને સેનાપતિ બનાવી તારકની સામે લશ્કર મોકલ્યું. સ્કંદના કુલ વિષે ચર્ચા આગળ કરીશું. સ્કંદના સેનાધિપતિપણાનો અને એની છેક નાની ઉમરનો અર્થ એટલો જ છે કે અજ્ઞાત કુલના અને આર્યેતર જાતિના કોઈ બાલકને આગળ કરી યુક્તિથી આર્યોએ તારકાસુરને જીત્યો.[૧૫]

સ્કંદપુરાણ, ભૃગુએ નારદને પવિત્ર ભૂમિ બતાવતાં મહીસાગર સંગમ ઉપર સ્તંભ નામનું તીર્થ છે તે પવિત્ર ભૂમિ છે એમ કહી ખંભાતના સ્થળને ભૃગુ અને નારદ જેટલું પ્રાચીન મૂકવા પ્રયત્ન કરે છે.[૧૬] ભૃગુ અને નારદને નામે પુરાણકારોએ એવું ઘણું પ્રાચીન ઠરાવેલું છે. પરંતુ ખંભાતનું સ્થળ તારકાસુરની હકીકતથી પ્રાચીન તો ઠરે છે જ અને વેદકાળના છેવટના ભાગમાં તારકાસુરનું યુદ્ધ થયું હોય એમ માની શકાય.

**ખંભાત પાશુપતોનું એક મુખ્ય સ્થળ** 

તારકાસુરની વાત પછી ખંભાતનો પૌરાણિક ઇતિહાસ ઘણા સૈકાઓ સુધી અંધકારમાં જ છે. પરંતુ પુરાણની કથાઓનું તારતમ્ય જોવા જતાં એ ભૂમિ પાશુપત શૈવોનું ધામ થયું હોય એમ જણાય છે, અને એ અરસામાં ઉત્તરમાંથી વૈદિક બ્રાહ્મણોને ત્યાં લાવી વસાવવાના પ્રયત્નો થયા હોય એમ લાગે છે. સ્કંદપુરાણ કૌમારિકા ખંડમાં આપેલી, ઈંદ્રદ્યુમ્ન રાજાની પોતાની કીર્તિ ચિરંજીવ મુનિ અને પ્રાણીઓ પાસે જઈ સાંભળવાની ઇચ્છા[૧૭] અને એમાં થએલી નિરાશા એ જ પુરાણના નાગર ખંડમાં જુદી રીતે આપેલી છે. નાગર ખંડમાં ઈંદ્રદ્યુમ્નાદિ ભર્તૃયજ્ઞ પાસે આવે છે.[૧૮] એ જ ભર્તૃયજ્ઞ પૂર્વાવતારમાં યાજ્ઞવલ્ક્ય મુનિ હતા અને તે પાશુપત દીક્ષા લઈ ભર્તૃયજ્ઞ થયા એમ કૌમારિકા ખંડ કહે છે.[૧૯] બંનેમાં લિંગપૂજા અને પાશુપત ધર્મની મહત્તા વધારનાર

---

૧૫ જુઓ સ્કં. પુ. કેદારખંડ–અ. ૨૯, શ્લો. ૭૬ 'कुमारो मेऽग्रतश्चाद्य भवद्भिश्च कथं कृतः ॥ એમ કહી ઇન્દ્રે કરેલાં દુષ્ટ કર્મો અને વજ્રાંગ સાથે કરેલું કપટ વગેરે ગણાવે છે. નાના બાળકને આગળ ધરી જીતવાની આ યુક્તિ હેય ?

૧૬ સ્કં. પુ. કૌ. ખંડ, અ. ૩–શ્લો. ૨૨ થી ૨૭. संजातस्तत्र देवर्षेमहीसागरसंगमः ॥ स्तंभाख्यं तत्रतीर्थंतु त्रिषु लोकेषु विश्रुतम् ॥

૧૭ સ્કં. પુ.–કૌ. ખંડ, અ. ૭ થી ૧૩. આમાં ખંભાતના ક્ષેત્રમાં આવેલા ઇંદ્રદ્યુમ્નેશ્વરનો મહિમા કહેતાં લંબાણથી આ વર્ણન કરેલું છે ઇંદ્રદ્યુમ્નેશ્વરનો હાલ પત્તો નથી.

૧૮ સ્કં પુ.–નાગર ખંડ, અ. ૨૭૧. આમાં ઇંદ્રદ્યુમ્નને ભર્તૃયજ્ઞ જે ચમત્કારપુરમાં હતો તેની પાસે મોકલે છે. એ હાટકેશ્વર માહાત્મ્યને લગતું છે. જ્યારે કૌ. ખંડ એને મહીસાગર ઉપર મોકલે છે અને ઇંદ્રદ્યુમ્નેશ્વર મહી નદીને કિનારે છે એમ કહે છે. નાગર ખંડ કાંપિલ્યપુરનું નામ પણ લખે છે. વિદ્વાનો એને બીજે મૂકે છે. એ કાવી કેમ ન હોય ? એ જ અધ્યાયમાં નાગર ખંડમાં ઇંદ્રદ્યુમ્નેશ્વર માહાત્મ્ય કહેતાં કાંપિલ્યપુર શ્લો. ૩૬માં એ પુરને આનર્ત દેશમાં કહ્યું છે. તો પછી તેને ફરૂકાબાદ જીલ્લાનું : દક્ષિણનું કેમ કહેવું ? આનર્ત દેશ તો એક જ છે. ઇંદ્રદ્યુમ્નેશ્વરને ખંભાતમાં કહ્યા છે તો વડનગરમાં ક્યાં ? આથી ચમત્કારપુર અને હાટકેશ્વરક્ષેત્ર હાલના વડનગર આસપાસ નહિ એમ જણાય છે. આ ચર્ચા પાતાલ ને ભોગવતીના પરિશિષ્ટમાં કરીશું.

૧૯ સ્કં. પુ.–કૌ. ખંડ, અ. ૧૩, આમાં નોળીઆનું અપમાન યાજ્ઞવલ્ક્યે કર્યું તેથી શાપથી ભર્તૃયજ્ઞ નામ ધારણ કરી બીજા

ભર્તૃયજ્ઞ નામના કોઈ ઐતિહાસિક મહાપુરુષનુ વર્ણન છે અને ઘણા વૈદિક બ્રાહ્મણોને શૈવ મતના કરવામા એણે ભાગ લીધો હોય એમ જણાય છે [૨૦] નારદને હાથે ઉત્તરના કનાપ ગામના બ્રાહ્મણો મહીસાગર સગમ ઉપર આવી વસે છે અને મહીનગર એક મોટુ બ્રાહ્મણ સસ્થાન બને છે. આ સસ્થાનને આરાદ્દના ધર્મવર્મા નામના રાજાએ જમીન આપી એમ પુરાણ કહે છે કેટલાક વિદ્વાનો આ વસવાટને મૂળરાજ સોલકીએ ઉત્તરમાથી ઔદિચ્ય બ્રાહ્મણો લાવીને વસાવ્યા તેની સાથે મેળવે છે [૨૧] પરતુ મહીનગરનુ બ્રાહ્મણ સસ્થાન મૂળરાજ સોલકી કરતા પ્રાચીન જણાય છે વલભીના શીલાદિત્ય પહેલાનુ બિરૂદ ધર્માદિત્ય હતુ [૨૨] એ સિવાય સૌરાષ્ટ્રમા ધર્માદિત્ય કે ધર્મવર્મા નામનો કોઈ રાજા થયો નથી અને વલભીના તામ્રપત્રમા નગર ના બ્રાહ્મણોને દાન આપ્યાનુ લખ્યુ છે તે આ નારદનુ વસાવેલુ નગરક મહાસ્થાન અથવા મહીનગર છે એ આગળ જોઈ ગયા, એટલે બ્રાહ્મણ સસ્થાન વલભીના સમયમા સ્થપાયુ હોય એમ જણાય છે

**ઐતરેય બ્રાહ્મણ અને ખભાત**

તારકાસુર અને આ બ્રાહ્મણ સસ્થાનની વચ્ચેના લાબા અધકારમય સમયના ગાળામા એક વિચિત્ર વાત પુરાણકાર મહીસાગરસગમ સાથે જોડે છે ઈતરાના પુત્ર ઐતરેય બ્રાહ્મણ ઉપર વિષ્ણુ પ્રસન્ન થાય છે એ કથા સ્કદપુરાણે લબાણથી આપી છે [૨૩] ઐતરેય બ્રાહ્મણની કથા લિંગપુરાણમા ટુકાણમા છે, પરતુ આ બનાવ મહીસાગર સગમ ઉપર બન્યો એ સ્કદપુરાણના લખાણનુ તાત્પર્ય છે આ કથા આ સ્થળમા કેવી રીતે જોડે છે તે સ્પષ્ટ થતુ નથી ઐતરેય બ્રાહ્મણ એ ઐતરેય આરણ્યક અને બ્રાહ્મણ જેના નામથી પ્રસિદ્ધ છે એ જ વ્યક્તિ છે કે કેમ તે પણ સ્પષ્ટ નથી પણ એક રીતે જોતા પુરાણકારનો પ્રયત્ન એક વ્યક્તિ ગણવાનો જણાય છે કદાચ ઐતરેય બ્રાહ્મણનુ નામ મહીદાસ[૨૪] હતું એટલે એના જેવા પરમજ્ઞાની મહાપુરુષને મહી નદીના નામસાદૃશ્યથી એ સ્થળે લાવવાનુ પુરાણકારે સયુક્તિક ધાર્યું હોય પરતુ જો એ વાત ખરી હોય તો મહીસાગરનુ સ્થળ ઐતરેય બ્રાહ્મણ જેટલુ પ્રાચીન સપ્રમાણ સિદ્ધ થાય, પરતુ એ બાબત સબળ આધાર મળતા નથી

**બ્રાહ્મણ મહાસસ્થાન**

ઉપર કહ્યુ તેવુ બ્રાહ્મણ સસ્થાન ખભાતના સ્થળ ઉપર વમાનનામા નારદ અને કપિલ એ બે

---

અવતારમા મહીસાગર તીર્થ ઉપર આવી પાશુપત દીક્ષા લીધી એમ લખ્યુ છે શ્લો ૬૮ થી ૭૭ના વિભાગમા સવાદ આપેલો છે આ લકુલીશાચાર્યનો મત એમ અહીં સ્પષ્ટ થાય છે

૨૦ રા માનકર એમના નાગરોત્પત્તિના લેખમા આ ભર્તૃયજ્ઞને નાગર જ્ઞાતિની સુવ્યવસ્થા પ્રથમ કરનાર કહ્યો છે એ ક્ષત્રપના સમયમા થયાનુ માને છે એનુ બીજુ નામ પ્રભાવ ત કહે છે પૃ ૧૩૪ અને ૧૪૫

૨૧ Bom Gaz VI Cambay, P 214

૨૨ Bom Gaz I Part I P 90

૨૩ સ્કં પુ–કૌ ખડ અ ૪૨ મડુકી નામના બ્રાહ્મણને ઈતરાથી થએલો પુત્ર વાસુદેવ એના ઉપર પ્રસન્ન થયા તે વૃદ્ધ વાસુદેવ કહેવાય છે તેને લીધે ખભાતમા વડા વાસુદેવની પોળ છે એમા એ મૂર્તિ છે

૨૪ Vedic Index Macdonell II

મુનિઓએ અગ્ર ભાગ લીધો હતો એમ સમજાય છે.[૨૫] 'કપિલ' અને 'નારદી' બ્રાહ્મણો એ ભાગમાં છે એમ કહેવાય છે. આ નામ એ બ્રાહ્મણો મૂળરાજે ઉત્તરમાંથી બ્રાહ્મણો બોલાવીને વસાવ્યા તે કરતાં વધારે જૂના વખતમાં આવીને વસેલા એમ બતાવી આપે છે. નારદ અને કપિલ એ અસલ ઋષિઓનાં જ નામ ગણવાં કે એ નામના બીજા પુરુષો તે કહેવું મુશ્કેલ છે. પુરાણકાર તો અસલ ઋષિઓ જ કહે છે. ભાર્ગવ બ્રાહ્મણો અસલ ભૃગુકુલમાંથી ઊતરેલા હોય તો આ બે બ્રાહ્મણ કુલો પ્રાચીન ઋષિઓ ઉપરથી ઊતરેલાં ન હોય એમ માનવાને કારણ નથી. ધર્મવર્મા રાજા જો વલભી કુલનો માનીએ તો એ કુલના બ્રાહ્મણોને એણે વસવા માટે મુલક આપ્યો એમ મનાય. કલાપગ્રામથી જે બ્રાહ્મણો નારદ લાવ્યા તે ઉત્તરમાંથી આવેલા છે. આ કલાપગ્રામના બ્રાહ્મણો ઔદિચ્ય ટોળકિયા હોય એમ લાગે છે.[૨૫] વલભીના સમયમાં મહીસાગર સંગમ ઉપર એ બધા બ્રાહ્મણોએ પોતાના કુલના સ્થાપકો ઉપરથી નામ રાખી વસવાટ કર્યો એમ સમજાય છે.

### ગુપ્ત તીર્થ

આ પૌરાણિક સમયમાં ખંભાતના સ્થળ ઉપર આવેલા નગરનું એક વખત દટ્ટતર થયું હોય એમ લોકકથા ઉપરથી સમજાય છે. એ દટ્ટતર વલભીના સમયની લગભગમાં અગર તેથી પહેલાં થયું હોય એમ લાગે છે. સ્કંદપુરાણ સ્તંભતીર્થને ગુપ્ત તીર્થ કહે છે અને બ્રહ્મદેવની સભામાં એ તીર્થે સ્તભ એટલે ગર્વ કર્યો તેથી ગુપ્ત થઈ જવાનો શાપ એને મળ્યો એમ કથા છે. આ કથા એમ બતાવે છે કે એ તીર્થની પ્રાચીન પરંપરા ગુપ્ત થઈ ગઈ છે અને પુરાણ છેવટના રૂપમાં લખાયું ત્યારે તીર્થનું માહાત્મ્ય બહુ હતું નહિ. કલિયુગમાં અમુક તીર્થ ગુપ્ત થશે એવા ભવિષ્યવાળા બીજા દાખલા પણ છે. એક દંતકથા ઉપરથી દટ્ટતર પહેલું થયું હોય એમ સમજાય છે[૨૬] અને વલભીના સમયમાં ફરી વસેલું શહેર માત્ર વલભીપુર લૂંટનારાઓએ લૂંટેલું.

### શૈવોના ઝગડા

આગળ જોયું તેમ ખંભાતનું સ્થળ પ્રાચીન કાળથી બ્રાહ્મણ સંસ્થાન અને પાશુપત સંપ્રદાયના મુખ્ય કેન્દ્ર જેવું હતું. સ્કંદપુરાણનો માહેશ્વર ખંડ એના અવાંતર ખંડો સાથે શૈવ મતોનું માહાત્મ્ય વધારવા માટે લખાએલો છે. એના અવંતિ અને રેવાખંડ, કૌમારિકાખંડ, પ્રભાસખંડ અને નાગરખંડ એટલા તો મુખ્યત્વે કરીને શૈવ મતોના પ્રચાર માટે જ છે. આ ખંડો ખંભાતના અખાતની આસપાસના મુલકમાં શૈવ મતોનું જોર વ્યક્ત કરે છે. એ મતોનું સ્થાપન ઘણું પ્રાચીન હોવા છતાં સર્વમાન્ય મત પ્રમાણે ઈ. સ. પૂર્વે પહેલી સદીથી એની શરૂઆત કહી શકાય. એટલે ગૂજરાતમાં ક્ષત્રપ અને વલભીના સમયમાં ખંભાત બ્રાહ્મણ સંસ્થાન અને પાશુપતોનું કેન્દ્ર હશે એમ માનવાને વાંધો નથી.[૨૭]

---

૨૫ સ્કં. પુ.—કૌ ખંડ, અ. ૬ કપિલના બ્રાહ્મણો કપિલ બ્રાહ્મણો કહેવાય છે અને તે કાવી (ખંભાતની સામી બાજુ)માં છે. નારદી બ્રાહ્મણો પણ છે.

૨૬ કવિ સામળ ભટ સિંહાસન બત્રીસીમાં વિક્રમ રાજાના વખતમાં ત્રંબાવતીનું દટ્ટતર થયું અને ખંભાત વસ્યું એમ લખે છે. પદ્મપુરાણ સાભ્રમતી માહાત્મ્યમાં બેત્રણ તીર્થો ગુપ્ત થયાનું લખે છે.

૨૭ સ્કં. પુ.—કૌ. ખંડ, અ. ૧૩મો. પ્રભાસ ક્ષેત્ર, આનર્તનું હાટકેશ્વર ક્ષેત્ર અને ખંભાત ગુપ્ત કે કુમારિકા ક્ષેત્ર અને નર્મદા

બદર તરીકે ખભાતના ઉલ્લેખો વલભીના અત પછી જોવામા આવે છે એટલે એ પહેલાના સૈકાઓમા ભરૂચ અને પ્રભાસનો વેપાર વધારે પ્રકાશમા હોવાથી ખભાતનો વેપાર ઓછો હશે પરતુ એ સમયમા એ બ્રાહ્મણ સસ્થાન હતુ, શૈવોનુ બહુ જોર હતુ અને જૈન વગેરે મત સાથે એ સમયમા બહુ ઝગડા પણ થતા હશે એ બધુ પુરાણમા આપેલા જૈનના રૂપમા આવેલા દૈત્યોના વર્ણન ઉપરથી સ્પષ્ટ થાય છે[૨૮]

**બર્બરો**

**આ** પૌરાણિક સમયમા ખભાતના સ્થળમા બર્બર જાતિના લોક આવ્યા અને ક્રમે કરીને એમણે કાઠિયાવાડમા જઈ બાબરીઆવાડનો મુલક હાથ કરી એને પોતાનુ નામ આપ્યુ આ જાતિના એક નેતા બર્બરિકને ભીમના પુત્ર ઘટોત્કચનો પુત્ર ઠરાવી ખભાતના સ્થળ ઉપર એની પ્રવૃત્તિનુ પુરાણકાર વર્ણન કરે છે.[૨૯] આ બર્બરિકને પાડવો સાથે સબધ હશે કે કેમ એ તો કહી શકાતુ નથી. એ જાતિને પ્રાચીનતાનુ રૂપ આપવા માટે એ પ્રસગ યોજ્યો હોય[૩૦] એ જાતિના લોકનુ એક વખતે ગૂજરાતમા ઘણુ જોર હતુ અને સિદ્ધરાજના વખતમા એ જાત નરમ પડી[૩૧]

**ખભાતે કોઈ જ્ઞાતિને નામ આપ્યુ નથી**

પુરાણમા ખભાતના સ્થળને જે સ્થાન આપવામા આવ્યુ છે અને પુરાણની હકીકતોને હાલ જે નવી દૃષ્ટિથી જોવામા આવે છે, એ બધુ સાથે વિચારતા ખભાતનુ સ્થળ ઘણુ પ્રાચીન છે એટલુ તો સિદ્ધ થાય છે. એ સ્થળ એક પ્રાચીન બ્રાહ્મણ સસ્થાન છે એટલુ પણ સિદ્ધ થાય છે. એમ છતા પણ ખભાતે ગૂજરાતની એકે જ્ઞાતિને પોતાનુ નામ આપ્યુ નથી એ એક વિચિત્ર ઘટના છે ગૂજરાતની ઘણીખરી જ્ઞાતિઓના નામો પ્રાચીન સ્થળો ઉપરથી પડેલા છે. કેટલીક વિશિષ્ટ જ્ઞાતિઓના

---

કિનારે પાશુપતાચાર્યની ભૂમિ એટલે લગભગ આખો ગૂજરાત પાશુપત મતના જોરવાળો હશે

૨૮ સ્ક પુ–કૌ ખડ, અ ૬૩ 'બર્બરિકની સામે યજ્ઞવિરુદ્ધ દલીલ કરે છે' ततश्चतुर्थे यामे च प्राप्तो क्षपणकोऽद्भुत ॥ मुडी नग्नो मयूराणा पिच्छधारी महाव्रत ॥ प्रोवाचेद वचनं हाहा कष्टमतीव भो ॥ अहिंसा परमो धर्मस्त्वमिज्वाल्यते कुत ॥ हूयमाने यतो वह्नौ सूक्ष्म जीववधो महान् ॥ વગેરે શ્લો ૩૪ થી ૩૮ આ ક્ષપણકના રૂપમા પલાશી દૈત્ય આવે છે એમ લખે છે જુઓ પાર્જીટર Ancient Indian His Traditions. P 68 આમા જૈન અને બૌદ્ધોને અસુરો કહી દૈવાસુર સગ્રામ કલ્પી ઇતિહાસને પૌરાણિક રૂપ આપ્યુ છે આ પ્રસગ નર્મદા પાસે કહ્યો છે

૨૯ સ્ક પુ–કૌ ખડ અ ૬૦ થી ૬૩ એની ચર્ચા આગળ કરીશુ

૩૦ Enc of R & E Vol VI Hinduism W Crooke લખે છે કે આસામમા હિરબ કચારી રાજાઓ (Kachari Kings of Hiramba)ને ઈસ ૧૭૯૦મા હિંદુ ધર્મમા લીધા અને એમનુ પેઢીનામુ મહાભારતના ભીમને લગાડ્યુ આ હિરબ કે હિડિબ એ શુ ? એને હિડિબ વન જે ગૂજરાતમા ગણાય છે તે સાથે સબધ છે? બર્બરિકને પણ ભીમ અને હિડિબાના પુત્ર ઘટોત્કચનો પુત્ર કહ્યો છે ઘટોત્કચ પ્રાગ્જ્યોતિષપુરથી કન્યા લાવ્યો હતો, એટલે આસામથી તે આ પરપરા આસામ પણ ગઈ હશે ? અહીંઆ બર્બરિકની કથા બળીઆકાકાની સાથે જોડે છે એ આગળ જોઇશુ

૩૧ આ બર્બર જાતિના લોકનો મુખ્ય પુરુષ હોય એ કાઠિયાવાડમા બાબરિયા કહેવાય છે તે હશે એની ચર્ચા પણ આગળ કરીશુ સિદ્ધરાજે બર્બર–બાબરો છત્યો હતો

સ્થળ જેવાં કે મોઢેરા, વડનગર, શ્રીમાળ વગેરેના તો ચાર યુગના ચાર જુદાં નામ કથાઓમાં આપેલાં છે. ખંભાતનાં ઘણાં નામ છે છતાં તે ચાર યુગનાં ચાર જુદાં એમ કોઈ કહેતું નથી. ગૂજરાતની ઘણીખરી જ્ઞાતિઓનાં નામ ઉત્તર ગૂજરાત અને દક્ષિણ રાજપૂતાનામાં આવેલાં સ્થળો ઉપરથી પડેલાં છે. ભરૂચ, સોમનાથ પાટણ અને ખંભાત એ ગુજરાતનાં પ્રાચીન બંદરો છતાં ફક્ત સોમનાથના સોમપુરા બ્રાહ્મણો સિવાય કાંઠાનાં સ્થળોએ જ્ઞાતિઓને નામ આપ્યાં નથી.

આ ઉપરથી કોઈ કહેશે કે કાંઠાનાં સ્થળો ઉપરનાં દેશસ્થ સ્થળો કરતાં જૂનાં ન હોય. પરંતુ એમ ધારવાને કાંઈ કારણ નથી. ગૂજરાત કાઠિયાવાડના અંદરના ભાગ ઘણા પ્રાચીન કાળમાં પ્રસિદ્ધ જાતિઓથી વસેલા ન હોય એમ માનવાને કારણ છે. પરંતુ સમુદ્રકિનારાના ભાગ પ્રાગૈતિહાસિક સમયથી સુધરેલી જાતિઓથી વસેલા હતા અને પશ્ચિમના દરિયાપારના દેશો સાથે તેમનો સંબંધ હતો. જેમજેમ કિનારાનાં સ્થળોમાં દેશી પરદેશીઓ વેપારને માટે વધતા ગયા તેમતેમ તીર્થ માહાત્મ્યો અને બ્રાહ્મણ સંસ્થાનો ગૌણ થતાં ગયાં. હિંદુ સંસ્કૃતિ ધાર્મિક બાબતોમાં સંકુચિત અને શ્રૃંખલાબદ્ધ થતી ગઈ અને એનાં કેન્દ્ર ઉત્તરમાં થતાં ગયાં. સરસ્વતી નદી જે પ્રાચીન મોટામાં મોટા ઋષિઓનું રહેઠાણ હતી તે આખી યે નષ્ટ થઈ; એટલે એના પ્રવાહનો નીચલો ભાગ જે ગૂજરાતમાં થઇને સમુદ્રમાં પડતો હતો તેની ઉપરનાં પવિત્ર સ્થળો છિન્નભિન્ન થઇ લુપ્ત થયાં અને કેટલાંક બીજાં સ્થળોમાં મળી ગયાં. ગૂજરાતનો કિનારો ધાર્મિક આર્યો માટે પાપરૂપ મનાવા માંડ્યો. આવાં અનેક કારણોને લીધે, પ્રાચીન ઋષિઓ અને વૈદિક સમયના બીજા ઐતિહાસિક પુરુષો તથા શ્રીકૃષ્ણ જેવાથી પાવન થએલા ગૂજરાતના કિનારાએ સોમનાથના અપવાદ સિવાય એકે જ્ઞાતિને—ખાસ કરીને બ્રાહ્મણ જ્ઞાતિને નામ આપ્યું નથી. ઉત્તર ગૂજરાતનાં સ્થળોએ જે નામ આપેલાં છે તે ઘણાં પ્રાચીન કહી શકાય તેમ નથી. કદાચ મુસલમાનોના આવ્યા પહેલાંના શક હૂણાદિના વિગ્રહોને લીધે થએલાં જાતિઓનાં ભ્રમણ પછી એ નામો ઉત્પન્ન થયાં હોય. ખંભાતનું બ્રાહ્મણ સંસ્થાન હાલની સ્થળ ઉપરથી થએલી જ્ઞાતિઓ કરતાં વધારે પ્રાચીન હોય એમ સમજાય છે. એ સંસ્થાન નાશ પામ્યું એટલે બ્રાહ્મણોને મન ગુપ્ત ક્ષેત્ર થઈ ગયું. નગરાના લેખોમાં એને નગરક મહાસ્થાન કહ્યું છે એ આ વાતની સાક્ષી પૂરે છે. એ મહાસ્થાન તે વલભીના લેખવાળું નગરક એમ કબૂલ કરીએ તો વલભીના નાશ પછી ખંભાતનો પૌરાણિક ઇતિહાસ બંધ થાય છે એમ માની શકાય.

# પ્રકરણ પાંચમું

## મધ્યકાલીન હિંદુ સમય

## ગૂજરાતનું બંદર

**વલભીનો સમય**

વલભીના સમયમા ખંભાતનુ નામ આવતુ નથી, પણ એ સ્થળે નગરક મહાસ્થાન હતુ એ જોઇ ગયા. ખભાતની પૂર્વે આવેલો ભાગ વલભીને તાબે હતો.[1] એટલે એ સમયમા ખભાત ની ભૂમિ ઉપર વલભીપુરના રાજાઓની સત્તા હતી. વલભીના સમયથી ખભાતનો ઇતિહાસ પૌરાણિક અધકારમાથી નીકળે છે અને મધ્યકાલીન હિંદુ સમય શરૂ થાય છે. વલભી રાજ્યના નાશ પછી સોલકી રાજ્ય આવતા સુધી ગૂજરાતમા એક મોટી સત્તા રહેતી નથી. ઠેરઠેર નાના રાજ્યોમા દેશ વહેંચાઈ ગયેલો હતો. એ ગાળામા ગૂજરાતના ઈતિહાસમા ગૂજરાતના રાજા ગણાતા ચાવડાઓની સત્તા ફક્ત ઉત્તર ગૂજરાતમા જ હતી[2]

**દસમી સદીમાં આરબ મુસાફરોનું વર્ણન**

એ અરસામા ખભાતના નામનો પહેલો ઐતિહાસિક ઉલ્લેખ નજરે પડે છે દસમી સદીની શરૂઆતમા આરબ મુસાફરો ખભાતને સારા બદર તરીકે વર્ણવે છે.[3] એટલે તે અગાઉ એ બંદરને આબાદ થતા ઘણો વખત લાગ્યો હશે એ નિર્વિવાદ છે. આરબ મુસાફરો કહે છે કે એ વખતે ખભાત ઉપર માનકીરના બલ્હાર રાજાઓનો અમલ હતો અને રાજા તરફથી એક બ્રાહ્મણ વહીવટ કરતો. યુફ્રેટીસ, તીગ્રીસ અને નાઇલ કરતા પણ પહોળા અખાત ઉપર આવેલે ખભાત વસેલુ હતુ એ અખાતમા ભરતીનુ જોર એટલુ હતુ કે ઓટ વખતે જમીન દેખાતી, અને પડેલી નહેરોમા પણ પાણી ઓછુ રહેતુ. અખાતને બને કિનારે લીલા ખેતરો, બગીચા, શહેરો, ગામડા, તાડ વગેરેના ઝાડ વગેરેથી બધુ ભરેલુ દેખાતુ, અને મોર પોપટ વગેરે પક્ષીઓ એની રમણીયતામા ઉમેરો કરતા ખભાતના જોડા વખણાતા, અને અમલદારો મુસલમાનો તથા બીજા પરદેશીઓ સાથે સારી રીતે વર્તતા[4]

---

૧ વલભીને તાબે હાલના ખેડા જીલ્લાનો ભાગ હશે એમ જણાય છે ભરૂચમા એ વખતે ગૂર્જર રાજ્ય હતુ અને ઉત્તર ગૂજરાત તથા કાઠિયાવાડનો કેટલોક ભાગ બીજાને તાબે હતો આ ઉપરથી ખભાતનો મુલક વલભીમા હતો એ ચોક્કસ થઈ શકે જુઓ બૉમ્બે ગેઝે ૧–ભાગ ૧–પૃ ૮૨

૨ ચાવડાઓનુ રાજ્ય વડીઆરની બહાર ભાગ્યે જ વધ્યુ છે એમનુ ગૂજરાતના રાજાઓ તરીકેનુ મહત્ત્વ પાછળ વધાર્યુ તેથી વધ્યુ પાટણના રાજાઓ તરીકે સોલકીઓ જ ગૂજરાતના ખરા રાજાઓ હતા

૩ અલ માસુદી બૉમ્બે ગેઝે ૧–ભા ૧–પૃ ૫૧૪ એ મુસાફર ખભાત હીસ ૩૦૩, ઈસ. ૯૧૩ ૧૪મા આવેલો

૪ એ જ પૃ ૫૧૪ જુઓ અલ ઇસ્તખરીનું વર્ણન Illiot I P 27 & 30 એમા કામહાલથી ખભાત ચાર દિવસનો રસ્તો કહે છે અને ખભાતથી સુરાબારા (સોપારા ?) ચાર દિવસનો રસ્તો કહે છે ગેઝેટીઅરનો લેખક કામહાલને અણહિલવાડ

આરબ મુસાફરો આ બલહાર રાજાઓને હિંદના સૌથી મોટા રાજાઓ કહેતા. એ વલ્લભ બિરુદ વાળા માલ્યખેટના રાષ્ટ્રકૂટ રાજાઓ હતા.[૫] એમની એક શાખા ગૂજરાતમાં સત્તા જમાવી લાટ દેશ અને તેની ઉપરના થોડા ભાગ સુધીનો મુલક તાબે કરી બેઠી હતી. ખંભાત એના રાજ્યની ઉત્તર હદ ઉપર ગણાતું.[૬]

આ મધ્યકાલીન હિંદુ સમયનો ઇતિહાસ એટલે મુખ્યત્વે કરીને ખંભાતની બંદર અને વેપારી પ્રવૃત્તિનો ઇતિહાસ કહી શકાય.

### સોલંકીઓનો સમય

ઈ.સ. ૯૪૨થી અણહિલ્લવાડનું નાનું રાજ્ય ચાવડાઓના હાથમાંથી જાય છે અને સોલંકીની સત્તા જામે છે. સોલંકીની સત્તામાં પાટણની સાથેસાથે ખંભાતની પણ ચઢતી થાય છે. એ અરસામાં ખંભાત હિંદુસ્તાનનાં સૌથી મોટાં બંદરોમાં ગણાતું. અસલથી એ શૈવ તીર્થ તો હતું જ. વલભી અને રાષ્ટ્રકૂટના સમયમાં ત્યાં બૌદ્ધોનું જોર હોય એમ પણ ત્યાંથી નીકળેલી બુદ્ધદેવની મૂર્તિ અને બીજા આરબોના ઉલ્લેખોથી સ્પષ્ટ થાય છે.[૭] આ બે ધર્મોની જમાવટ અને વેપારનું કેન્દ્ર એથી

---

કહે છે, પણ એમ માનવાને આધાર નથી. ઈબ્ન હૌકલ પણ કામહાલ લખે છે પણ તે ૧૬ માઈલ દૂર લખે છે તે ભૂલ જણાય છે. કામહાલ સિંધમાં કોઈ સ્થળ હોય એમ સમજાય છે, પણ તે કયું તે નક્કી થતું નથી.

૫ બલહાર રાજાઓને સર હેનરી ઇલીઅટ વગેરે જૂના લેખકો વલભીના રાજાઓ માને છે અને માનકીરને માલખેટ નહિ પણ ટોલેમીનું મીનગર (મીનનગર) માને છે. આ ખરું નથી. બધા વર્ણન માનકીર દક્ષિણ હૈદરાબાદના મુલકમાં આવેલું માલખેટ નગર છે એમ સિદ્ધ કરે છે. એ નગરમાં રાષ્ટ્રકૂટ રાજાઓ એક સમયે ઘણા બળવાન હતા. એમને 'વલ્લભ' અગર શ્રી વલ્લભ એવું બિરુદ હતું. શાર્વ અમોઘવર્ષ ખાસ શ્રીવલ્લભ કહેવાતો હતો. માલખેટના રાજા ધ્રુવ પહેલાએ (ઈસ. ૭૯૫) ગોવિંદ ત્રીજાને ગૂજરાતનો સ્વતંત્ર રાજા બનાવ્યો. જોકે રાષ્ટ્રકૂટોની મૂળ ગાદીની આણ બધે હતી. ગોવિંદ ત્રીજાનું શાસનપત્ર ખંભાતની સામી બાજુએ કાવીમાં મળેલું છે. આ રાજાની સામે સ્તંભ વગેરે રાજાઓ થએલા. એણે લાટ દેશ પોતાને કબજે કરેલો. આ રાષ્ટ્રકૂટો એટલા માટે લાટેશ્વર કહેવાતા. આમાં કહેલો સ્તંભ રાજા કયો તે જણાતું નથી. ગેઝેટીઅરના લેખક એના નામને સ્તંભતીર્થ ખંભાત સાથે જોડે છે અને ખંભાત નામ પડવામાં એ રાજા કારણભૂત હોય એમ અનુમાન કરે છે. પરંતુ એ વાતને બીજો કોઈ આધાર નથી. કદાચ સ્તંભતીર્થ વલભીના નાશ પછી કોઈ સ્વતંત્ર નાનકડા ઠાકોરના હાથમાં આવ્યું હોય અને સ્તંભતીર્થનો રાજા માટે સ્તંભ નામ એને અપાયું હોય, અગર સ્તંભ એ સ્વતંત્ર નામ હોય. આવો દાખલો બીજો છે. આશા ભીલ ઉપરથી આશાવલ નામ નથી પડ્યું, પણ આશાપલ્લીના ભીલ રાજાઓ આશા ભીલ કહેવાતા. એથી જ કર્ણદેવ અને અહમદશાહ વચ્ચે ત્રણ સદીઓથી વધારે અંતર છતાં બંને વખતે આશાભીલનાં નામ આવે છે. રાષ્ટ્રકૂટોની ગુજરાતની શાખાના તાબામાં ખંભાત હતું એટલે આરબો મૂળ ગાદીના માલખેટના વલ્લભો—બલહારોને તાબે હતું એમ લખે છે. ગૂજરાતના રાષ્ટ્રકૂટો માટે જુઓ બૉમ્બે ગેઝે ૧–ભા.૧–પૃ. ૧૨૩.

૬ અલ ઇસ્તખરી. ઇલીઅટ ૧-૨૭. વધારામાં જુઓ ઈબ્ન હૌકલ. Illiot I. 383-9. કામ્બાલ અગર કામહાલને હિંદની સરહદ ઉપર એટલે સિંધ અને ગૂજરાતની હદ ઉપર કહે છે. ખંભાત અને કામહાલ વચ્ચે રણ કહે છે એટલે અણહિલ્લવાડ સાથે બરોબર બંધ ન બેસે. ખંભાતનું રણ ગણીએ તોપણ પાટણથી ખંભાત આવવાનો એ રસ્તો નહોતો. એટલે કામહાલ સિંધમાં કે કચ્છમાં હોય. એ વર્ણનમાં ખંભાતથી સૈમુર (ચેવલ બંદર) સુધી બહારનો કિનારાનો મુલક છે અને ગામથી ભરચક છે. આ વર્ણન ઉપરથી એ વખતે સિંધના કિનારા અને મુંબાઈ—ચેવલ સુધીમાં વચ્ચે ખંભાત બહુ મહત્વનું મનાય.

૭ બુદ્ધદેવની મૂર્તિનું વર્ણન આગળ આવશે. ખંભાતમાં બૌદ્ધો હતા તે માટેના આરબ ઉલ્લેખ માટે જુઓ બૉમ્બે ગેઝે. ૧. ભા.૧–પૃ. ૫૩૧

આકર્ષાઈ જૈન વાણિયા જેવી જન્મસિદ્ધ વેપારી કોમ ત્યા આવી વસે એમા નવાઈ નથી. ચાલુક્યોના સમયમા જૈન ધર્મને સારામા સારૂ ઉત્તેજન મળ્યુ, એટલે જૈન વેપારી કોમે એ સમયમા ખભાતને બહુ સમૃદ્ધ બનાવ્યુ મોટા મોટા જૈન પ્રાસાદો ત્યા બધાયા. મહાન જૈનાચાર્ય કલિકાલસર્વજ્ઞ હેમચદ્રસૂરિએ દીક્ષા ખભાતમા લીધી[8] અને ખભાતની બહાર આવેલા રૈવતાવતાર નેમીનાથના મદિરમા એમને સરસ્વતી પ્રસન્ન થઇ.[9] સોલકીઓની સત્તાના મોટા ભાગમા મહી સુધીનો તળ ગૂજરાતનો ભાગ પાટણની સત્તા નીચે હતો. લાટમા પાટણના રાજાઓના સામતો મડળેશ્વરો તરીકે અમલ કરતા.[10] એટલે એ બનેની સરહદ ઉપર આવેલુ અને દરિયાકિનારા તથા સમુદ્રના વેપાર ઉપર સત્તાવાળુ ખભાત બદર પાટણના રાજાઓના એક મુખ્ય અધિકારી કે દડનાયકનુ મુખ્ય સ્થાન ગણાતું, અને ખભાતના અધિકારીના હાથમા અનર્ગળ ધન ઉપગત લાટ અને સૌરાષ્ટ્રના લશ્કરી નાકાઓની ખરેખરી ચાવી રહેતી. સૌરાષ્ટ્રમા જવાનો ખરો રસ્તો પેટલાદ પાસે થઇને જતો અને ખભાતની હદ ઉપર આવેલુ બાહુલોદ–ભોળાદ–કાઠીઆવાડનું નાકુ હતું[11] આ બધાના સાન્નિધ્યથી ખભાતનુ રાજકીય મહત્ત્વ એ સમયના ગૂજરાતમા ઘણુ જ હતું વધારામા ગૂજરાતના રાજાઓનુ નૌકાસૈન્ય ખભાત અને ઘોઘામા રહેતુ કાઠીઆવાડનો કિનારો સોમનાથની પશ્ચિમ હદ સુધી ગૂજરાતને તાબે હોવા છતા અંદરનો ભાગ પાટણની સત્તાને પૂરેપૂરો નમ્યો નહોતો,[12] એટલે ગૂજરાતના નૌકાસૈન્યનુ મુખ્ય થાણુ દીવ કે પ્રભાસ થઈ શકે તેમ હતુ નહિ, ખભાત જ એને માટે યોગ્ય હતું[13]

### પારસીઓ અને હિંદુઓનું મુસલમાનો સામે હુલ્લડ

વેપારને લીધે ખભાતમા અનેક દેશના અને અનેક ધર્મોના લોક વસતા હતા સિદ્ધરાજ જયસિંહના સમયમા ત્યા એક ધાર્મિક હુલ્લડ થયુ કેટલાક મુસલમાનો ત્યા મસ્જિદ બાધીને રહેતા હતા. પારસીઓ પણ ત્યા સારી સખ્યામા હતા. આ બે કોમને કોઈ કારણથી ઝગડો થયો પારસીઓએ હિંદુઓને ચઢાવ્યા અને મુસલમાનો સાથે લડાઈ થઇ. એમા એંશી મુસલમાનો માર્યા ગયા,

---

૮ પ્રભાવક ચરિત્ર—હેમચદ્ર પ્રબધ

૯ એ જ

૧૦ પાટણના રાજ્યના દડનાયકો અને મડળેશ્વરો કુમારપાળના અમલ સુધી વશ રહ્યા પાટણની સત્તા નબળી પડતા લાટનો મંડળેશ્વર સ્વતત્ર થવા મથતો વસ્તુપાળના અમલમા એનુ વર્ણન કરીશુ

૧૧ કાઠિયાવાડમા જવાનો વઢવાણ–વીરમગામવાળો રસ્તો પહેલા બહુ વપરાતો નહિ છેક મુસલમાન સમયના અત સુધી પેટલા૦ કાઠિયાવાડનુ નાકુ ગણાતુ સોમનાથની યાત્રાએ જતા લોકો ઉપર મુડકા વેરો બાહુલોદ—હાલનું ભોળાદ—આગળ લેવાતો. એ ગામ હાલ સાબરમતી ખભાતની સરહદ પાસે દરિયાને મળે છે ત્યાથી થોડા માઈલ છેટે છે ત્યાં દાણનો આરો આજે પણ બતાવવામા આવે છે

૧૨ સોલકીથી મહમ્મ૦ બેગડાના સમય સુધી કાઠિયાવાડ પૂરે પૂરો ગૂજરાતના રાજાઓની સત્તા નીચે આવ્યો નથી જૂનાગઢના રાજા જીતાયા છતા સ્વતત્ર થઈ જતા પરતુ કિનારો હમેશા ગુજરાતના રાજાને તાબે રહ્યો છે એ માટે કર્નલ વૉટસનનો ઇન્ડિયન એન્ટીક્વેરીમા કાઠિયાવાડના કિનારાને લગતો લેખ જુઓ

૧૩ આ બાબત આગળ ચર્ચીશુ વસ્તુપાળે નૌકાસૈન્ય ખભાતમા રહી વાપર્યાની વાત પણ આગળ આવશે

મસ્જિદને નુકસાન થયું અને એનો મિનારો તૂટી ગયો. ખતીબઅલી નામનો એક માણસ આ સમાચાર કહેવા પાટણ ગયો, પણ અમલદારોએ કાંઈ દાદ આપી નહિ. એક વખત રાજા બહાર જતો હતો ત્યારે ઝાડ પાછળ ભરાઇ રહી ખતીબઅલીએ રાજાનો હાથી જોયો અને બહાર આવી વિનંતિ કરી ફરીઆદ કરી તથા હિંદી ભાષામાં કવિતામાં (ગૂજરાતી ?) એક અરજી આપી. રાજાએ ખતીબઅલીને શહેરમાં રહેવા બંદોબસ્ત કર્યો, અને પોતે ત્રણ દિવસ જનાનામાંથી બહાર નહિ આવે માટે મંત્રીએ વહીવટ કરવો એમ કહી સાંઢણી પર બેસી એક રાત અને એક દિવસમાં ખંભાત પહોંચ્યો અને વેપારીનો પહેરવેશ પહેરી શહેરમાં પેઠો. ત્યાં તપાસ કરતાં એને ખતીબઅલીનું કહેવું સાચું લાગ્યું, એટલે નિશાની ખાતર દરિયાના પાણીનો ઘડો ભરી પાટણ આવ્યો અને દરબાર ભરી ન્યાય આપવા બેઠો. ખતીબઅલીએ દરબારમાં ફરીઆદ કરી અને અમલદારોએ બચાવ કર્યો. રાજાએ પોતાની જાતે ખાત્રી કરી ખતીબઅલીની ફરીઆદ ખરી છે એમ કહ્યું અને ખંભાત જઈ આવ્યાની નિશાનીમાં દરિયાનું પાણી બતાવ્યું. એ પછી એણે મુસલમાનોને મસ્જિદ ફરી બાંધવા માટે પૈસા આપ્યા અને બીજી કોમોના બબ્બે આગેવાનોને બોલાવી સજા કરી. ધર્મના કારણ માટે પ્રજામાં લડાઈ ન થાય અને પ્રજા સુખશાંતિમાં રહે એ જોવાની રાજાની ફરજ છે એમ સિદ્ધરાજે જાહેર કર્યું. એ મસ્જિદ અને મિનારો માળવાના રાજાની ચઢાઈ વખતે પાછાં નાશ પામ્યાં તે સૈયદ શરફ તમીને ફરી બંધાવ્યાં.[૧૪]

**કુમારપાળ અને હેમચંદ્રસૂરિ ખંભાતમાં ઉદયતમંત્રી ખંભાતનો અધિકારી**

સિદ્ધરાજના વખતમાં પાછલા ભાગમાં ખંભાતમાં ઉદયન મંત્રી અધિકાર ઉપર હતો. કુમારપાળને પકડવા જ્યારે સિદ્ધરાજનું સૈન્ય ફરતું હતું ત્યારે નાસતો નાસતો એ ખંભાતમાં આવી હેમચંદ્રાચાર્યને શરણે ગયો અને સૂરિએ એ રાજા થશે એવું ભવિષ્ય કહ્યું. હેમચંદ્રસૂરિ તે વખતે ખંભાતમાં સાગલ વસહિકામાં રહેતા હતા. સિદ્ધરાજનું સૈન્ય આવ્યું ત્યારે સૂરિએ કુમારપાળને ભોંયરામાં સંતાડી ઉપર હસ્તલિખિત ગ્રંથો ભરી બચાવ્યો હતો. સૂરિના કહેવાથી ઉદયન મંત્રીએ પણ કુમારપાળને આશ્રય આપ્યો. ખંભાતથી મધ્ય રાત્રીએ નીકળી કુમારપાળ વટપદ્રપુર–વડોદરે ગયો.[૧૫] આ બનાવના સંભારણા તરીકે કુમારપાળે રાજા થયા પછી સાગલ વસહિકાનો જીર્ણોદ્ધાર કર્યો.[૧૬]

**અગીઆરમી સદીના આરબ મુસાફરો**

અગીઆરમી સદીના આરબ મુસાફરોમાં અલબરૂનીનું નામ ખાસ ચોક્કસ લેખક તરીકે ગણી શકાય. એ ખંભાતને કાંઠા ઉપરના એક મુખ્ય શહેર તરીકે ગણે છે.[૧૭] અલ ઈદ્રીસી (ઈ.સ.૧૧૦૦)

---

૧૪ જામી ઉલ હિકાયત,–મુહમ્મદ ઉફી;–Illiot II. 162;–મહમ્મદ ઉફી શમ્સુદ્દીન અલ્તમશના વખતમાં થઈ ગયો. એ જાતે ખંભાત ગયો હતો ત્યારે આ વાત તેણે સાંભળેલી. એ લેખકે સિદ્ધરાજનાં મોટા રાજા તરીકે અને ન્યાયી તરીકે ઘણાં વખાણ કરેલાં છે. તૂટેલી મસ્જિદ ફરી બાંધવા માટે એક લાખ બાલોત્રા આપ્યા એમ લખે છે. એ કયા સિક્કા તે સમજાતું નથી. સર હેન્રી ઈલીઅટ 'બાલા' કહે છે તે સમજાય તેવું નથી.

૧૫ બૉમ્બે ગેઝ. ૧–ભા. ૧–પૃ ૧૮૩. ૧૬ એ જ. પૃ. ૧૯૦.

૧૭ Sachan's Al Baruni. I. 208.

ખંભાતને ગૂજરાતનું સારૂં શહેર કહે છે અને નૌકાસૈન્યનું જાણીતું થાણુ હતું એમ વર્ણન કરે છે. એના સમયમા ખંભાત દરિયાથી ત્રણ માઈલ દૂર હતુ, હવાપાણી સારા હતા અને કિલ્લો સારી રીતે બાંધેલો હતો અને તેથી ચાંચીઆથી રક્ષણ થતું.[૧૮] ખંભાતના અધિકારી કીશ (મકરાણ)ના દ્વીપ પાસેથી ખંડણી લેતા.[૧૯] ખંભાતમા ઘઉં અને ચોખા સારા થતા અને એના વતનીઓ મૂર્તિપૂજક હતા.[૨૦]

**વસ્તુપાલ ખંભાતનો દંડનાયક**

ઈ. સ. ૧૨૪૧મા ભીમદેવ બીજાના રાજ્ય વખતે લવણપ્રસાદ અને એના પુત્ર વીરધવલના મંત્રીઓ તરીકે વસ્તુપાલ અને તેજપાલ—જેમના નામ ગૂજરાતના ઇતિહાસમા જાણીતા છે તેમની નીમણુક ખંભાત બંદરના અધિકારી તરીકે થઈ.[૨૧] આ અમલ ખંભાતની ખરેખરી જાહોજલાલીનો હતો. ભીમદેવ બીજાના સમયમા પાટણની રાજ્યસત્તા નબળી પડવાથી મંડલેશ્વરો સ્વતંત્ર થયા હતા.[૨૨] એ વખતે લવણપ્રસાદ અને વીરધવલનો પાટણની ગાદીને ખરેખરો ટેકો હતો. લાટના સ્વતંત્ર થએલા મંડલેશ્વરે ખંભાત લઈ લીધેલું તે વીરધવલે પાછુ લીધુ[૨૩] અને વસ્તુપાલને ત્યાંનો અધિકારી નીમી લોકની પ્રીતિ સંપાદન કરી. ખંભાતની પ્રજાએ વસ્તુપાલને ઘણુ માન આપ્યુ અને પોતાની જગ્યા સંભાળી લેવા એ ખંભાત શહેરમા પેઠો ત્યારે લોકમા ઉત્સવ જેવું થઈ રહ્યુ. એ વખતે ખંભાત હિંદુસ્તાનમા એક મોટું બંદર ગણાતુ અને દ્વીપાન્તરના વહાણો ત્યા આવતા. વસ્તુપાળે ખંભાતની સમૃદ્ધિ વધારવા ઘણી ચીવટ રાખી. એણે દરેક ધર્મ પાળતા વેપારીઓને કોઇ જાતના ભેદભાવ વગર રક્ષણ આપ્યુ. દરેક કોમનો માણસ મંત્રીને પોતાના ધર્મનો અને કોમનો માનતો એવી રીતે એણે પ્રજારંજન કર્યું હતું.[૨૪] જૈન ધર્મ તો એનો કુલધર્મ હતો, પરંતુ એણે હિંદુ ધર્મના

---

૧૮ Illiot I 84 85

૧૯ એ જ પૃ ૬૭ Rashiud din from Al Baruni આ ઉપરથી એમ સમજાય છે કે મકરાણના ચાંચિયા ખંભાત સુધી આવતા, અને ખંભાતનું નૌકાસૈન્ય મકરાણ સુધી જઈ ખંડણી વસુલ કરતુ

૨૦ Illiot I 85 સર હેન્રી ઈલીઅટ મૂર્તિપૂજક એટલે બૌદ્ધ એવો અર્થ કરે છે અલ ઇદ્રીસીના વખતમા ખંભાત બલ્હાર (માન્યખેટ)ના હાથમા નહોતુ એમ એ ૨૫૭ લખે છે

૨૧ બૉમ્બે ગૅઝે ૬ Cambay પૃ ૨૧૫

૨૨ જુઓ બૉમ્બે ગૅઝે ૧–ભા. ૧–પૃ ૧૯૬ વધુમા સોમેશ્વરદેવની કીર્તિકૌમુદી અને બાલચંદ્રસૂરિકૃત વસંતવિલાસની પ્રસ્તાવના

૨૩ વસંતવિલાસ, ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ, પૃ ૫

૨૪ વસંતવિલાસ સર્ગ ૪થો વસંતવિલાસ કાવ્ય વસ્તુપાલનુ સમકાલીન છે, એટલે એમાં લખેલી વાતો વિશ્વસનીય કહી શકાય વસંતવિલાસ, હમ્મીરમદમર્દન નાટક, વસ્તુપાલચરિત્ર અને રાસો, કીર્તિકૌમુદી આદિ ગ્રંથો વસ્તુપાલ વિશે લખે છે તેમા વસ્તુપાલ ચરિત્ર અને રાસા સિવાય બીજા સમકાલીન છે વસ્તુપાલના હલકારના વખાણ બાજુએ રાખતા એ ગ્રંથો જ્યાં એકમત થાય ત્યા ઐતિહાસિક સત્ય રહેલુ છે ખંભાતનો વહીવટ વસ્તુપાલે સારી રીતે કર્યો હોવાથી દરેકમા એ વિશે વિસ્તૃત વર્ણન છે પ્રબંધ ચિંતામણિ વગેરે પાછળના ગ્રંથો કરતા ઉપરના ગ્રંથો વસ્તુપાલ તેજપાલ માટે વધારે કામના છે બૉમ્બે ગૅઝીટીઅરના લેખક એમાથી એકલી કીર્તિકૌમુદીનો જ આધાર લે છે જ્યારે વસંતવિલાસ કેટલીક બાબતોમા વધારે ચોકસ છે કેટલાક શ્લોક ટાંકવા જેવા છે —इतश्च लाटभूपाल भुक्तौ भूमिविभूषणम् । स्तम्भतीर्थमितिख्यातमास्तेऽर्तीन्द्र पुरंपुरम् ॥ × × ×

સ્થાન પાછળ પૈસા ખર્ચ્યાના દાખલા પણ છે.[૨૫] પહેલાંના અધિકારીઓએ કરેલી અવ્યવસ્થા તેણે દૂર કરી.[૨૬]

**શંખ રાજાની ખંભાત ઉપર ચઢાઇ**

ખંભાતના ઇતિહાસનો આવો સુવર્ણ સમય પણ છેક હરકત વગરનો ન ગયો. લાટાધિપતિને પાટણની સત્તા નીચે પાછું ગયેલું ખંભાત સાલતું હતું. એ પાછું જીતી લેવા ભરૂચનો રાજા સંગ્રામ-સિંહ અથવા શંખ પ્રયત્ન કરી રહ્યો હતો.[૨૭] એ જ વખતે ખંભાતના એક સાદીક નામના વેપારીને કોઈ કારણથી વસ્તુપાલ સાથે અણબનાવ હતો. એ વેપારી કોઇ અધિકારીને માન આપતો નહિ અને વસ્તુપાલનું પણ એણે અપમાન કર્યું હતું તેથી વસ્તુપાલે એને સીધો કરવાનો નિશ્ચય કર્યો. સાદીકને શંખ રાજા સાથે મૈત્રી હતી, એટલે શંખને ખંભાત ઉપર ચડી આવવામાં બે કાર્ય થતાં હતાં.[૨૮] જે વખતે રાણો વીરધવલ દક્ષિણના સિંહણ રાજા સાથે યુદ્ધમાં રોકાયો હતો તે વખતે

---

नानाद्वीपान्तरायात सांयात्रिकविनिर्मितैः । माण्डकूटैर्यदाकिर्णं क्रीडाशैलैरिवश्रियः ॥ × × × श्री वीरधवलस्योर्वी धवलस्य निदेशतः । तत्पुरं वस्तुपालस्तु चिरकाल मपालयत् ॥ આ કાવ્ય વસ્તુપાલના મરણ પછી થોડા જ વખતમાં લખાએલું છે.

૨૫ વસ્તુપાલે જમાદિત્યનું મંદિર (સૂર્યનું) સમરાવ્યું તેનો લેખ હાલ ખંભાતમાં છે. વધુ માટે આચાર્યે વલ્લભજીકૃત કીર્તિ-કૌમુદીની પ્રસ્તાવના, પૃ. ૩૦–૩૧.

૨૬ વસંતવિલાસ, પ્રસ્તાવના સી.ડી. દલાલે લખેલી, પૃ. ૬.

૨૭ શંખની ખંભાત ઉપરની ચઢાઈનું વર્ણન કીર્તિકૌમુદી સર્ગ ૫, વસંતવિલાસ સર્ગ ૫, હમ્મીરમદમર્દન નાટક, વસ્તુપાલ ચરિત્ર પ્રસ્તાવ ૪માં વિસ્તારથી છે. શંખ રાજા ભરૂચનો હતો એમ આગળના ત્રણ ગ્રંથ કહે છે. વસ્તુપાલચરિત્ર તેને વડ્રુય બંદરનો કહે છે તે ખરૂં નથી. આચાર્યે વલ્લભજી પોતાની કીર્તિકૌમુદીના ભાષાંતરમાં એને ભાવનગર પાસેના વડવાનો રાજા કહે છે. આગળના સમકાલીન ગ્રંથો સિવાયના બીજા ગ્રંથો ખંભાતના સદીક કે સાદીકની સાથે વસ્તુપાલને કજીઓ થયો અને ભરૂચના શંખ રાજાને એણે બોલાવ્યો એમ કહે છે. શંખના બાપનું નામ સિંધુરાજ છે તેથી કેટલાક કહે છે તેમ તેને સિંધ સાથે સંબંધ નથી; તેમજ ભાવનગરના વડવા સાથે પણ સંબંધ નથી. વસંતવિલાસ આદિ ભરૂચનો જ રાજા કહે છે તે ખરૂં છે. સાદીકની વાત વસંતવિલાસ કે હમ્મીરમદમર્દનમાં નથી. એ સમકાલીન ગ્રંથોમાં ન હોવાથી સાદીકની વાત ખરી માનવી કે નહિ તે શંકા છે. પણ બીજા ગ્રંથો એ વાત સાથે શંખની વાતને મેળવે છે, એટલે સાદીક એક સામાન્ય વેપારી અને શંખ રાજા, એટલે સમકાલીન લેખકોએ સાદીકને મહત્ત્વ ન આપતાં શંખની જ વાત લખી હોય એમ સંભવે છે; અને વડવાનો રાજા એટલે ભાવનગરનો નહિ પણ વડવો એટલે વટકૂપ એટલે બંદરનો વાવડો ધારણ કરતો હકાનો ભાગ. સાદીકની લાગવગ બંદર ઉપર બહુ હશે એમ એ ઉપરથી સમજાય છે અને ખંભાત પાસે વડવાની વાવ છે તે આ વડવો કે વડ્રુય બંદર છે. એ જગ્યાએ પ્રાચીન ખંભાતનો કકડો હોવો જોઇએ. શંખને માટે હમ્મીરમદમર્દનમાં શ્રી સી.ડી. દલાલની પ્રસ્તાવના પૃ. ૧૫ જુઓ. નવાઈ એ લાગે છે કે શ્રી દલાલ પણ પ્રબંધકોશ અને વસ્તુપાલ ચરિત્રમાં સાદીક અને શંખની બાબતમાં વડવાનું નામ છે તેને ભાવનગરનો વડવો કહે છે! અને તેને માટે આધાર નથી. તેજપાલનો પુત્ર લાવણ્યસિંહ વિ. સં. ૧૨૯૬માં ભરૂચનો દંડનાયક હતો, એટલે શંખનું યુદ્ધ તે પહેલાં થયું હોવું જોઇએ અને તે પછી ભરૂચ તેજપાલના પુત્રના હાથમાં આવેલું હશે.

૨૮ ઉપર જણાવ્યા મુજબ શંખ અને સાદીકની બાબતમાં ઉપર જણાવેલા ગ્રંથોમાં વિરોધ હોવાથી કોઈ સાદીકની વાત ખોટી ગણે છે અને કેટલાક એ શંખ અગર શંખ અને સાદીકને સંબંધ નહિ એમ મત આપે છે. બહું સરખાવતાં ઉપરનો મત લખ્યો છે, અને સાદીક વેપારી હોવાથી સમકાલીન ગ્રંથકારોએ એનું નામ ન લખ્યું એ અનુમાન ઠીક લાગે છે.

મારવાડ તરફથી પણ ચઢાઇ આવ્યાનું સાભળી તકનો લાભ લઈ શખ ખભાત ઉપર ચઢ્યો[૨૯] અને વસ્તુપાલને સદેશો કહાવ્યો કે જો એ ખભાતનો કબજો સોપી દેશે તો વીરધવલે તો એને સામાન્ય મત્રીપદ આપ્યુ છે, પણ શખ તો આખો મુલક આપશે, અને ખંભાતનો સુબો વસ્તુપાલને બનાવશે. એણે વધારામા કહાવ્યુ કે જો લડવું જ હોય તો પહેલેથી નાસી જા, કારણ કે ક્ષત્રી આગળ વાણિયો નાસી જાય એમા જરા પણ શરમ નથી.[૩૦] વસ્તુપાલે આ સદેશાનો ઘટતો ઉત્તર વાળ્યો. એણે વાણિયાએ લડાઈમા ક્ષત્રી રાજાને માર્યાનો દાખલો આપી કહ્યુ કે હું પણ યુદ્ધના વેપારમા કુશળ વાણિયો છુ. હું શત્રુના માથા રૂપી માલ તલવાર રૂપી ત્રાજવાથી તોળી લઉ છું અને શત્રુઓને સ્વર્ગરૂપી કિંમત આપુ છુ[૩૧] આ જવાબથી બને વચ્ચે ખભાતની નજીકમા લડાઈ થઈ એમા પરિણામે વસ્તુપાલનો વિજય થયો. સાદીક વેપારીને પણ વસ્તુપાલે હરાવ્યો અને ખંભાત-બદરના[૩૨] એ બળવાન વેપારીનો મદ ઉતરી ગયો.

એમ કહેવાય છે કે દિલ્હીના મોજદીન સુલતાનની મા ખભાત થઈને મક્કે હજ કરવા જતી હતી ત્યારે વસ્તુપાલે યુક્તિ કરી એનુ વહાણ ચાચિયા પાસે લૂટાવ્યુ. જ્યારે એ ફરિયાદ વસ્તુપાલ પાસે આવી ત્યારે એણે કાઇ જાણતો ન હોય એમ અમલદારોને ધમકાવી બધી માલમતા પાછી અપાવી, અને સુલતાનની માનો સારો આદરસત્કાર કરી મક્કેથી પાછા આવતા પોતાની મહેમાનગીરી કબૂલ રાખવા વિનતિ કરી. સુલતાનની મા પાછા વળતા ખભાત ઊતર્યા અને વસ્તુપાલે એવી ઉત્તમ મહેમાનગીરી કરી કે સુલતાનની મા આગ્રહપૂર્વક એને દિલ્હી લઈ ગઈ અને બધી વાત સુલતાનને જાહેર કરી વસ્તુપાલને મોટું માન અપાવ્યુ. આ તકનો લાભ લઈ વસ્તુપાલે દિલ્હીના સુલતાન સાથે ગૂજરાતના રાજાને લાભદાયક સલાહ કરાવી[૩૩]

**ગૂજરાતના નૌકાસૈન્યનું મુખ્ય થાણું**

ખભાતના વહીવટદારોમા વસ્તુપાલનુ નામ અગ્રસ્થાને આવે છે. એના વખતમા ખભાતની સમૃદ્ધિ સંપૂર્ણ કલામા હતી. સુરતની ચડતી થતા પહેલા મક્કાનુ એ દ્વાર હતુ. અખાતનો મથાળાનો ભાગ પુરાવાની શરૂઆત તે વખતે થઈ હોય એમ જણાતુ નથી; એટલે ચાલુક્ય સમયમા, વાઘેલા સમયમા અને એ પછીના મુસલમાન અમલના બસ્સો વરસમા ખંભાત હિંદુસ્તાનમા સર્વથી

---

૨૯ વસન્તવિલાસ ૫

૩૦ આ વર્ણન રસિક રીતે વસન્તવિલાસ સર્ગ ૫ મામા આપ્યુ છે

૩૧ વસન્તવિલાસ સર્ગ ૫

૩૨ દરેક ગ્રથમા રોગ મરણ પામ્યો એમ લખ્યુ છે, પણ સાદીક માટે તેની સમૃદ્ધિ વસ્તુપાલના હાથમા આવી એમ વર્ણન છે વીરધવલનુ સિંઘણ સાથેનુ યુદ્ધ વિ સ ૧૨૮૮મા થયુ એમ લેખપદ્ધતિ નામના લેખોકેમ લખવા એ બાબતના ગ્રથમા એ મુનેહના લેખના ઉદાહરણ ઉપરથી જણાય છે તે પછી શખ ભરૂચથી ખભાત ઉપર ચઢ્યો અને ૧૨૯૬મા ભરૂચ વસ્તુપાલના પુનના હાથ નીચે હતુ એટલે ૧૨૮૮ અને ૧૨૯૬ની વચ્ચે શખે ખભાત ઉપર ચઢાઈ કરી

૩૩ ચતુર્વિંશતિ પ્રબધ આ વાત વજનદાર નથી સુલતાન કુતુબુદ્દીનના વખતની વાત હશે વસ્તુપાલે સલાહ કરવા યત્ન કર્યો હશે મોજદીન તે શાહબુદ્દીન ઘોરીનુ નામ છે મુઈઝુદ્દીન

શ્રેષ્ઠ બંદર ગણાતું હતું. હમ્મીરમદમર્દનમાં એક વાત એવી આવે છે કે રદી અને કાદી નામના માણસો બગદાદના ખલીફ પાસેથી વજ્જદીન નામના માણસની સરદારી નીચે વહાણો લઇ આવે છે. આ સમાચાર સાંભળી વસ્તુપાલ ગૂજરાતનું નૌકાસૈન્ય એની સામે મોકલે છે અને એ સૈન્ય વજ્જદીન વગેરેને કેદ કરી ખંભાત લઈ આવે છે. ગૂજરાતનો એક ગુપ્તચર બગદાદ જઇ આવ્યાની વાત પણ આવે છે. આ વાત એટલું ખાસ સૂચન કરે છે કે ખંભાત ગૂજરાતના મહારાજ્યનું મુખ્ય નૌકાસૈન્યનું થાણું હતું અને વસ્તુપાલ તેજપાલના વહીવટ દરમ્યાન દરિયાપારના પરદેશો સાથે પાટણના રાજ્યતંત્રને સંબંધ હતો અને એનું મુખ્ય કેન્દ્ર ખંભાત હતું.[૩૪]

આ હિંદુ સમયના અંતમા મુસાફર માર્કોપોલો ખંભાતને હિંદુસ્તાનની પશ્ચિમનું મોટું રાજ્ય કહે છે. ગૂજરાત અને ખંભાતનાં રાજ્યો જુદાં લખે છે. ખંભાતના મોટા વેપારનું વર્ણન કરે છે.[૩૫] આ અરસામાં ગૂજરાતને 'ખંભાતનું રાજ્ય' એ નામ મળ્યું હોય એમ જણાય છે. અને એ નામ પરદેશીઓમાં ઘણી સદીઓ સુધી ચાલુ રહે છે. માર્કો પોલોનો સમકાલીન મેરીનો સેનુટો લખે છે કે હિંદનાં એ મોટાં બંદરોમાંનું એક ખંભાત હતું.[૩૬]

૩૪ હમ્મીરમદમર્દન: જયસિંહસૂરિ.—અંક ૪ અને ૫.

૩૫ Travels of Marco Polo: Marsden's Translation. P. 307-8. માર્કો પોલો ખંભાત અને ગુજરાતનાં રાજ્ય જુદાં ગણે છે એના વર્ણન ઉપરથી એ કાઠિયાવાડના દ્વીપકલ્પને ગૂજરાત કહેતો જણાય છે. સિદ્ધરાજ અને કુમારપાલના સમયમાં કાંઇક વશ થએલું કાઠિયાવાડ આ વખતે એટલે વાઘેલાની સત્તા વખતે પાટણથી સ્વતંત્ર થએલું, એટલે પરદેશી મુસાફર એને જુદું રાજ્ય માને. ખંભાત અને ગૂજરાતના રાજ્યની ભાષામાં પણ કાંઇક ફેર હોય એમ એના લખાણ ઉપરથી સમજાય છે. કદાચ કાઠિયાવાડના હાલાર અને કચ્છ બાજુના લોકના સંસર્ગમાં એ આવ્યો હશે. ગૂજરાતના ચાંચિયા જબરા હતા એમ એ કહે છે એ ઉપરથી કચ્છ-કાઠિયાવાડ હોવાનું સિદ્ધ થાય છે. ખંભાતના રાજ્યના ચાંચિયાનો ઉલ્લેખ નથી.

૩૬ Yules Marco Polo. II. 332. quoted in 'Cambay'. Bom. Gaz. VI. P. 216. N. 2.

# પ્રકરણ છઠ્ઠું

## મુસલમાન સમય

## હિંદુસ્તાનનું મહાન બંદર—ચઢતી અને પડતી

**મુસલમાન સત્તાની શરૂઆત**

ઈ. સ. ૧૨૯૭થી ગૂજરાતમા હિંદુ સત્તાનો અત આવે છે. દિલ્હીના સુલતાન અલાઉદ્દીનનો સેનાપતિ ઉલુઘખાન ગૂજરાત સર કરી લે છે અને પાટણનો છેલ્લો હિંદુ રાજા દક્ષિણમા નાસી જાય છે અણહિલવાડ પાટણ લઇને ઉલુઘખાન ખભાત આવે છે. એ વખતથી ચારસો ને ત્રીસ વરસનો મુસલમાન બાદશાહોનો સમય શરૂ થાય છે. આ લાબા સમયના ખભાતના ઇતિહાસના ત્રણ મુખ્ય ભાગ પાડે છે. પહેલો દિલ્હીના સુલતાનોના સુબાઓનો અમલ, પછી અમદાવાદના સ્વતંત્ર બાદશાહોનો સમય, અને છેલ્લો મોગલ સામ્રાજ્યનો સમય. ખભાતનુ સ્વતત્ર સંસ્થાન થતા પહેલા મુસલમાન સમયના આ પ્રમાણે ત્રણ ભાગ પડેલા છે. એમા પહેલો ભાગ સમૃદ્ધિનો પણ શાતિ વગરનો, બીજો સમૃદ્ધિ, શાતિ અને જાહોજલાલીનો અને ત્રીજો સુરત બદરની ચઢતીને લીધે ખંભાતની પડતીનો.

**દિલ્હીના સુલતાનોના સુબાઓનો સમય, ઉલુઘખાનની ચઢાઈ**

સુલતાન અલાઉદ્દીનના સેનાપતિ ઉલુઘખાને ખંભાત તાબે કરીને ત્યા વહીવટદાર નીમ્યો, અને ત્યાથી સોમનાથના મદિરનો નાશ કરવા ગયો.[1] એની સાથે આવેલા નસરતખાને ખભાતના વેપારીઓ કે જે એ વખતે ઘણા ધનવાન હતા તેમની પાસેથી જવાહીર અને બીજી કિંમતી વસ્તુઓ દડ તરીકે લીધી. પાછળથી સુલતાન અલાઉદ્દીનના માનીતા થઇ પડનાર મલીક કાફુર હજાર દીનારીનો ભેરો નસરતખાનને ખભાતમા થયો એ ઘણો સ્વરૂપવાન હતો અને અલાઉદ્દીને એને મલીક નાયબ બનાવ્યો [2] આ પછી ઇ સ. ૧૩૨૫ સુધી મુહમ્મદ તઘલકની બાદશાહી સુધી કોઇ ખાસ બનાવ બનેલો નથી. મુહમ્મદ તઘલકના વખતમા ગૂજરાતમા બળવો થયો એમા હિંદુ અને મુસલમાન અમીરો તથા જમીનદારોએ ભાગ લીધો.[3] આ બળવો શમાવવા બાદશાહ પોતે ઇ સ

---

૧ Taziat ul Amsar, of Wassaf, Illiot. III. 43 આમાં લેખક કહે છે કે Kambayat was the most celebrated of the cities of Hind in population and wealth ખભાતના મકાનો સુદર, સુશ્લિષ્ટ મનોહર અને હવા સારી હતી આ લશ્કરે ખભાતને સવારે એકાએક ઘેરો ઘાલ્યો અને અદરના લોક આશ્ચર્યથી ગભરાટમા પડયા રેશમી કાપડ, સોનુરૂપુ, જવાહીર વગેરે ઘણી લૂટ મળી અમીર ખુશરૂની તારીખે અલાઈમા લખ્યુ છે કે પાટણ જીત્યા પછી ઉલુઘખાને ખભાત છીની લીધુ જુઓ Illiot III 74

૨ તારીખે ફીરોઝશાહી, ઝીઆઉદ્દીન બરની કૃત–Illiot III 163

૩ બૉમ્બે ગેઝે ૧–ભા૧–પૃ૨૩૦

૧૩૪૭માં પાટણ આવ્યો, અને ત્યાંથી ભરૂચ પાસે નર્મદાકિનારે પડાવ નાખ્યો. આ વખતે ખંભાત અને ભરૂચની મહેસુલ ઘણાં વરસથી ચઢી ગએલી હતી તે બાદશાહનાં માણસોએ સખ્ત રીતે વસુલ કરી[૪] અને ખંભાતના અખાતમાં આવેલા પીરમ બેટના મોખડાજી ગોહેલને હરાવ્યો. આટલી વ્યવસ્થા કરીને બાદશાહ દક્ષિણમાં દેવગઢ ગયો. પણ એટલામાં મલીક તુઘાન જેને તાઘી નામથી ઓળખવામાં આવે છે એણે બળવો કર્યો, પાટણના બાદશાહી સુબા મુઈઝુદ્દીનને કેદ કર્યો, ખંભાત લૂંટ્યું, અને ભરૂચને ઘેરો ઘાલ્યો. બાદશાહને આ સમાચાર મળતાં દેવગઢથી લશ્કર મોકલ્યું અને પોતે પણ ભરૂચ તરફ ધસ્યો. સુલતાનના આવવાની ખબર સાંભળી તાઘી ખંભાત આવ્યો. મુહમ્મદ તઘલકે આ ઉપરથી બે હજાર ઘોડેસવારના લશ્કરને મલીક યુસુફ બઘડાની સરદારી નીચે ખંભાત ઉપર મોકલ્યું. ખંભાત પાસે ભારે લઢાઈ થઈ એમાં બાદશાહી લશ્કર હાર્યું અને ભરૂચ બાજુ નાઠું. એ ખબર સાંભળી સુલતાન પોતે ખંભાત તરફ આવ્યો અને તાઘીને એ સમાચાર મળતાં ખંભાત છોડી આશાવળ (અમદાવાદ) ગયો.[૫]

**ઝફરખાન અને ખંભાત**

**આ** બનાવ પછી સુલતાન મુહમ્મદ તઘલક બીજાના સમયમાં ઝફરખાન સુબાના અમલ સુધીમાં ખંભાતના ઇતિહાસને લગતો કાંઇ બનાવ બન્યો નથી. એ વખતે (ઇ.સ. ૧૩૯૧) ફરહત ઉલ મુલ્ક રાસ્તીખાન ગૂજરાતનો સુબો હતો. એના અમલથી લોક ઘણું કંટાળી ગયા હતા. જ્યારે ઝફરખાનની ગૂજરાતની સુબેદારી ઉપર નીમણુક થઈ ત્યારે રાસ્તીખાન પાસેથી હોદ્દો સંભાળી લેવા એ આવતો હતો, ત્યાં નાગોર મુકામે ખંભાતના અગ્રેસર વેપારીઓનું મંડળ એને રાસ્તીખાનના જુલમો બાબત ફરિયાદ કરવા આવ્યું. ઝફરખાને વેપારીઓની ફરિયાદ ધ્યાનમાં લેવા વચન આપ્યું. રાસ્તીખાનના લશ્કરને પાટણ પાસે કંબોઈ ગામ પાસે હરાવી ઝફરખાન બીન વજીઉલમુલ્ક ખંભાત આવ્યો અને વેપારીઓને સંતોષ આપ્યો.[૬] હોદ્દા ઉપર રહેલા સુબાની વિરૂદ્ધ ફરિયાદ કરવા ખંભાતના વેપારીઓ નવા નીમાએલા સુબા પાસે જાય એ ખંભાતના વેપારી મહાજનનું એ સમયમાં મોટું મહત્ત્વ બતાવે છે અને ગૂજરાતનાં બધાં શહેરોમાં ખંભાતની મહત્તા પણ વ્યક્ત કરે છે.

**ગૂજરાત આખું ખંભાતને નામે ઓળખાય છે**

તઝીયતુલ અમસારનો લેખક ઇ.સ. (૧૩૦૦–૧૩૨૮) એ સમયમાં લખે છે કે 'ગૂજરાત કે જે ખંભાતનું રાજ્ય કહેવાય છે તેમાં સિત્તેર હજાર ગામ છે. ગામડાં અને શહેરો બધું સમૃદ્ધ અને મોજમજાહના સ્થાન રૂપ છે.' એણે ગૂજરાતનું લાંબું અને ઉત્તમ વર્ણન કર્યું છે અને તે ખંભાતને

---

૪ તારીખે ફીરોઝશાહી:–Illiot III. 256-57.

૫ તારીખે ફીરોઝશાહી: Illiot III. 258-260. ઇ.સ. ૧૩૮૭માં સુલતાન ફીરોઝશાહે શાહજાદા નસીરૂદ્દીન મુહમ્મદશાહને ગાદી આપી ત્યારે ગૂજરાતના સુબા સિકંદરખાનને ખંભાતના અમીર મુફરીહ–Mufarrih–એ બીજા અમીરો સાથે મળી બળવો કરી મારી નાખ્યો એવા સમાચાર બાદશાહને મળ્યા હતા. જુઓ તારીખે મુબારકશાહી Illiot IV. 16. **યહયા બીન** અહેમદ **ની.**

૬ Mirat-i-Sikandari: –Bayley's Tr. P. 74.

નામે કર્યું છે[૭] એ અને બીજા ઉ૯ેખોથી ખભાત એ સમયે ગૂજરાતમા પહેલુ અને આખા હિંદમા થોડા મોગમા મોગા શહેરોમા ગણાતુ એમ સમજાય છે આ સમયમા ખભાતની મોટી જુમા મસ્જિદ બધાઈ[૮] એનુ વિગતવાર વર્ણન આગળ કરીશુ ઈ સ ૧૩૪૫મા ઈબ્ન બતુટા નામનો મુસાફર ચીન જતા ખભાત આવ્યો હતો એ કહે છે કે ખભાતમા સુદર મસ્જિદો હતી અને પરદેશી વેપારીઓનો મોટો ભાગ મુસલમાન હતો એમણે તે બાધી હતી શહેર પણ ઘણુ સુંદર હતું[૯]

**અમદાવાદના સુલતાનોનો સમય**

ઝફરખાન બીન વજીઉલમુલ્ક પાછળથી મુઝફ્ફરશાહ નામ ધારણ કરી પાટણમા ગૂજરાતની ગાદીએ બેસે છે અને ત્યારથી ગૂજરાત સ્વતત્ર મુસલમાન બાદશાહોની સત્તા નીચે આવે છે એનો પૌત્ર અહમદશાહ પાટણથી ખભાતના રસ્તા ઉપર આવેના આશાવલની અડોઅડ અમદાવાદ શહેર વસાવે છે એ વખતથી ખભાત અમદાવાદની સલ્તનતનુ મોટુ બદર થાય છે મુઝફ્ફરશાહ અને અહમદશાહથી માડીને બહાદુરશાહ સુધીના ગૂજરાતના સુલતાનોએ દેશને સમૃદ્ધ બનાવવા અને વેપાર વધારવા ઘણુ કર્યું છે અહમદશાહ, મહમદશાહ બેગડો, અને બહાદુરશાહે દરિયાઈ વેપાર તથા નૌકાસૈન્ય ઉપર ખાસ ધ્યાન આપ્યુ આમ એકદરે અમદાવાદની સલ્તનતના વખતમા ગૂજરાત આખા પૂર્વના દેશોમા દરિયાઈ વેપારમા પણ અગ્રેસર હતુ ખભાતના અખાતનો મથાળાનો ભાગ પુરાવા માડ્યો હતો અને મોટા વહાણોને માટે ખભાત નકામુ થતા ઘોઘા ખરૂ બદર હતુ, છતા પણ એ સમયની સઘળી નૌકાપ્રવૃત્તિનુ મુખ્ય કેન્દ્ર ખંભાત જ હતુ ગૂજરાત ચોરાસી બદરનો વાવટો કહેવાતું અને એ વાવટો ખભાતમા ફરકતો

**અહમદશાહ સામે બળવો અને ખભાત કબજે કર્યું**

મુઝફ્ફરશાહનો પુત્ર અને અહમદીય વંશનો સ્થાપક અહમદશાહ નાની વયે ગાદીએ આવ્યો કે તરતજ એના પીતરાઈ ફીરોઝખાનના પુત્ર મોદુદે બળવો કર્યો ઙ્વણદાસ, પ્રયાગદાસ અને કેટલાક મુસલમાન અમીરોને સાથે લઇ એણે ખભાત કબજે કર્યું સુલતાન અહમદશાહ પાટણથી ખભાત આવવા નીકળ્યો અને એ ખબર સાભળી બળવાખોરો ભરૂચ જતા રહ્યા[૧૦] આ અરસામા અમદાવાદ પાસેના સરખેજના પ્રસિદ્ધ સત પુરુષ શેખ અહમદ ખટ્ટુ ગજબક્ષ યાત્રાએ જવા નીકળ્યા હતા તે ખભાત આવેલા[૧૧]

**ખભાતનું નૌકાસૈન્ય દક્ષિણ ઉપર ચડાઇ કરે છે**

ઇ સ ૧૪૩૧મા એવા સમાચાર આવ્યા કે દક્ષિણના સુલતાન અહમદશાહ બ્રાહ્મણીના એક અમીર

---

૭ Tazjiyat ul Amsar of Wassif P 43 (III of III)

૮ Bom Gaz VI Cambay P 216 N 3 એ મસ્જિદ ઈ.સ. ૧૩૦૮મા બધાઈ

૯ એ જ પૃ ૨૧૬ ગેઝેટીઅરનો લેખક જણાવે છે કે એ વખતે ખભાતમા શેખ અલી હૈદરી નામનો મુસલમાન હતો. એ વેપારીઓ અને દરિયાઈ મુસાફરોના ભવિષ્ય જોતો અને લોકોનો એના ઉપર બહુ વિશ્વાસ હતો. લોકો પણ એનો સારો બદલો વાળતા જુઓ ગેઝેટીઅરની નોંધ ૫

૧૦ Mirat i Sikandari Bayley P 89

૧૧ એ જ પૃ ૯૧ નો ૧

મલીક ઉત્તુજારે માહીમ અને મુંબાઈ જે ગૂજરાતને તાબે હતાં તે લઇ લીધાં. આ સાંભળી સુલતાને દીવ, ઘોઘા અને ખંભાતથી લગભગ સાતસો વહાણનો કાફલો તૈયાર કરી મુખલીસ ઉલ્મુલ્કની સરદારી નીચે માહીમ મોકલ્યો. આ કાફલો વિજય કરી ઘણી માલમતા લૂંટી પાછો આવ્યો અને માલ સુલતાનને નજર કર્યો.[૧૨] એક વખત સુલતાન મહમુદશાહ બેગડાના સમયમાં મલબારના ચાંચિયા ગૂજરાતનાં બંદરોને હરકત કરતા. એ સમાચાર સુલતાનને મુસ્તફાબાદ (જૂનાગઢ)થી અમદાવાદ આવતાં મળ્યા. આ સાંભળી સુલતાન ઘોઘા થઈ ખંભાત આવ્યો અને નૌકાસૈન્ય તૈયાર કરી પોતે તેમાં જઇ ચાંચિયાઓને મારી હઠાવ્યા.[૧૩] ફરીથી જ્યારે સુલતાન જૂનાગઢ હતો તેનો લાભ લઇ અમદાવાદમાં શાહજાદા અહમદખાંને ગાદીએ બેસાડવાનું કાવત્રું થાય છે ત્યારે પણ સુલતાન ઘોઘે થઇ ખંભાત આવે છે અને એ સમાચાર અમદાવાદ જતાં બળવો શમી જાય છે.

આ અરસામાં દક્ષિણનો બહાદુર ગીલાણી ડાભોલ બંદરે બળવો કરે છે. એણે ગૂજરાતના બંદરો આગળ ચાંચિયાવૃત્તિ શરૂ કરી. ગૂજરાતનાં બંદરને નડવાનું કારણ એ હતું કે મલીક ઉત્તુજાર દક્ષિણથી નાસી ખંભાત આવ્યો હતો એની પુત્રીનું બહાદુર ગીલાણીએ માગું કર્યું હતું અને મલીકે તેની ના પાડી હતી. આમાં મલીકના વકીલને ગીલાણીએ મારી નંખાવ્યો. પરંતુ મલીકની પુત્રીને ગીલાણીના હાથમાંથી ખંભાતના લોકોએ મદદ કરી છોડાવી. આનું વેર વાળવા ગીલાણીએ ગૂજરાતનાં બંદરો આગળ ચાંચિયાવૃત્તિ શરૂ કરી જતાં આવતાં વહાણોને ત્રાસ આપવા માંડયો. કેટલાક વખત સુધી આ ત્રાસ એવો ચાલ્યો કે કોઈ વહાણ ગૂજરાતનાં બંદરે ભાગ્યે જ આવી શકતું અને પરિણામે સોપારી ન આવવાથી ગૂજરાતીઓને પાનમાં ધાણા ખાવા પડેલા.[૧૪]

**બારબોસાએ કરેલું વર્ણન**

જેમ સિદ્ધરાજ જયસિંહનો સમય ગૂજરાતના ઇતિહાસના હિંદુ સમયમાં સુવર્ણનો સમય ગણાય છે તેમ મુસલમાન અમલમાં સુલતાન મહમુદ બેગડાનો રાજ્યકાળ સુવર્ણનો સમય ગણાય છે. પદરમી સદીના અંતમાં અને સોળમી સદીની શરૂઆતમાં આવેલા પરદેશી મુસાફરો ખંભાતનાં વખાણ હિંદુસ્તાનના પહેલી પંક્તિના શહેર તરીકે મુક્ત કંઠે કરે છે. એ બધું ખંભાતના વેપારને લગતું છે અને તેનું વર્ણન યોગ્ય સ્થળે થશે. સોળમી સદીની શરૂઆતમાં આવેલો મુસાફર બારબોસા લખે છે કે[૧૫] ખંભાતના અખાતમાં 'ગંદારી' (Guendari) નદીમાં પેસતાં ખંભાતનું મહાન શહેર આવેલું છે.[૧૬] એ શહેર ઘણું સુંદર છે અને એમાં હિંદુ (Gentiles) અને મુસલમાન

---

૧૨ એ જ પૃ. ૧૧૬-૧૭.

૧૩ એ જ પૃ. ૧૬૬. આમાં મીરાતે સિકંદરી સુલતાને ચાંચિયા સામે કાફલો મોકલ્યો એમ લખે છે. જ્યારે તબકાતે અકબરી સુલતાન પોતે નૌકાસૈન્ય સાથે ગયો એમ લખે છે. સિકંદરી કરતાં તબકાતે અકબરી વધારે વિશ્વસનીય હોવાથી એનો મત લીધો છે. તારીખે ફિરિશ્તા ચાંચિયા વલસાડ તરફના હતા એમ લખે છે. પણ તબકાત અને સિકંદરી બન્ને મલબારના લખે છે.

૧૪ એ જ પૃ. ૨૧૮-૧૯.

૧૫ Stanley's Barbosa P. 64-66

૧૬ બારબોસાએ ખંભાતના અખાતનાં કેટલાંક સ્થળોનું કરેલું વર્ણન. એનાં લખેલાં નામ હાલ બંધ બેસતાં નથી. મહી નદીને

(Moors) બનેની સારી વસ્તી છે. ઘર પથ્થરના અને ઇટચુનાના ધોળેલા છે. ઘણા ઉચા, મોટા, બારીઓવાળા અને સ્પેઈનની માફક નળીઆના છાપરાવાળા છે. એ શહેર ફળદ્રુપ અને સમૃદ્ધ મુલકમા આવેલુ છે એમા રસ્તા અને ચોગાન ઘણાં સારા છે. એના હિંદુ અને મુસલમાન વેપારીઓ ઘણા ધનવાન છે. લોકો કપડા અને ઘરેણાના શોખીન છે. આ શહેરના વતનીઓ વર્ણે ગોરા છે. જે લોકો બહારના દેશાવરોના વતની છે તે તો ઘણા જ ગોરા અને ઉત્તમ કપડા પહેરનારા છે. લોકોમા સુગધી વસ્તુઓ વાપરવાનો શોખ ઘણો છે. પુરુષ અને સ્ત્રીઓ માથામા મોગરા વગેરેના પુષ્પ સારી રીતે વાપરે છે.[૧૭] ત્યા ગવેયા ઘણા છે અને ઘણી જાતના વાદ્યો મળે છે બળદ અને ઘોડાની ગાડીઓ બારીઓવાળી તથા રેશમી તકીઆ તથા ગોદડા મૂકી 'કેબિન'ની પેઠે શણગારેલી જોવામા આવે છે[૧૮] એમા બેઠેલા માણસો પોતે દેખાયા વગર બહારનુ બધુ જોઈ શકે છે હિંદુઓ માસાહાર કરતા નથી બાગબગીચામા જઇ આનદ કરે છે. વરથેમા નામનો મુસાફર ખભાતને ઘણુ જ ઉત્તમ શહેર કહે છે અને એને કોટ છે એમ લખે છે.[૧૯] નિકોલો ડી કોન્ટી નામનો મુસાફર બાર માઈલના ઘેરાવાવાળુ મોટુ શહેર એમ લખે છે[૨૦]

મહમુદ બેગડાના મરણ પછી હિંદી મહાસાગરમા ફિરંગીઓની સત્તા વધે છે. ગૂજરાતના સુલતાન બહાદુરશાહને હુમાયૂ સાથે અણબનાવ થયો અને પરિણામે જે યુદ્ધ થયુ તેમા એની હાર થઇ એ વખતે ગૂજરાત પાછુ લેવા ફિરગીઓએ એને મદદ કરી અને બદલામા ગૂજરાતના કેટલાક બદરોમા એમની સત્તા જામી દમણ, દીવ, વસાઈ વગેરે એમના તાબામા આવવાથી કાઠાનો વેપાર સહીસલામત રહ્યો નહિ આથી કરીને ખભાતના વેપારને ઘણુ નુકશાન થવા માડ્યુ બહાદુરશાહને પાછળથી પોતાની ભૂલ જણાઇ

**બહાદુરશાહ અને ખંભાત**

બહાદુરશાહના અમલ દરમ્યાન એણે ખાને આઝમ તાજખાનને ખભાતનો મુખ્ય અમલદાર નીમ્યો હતો એણે બધી ફરિયાદો દૂર કરી વ્યવસ્થા કરી.[૨૧] સુલતાન બહાદુરશાહ પોતે રાજગાદી ચાપાનેરમા હોવા છતા વારંવાર ખભાત આવતો. અને ચાપાનેર તથા અમદાવાદથી કાઠીઆવાડમા

---

બદલે ગદારી નદી લખે છે તેનુ કારણ પણ સમજાતુ નથી

૧૭ આ વર્ણન ગુજરાતમા માથામા વેણી વપરાતી હશે એમ સૂચવે છે!

૧૮ આ વર્ણન હાલ વપરાય છે તેવા 'શિઘ્રયાન'–શીઘરામ–ને માટે હોય એમ સમજાય છે

૧૯ Travels of Ludovica De Verthema P 105 107 આ મુસાફર ખભાત ને સિંધુ નદીના મુખ પાસે આવેલું છે એમ કહે છે ખભાતના અખાતની ભરતી માટે પણ લખે છે શહેરને માટે 'Most excellent city' એમ લખે છે

૨૦ *Bom Gaz VI Cambay P 217*

૨૧ Mirat i Sikandari, Bayley P 336 આ તાજખાન તે મહમુદ બેગડાનો અમીર નહિ સિકદરી એને તાજખાન વજીર કહે છે તારીખે અલફી આઝીમખાન કહે છે (ઈકામ તરીકે) સીકંદરી ખભાતનો સુબો બન્યો એમ કહે છે જ્યારે તબકાતે અકબરી લખે છે કે ખભાતમા અવ્યવસ્થાની ફરિયાદો આવવાથી બહાદુરશાહે એને નીમ્યો આ ગ્રંથોમાં તબકાત જ વધારે વિશ્વસનીય છે સર કલાઈવ બેઈલી આ તાજખાનને તાજખાન નરપાલી કહે છે કે જેણે અમદાવાદમા તાજપુર આબાદ કર્યું આ બાબત શંકા છે, પરતુ આ તાજખાનનો હોદ્દો પણ મોટો હતો

દીવ બંદર[૨૨] જવા માટે તે ખંભાત તથા ઘોઘા થઈને જ જતો. દીવ અને ખંભાત વચ્ચે વધારેમાં વધારે વહાણમાં મુસાફરી કરનાર ગુજરાતના બાદશાહોમાં એ એક જ હતો.[૨૩] તાજખાન પછી તારીખે બહાદુરશાહીનો કર્તા ખંભાત બંદરનો દરોગો નીમાયો હતો.[૨૪] જ્યારે બહાદુરશાહ હુમાયૂંના લશ્કરથી હારીને નાસતો ખંભાત આવી ત્યાંથી દીવ ગયો હતો ત્યારે હુમાયૂં પોતે પણ એની પૂંઠ પકડી ખંભાત આવ્યો અને શહેરની બહાર પડાવ નાખ્યો.[૨૫]

**હુમાયૂંએ ખંભાત લૂંટવા અને બાળવાનો આપેલો હુકમ**

આ વખતે હુમાયૂં પાસે લશ્કર થોડું હતું. મલીક અહમદ લાડ અને રૂકન દાઉદ નામના બહાદુરશાહના અમીરોએ, કોળી લોકો ઉપર પોતાની લાગવગ હોવાથી, હુમાયૂંના થોડા લશ્કર ઉપર રાત્રે એકાએક હુમલો કરી મારી હઠાવવાના ઇરાદાથી કોળી અને ગવાર લોકોની એક ટોળી ઊભી કરી. આ વાતની એક ડોશીને ખબર હતી. અને એનો છોકરો હુમાયૂંના લશ્કરમાં પકડાએલો હોવાથી તેને છોડવાની શરતે આ હકીકત ડોશીએ બાદશાહને ખાસ મળીને કહી. જો એ બાતમી ખોટી ઠરે તો બંનેને મારી નાખવાં એમ ઠર્યું. ડોશીએ કહેલી રાત્રે પરોઢીએ પાંચ વાગ્યે ૬૦૦૦ કોળી અને ગવારો લશ્કર ઉપર તુટી પડયા. ગવારો લૂંટવામાં પડયા. એમાં શાહી ગ્રંથસંચય (લાયબ્રેરી)નાં કેટલાંક ઉત્તમ અને અલભ્ય પુસ્તક પણ લૂંટાઇ ગયાં. બાતમી પહેલેથી મળેલી હોવાથી મોગલ સીપાઇઓ પણ ગાફેલ નહોતા. તેથી આખરે ભીલો હાર્યા અને નાઠા. આ બનાવથી હુમાયૂંને એટલો ક્રોધ ચઢ્યો કે એણે ખંભાત લૂંટવાનો અને બાળવાનો હુકમ આપ્યો.[૨૬]

**ખંભાત અને ફિરંગીઓ**

આ બનાવ પછી બહાદુરશાહ ગુજરાત પાછું જીતી લે છે, પણ પોર્ટુગીઝ–ફિરંગીઓનું જોર વધવાથી કિનારાનાં બંદરોનો વેપાર એમના હાથમાં જતો રહે છે. ધીમેધીમે ખંભાતનો આફ્રિકાનાં બંદરો, ઇરાનનાં બંદરો અને દક્ષિણ હિંદનાં બંદરો સાથેનો વેપાર ઓછો થતો ચાલ્યો.[૨૭] ઈ.સ. ૧૫૧૨ની લગભગમાં ખંભાતના રાજાનો એલચી ફિરંગી સરકાર આગળ ગોવા ગએલો તેને પાછો વાળા ભેટ

---

૨૨ મહમુદ બેગડાના વખતથી નૌકાસૈન્યનું મુખ્ય થાણું દીવ બન્યું હતું. ખંભાત એની નીચે ગણાતું. નૌકાસેનાધિપતિ First Lord of Admiralty મલીક અયાઝ સુલતાની દીવમાં રહેતો.

૨૩ Mirati Sikandar-i-Bayley, P. 338-9; 347

૨૪ Mirat-i-Sikandari, Bayley, P. 341. આ માણસનું નામ મળતું નથી. તારીખે બહાદુરશાહીનો પત્તો નથી. એ અમદાવાદની ધીકાંટે આવેલી મુહાફિઝખાની મસ્જિદના સ્થાપક અમીર મુહાફિઝખાનો પૌત્ર પનો હતો, એમ સિકંદરી આગળ કહે છે. એ પોતે જ ખંભાતનો દરોગો હતો એમ લખે છે. તેનો ઉતારો સિકંદરીના લેખકે લીધો છે.

૨૫ Mirati-i-Sikandari. Bayley, P. 392.

૨૬ અબુલફઝલ:અકબરનામા I (Tr. by Beveridge) પૃ. ૩૦૬–૧૦. આ લડાઈ ખંભાત શહેરની બહાર થઇ તેથી બાદશાહનો ક્રોધ ખંભાત ઉપર ઉતર્યો. હુમાયૂં વિદ્યાકલાનો શોખીન હતો. લાયબ્રેરી ઊંટ ઉપર સાથે ફેરવતો. આ લૂંટમાં તૈમુરનામાની ચિત્રિપ્રત પણ લૂંટાઈ ગઇ હતી. પણ તે પાછળથી જડી હતી એમ કેટલાકનું માનવું છે. આમાં જે ગવાર નામની જાત છે તેને ખંભાત શહેરની બહારના ગવારાના ભાગના નામ સાથે કાંઈ સંબંધ હશે?

૨૭ Bom. Gaz. VI. Cambay, P. 217.

સાથે ગોવાના ગવર્નરે ટ્રીસ્ટાઓ ડી ગા (Tristao De Ga)નામના પોતાના એલચીને ખભાત મોકલ્યો[૨૮] આ માણસ છેક ઈસ ૧૫૩૩ ૩૪ સુધી પણ ખંભાતમા જ રહેલો અને દીવમા કિલ્લો ગાધવા બહાદુરશાહની પરવાનગી માગેલી નુનો ડી કુના ગવર્નર હતો ત્યારે ખભાતમા રહી બહાદુરશાહને દીવ બદરે એને મળવા માટે જવા ટ્રીસ્ટાઓ ડી ગાએ ખટપટમા ભાગ લીધો હતો એમ જણાય છે[૨૯] ઈસ ૧૫૩૧મા ફિરગીઓએ ખભાત સર કરવા ઇરાદો કર્યો દીવ બદરમા કિલ્લો બાધવાની તેમની ઇચ્છા પ્રબળ બની હતી ઇ સ ૧૫૩૪મા પોર્ટુગલથી બે કાફલા આવ્યા અને દમણના કિનારે ઊતર્યા બહાદુરશાહ પણ સલાહ કરવા તૈયાર હતો ખભાતથી જતું અને ખભાત આવતુ દરેક વહાણ વસાઇ બદરે ફિરગીઓને જકાત આપ્યા વગર ન જાય એવી શરત ફિરગીઓએ કરાવી લીધી ખભાતમા અગર એના તાબાના બદરોમા લડાઈ માટેનું વહાણ ન બાધી શકાય એવી કલમ પણ એ સલાહમા દાખલ થઈ એ રીતે ફિરગીઓનો પગ ગૂજરાતમા મજબૂત થયો[૩૦] બહાદુરશાહના મરણ પછી મુહમ્મદ ઝમાન મીરઝા જે હુમાયૂ પાસેથી નાસીને આવ્યો હતો તેના હાથમા ખભાત થોડો વખત રહ્યુ અને નુનો ડી કુના ફિરગી ગવર્નરે એને મદદ કરી હતી[૩૧] ઈસ ૧૫૩૮ની લગભગમા ફિરગી કેપ્ટન ડૉમ જોઆઓ ડી ક્રેસ્ટ્રો (Dom Joao De Castro)એ ખભાત લૂટ્યુ અને બાળ્યુ એ હુમલામા એના ફક્ત બાવીસ માણસ ઘાયલ થયા હતા[૩૨] ખભાત બદરમાથી કોઇએ કાઇ વિરોધ કર્યો હોય એમ જણાતું નહોતું કહે છે કે ખભાત એ વખતે હિંદમા સર્વથી ધનવાન શહેર હોવાથી લૂટ એટલી બધી ભેગી થઇ હતી કે ફિરગીઓના વહાણોને તે લઇ જવી મુશ્કેલ થઈ પડી ખભાતના ઘણા લોકો પણ માર્યા ગયા હતા ઈસ ૧૫૪૬મા ગોવાથી ત્રીસ વહાણનો કાફલો ખભાતના અખાતના બદરો લૂટવા આવેલો પરતુ ગધાર અને ઘોઘા સુધી લૂટ કરી શક્યો ખભાત બચી જવા પામ્યુ[૩૩]

સુલતાન બહાદુરશાહના રાજ્ય સુધી ખભાતની જાહોજલાલી સપૂર્ણ રહી લગભગ દરેક પરદેશી ગૂજરાતને ખભાત અગર ખભાતનુ રાજ્ય કહીને ઉદ્દેશતો એ તો આગળ જોયું ગૂજરાતના બાદશાહ તરીકે સુલતાન મહમુદ બેગડો ઘણો પ્રસિદ્ધ હતો એને લીધે ખભાત અગ્રેજી સાહિત્યમા પણ અમર થએલુ છે

---

૨૮ Portuguese in India Danvers I 250

૨૯ એ જ પૃ ૪૦૫

૩૦ એ જ પૃ ૪૦૬ બહાદુરશાહનુ ઉતાવળીઆપણુ અને બાદશાહ હુમાયુ સારે કરેલું નકામુ વેર એ આ પડતીના કારણો હતા સોળમી સદીના બીજા પાદમાં ફિરગીઓના આખા કાફલાનો ત્રીજો ભાગ ખભાત તાબાના બદરોની સાથે લડવામાં વપરાતો. (એ જ પૃ ૪૧૦)

૩૧ એ જ પૃ ૪૨૧

૩૨ Bom Gaz VI P 217 આ હકીકત ગેઝેટીઅરના લેખકે આપી છે અને તેને માટે આધાર Prim Rot des Indes Vita de Joao Castro વગેરેના આપેલા છે બીજા ગ્રથોમા આ હકીકત નથી

૩૩ Portuguese in India I 476

'The Prince of Cambay's daily food
Is asp, and basilisk and toad.'

એ લીટીઓ કવિ સૅમ્યુઅલ બટલરના Hudibras નામના કાવ્યમાં ગૂજરાતને ખંભાત નામથી ઉદ્દેશીને લખાએલી છે.[૩૪] બહાદુરશાહના મરણ પછી ગુજરાતમાં ત્રણ નામના બાદશાહો થયા. એમના અમલમાં ગૂજરાત સાથે ખંભાતની પણ પડતી થઇ. ખંભાતના અખાતનો ઉપરનો ભાગ હવે પુરાવા માંડ્યો હતો અને મોટાં વહાણો ઘોઘા સુધી આવી શકતાં હતાં. અકબર બાદશાહે ગૂજરાત જીત્યું ત્યાં સુધી ગૂજરાત દેશ અમીરોએ વહેંચી લીધો અને બાદશાહી નામની રહી. ખંભાત એ વખતે સૈયદ મુબારક બુખારીના ભાગમાં આવ્યું.[૩૫] આ ચાલીસ વર્ષના ગાળામાં ગૂજરાતમાં એટલી અવ્યવસ્થા હતી કે એના જિલ્લાઓ જે જે અમીરો સત્તામાં આવતા તે પોતાની જાગીર

**ગૂજરાત સલ્તનતના અંત સમયની સ્થિતિ**

તરીકે વહેંચી લેતા. ઈ.સ. ૧૫૬૦માં હઝરત સૈયદ મુબારક બુખારી લડાઈમાં દેવલોક પામ્યા એટલે ખંભાતનો મુલક ગૂજરાતના મુખ્ય અમીર ઇતમાદખાન ગૂજરાતીના હાથમાં આવ્યો.[૩૬] ઇતિમાદખાનને ચંગીઝખાન અને બીજા હબસી અમીરો સાથે લડાઈ ચાલ્યા કરતી હતી. એના પરિણામે ઇતમાદખાન સુલતાન મુઝફ્ફરને લઇને મોડાસે નાસી ગયો; અને સાબરમતીનો ઉત્તરનો ભાગ શેરખાન ફુલાદીએ અને દક્ષિણનો ભાગ ચંગીઝખાને વહેંચી લીધો. આ વહેંચણીમાં ખંભાતનો મુલક ચંગીઝખાનના હાથમાં આવ્યો.[૩૭] આ વિજયની ખુશાલીમાં ચંગીઝખાને ખંભાત બીજલીખાન હબસીને આપ્યું. પરંતુ થોડા સમય પછી ભરૂચથી પોતાની મા વિજયની મુબારકબાદી આપવા આવી એટલે બીજલીખાન પાસેથી લઇ લઇને પોતાની માતાને જાગીરમાં આપ્યું.[૩૮] આનું વેર બીજલીખાને સખ્ત રીતે વાળ્યું. ચંગીઝખાનને કપટથી કતલ કર્યો.[૩૯] આ વખતે ગૂજરાતમાં હબસીઓની સત્તા વધી ગઇ. હબસીઓએ ખંભાત વગેરે ઇતિમાદખાનને પાછાં આપ્યાં પણ ખરી સત્તા એમની જ હતી.[૪૦]

**અકબર ખંભાતમાં**

ઇ.સ. ૧૫૭૩થી ખંભાત મહાન અકબર બાદશાહની સત્તામાં આવ્યું. પરંતુ એ સત્તા થોડાં વરસ

૩૪ Butler's Hudibras Part II Canto I

૩૫ મિરાતે સિકંદરી ગુ. ભા. પૃ. ૩૯૮.

૩૬ Bom. Gaz. VI P. 218.

૩૭ મિરાતે સિકંદરી ગુ. ભા. પૃ. ૪૩૧ અને ૪૩૭

૩૮ એ જ પૃ. ૪૩૮.

૩૯ એ જ પૃ. ૪૩૯. બીજલીખાને ચંગીઝખાનને અમદાવાદમાં ભદ્રના કિલ્લાની આગળના મેદાનમાં 'ચૌગાન' (પોલો)ની રમત રમવા બોલાવ્યો, અને જુઝારખાન હબસીને સાધીને મેદાનમાં ફરહત ઉલ્મુલ્કની મસ્જિદ આગળ કતલ કર્યો. આ બનાવ ઇ.સ. ૧૫૭૨માં બન્યો.

૪૦ મિરાતે સિકંદરી ગુ. ભા. પૃ. ૪૪૦.



**નવાબ સાહેબ મોમીનખાન ત્રીજા**

(એક પ્રાચીન ચિત્ર ઉપરથી)

પરાજય થયો એ બધી વાતને ખંભાત સાથે સંબંધ નથી.[૪૪]

#### કલ્યાણરાય

ગૂજરાતના છેલ્લા સુલતાન મુઝફ્ફરે અને એના પુત્રે પણ અકબરના સુબાઓને વીસ વર્ષ સુધી જંપવા દીધા નથી. અમદાવાદથી શાહબુદ્દીન અહમદખાન અને એતમાદખાનના લશ્કરને મુઝફ્ફરે હરાવી પાટણ કાઢ્યા હતા.[૪૫] થોડા વખત માટે ગુજરાત મુઝફ્ફરને તાબે આવ્યું હોય એમ જણાયું. સુલતાને પોતાના પક્ષના સરદારોને ખિતાબો પણ આપ્યા.[૪૬] એવામાં ખંભાતમાં કલ્યાણરાય નામનો વાણિયો જે બહુ જોરાવર હતો એના નોકર સૈયદ દોલતે સુલતાનને લખ્યું કે એણે ૪૦૦૦ સવારો ભેગા કર્યા છે. એણે ખંભાત બંદરમાંથી ઘણો પૈસો પણ ભેગો કર્યો હતો. સૈયદ દોલતની વફાદારી જોઈ મુઝફ્ફરે તેને રૂસતમખાનનો ઇલ્કાબ અને ઘોડો તથા પોશાક મોકલ્યાં, અને કહેવડાવ્યું કે જ્યારે જરૂર પડશે ત્યારે તને બોલાવીશું.[૪૭]

---

૪૪ મિરાતે સિકંદરી ગુ. ભા. પૃ. ૪૫૫–૫૬; અહમદી પૃ. ૧૧૫–૧૧૬; બર્ડોની II P. 167.

૪૫ મિરાતે અહમદી ગુ. ભા. પૃ. ૧. ૧૪૮

૪૬ મિરાતે સિકંદરી ગુ. ભા. ૪૬૧–૬૨

૪૭ મિરાતે સિકંદરી ગુ. ભા. પૃ. ૪૬૨. આ કલ્યાણરાય કોણ તે બાબતમાં કાંઈક ગોટાળો લાગે છે. કલ્યાણરાય નામનો એક ઐતિહાસિક પુરુષ ખંભાતના ઇતિહાસમાં થઈ ગયો છે. મુંબાઈ ગેઝેટીઅરમાં ખંભાત ઉપર લખનાર (પૃ. ૨૧૬) ફુટનોટમાં કલ્યાણરાય નામના માણસને ચાલુક્ય સમયમાં થએલો ધારી એ સમયમાં થએલા પારસીઓના હુલ્લડ સાથે જોડતા લાગે છે. કલ્યાણરાયને પારસીઓ સાથે ઝગડો થયો હશે કે કેમ તે માટે કાંઈ આધાર મળતો નથી, ગેઝેટીઅરના લેખકે બોમ્બે ગવર્નમેન્ટ સિલેક્શનના લેખક કર્નલ રૉબર્ટસનનો આધાર લઈ લખ્યું છે. રૉબર્ટસને તારીખ આપેલી નથી. માત્ર જનશ્રુતિ નોંધી છે. એમાં લખ્યું છે કે વેપારની હરીફાઈમાંથી લડાઈ થતાં પારસીઓએ હિંદુઓને મારી કાઢ્યા અને ખંભાત કબજે કર્યું. એમાં કલ્યાણરાય નામનો દલાલ વાણિયો નાસી સુરત ગયો ને ઝવેરાતના વેપારમાં કમાઈ કોળીઓની ફોજ લઈ પારસીઓને મારી હઠાવી ખંભાત કબજે કરી શહેરમાં ઘણી સારી વ્યવસ્થા કરી. પારસીઓના છોડેલા શહેર ઉપર કલ્યાણરાયે બીજું શહેર વસાવ્યું અને વેપારીઓને લાવી વસાવ્યા, એમ લખ્યું છે. આ વાત આધાર વગરની છે. ગેઝેટીઅરનો લેખક આના ઉપર શંકા કરે છે કે સુરતને બદલે સોરઠ હોય તો આ વાત બંધ બેસે, કારણ સુરત ચાલુક્ય સમયમાં આબાદ નહોતું. ખરી રીતે આ શંકાને સ્થાન નથી. કલ્યાણરાય ચાલુક્ય સમયમાં થઈ ગયાનો કોઈ ગ્રન્થમાં આધાર નથી, જ્યારે અકબરના સમયમાં થયાના આધાર અનેક છે અને એ સમયે સુરત જઈ કમાઈ આવ્યાનું પણ બને. એટલે ફારસી ઇતિહાસોમાં આવતો આ કલ્યાણરાય જ ખંભાતનો કલ્યાણરાય છે. મિરાતે સિકંદરીનો ઉલ્લેખ ઉપર આપ્યો છે. જે કલ્યાણરાયનો નોકર આટલો સત્તાવાળો હતો તે પોતે ઉપરનું વર્ણન કર્યું છે તેવો હોવાની શંકા નથી. એના નોકરે અકબરની વિરુદ્ધ ભાગ ભજવ્યો, પણ એનું પોતાનું કાંઈ આવતું નથી. મિરાતે અહમદી (પૃ. ૧૪૮) એને દક્ષણી કહે છે. પણ મનતુખેબુત્તવારીખમાં બદૌની એને ખંભાતનો વતની કહે છે અને સિકંદરીનો કર્તા તેનો સમકાલીન હતો એટલે એ વાત સત્ય લાગે છે. બદૌની એને 'બક્કાલ' એટલે વાણિયો કહે છે. તે ઉપલી દંતકથાને બંધ બેસે છે. બીજા ગ્રન્થ નાત લખતા નથી. વળી બદૌની (મનતુખેબુત્તવારીખ પૃ. ૨૪૯ ભા. ૨) લખે છે કે બાદશાહ તરફથી ફિરંગીઓનો સાથે સુલતાન ખ્વાજાનાં વહાણ છોડાવવાની સલાહ કરવા માટે લશ્કર સાથે અસફખાન સાથે કલ્યાણરાય જે ખંભાતનો વતની હતો તેને મોકલ્યો હતો. આ ઉલ્લેખમાં કલ્યાણરાયનો સુરત સાથેનો સંબંધ ઉપલી આખ્યાયિકાને ટેકો આપતો બને છે. આ બધા ઉલ્લેખોથી કલ્યાણરાય અકબરના પક્ષનો અને ખંભાતમાં સત્તા ધરાવતો હતો એમ સમજાય છે. તેનો નોકર એની ગેરહાજરીમાં વિરુદ્ધ ગયો હશે. કલ્યાણરાયનું ઘર હાલ પણ ખંભાતમાં બતાવવામાં આવે છે.

**છેલ્લો સુલતાન મુઝફ્ફર અને ખંભાત**

આ વખતે અમદાવાદમા બાદશાહી સુબો સુપ્રસિદ્ધ કવિવર અબ્દુર્રહિમ ખાનખાનાન (તે બહેરામ ખાનખાનાનનો પુત્ર) હતો એણે સુલતાનને અમદાવાદથી હરાવી નસાડ્યો. સુલતાન નાસતો નાસતો ખભાત આવ્યો. ત્યા એની આસપાસ ૧૧૦૦થી ૧૨૦૦ સવાર ભેગા થઈ ગયા આ સમાચાર સાભળી ખાનખાનાન ખંભાત તરફ આવવા ઉપડયો એણે ભરૂચ આગળ પડાવ નાખી રહેલા નૌરંગખાનને પણ બારેજા ગામ આગળ પોતાને આવી મળવા લખ્યુ સિકદરીનો લેખક નૌરગખાનના લશ્કર સાથે હતો આ બે લશ્કર ભેગા થઈ ખભાત ઉપર ચઢી આવે છે એની ખબર જ્યારે મુઝફ્ફરને પડી ત્યારે તે એકાએક વડોદરે જઈ ત્યાથી રાજપીપળાના જગલ તરફ નાસી ગયો[૪૮] આ સમય દરમ્યાન એક વખત ઇબ્રાહિમહુસેન મિરઝાનો પુત્ર મુઝફ્ફરહુસેન મીરઝા જે પોતાની મા ગુલરૂખ બેગમ સાથે દક્ષિણમા નાસી ગયો હતો તે બળવો ઉઠાની મેહ્વાદ સુધી આવ્યો હતો અને એની પાછળ બાદશાહી લશ્કર પડતા ખંભાત આવવા નીકળ્યો, અને બાદશાહના અમલદાર સૈયદ હાસમે તેની સામે ન ટકવાથી ખભાત શહેરમા ભરાઇ કિલ્લેબંધી કરી આ ખબર પાટણમા રાજા ટોડરમલ જે ગૂજરાતની જમેબધી નક્કી કરવા આવ્યો હતો તેને મળતા તે તાબડ તોબ લશ્કર લઇ આવ્યો આ સમાચાર સાભળી મુઝફ્ફરહુસેન મીરઝા કાઠીઆવાડ નાસી ગયો[૪૯]

સુલતાન મુઝફ્ફર રાજપીપળાથી પાછો ભરૂચ આવ્યો અને ત્યાથી ખભાત આવ્યો ખભાત મા એણે લોકો પાસેથી ઘણુ નાણુ ભેગુ કર્યું અને લગભગ દસથી બાર હજાર માણસનુ લશ્કર ઊભુ કર્યું[૫૦] આ સમાચાર મીરઝાખાનને મળતા તે અમદાવાદથી નીકળ્યો, અને માળવાના સરદારો જે વડોદરે અને ભરૂચ હતા તેમને પણ બોલાવ્યા આ સાભળી સુલતાન પાછો નાસી વડોદરે ગયો મીરઝાખાન તેની પાછળ પડયો અને સુલતાનનો નોકર જે ખભાત સાચવી રહ્યો હતો તેની સામે ટુકડી મોકલી[૫૧] સુલતાન રખડતો રખડતો કાઠીઆવાડમા ગયો અને આખરે આપઘાત કરીને મરણ પામ્યો. એણે પોતે જીવ્યો ત્યા સુધી અકબરના અમલદારોને શાન્તિમા રહેવા દીધા નહિ ખભાત ઘણી વાર એની નાસભાગનુ મધ્ય કેન્દ્ર બન્યુ

---

એ ઈસ ૧૫૮૨–૮૩મા થયો આ બાબતની તમામ શકા જહાંગીર પોતાના આત્મચરિત્રમા દૂર કરી દે છે એ સ્પષ્ટ લખે છે કે અકબરના વખતમા કલ્યાણરાય ખભાતનો મુત્સદ્દી હતો એણે સારી વ્યવસ્થા કરી અને ઘણા લોકો ને વેપારીઓ બહારથી આવી ખભાતમા વસ્યા આ ઉલ્લેખ આવતા પ્રકરણમા કરીશુ

૪૮ મિરાતે સિકંદરી ગુ ભા પૃ ૪૬૭

૪૯ મિરાતે અહમદી ગુ ભા ૧ પૃ ૧૩૩, મનતુખેબુત્તવારીખ, બદૌની II 256

૫૦ અહમદી ગુ ભા ૧ ૧૫૩ મનતુખેબુત્તવારીખ II ૩૪૧ લખે છે કે ચૌદ લાખ રૂપીઆ ખભાતની તીજોરીમાથી લીધા'

૫૧ મનતુખેબુત્તવારીખ II ૩૪૪ સુલતાન મુઝફ્ફર ત્યાથી ઈડર વગેરે બાજુ થઈ રખડતો કાઠીઆવાડ ગયો સુલતાને એક એક સ્થળેથી બીજે સ્થળે એવી રખડપટ્ટી કરી છે કે તવારીખોના વર્ણનમાં ઘણી ગુચવણ ઉભી થએલી છે અને સ્થળોનો ક્રમ નક્કી કરવો મુશ્કેલ છે

# પ્રકરણ સાતમું

## મોગલ સમય

મોગલ શહેનશાહતમાં ગૂજરાત અને ખંભાત અકબરના રાજ્ય વખતે આવ્યાં એમ સામાન્ય રીતે કહી શકાય પરંતુ અકબરના આખા યે અમલમાં એ પ્રતિભાસંપન્ન મહાપુરુષની ડાહી રાજનીતિનો લાભ ગૂજરાતે અને ખંભાતે લીધો નથી. છેલ્લા સુલતાન મુઝફ્ફરશાહે અને એના પુત્ર બહાદુરે છેક જહાંગીરના સમયની શરૂઆત સુધી બળવો ઉઠાવ્યા કર્યો હતો. મુઝફ્ફરના હલ્લાઓને લીધે ભરૂચથી અમદાવાદ સુધીના મુલકે તો અકબરના અમલની શાંતિ દીઠી જ નથી. એમાં મીરઝાંઓએ પણ ઉમેરો કર્યો હતો. આ આખા પ્રદેશની વચ્ચે ખંભાત આવેલું હોવાથી અને એ સમયનું નાણાં તથા વેપારનું કેન્દ્ર હોવાથી ખંભાતે સૌથી વધારે અશાંતિ અનુભવી હતી. અકબરે ખંભાત બંદરની મહેસુલમાંથી શાહજાદા સલીમ (જહાંગીર)ને દર વર્ષે એક લાખ રૂપિયા આપવાનો હુકમ કર્યો હતો.[1] એ ઉપરથી સમજાશે કે આટલી લડાઇઓ અને લૂટો થવા છતાં ખંભાત એ વખતે સમૃદ્ધ હતું. એની વાર્ષિક આવક એ વખતે પાંચ લાખ રૂપિયા ગણાતી હતી.[2]

### મુઝફ્ફરના પુત્ર બહાદુરનો બળવો

સત્તરમી સદીની શરૂઆતથી—જહાંગીરના સમયથી ગૂજરાતમાં શાંતિ અને મોગલાઈના કાંઈક ન્યાયી અમલના લાભ દેખાવા માંડે છે. થોડો વખત તો સુલતાન મુઝફ્ફરના પુત્ર બહાદુરે બળવો કરી ખંભાત કબજે કરી ચૌદ દિવસ સુધી પોતાના હાથમાં રાખ્યું[3] અને ખંભાતથી અમદાવાદ વચ્ચેનો રસ્તો વેપારીઓની આવજા માટે ભયભરેલો કરી મૂક્યો.[4] આખરે મોગલાઈના ચઢતા સૂર્ય સામે ગૂજરાત સલ્તનતનો આ છેલ્લો તારો અસ્ત પામ્યો.

### હિંદુસ્તાનનો શહેનશાહ ખંભાતના રાજાના નામથી ઓળખાય છે

આ વખતે અંગ્રેજોએ વેપાર માટે ગૂજરાતમાં આવવા પ્રયત્ન કરવા માંડેલો. શરૂઆતમાં અંગ્રેજો ખંભાત આવવા નીકળેલા તેમને ફિરંગીઓએ પકડયા અને ગોવા લઈ ગયા. તે વખતે ઇંગ્લંડમાં ઇલીઝાબેથ રાણી રાજ્ય કરતી હતી. એણે એ વેપારીઓને અકબર બાદશાહ ઉપર કાગળ લખી આપેલો તેમાં અકબરને ખંભાતના રાજા તરીકે સંબોધ્યો હતો. પશ્ચિમના મુલકોમાં આખા હિંદુ-

---

૧ મિરાતે અહમદી, ગુ. ભા. ૧. ૧૮૭.

૨ Ain-i-Akbari, Gladvin: 516. (1898 Calcutta Ed.) અકબરી ૨૦૧૪૭૯૬ દામની ઉપજ ખંભાત બંદરની લખે છે. તને ગેઝેટીઅરનો લેખક ૫૦૦૦૦૦ રૂપિયા કહે છે. મિરાતે અહમદી ચાર લાખ કહે છે.

૩ William Finch: in Early Travels in India, P. 173. Foster. Oxford. ફિંચ લખે છે કે બહાદુરે ભાઈચારો અને કાયદાનું પુરાપણું (Proclaiming liberty and laws of good fellowship) જાહેર કર્યું.

૪ એ જ પૃ. ૧૭૩ અને પૃ. ૧૩૩. ફિંચ આગળ લખતાં ખંભાતનું વર્ણન કરે છે. જુઓ એ જ પૃ. ૧૭૪.

સ્તાનને આમ ખભાતને નામે ઓળખે એ વેપાર અને સમૃદ્ધિમા ખભાતની અસાધારણ સમૃદ્ધિ સિદ્ધ કરે છે અને તે સમયના હિંદુસ્તાનમા એનુ અગ્રસ્થાન બતાવી આપે છે[૫] હાલ મુબાઈ છે તેમ એ સમયે હિંદુસ્તાનનુ એ દ્વાર હતુ ખભાતની આ જાતની પ્રસિદ્ધિનો વિધાતા અમદાવાદનો સુલતાન મહમુદ બેગડો હતો એ સમયે અમદાવાદ કપી લડન અગર બર્લિનનુ ખભાત લિવરપુલ અગર હૅમ્બર્ગ હતુ મોગલાઈના વર્ષો જેમજેમ વધતા ગયા તેમતેમ એ સ્થાન સુરત લેતું ગયુ

**જહાંગીર પહેલાંનું ખભાતનું વર્ણન**

મુસાફર ફ્રિન્ચ (Finch) લખે છે કે ખભાત જવાનો રસ્તો (અમદાવાદથી) રેતીથી ભરેલો, ઝાડીવાળો અને ચોર તથા લૂટારૂના ઉપદ્રવ વાળો છે ખભાત દરિયાકિનારે છે અને એની આસપાસ ઈંટોની મોટી દીવાલ-કોટ છે ઘર ઊંચા અને સુદર છે એક દરવાજાથી બીજા દરવાજા સુધી રસ્તા સીધા અને પથ્થર જડેલા છે બજાર વિશાળ છે શહેરમા વાદરા એટલા બધા છે કે છાપરા ઉપર કૂદીકૂદીને નળીઆ ભાગી ઘણુ તોફાન કરે છે અને લોકોને વગાડે છે શહેરની દક્ષિણે એક સુદર બાગ છે અને એમા ચોકીને માટે મોટો મિનારો છે શહેરની ઉત્તરે કેટલાક તળાવો છે આ શહેર ગૂજરાતનુ બજાર છે અને તેમા ફિરગીઓનુ જોર બહુ છે અખાતમા ભરતીનુ જોર ભયકર છે તે સાથે ચાચિયા પણ ઘણા છે[૬] એ જ અરસામા અબુલફઝલ લખે છે કે ખભાત અને ઘોઘા મોટાબદરહતા ખભાતથી નાના મછવાઓમા ઘોઘા લાવી માલ મોટા વહાણોમા ચઢાવવામા આવતો[૭] ઈસ ૧૫૮૩ની લગભગમા વેનીસના મુસાફર સીઝર ફ્રેડ્રિક લખ્યુ છે કે ખભાત સુદર શહેર હતુ એનો વેપાર એટલો મોટો હતો કે જો એણે તે નજરે ન જોયો હોત તો માનવામા ન આવત એ મુસાફર ખભાત આવ્યો તે દરમ્યાન એક મોટો દુકાળ પડ્યો હતો એમ એ લખે છે લોકો પોતાના છોકરા ફિરગી લોકોને છસાત રૂપિયામા વેચી દેતા[૮]

ઈસ ૧૬૧૮ના ડિસેમ્બર મહીનામા જ્યારે મુકર્રબખાન ગૂજરાતનો સુબો હતો ત્યારે આગ્રાથી માળવામા થઈને અમદાવાદ જતા બાદશાહ જહાગીરની સવારી ખભાત આવી પેટલાદ થઈને આવતા બાદશાહને ગાડામા બેસવાનુ મન થયુ, પણ ધૂળ બહુ ઊડવાથી બે ગાઉ બેસી ખભાત સુધી ઘોડે બેસવાનુ પસદ કર્યુ[૯] અહીં જહાગીરે પોતાના આત્મચરિત્રમા ખભાત સબધી જૂની

---

૫ Bom Gaz VI 218 જુઓ વસત રજત મહોત્સવ અકમા 'ગૂજરાતનુ વહાણવટુ એ નામનો લેખ

૬ જુઓ પાછળ નોધ ૪

૭ Gladwin s Ain i Akbari p 352 આઈને અકબરીનુ ખભાતનુ વર્ણન ટૂકુ જ છે એના વર્ણન ઉપરથી જણાય છે કે ખભાત મોટુ શહેર અને બદર હોવા છતા વહાણોની વધારે અવરજવર ઘોઘા બદરે હતી અને ખભાતનું ખરૂ બદર ઘોઘા જ હતુ

૮ Bom Gaz VI 218 & Note 7 ગેઝેટીઅરનો લેખક લખે છે કે આ દુકાળનો ઉલ્લેખ બીજા કોઈ ગ્રથમા મળતો નથી પણ જુનાગઢના એક ઉલ્લેખથી આ દુકાળ ઇસ ૧૫ ૭મા પડ્યો હશે એમ ધારે છે

૯ તુઝુકે જહાંગીરી I 415 Tr by Rogers & Beveridge

દંતકથાઓ લખેલી છે.[૧૦] એ પછી જહાંગીર લખે છે કે ખંભાત જૂનું બંદર છે અને હિંદુસ્તાનમાં સૌથી મોટું બંદર ગણાય છે. એ પછી ખંભાતના અખાતનું વર્ણન આવે છે.

**જહાંગીરે ખંભાતમાં કરેલો આનંદ**

જહાંગીરે ખંભાતમાં દસ દિવસ આનંદમાં ગાળ્યા. એ વખતે ફિરંગીઓનાં ઘણાં વહાણ માલ ઉતારવા તથા નવો માલ ચઢાવવા આવેલાં હતાં. એ લોકે બાદશાહને પોતાનો માલ ગોઠવીને બતાવ્યો. બીજે દિવસે બાદશાહ જાતે 'ઘરાબ'માં બેસી[૧૧] દરિયાની સફરે એકાદ ગાઉ સુધી ગયા. ત્યાંથી પાછા વળી ચિત્તાઓ લઈને હરણના શિકારે ગયા. નારંગસર તળાવની સફર પણ કરી.[૧૨] ત્યાંથી પાછા વળતાં શહેરની વચ્ચે થઈ સવારી પસાર થઈ ત્યારે રસ્તામાં પાંચ હજાર રૂપિયા વેર્યા. ગૂજરાતના સુલતાનોના વખતમાં બંદરની જકાત ભારે હતી તે જહાંગીરે ઘટાડીને ચાલીસે એક ભાગ જેટલી કરી.[૧૩]

**ખંભાતમાં પાડેલા જહાંગીરશાહી સિક્કા**

આ વખતે જહાંગીરે હુકમ આપ્યો કે સામાન્ય મહોર કરતાં બેવડા વજનના સોનાના સિક્કા પાડવા. આ સોનાના સિક્કા ઉપર એક બાજુ 'જહાંગીરશાહી ૧૦૨૭' (૧૬૧૮), અને બીજી બાજુ 'રાજ્યારોહણના બારમા વર્ષમાં ખંભાયતમાં પાડ્યો' એ પ્રમાણેની છાપ પાડી. ચાંદીના સિક્કા ઉપર એક બાજુ 'સિક્કા જહાંગીરશાહી ૧૦૨૭' અને એની આસપાસ ગોળાકારમાં 'વિજયી જહાંગીર બાદશાહે પાડ્યો', અને બીજી બાજુ 'રાજ્યારોહણના બારમા વર્ષમાં ખંભાયતમાં પાડ્યો' એમ છાપી, એની આસપાસ ગોળાકારમાં 'જ્યારે દક્ષિણનો વિજય મેળવી માંડુથી ગૂજરાત આવ્યા ત્યારે' એવી છાપ પાડી. જહાંગીર કહે છે કે પહેલાં ટૂંકા ત્રાંબાના પડતા હતા તે પોતે સોનાના પાડ્યા.[૧૪]

**જહાંગીરને ખંભાતમાં મળવા આવેલા પ્રસિદ્ધ પુરુષો**

એ વખતે ખંભાત બંદરનો મુત્સદ્દી અમાનતખાન હતો.[૧૫] એણે બાદશાહને નજરાણું ધર્યું અને

---

૧૦ આ દંતકથાઓ ત્રંબાવતી અને ખંભાવતી નગરી તથા ખંભાતનું દટંતર થએલું તેને લગતી છે, જે અગાઉ લખી ગયા છીએ. એ જ પૃ. ૪૧૫–૧૬.

૧૧ ઘરાબ એ દેશી વહાણની એક જાત છે જેને અંગ્રેજીમાં grab કહે છે. અંગ્રેજી શબ્દ દેશી ઘરાબ ઉપરથી નીકળેલો છે. આ વહાણ મલબાર બાજુનું માનવામાં આવે છે. જુઓ વસંત રજત મહોત્સવ અંકમાં ગૂજરાતના વહાણવટાનો આ લેખકનો લેખ.

૧૨ તુઝુકે જહાંગીરી. I. P. 417. આમાં મૂળમાં 'તાલ તારંગ' એવા શબ્દો છે. એને ભાષાંતરકાર તારંગસર લખે છે અને એ નારંગસર તળાવ હશે એમ ધારે છે, અને નીચે નોંધમાં વળી કલ્પના કરે છે કે જહાંગીરને દરિયાના તરંગ એટલે મોજાં જોવાની ઇચ્છા હતી તેથી એમ લખ્યું હશે. ભાષાંતરકારની આ કલ્પના અર્થહીન છે. તાલનો સ્પષ્ટ અર્થ તળાવ છે. દરિયો જોવાનો ઉલ્લેખ જુદો કરેલો છે.

૧૩ એ જ પૃ. ૪૧૭. અહીં જહાંગીર બીજાં બંદરોની જકાતોનું વર્ણન કરે છે અને ગૂજરાતના સુલતાનોના વખતમાં બંદરની આવક કેટલી વધી હશે તે જણાવે છે.

૧૪ એ જ પૃ. ૪૧૮.

૧૫ એ જ પૃ. ૪૧૮. જહાંગીરના સમયમાં આવેલા અંગ્રેજ મુસાફરો એ વખતે ખંભાતનો મુખ્ય મુકર્રબખાન હતો એમ લખે છે. (જુઓ British Beginnings in Western India, Rawlinson, Oxford: p. 42 અને Early Tra-

એની મનસબ જાતીકી ૩૦૦૦ અને ૬૦૦ ઘોડેસવારની થઈ. એક દિવસે બાદશાહે નુરબખ્ત નામના હાથી ઉપર બેસી એને ઘોડાની પાછળ દોડાવ્યો આ દસ દિવસ દરમ્યાન એક દિવસ જહાંગીર બાદશાહે ખભાતના વેપારીઓ અને કારીગરોને બોલાવી દરબાર ભરી દરેકને તેના દરજ્જા પ્રમાણે પોશાક અને ઈનામ વહેંચ્યા આ દિવસોમા અમદાવાદના સુપ્રસિદ્ધ સત શાહઆલમ સાહેબના વશજ સૈયદ મુહમ્મદ સાહેબ સજ્જાદ (Sahib Sajjada), આલીઅરના પ્રસિદ્ધ સત મુહમ્મદ ઘોસ સાહેબના પુત્ર અને અમદાવાદમા ખાનપુરમા જેમનો સુપ્રસિદ્ધ રોજો છે તે વજીઉદ્દીન અલવી સાહેબના પુત્ર શેખ હૈદર અને અમદાવાદના બીજા નામાકિત પુરુષો અમદાવાદથી ખભાત બાદશાહનો આદરસત્કાર કરવા આવ્યા. તા ૯મી ડિસેમ્બર ૧૬૧૮ને રોજ બાદશાહી સવારી ખભાતથી અમદાવાદ જવા ઊપડી જહાગીર લખે છે કે ખભાતનો કોટ અકબરના વખતમા ઈંટચુનાનો મુત્સદ્દી કલ્યાણરાયે[16] બાધ્યો હતો અને એણે વ્યવસ્થા કર્યાથી ઘણા વેપારીઓ ખભાતમા આવી વસ્યા હતા[17] એમ કહેવાય છે જહાગીરે ખભાતમા સમુદ્રતીરે આવેલા સુલતાન અહમદના બાગમા ઉતારો કર્યો હતો[18]

**અંગ્રેજો અને ખભાત**

અંગ્રેજો ગૂજરાતમા વેપાર કરવાનો પ્રયત્ન કરતા હતા તે આગળ જોયુ ફિરંગીઓની દુશ્મનાવટને લીધે ઘણા વર્ષ એ ફાવ્યા નહિ જહાગીરના સમયમા સર ટૉમસ રો ઈંગ્લંડના રાજા જેમ્સના એલચી તરીકે આવ્યો ઘણો પ્રયત્ન કર્યા પછી બાદશાહી સવારી અમદાવાદમા હતી ત્યારે હિંદુસ્તાનમા છૂટથી વેપાર કરવા અગ્રેજોને પરવાનગી મળી સર ટૉમસ રોએ કામ માટે ખભાત જવાનુ નક્કી કરેલુ, પણ તે કામ પતી જવાથી ખભાત આવી શક્યો નહિ[19] આ વખતે સુબેદારી મુકર્રબખાનની નહોતી, પણ શાહજહા–શાહજાદા ખુર્રમની હતી અને વહીવટ નૂરજહાના ભાઈ અસફખાનો હતો ખભાત અમાનતખાના તાબામા જ હતુ અને અસફખાનો એ સગો થતો હતો[20]

---

vels in India William Hawkins in 1608 13 (Oxford P 63) આ મુકર્રબખાન આખા ગૂજરાતનો ચોદમો સુબો હતો એટલે ખભાતનો એમ પરદેશીઓએ માની લીધુ હશે

૧૬ તુઝુકે જહાગીરી ભા. ૧ પૃ ૪૧૭ આ જહાગીરનો પોતાનો ઉલ્લેખ કલ્યાણરાયને અકબરના સમયમા થયાનુ પુરવાર કરે છે મિરાતે અહમદી ગુ ભા પૃ ૧૫૭મા આ કલ્યાણરાયને સુલતાન મુઝફ્ફર કાઠીઆવાડમાં નાસે છે ત્યારે જે લડાઈઓ થાય છે તેમા એક વખત વચ્ચે પડ્યાનુ લખે છે અકબરનો એ મોટો અમલદાર જણાય છે

૧૭ જહાગીરની સવારી ખભાતમા દસ દિવસ રહી એ મોટો ઐતિહાસિક બનાવ હોવા છતા મુમાઈ ગેઝેટીઅરના લેખકે એના ઉપર ધ્યાન નથી આપ્યુ એ નવાઈ જેવું છે

૧૮ આ હકીકત ફેઝ મિરાતે અહમદી ગુ ભા ૧ પૃ ૧૯૭મા જણાવેલી છે સુલતાન અહમ નો બાગ સમુદ્રને કાંઠે આવેલો હતો એમ અહમદી લખે છે હાલ એ બાગનુ નામનિશાન નથી

૧૯ જુઓ સર ટૉમસ રોનો સુરત ટૉમસ કૅરિજ ઉપર લખેલો પત્ર Journal Embassy of Sir Tomas Roe Sir William Foster, Oxford, P 418

૨૦ એ જ પૃ ૧૨૮ અને નોધ સર ટૉમસ રોની નોધોમા ખભાતના ઘણા ઉલ્લેખો છે જે વેપાર અને ફિરંગીઓ સબધીના હોઈ અત્રે આપના નથી

એમ ટૉમસ રોનાં લખાણો ઉપરથી સમજાય છે. મુકર્રબખાન અંગ્રેજો તરફ સદ્ભાવ રાખતો નહોતો. સર ટૉમસ રોના આવ્યા પછી રાજ્ય સાથે સારો સંબંધ થયો અને સુરતમાં વડી કોઠી કરી ખંભાત અમદાવાદ વગેરે જગ્યાએ શાખાઓ કરવાનું નક્કી થયું. એક વખત સ્પેઈનનો એલચી જહાંગીરની સવારી અમદાવાદ હતી ત્યારે ખંભાત આવ્યાનું, અને સર ટૉમસ રોની ખટપટને લીધે એને બાદશાહની મુલાકાત ન મળ્યાનું સર ટૉમસ લખે છે.[૨૧] અંગ્રેજી કોઠીની હકીકત વધારે જુદા પ્રકરણમાં કહીશું.

**મોગલાઈમાં ખંભાત**

જહાંગીરના રાજ્યનાં શરૂઆતનાં વર્ષમાં જે થોડી મુશ્કેલી ખંભાતે અનુભવી તે પછી એક આખી સદી સુધી ખંભાતમાં કોઈ ખાસ દુઃખનો પ્રસંગ બન્યો નથી. એનો વેપાર શાંતિથી ચાલ્યા કર્યો છે. દરિયાઈ વેપાર દિવસેદિવસે ઓછો થયો તેનાં કારણો કુદરતી હતાં. અખાતનો ઉપરનો ભાગ વધારે પુરાતો ગયો. રાજપુતાનામાં અશાંતિને લીધે ઉત્તર હિંદ સાથેનો ખંભાતથી અમદાવાદ થઈ જતો રસ્તો નકામો થયો. દક્ષિણમાં સતત ચાલ્યા કરતી લડાઇઓને લીધે બાદશાહી મુકામ દક્ષિણ અને ખાનદેશમાં વધારે થવા લાગ્યો. આ બધાં કારણોથી સુરત ધીમેધીમે વધતું ગયું. આમ છતાં પણ ઈ.સ. ૧૬૦૮માં ખંભાતનો વેપાર હિંદમાં સૌથી વધારે હતો. ફિરંગી લોકોનાં બસો વહાણ બારામાં પડી રહેતાં. વલંદા (ડચ) લોકોએ ઈ.સ. ૧૬૧૭માં કોઠી કરી.[૨૨] ઈ.સ. ૧૬૧૩માં અંગ્રેજોને હિંદ સાથે વેપાર કરવાની છૂટ મળી. ઈ.સ. ૧૬૧૬ સુધીમાં એમણે સારી જમાવટ કરી[૨૩] ખંભાતમાંથી ફિરંગીઓ (પોર્ટુગીઝ)નું જોર ઓછું કર્યું.[૨૪] મોગલાઈનો આ શાંતિનો સમય એકંદરે ખંભાતમાં પણ સારો પસાર થયો. આ સમયમાં પરદેશી મુસાફરોનાં ખંભાતનાં વર્ણન મળી આવે છે.

**શાહજહાંનો સમય**

શાહજહાંના સમયમાં છવ્વીસમા સુબા સૈયસ્તખાનના અમલમાં ખંભાતમાં અલી અકબર નામનો મોટો વેપારી હતો. એનો બગદાદ–બસરા સાથે મોટો વેપાર હતો. એણે કેટલાક ઉત્તમ અરબી ઘોડા ખંભાત લાવી બાદશાહને મોકલાવ્યા. એક લાલે વેબહા (અમૂલ્ય મણિ) નામનો રૂપિયા પંદર હજારની કિંમતનો ઘોડો ઘણો પસંદ આવ્યો. આથી પ્રસન્ન થઈ બાદશાહે અલી અકબરને મનસબ બાંધી આપી ખંભાતનો મુખ્ય અમલદાર નીમ્યો.[૨૫] આ અલી અકબરને પાછળથી કોઇએ મારી નાખ્યો. તેથી ખંભાતના મુત્સદી તરીકે મુર્ઇઝ ઉલ્મુલ્કની બીજીવાર નીમણુક થઈ.[૨૬] એ લગભગ નવ

---

૨૧ એ જ પૃ. ૪૫૪. કહે છે કે એલચી સ્પેઈનથી સીધો નહિ પણ દમણથી આવ્યો હતો.

૨૨ ડી લા વાલે લખે છે કે ડચ લોકોએ ખંભાતમાં ૧૬૦૪માં કોઠી કરેલી અને ૧૬૭૦માં બંધ થઈ. Bom. Gaz. VI Cambay, P. 219, N. 3.

૨૩ Bom. Gaz. VI Cambay, P. 219.

૨૪ Embassy of Sir Tomas Roe, P. 290. પોર્ટુગીઝોએ લડાઈ કરેલી અને એક અંગ્રેજ છોકરાને મારેલો. આ બાબત ફરિયાદ અમદાવાદથી મિ. ક્રાઉને સર ટૉમસ રોને કરી હતી અને સુબાએ કોટવાલ મોકલી ફિરંગીઓને શહેર બહાર કાઢ્યા હતા. ગેઝેટીઅરનો લેખક આ બનાવને અંગ્રેજોએ પોર્ટુગીઝોને કઢાવી મુકાવ્યા એવો સામાન્ય અર્થનો ગણે છે.

૨૫ મિરાતે અહમદી ગુ. ભા. ૧. પૃ. ૨૨૮-૨૯.

૨૬ એ જ પૃ. ૨૩૦. બીજી વાર નીમણુક થઈ એ બતાવે છે કે અલી અકબર પહેલાં મુઇઝ ઉલ્મુલ્ક મુત્સદ્દી હતો.

વર્ષ સત્તા ઉપર રહ્યો અને તે પછી એનો ભાઈ અબ્દુલ લતીફ એ જગ્યા ઉપર આવ્યો [૨૭] જ્યારે શાહજહા સામે એના પુત્રોએ બળવો કર્યો ત્યારે શાહજાદો મુરાદબક્ષ અમદાવાદમા હતો એણે શરાફો પાસેથી પૈસા ભેગા કર્યાં તે પાછા આપવાનુ કરારનામુ કરી આપ્યુ તેમા ખભાતની ઉપજમાથી દોઢ લાખ રૂપિયા આપવાનુ ઠરાવ્યુ હતુ [૨૮]

**ઔરંગઝેબનો સમય**

ઔરંગઝેબ ગૂજરાતનો સુબો હતો ત્યારે એને ખભાત આવવાનો પ્રસગ પ્રાપ્ત થએલો કે નહિ તેનો ઉલ્લેખ મળ્યો નથી ઔરંગઝેબ બાદશાહ થયો ત્યારે એનુ ચિત્ત દક્ષિણના રાજ્યો જીતી લેવામા હોવાથી ગૂજરાત કે ખભાતને લગતા મોટા બનાવો બન્યા નથી એક વખત કોટવાળોનો જુલમ વધી પડયો અને ખભાત બદરની એવી દશા થઈ કે ત્યાના ઘણા વેપારીઓ પોતાના રહેઠાણ છોડી બીજે જવા લાગ્યા અને ખરીદી તથા વેચાણ દૂરના શહેરો કે જ્યા ઓછી અવ્યવસ્થા અને ઓછો ત્રાસ હતો ત્યા જઈ કરવા લાગ્યા આ સમાચાર ઉપરથી બાદશાહે ગૂજરાતની વ્યવસ્થા માટે એક લાબુ ફરમાન બહાર પાડી ઉપરની બીના માટે ખાસ કલમ તેમા નાખી [૨૯] હી સ ૧૦૮૩ પછી પાત્રીસમા સુબા મુહમ્મદ અમીનખાનના અમલમા નડિયાદ તાબાના ઘોડાસાલનો વહીવટ ખભાતના મુત્સદ્દીને પાચસો ની મનસબથી સોપવામા આવ્યો બીજે વર્ષે મુત્સદ્દી લતીફની બદલી કરી ખભાતની મુત્સદ્દીગીરી અને ખભાત ચોરાશીની ફોજદારી મુહમ્મદ હાશમ નામના માણસને આપવા બાદશાહી ફરમાન આવ્યુ [૩૦] આ બનાવ પછી સાડત્રીસમા સુબા કારતબખાન સુજાઅતખાનના અમલમા ખભાતના મુત્સદ્દી મુહમ્મદ કાજિમબેગનુ નામ આવે છે ખભાતના મુત્સદ્દીઓના નામનો અનુક્રમ મળી શકતો નથી ખરીદીની જગ્યાએ મહેસુલ લેવાનુ બાદશાહી ફરમાન આવવાથી ખભાત બદરની આવકમા ઘટાડો થયો અને મુત્સદ્દી મુહમ્મદ કાજિમબેગે બાદશાહને અરજ કરી કે ખાસ કરીને મોખા બદરે જતા માલનુ મહેસુલ બદરમા લેવાનો રિવાજ ખભાત બદર આબાદ થયુ ત્યારનો ચાલ્યો આવે છે જ્યારે હાલમા જ્યાજ્યા ખરીદી થાય ત્યા મહેસુલ લેવાનુ કરવાથી મહેસુલમા ઘણો ગોટાળો થાય છે માટે અસલનો રિવાજ ચાલુ કરવા માટે વિનતિ કરી હતી [૩૧]

---

૨૭ એ જ પૃ ૨૪૨ મુઇઝ ઉ મુલ્ક હી સ ૧૦૫૭મા નીમાયો અને અ દુલ લતીફ ૧૦૬૬મા નીમાયો

૨૮ એ જ પૃ ૨૪૬ ખાફીખાન મનતુખબુલ્લુબાબમા (Illiot VII 238) લખે છે કે ઔરંગઝેબની સામે થવા માટે દારા શિકોહે લશ્કર પૈસા વગેરે ગૂજરાતમાથી ભેગુ કર્યું તે વખતે તેના નીમેલા માણસોએ સુરત ભરૂચ અને ખભાત તાબે કર્યાં હતા

૨૯ મિરાતે અહમદી ગુ ભા ભા ૧ પૃ ૨૭૨ બત્રીસમા સુબા મહોબતખાન ઉપર આ ફરમાન આવેલુ છે અને બાદશાહી ફરમાનોમા લાબા ફરમાન તરીકે ગણાય છે

૩૦ મિરાતે અહમદી ગુ ભા ૧ પૃ ૨૯૯-૩૦૦ ઘોડવાલનો મુત્સદ્દી લતીફનો દીકરો હતો અને તે બદલાયાથી લતીફ ખભાતમા હતો તેને તેની જગ્યા મળી એમ આ લખાણ ઉપરથી સમજાય છે ( ) લતીફની બદલી બાદશાહે ખભાત બદરની હકીકત જાણીને કરી એમ લખે છે શી હકીકત ઉપરથી બદલી કરી તે લખ્યુ નથી મુહમ્મદહાશમને ૧૦૮૪ ૮૫મા ખભાતની મુત્સદ્દીગીરી મળી

૩૧ મિરાતે અહમદી ગુ ભા ૧ ૩૨૩ ૫૪ આ બાબત શો નિર્ણય હજુરમાથી આવ્યો તે સ્પષ્ટ થતુ નથી

અમદાવાદના સુબાના દીવાન ઉપર એક હુકમ એવો પણ આવ્યો હતો કે સમુદ્રકાંઠે રહેલા લશ્કરને માટે ખંભાત બંદરે એક લાખ મણ અનાજ મોકલવું. પરંતુ આ લશ્કર કેટલું અને થાણું ક્યાં, તથા લશ્કર દરિયાઈ કે ખુશ્કીનું તે સ્પષ્ટ થતું નથી.[૩૨] આ વખતે ખંભાતના મુત્સદ્દીના જુલમની ફરિયાદો સુબા મુહમ્મદ આજમશાહ ઉપર જવાથી એણે અરજીઓ બાદશાહને મોકલી આપી. એ ઉપરથી હુકમ આવ્યો કે બીજાપુરની ફોજદારી ઉપરથી ઉતારી નાખેલા ખાજા અબદુલ હમીદખાનને ખંભાત બંદરની મુત્સદ્દીગીરી આપવી. આ હુકમ આવતાં પહેલાં સુબા શાહજાદા આજમખાને એતમાદખાને મુત્સદ્દીની જગ્યા આપી હતી અને એ નિમણૂક બાદશાહે કાયમ રાખી.[૩૩]

### મૅન્ડેલ્સ્લોએ કરેલું વર્ણન

મોગલ રાજ્યના અરસામાં મૅન્ડેલ્સ્લો નામનો જર્મન મુસાફર ગૂજરાતમાં આવેલો. એણે ગૂજરાતનાં શહેરોનું સારું વર્ણન કર્યું છે. ઈ.સ. ૧૬૩૮ના ઑક્ટોબર મહિનાની તા. ૨૧મીએ અમદાવાદથી એ થોડો વખત ખંભાત આવ્યો હતો.[૩૪] આ વખતે મોગલ સત્તા જામેલી હોવા છતાં અમદાવાદથી ખંભાત સુધીનો રસ્તો ચોર તથા લૂંટારુના ભય વાળો હતો અને મૅન્ડેલ્સ્લો આઠ હથીઆરબંધ ચોકીઆતની સાથે આવ્યો હતો. આવા ચોકીઆત આઠ રૂપિયામાં અમદાવાદથી ખંભાત સુધી મૂકી જતા. ખંભાતમાં એને વલંદા અને અંગ્રેજોનો એક વાણિયો દલાલ મળ્યો. એ એને શહેરમાં લઈ ગયો. એ દલાલને પોર્ટુગીઝ ભાષા આવડતી હતી. મૅન્ડેલ્સ્લો ખંભાતના રસ્તા અને ઘરનું ઉપર આવી ગએલા મુસાફરોની પેઠે વર્ણન કરે છે. શહેર સુરત કરતાં ઘણું મોટું હતું.[૩૫] અહીંના વેપારીઓ મોટે ભાગે હિંદુ હતા અને અચીન (સુમાત્રા), દીવ, ગોવા, મક્કા, ઈરાન વગેરે દેશો સાથે મોટો વેપાર કરતા. દલાલ મૅન્ડેલ્સ્લોને શહેરની બહાર લઈ ગયો ત્યાં લગભગ પંદર બગીચા જોયા. આ બધા બગીચા લોકોપયોગી હતા. એમાં દરિયાકિનારે આવેલા એક બાગનાં તો એ હદપાર વખાણ કરે છે.[૩૬] એ વખતે ખંભાતમાં એક સતી થએલી એનું વર્ણન પણ એણે કરેલું છે.[૩૭] એ વખતે મીરઝાંબેગ નામના એક મોટા વેપારીને મૅન્ડેલ્સ્લો મળવા જાય છે અને સામસામી ભેટો આપે છે. આ પ્રસંગ ઉપર પોતાની નિત્યનોંધમાં એ મુસાફર હિંદી લોકોના વિવેકનાં મુક્ત કંઠે વખાણ કરે છે.[૩૮] ઈ.સ. ૧૬૬૬માં આવેલો થેવેનો નામનો મુસાફર ખંભાતના કોટનું

---

૩૨ એ જ પૃ. ૩૭૦. ખંભાત આગળ મોગલ લશ્કરનો ઉલ્લેખ આ સમયમાં આ પહેલો છે. એનું કારણ તવારીખકારે સ્પષ્ટ લખ્યું નથી. આ બનાવ આડત્રીસમા સુબા શાહજાદા મુહમ્મદ આજમશાહના વખતનો છે.

૩૩ એ જ પૃ. ૩૭૨.

૩૪ Mandelslo's Travels in Western India: Commissariat, Chap. V P. 41.

૩૫ એ જ પૃ. ૪૧. Baldaeus નામનો મુસાફર ૧૬૮૦માં આવેલો તે પણ ખંભાત સુરત કરતાં મોટું એમ લખે છે. (Bom. Gaz. VI. 219. N. 5.) ઓજીલ્બી સુરતથી ખંભાતને બમણું કહે છે.

૩૬ એ જ પૃ. ૪૨. લંબાણની ખાતર એ વર્ણન છોડી દીધું છે; ઉપયોગી નથી.

૩૭ એ જ પૃ. ૪૩-૪૪. મૅન્ડેલ્સ્લો સતી જોવા ગએલો અને સતીએ અલંકાર કાઢી વહેંચતી વખતે એક અલંકાર એના ઉપર નાખેલો તે એ જર્મન મુસાફરે સાચવી રાખેલો હતો.

૩૮ એ જ પૃ. ૪૫. મુસાફર મૅન્ડેલ્સ્લો આટલું વર્ણન કરે છે, પણ ખંભાતનો કોટ પથ્થરનો હતો એમ લખે છે એ ભૂલ છે.

વર્ણન કરે છે. કોટ ચાર વામ ઊંચો હતો, શહેરની બહાર ઘણા સુંદર બગીચા હતા, એમ આ મુસાફર પણ સાક્ષી પૂરે છે.

**ટૅવર્નીઅરે કરેલું વર્ણન**

ટૅવર્નીઅર નામના મુસાફરે પણ એ જ અરસામા હિંદુસ્તાનનુ સારૂં વર્ણન કરેલું છે એ લખે છે કે અમદાવાદ જવા માટે ભરૂચથી ખભાત આવીને જવાનો રસ્તો સહેલો છે, છતા તે સહી સલામત ન હોવાથી વડોદરા થઇને જવું ઠીક પડે છે. ખભાતના કોટથી દરિયો દોઢ માઇલ જેટલે દૂર જતો રહ્યો હતો અને મોટા વહાણો નવ માઇલથી નજીક આવી શકતા નહિ. ખભાતની નજીક સરખેજના જેવી સારી ગળી પાકતી પોર્ટુગીઝ લોકો ખભાતમા વધારે પ્રમાણમા હતા ત્યારે વેપાર અને વહાણો તથા મુસાફરોની અવરજવર હતી એ લોકે દરિયાકાંઠે મોટા મકાનો બાંધ્યા હતા અને ટૅવર્નીઅર આવ્યો ત્યારે બધુ પડતર રહી પડી ગયુ હતું (૧૬૬૨–૬૬).[૩૯] ખંભાતથી ત્રણ કોસ દૂર એક દેવળમા નગ્ન મૂર્તિઓ હતી એનુ વર્ણન ટૅવર્નીઅર લબાણથી કરે છે.[૪૦] એ પછી તુરત આવેલો મુસાફર (૧૬૭૦) ઑગિલ્બી ખભાતના કોટ અને બાર દરવાજાનુ વર્ણન કરે છે અને શહેર સુરત કરતા બેવડું હતું એમ લખે છે. દરવાજા રોજ રાત્રે બધ થતા. રસ્તા ઘણા સારા હતા વચમા ત્રણ મોટા બજારો હતા. પદર મોટા બગીચા અને ચાર તળાવો હતા, તેમા આખુ વર્ષ પાણી રહેતુ. ઘર કાઇંક ઈંટો અને કાઇંક પથ્થરના બાંધેલા હતા. આ ઘર ઇંગ્લંડમા નબળા ગણાય પણ હિંદમા સારામા સારા ગણાય તેવા હતાં.[૪૧] સત્તરમી સદીના અંતમા આવેલો ઇટાલીઅન મુસાફર જેમેલી કેરેરી (Jemelli Careri) લખે છે કે ખંભાતની પુરાણી જાહોજલાલી ઓછી થઈ ગઈ હતી છતા એ મોટુ અને ધનવાન શહેર હતું.[૪૨]

ઔરંગઝેબ બાદશાહના મરણ પછી અઢારમી સદીની શરૂઆતથી દેશમાની અવ્યવસ્થા, દિલ્હીની સત્તાની નિર્બળતા અને મરાઠાઓની ચઢાઇઓથી થતી પાયમાલીને લીધે ગૂજરાતના શહેરોની પડતી થવા માંડે છે. એની અસર ખભાતને પણ થાય છે. અંગ્રેજો સિવાય બીજા પરદેશીઓ પોતાની કોઠીઓ કાઢી નાખે છે. દરિયાઈ વેપારનુ કેન્દ્ર ખંભાતમાંથી ઓછુ થઈ સુરતમા થયુ હતું તે બને હવે પડતી અનુભવે છે અને એમને ભોગે મુબાઈ વધે છે

---

એની પહેલા અને પછી આવેલા મુસાફરો કોટ ઈંટચુનાનો હતો એમ સ્પષ્ટ લખે છે અને તે ખરૂ છે

૩૯ Tavernier's Travels P 54

૪૦ એ જ પૃ ૫૪ આ મદિર કોનુ અને કયા તે સમજી શકાતુ નથી મૂર્તિ Apollo જેવી હતી એમ લખે છે આ મંદિરમા ઘરડી વેશ્યાઓ પૈસા કમાઇ નાની છોકરીઓ ખરીદી તેમને નાચગાન શીખવી અગીઆર બાર વરસની થાય ત્યારે લાવતી, અને મંદિરને અર્પણ કરતી જેથી તેમનુ નસીબ સુધારે। આ વિચિત્ર વાત શાને લાગુ પડે છે અને ગૂજરાતમા આવુ મદિર ક્યા હતુ તે કાઇ સમજી શકાતુ નથી શુ દેવદાસી જેવુ ગૂજરાતમા કાંઈ હશે ?

૪૧ Bom Gaz VI P 219 20

૪૨ એ જ પૃ ૨૨૦ આ મુસાફર ખભાતની પડતીનુ કારણ અખાત પુરાયો તે અને પોર્ટુગીઝનો અમલ ગયો તે એમ માને છે આમા પહેલુ કારણ ખરૂ પણ બીજું ખોટુ છે પોર્ટુગીઝોએ કદી ખભાત કબજે કરેલુ નથી

**ગુજરાતની પડતી દશામાં ખંભાતની સ્થિતિ**

ઔરંગઝેબના મરણ બાદ એકાદ દસકા પછી ખંભાતના ઇતિહાસમાં નવું પ્રકરણ શરૂ થાય છે એટલે એ બાબત નવા પ્રકરણમાં જ જોઈશું. અહીં તો અઢારમી સદીની શરૂઆતના પહેલા બે દસકા વિષે ટૂંકામાં જોઈ આ પ્રકરણ બંધ કરીએ. ઔરંગઝેબના મરણ પછી શાહજાદો શાહઆલમ બહાદુરશાહ દિલ્હીના તખ્ત ઉપર બેઠો. એના અમલમાં ગુજરાતના ચાલીસમા સુબા ગાઝીઉદ્દીન બહાદુર ફિરોઝજંગની સુબાગીરીમાં ખંભાતના મુત્સદ્દી અમાનતખાનની બદલી થઈ અને એતમાદખાનને એ જગ્યા મળી.[૪૩] એ એક વરસ રહ્યા પછી સૈયદ હસનઉલ્લાખાનને એ જગ્યા મળી.[૪૪] આ અમલદારે શહેરમાં એક મહેલ બંધાવ્યો હતો અને એના કાટમાળનાં નાણાં વેપારીઓને ઓછાં આપી કેટલોક લાકડસામાન બંદરની કચેરીમાં સરકારી હતો તે ઉઠાવ્યો હતો. આ બધું તથા આરસની શિલાઓ અમદાવાદ મોકલી હતી તે શેખઅબ્દુલ વહાબે રોકી હતી એવા સમાચાર ખંભાતના હલકારાએ બાદશાહને લખ્યા તેથી સૈયદ હસનઉલ્લાખાનને બાદશાહની હજુરમાં પકડી લાવવાનો હુકમ થયો.[૪૫] તે પછી ફરૂખશીઅર બાદશાહના રાજ્યમાં તેંતાલીસમા સુબા દાઉદખાન પનીના અમલમાં આ હસનુલ્લાખાનને બદલવામાં આવ્યો એમ સમજાય છે; અને એની જગ્યા સૈયદ અકીલખાનને આપવામાં આવી.[૪૬] આ સૈયદ અકીલખાનનો કારભાર મિરાતે અહમદીના કર્તાના પિતા કરતા હતા, એટલે અહમદીકાર અને એના પિતાએ ખંભાતનો કારભાર કરેલો છે. એમને એક વખત ખંભાત છોડવું પડેલું ત્યારે પ્રજા તરફથી એમને બહુ માન મળેલું એવા તે લોકપ્રિય હતા.

આ સમય દરમ્યાન ખંભાત ઉપર રજપુતો અને કોળી લોકોની લૂંટ પડતી. વેપારરોજગાર પડી ભાંગવા આવ્યા હતા. સોમનાથ પાટણના ચાંચિયા પણ બહુ નુકસાન કરતા. શહેરના કોટ સુધી ધાડ પડતી. કોઈવાર શહેરની અંદર પણ લૂંટ થતી. ઈ.સ. ૧૭૧૬માં ખંભાત અમદાવાદ વચ્ચેનો વહેપાર એ કારણથી બંધ થઈ ગયો હતો. તે વખતે ખંભાત અને સુરતનો મુત્સદ્દી હૈદર કુલીખાન જે ખંભાતનો વહીવટ પોતાનો માણસ રાખીને કરતો તેણે વીસ હજારનું લશ્કર મોકલેલું પણ તે લશ્કર કાંઈ કરી શક્યું નહિ. બે મહિના રહી થાકેલું લશ્કર સુરત પાછું ગયું.[૪૭] અઢારમી સદીની પહેલી વીશી બેસતાં ખંભાત સંસ્થાનના સ્વતંત્ર નવાબના કુલનો ઉદય આઘે ક્ષિતિજમાં દેખાવા માંડે છે અને ખંભાતનો ઇતિહાસ નવું સ્વરૂપ લે છે.

---

૪૩ મિરાતે અહમદી ગુ. ભા. ૧. પૃ. ૪૦૫. આ એતમાદખાન ઔરંગઝેબ બાદશાહના છેલ્લા વખતમાં આવી ગએલો તે જ કે બીજો તે અહમદીકારે સ્પષ્ટ કર્યું નથી.

૪૪ એ જ પૃ. ૪૦૮. આ ફેરફારીનું કારણ આપ્યું નથી.

૪૫ એ જ પૃ. ૪૧૦. આ મહેલ ખંભાતમાં બાંધ્યો કે અમદાવાદમાં એ સ્પષ્ટ નથી. છતાં સામાન અમદાવાદ મોકલ્યાનું લખ્યું છે અને અહમદીકાર 'શહેર' શબ્દ એકલો ફક્ત અમદાવાદને માટે જ વાપરે છે, તે ઉપરથી હસનુલ્લાખાન અમદાવાદનો હશે એમ સમજાય છે. એ ખંભાતનો મુત્સદ્દી તો ફક્ત નીમાએલો.

૪૬ મિરાતે અહમદી પૃ. ૪૨૭. હસનુલ્લાખાનને બાદશાહની હજૂરમાં બોલાવ્યાનું આગળ આવ્યા છતાં એનો અમલ લંબાયો જણાય છે, એનું કારણ યુદ્ધ દિલ્હીમાં ઘણી ખટપટ હતી. અને નવા બાદશાહનો અમલ થયો હતો તે હોવું જોઇએ.

૪૭ Bom. Gaz. VI. P. 220.

વર્ણન કરે છે કોટ ચાર વામ ઊંચો હતો, શહેરની બહાર ઘણા સુંદર મુસાફર પણ સાક્ષી પૂરે છે

ટૅવર્નીઅરે કરેલુ વર્ણન

ટૅવર્નીઅર નામના મુસાફરે પણ એ જ અરસામા હિંદુસ્તાનનુ સારૂ વર્ણ છે કે અમદાવાદ જવા માટે ભરૂચથી ખભાત આવીને જવાનો રસ્તો સહે સલામત ન હોવાથી વડોદરા થઇને જવુ ઠીક પડે છે ખભાતના કોટથી દ઼ દૂર જતો રહ્યા હતો અને મોટા વહાણો નવ માઇલથી નજીક આવી શ નજીક સરખેજના જેવી સારી ગળી પાકતી પોર્ટુગીઝ લોકો ખભાતમા વધારે વેપાર અને વહાણો તથા મુસાફરોની અવરજવર હતી એ લોકે દરિયાકાંઠે હતા અને ટૅવર્નીઅર આ યો ત્યારે બધુ પડતર રહી પડી ગયુ હતુ (૧૬૬૨- ત્રણ માસ દૂર એક દેવળમા નગ્ન મૂર્તિઓ હતી એનુ વર્ણન ટૅવર્નીઅર લખા પછી તુરત આવેલો મુસાફર (૧૬૭૦) ઑગિલ્બી ખંભાતના કોટ અને બાર છ અને શહેર સૂરત કરતા એવડુ હતું એમ લખે છે દરવાજા રોજ રાત્રે સારા હતા વચમા ત્રણ મોટા બજારો હતા પદર મોટા બગીચા અને ચા આખુ વર્ષ પાણી રહેતું ઘર કાઇંક ઈંટો અને કાઇંક પથ્થરના બાંધેલા હત નજીવા ગણાય પણ હિંદમા સારામા સારા ગણાય તેવા હતા [૪૧] સત્તરમી સદ ઈટાલીઅન મુસાફર જેમેલી કૅરેરી (Jemelli Careri) લખે છે કે ખભાતની ઓછી થઈ ગઈ હતી છતા એ મોટુ અને ધનવાન શહેર હતું [૪૨]

ઔરંગઝેબ બાદશાહના મરણ પછી અઢારમી સદીની શરૂઆતથી દેશમા- ની સત્તાની નિર્બળતા અને મરાઠાઓની ચઢાઇઓથી થતી પાયમાલીને લીધે પડતી થવા માંડે છે એની અસર ખભાતને પણ થાય છે અગ્રેજો સિવા પોતાની કોઠીઓ કાઢી નાખે છે દરિયાઈ વેપારનુ કેન્દ્ર ખભાતમાથી ઓ હતું તે બને હવે પડતી અનુભવે છે અને એમને ભોગે મુબાઈ વધે છ

એની પહેલા અને પછી આવેલા મુસાફરો કોટ ઈંટચુનાનો હતો એમ સ્પષ્ટ લખે છે અને તે ખ઼

૩૯ Tavernier's Travels P 54

૪૦ એ જ પૃ ૫૪ આ મદિર કોનુ અને કયા તે સમજી શકાતુ નથી મૂર્તિ Apollo જેવી મદિરમા ઘરડી વેશ્યાઓ પૈસા કમાઇ નાની છોકરીઓ ખરીદી તેમને નાચગાન શીખવી અગીઅ લાવતી અને મદિરને અર્પણ કરતી જેથી તેમનુ નસીબ સુધારે ! આ વિચિત્ર વાત શાને લાગુ પ઼ મદિર કયા હતુ તે કાઇ સમજી શકાતુ નથી શુ દેવદાસી જેવુ ગૂજરાતમા કાંઈ હશે ?

૪૧ Bom Gaz VI P 219 20

૪૨ એ જ પૃ ૨૨૦ આ મુસાફર ખભાતની પડતીનુ કારણ અખાત પુરાયો તે અને પોર્ટુગીઝ માને છે આમા પહેલુ કારણ ખરૂ પણ બીજું ખોટુ છે પોર્ટુગીઝોએ કદી ખભાત કબજે કરેલુ નથી.

# પ્રકરણ આઠમું

## સ્વતંત્ર સંસ્થાનની સ્થાપના

રાજકુટુંબ

ખંભાતના સ્વતંત્ર રાજવંશના વંશકર્તા મિરઝાં જાફર નજમુદ્દૌલાના વડવાઓ મૂળ ઈરાનના વતની, શિયા સંપ્રદાયના અને ત્યાંના નજમ-ઈ-શનીની કુટુંબના હતા. ઈરાનના શાહ ઈસ્માઈલ સફવીના સાત પ્રધાનોમાંના એકને (ઈ.સ. ૧૫૦૦) એમનું પેઢીનામું જઈ મળે છે. ઈ.સ. ૧૭૨૩થી ૧૭૩૦માં મુબારિઝ ઉલ-મુલ્ક સરબુલંદખાનની સુબાગીરીમાં ગરીબ સ્થિતિમાં એ ગુજરાત આવ્યા અને સુબાએ એમને પેટલાદનો વહીવટ સોંપ્યો.[1] એ અરસામાં મિરઝા જાફરનું લગ્ન (ઈ.સ. ૧૭૨૫) ઈરાનના દહેલમી રાજાઓના વંશજ મોમીનખાન દહેલમીની પુત્રી સાથે થયું; એટલે માતા અને પિતા બંને બાજુથી ખંભાતનું રાજકુટુંબ ઈરાનના પ્રસિદ્ધ ખાનદાનમાંથી ઊતરી આવેલું છે.

**વંશકર્તા નજમુદ્દૌલાના સસરા મોમીનખાન દહેલમી**

સુબા મુબારિઝ-ઉલ-મુલ્કની લાગવગથી મિરઝા જાફરને ગુજરાતની બક્ષીગીરી મળી હતી. એમના સસરા મોમીનખાન દહેલમીને એ જ અમીરની લાગવગથી ઈ.સ. ૧૭૧૪માં સુરત અને ખંભાતની મુત્સદ્દીગીરી અને વડોદરા, ભરૂચ, ધોળકા, પેટલાદ અને નડિયાદનો વહીવટ મળ્યાં હતાં. આ બધી જગ્યાએ મોમીનખાન દહેલમી પ્રતિનિધિઓ મૂકી પોતે સુરત રહેતા. ઈ.સ. ૧૭૧૫-૧૬માં ગૂજરાતની સુબેદારી મહારાજા અજિતસિંહને મળવાથી મોમીનખાનની જગ્યા ગઈ હતી, પણ ત્રણ જ વરસમાં એમણે એ પાછી મેળવેલી અને તે વખતે મરાઠાઓના હુમલાઓએ કરેલી અવ્યવસ્થાનો લાભ લઈ એક વખત સ્વતંત્ર થવાનું પણ ધારેલું. અજિતસિંહના બદલાયા પછી ફરી એકવાર મોમીનખાને સત્તા ગુમાવી હતી; પણ ઈ.સ. ૧૭૨૨માં આસફ જહા નિઝામુલમુલ્કની સુબાગીરી વખતે સુરતના મુત્સદ્દીની જગ્યા ફરી હાથ કરી. આ વખતે મોમીનખાને પીલાજી ગાયકવાડનો સુરત ઉપરનો હલ્લો પાછો કાઢવા પ્રયત્ન કર્યો પણ તેમાં ફતેહ ન મળી. એટલામાં મુબારિઝ-ઉલ-મુલ્ક ફરી સત્તામાં આવતા મોમીનખાનને દીવાનગીરી મળી. એ વખતે ગૂજરાતની દીવાનગીરી ઉપરાંત ખંભાતનો વહીવટ મોમીનખાને બે વરસ પોતાને હાથ રાખ્યો, અને એ જ અરસામાં (૧૭૨૫) મિરઝાં જાફર સાથે પોતાની પુત્રીનો લગ્નસંબંધ કર્યો.[2]

---

૧ Bom. Gaz. VI Cambay P. 221-222

૨ એ જ પૃ ૨૨૨, નોટ ૧ મીરાતે અહમદી પણ લખે છે કે મોમીનખાને સુરતના અમલ દરમ્યાન પીલાજી સાથે લડાઈ કરી તેમાં પીલાજીનો વિજય થયો જ્યારે એમને સુબાના દીવાનની જગ્યા મળી ત્યારે સુરતની જગ્યા રૂસ્તમઅલીખાનને સોંપી. આ વખતે મુબારિઝ ઉલ-મુલ્કની સુબાગીરીમાં રૂસ્તમઅલીખાનનો ભાઈ સુજાઅતખાન નાયબ સુબો હતો, ત્યારે પણ દીવાની મોમીનખાનની હતી અહમદીના લખાણ ઉપરથી સમજાય છે કે મુબારિઝ ઉલ મુલ્ક સાથે સંબંધ ઠીક હોવા છતાં મોમીનખાને તેના પ્રતિસ્પર્ધી મહારાજા અજિતસિંહ સાથે પણ સંબંધ રાખ્યો હતો (ગુ ભા ફ મો. ઝ કૃત)

### સ્વતંત્ર સંસ્થાનની સ્થાપના

મોગલાઈના છેલ્લા દિવસોમાં દિલ્હીની સત્તાની ગૂજરાતમાં ધીમેધીમે એવી પડતી થતી ગઈ કે ખંભાત સ્વતંત્ર સંસ્થાન કયા વર્ષમાં થયું તે નક્કી થતું નથી. પરંતુ ઈ.સ. ૧૭૨૫માં મોમીનખાન દહેલમીનો સંબંધ મિરઝાં જાફર નજમુદ્દૌલા સાથે થયો, અને એમને ગૂજરાતની દીવાની તથા ખંભાત અને સુરતની મુત્સદ્દીગીરી મળી તે વખતે ખંભાત ઉપર તેમણે ખાસ નજર રાખી હતી એમ જણાય છે. મોમીનખાનનું મરણ ખંભાતમાં ઈ.સ. ૧૭૨૮માં થયું[૩] અને એ વખતે મિરઝાં જાફર બક્ષીગીરી ઉપર હોવાથી ખંભાતનો વહીવટ પણ એમના હાથમાં આવ્યો. એટલે ૧૭૨૦થી ૧૭૩૦ સુધીમાં ખંભાતના સ્વતંત્ર સંસ્થાનની સ્થાપનાનો પાયો નંખાવા પ્રયત્ન ચાલુ હતા અને ૧૭૩૦ લગભગમાં એ પાયો નંખાઈ ગયો એમ માની શકાય.

### મરાઠાઓના હલ્લા

મોમીનખાન દહેલમીના સ્વર્ગવાસ પછી બે વરસ સુધી પેટલાદ નજમુદ્દૌલાના તાબામાં રહ્યું. એ અરસામાં (૧૭૩૦) પેશ્વા બાજીરાવ પહેલાના ભાઈ ચીમનાજી આપાએ ખંભાતની ત્રણ લાખ રૂપિયાની ચોથની માગણી કરી. ત્રણ વર્ષ પછી મરાઠાઓએ ફરીથી પણ માગણી કરેલી. આ માગણીઓને લીધે પ્રજાને એટલો ત્રાસ વેઠવો પડેલો કે ખંભાતમાંથી ઘણા શરાફો અને વેપારીઓ દુકાનો બંધ કરીને જતા રહ્યા અને વેપારને ઘણું નુકસાન થયું.[૪] અહમદીનો લેખક લખે છે કે ખંડેરાવનો પુત્ર ત્ર્યંબકરાવ જે સાબરમતીને કાંઠે લશ્કર લઈ પડ્યો હતો તેને મરાઠાઓ અને રૂસ્તમઅલીખાન (સુરતવાળા) વચ્ચેની લડાઈમાં રૂસ્તમઅલી મરાયાની ખબર પડી, એટલે સાબરમતી આગળથી ઉપડી તેણે ખંભાતને ઘેરો ઘાલ્યો. એવામાં મરાઠાઓમાં માંહોમાંહે કજીઓ થયો. તેમાં ત્ર્યંબકરાવ મરાયો અને લશ્કર વીખરાઈ ગયું. આ બનાવથી ખંભાત બચી ગયું.[૫]

### મિરઝાં જાફર નજમુદ્દૌલા સુરત અને ખંભાતના મુત્સદ્દી

ઈ.સ. ૧૭૩૦માં મિરઝાં જાફર નજમુદ્દૌલાને સુબા સાથે કાંઈ ગેરસમજ થવાથી દિલ્હી જવું પડ્યું. ત્યાં તેમનો સારો આદરસત્કાર થયો અને નવા સુબા મહારાજા અભેસિંગ સાથે ગૂજરાત પાછા આવી મુબારિઝ-ઉલ-મુલ્ક સાથે સમાધાન કરાવવામાં એમણે સુબાને સારી મદદ કરી. ગૂજરાતની બક્ષીગીરી અને ખંભાતનો વહીવટ એ કારણથી એમને મળ્યો હતો, અને ખંભાતની દેખરેખ એમણે પોતાના પિત્રાઈ ભાઈ ફિદાઉદ્દીનખાનને સોંપી અને પેટલાદ પોતે કબજે રાખ્યું. એટલામાં સુબા સાથે વાંધો પડવાથી પેટલાદ છોડવું પડ્યું. ઈ.સ. ૧૭૩૩માં મુલ્લાં મુહમ્મદઅલીના બખેડાને લીધે મિરઝાં જાફરને સુરત જવાનો હુકમ આવ્યો[૬] અને ખંભાતનો વહીવટ તેગબેગખાનને સોંપવામાં

---

૩ Bom. Gaz. VI P.222. નોંધમાં લખે છે કે 'સિલેકરાન'નો લેખક રોબર્ટસન ઈ.સ. ૧૭૨૬માં મરણ લખે છે. કહે છે કે ૧૮૧૨ સુધી કબરનો લેખ જોવામાં આવતો હતો.

૪ Bom. Gaz. VI P. 222.

૫ અહમદી. ગુ. ભા. (ફૂ. મો. ઝ.)

૬ Bom. Gaz. VI P. 222.

સાથેનો સંબંધ તો વધારે બગડ્યો, પણ શેરખાન બાબી સાથેનો પણ થોડો બગડ્યો ખરો. રતનસિંહ ભંડારીએ પેટલાદ, નડિયાદ અને અરહર માતર પરગણાંનો વહીવટ મોમીનખાન પાસેથી લઇ લઇને શેરખાન બાબીને આપવા ઠરાવ્યું. આ વાતની મોમીનખાનને ખબર પડવાથી સામાં થવા માટે પેટલાદનો બચાવ કરવા તેણે તૈયારી કરી અને ખંભાતમાં રહી રાહ જોવા માંડી. રતનસિંહે લશ્કર લઇ શેરખાનને મદદ કરવા માટે ખંભાત જવાનું નક્કી કર્યું.[૧૫]

## મોમીનખાનને ગૂજરાતની સુબાગીરી મળે છે

એ વખતે (ઈ.સ. ૧૭૩૭માં) મહારાજા અભેસિંગ સુબાનું માન દિલ્હીમાં બાદશાહી દરબારમાં ઓછું થયું.[૧૬] ભંડારીથી અમદાવાદના વેપારીઓ ત્રાસી ગયા હતા. વેપારરોજગાર અટકી ગયા હતા અને બાદશાહની હજૂરમાં ફરીઆદો ગઇ હતી. મોમીનખાને પણ ભંડારી વિરૂદ્ધ ફરીઆદો લખી. એમાં ભંડારી પોતાને પાયમાલ કરવા પ્રયત્ન કરતો હતો અને એમ કરવામાં શેરખાન બાબીને હોળીનું નાળિયેર બનાવતો હતો એમ લખ્યું હતું. અમીરૂલ–ઉમરા જે મહારાજા ઉપર વિશ્વાસ રાખતો હતો તેને હવે મહારાજા અભેસિંગ સાથે અણબનાવ થયો હતો. એણે મોમીનખાનને ગૂજરાતની સુબાગીરી લેવા જણાવ્યું અને મોમીનખાને હા પાડી. એ ઉપરથી બાદશાહી ફરમાનથી મોમીનખાન 'નજમુદ્દૌલા મોમીનખાન બહાદુર ફિરોઝજંગ' એ ખિતાબથી ગૂજરાતના ૫૪મા સુબા નિમાયા. (ઈ.સ. ૧૭૩૭) અને ભંડારીને કાઢી સુબેદારીનો હોદ્દો સંભાળી લેવાની યુક્તિઓમાં ગૂંથાયા.[૧૭]

## મોમીનખાન અમદાવાદ કબજે કરવા તૈયારી કરે છે

ખરી રીતે અહીંથી મોમીનખાનની કારકીર્દિ એકલા ખંભાતને લગતી જ નહિ પણ આખા ગૂજરાતના ઇતિહાસને લગતી થાય છે.[૧૮] બાદશાહી ફરમાન જે આવ્યું હતું તે મોમીનખાને એકદમ બહાર પાડ્યું નહિ. એમનો વિચાર મારવાડીઓને ગભરાટમાં નાખવાનો હતો. પહેલાં વડનગરના

ગેઝેટીઅરના ગુજરાતના ઈતિહાસમાં લડાઈ માટે સ્પષ્ટ ન લખતાં ખંભાત જવાની ફરજ પડી એમ લખ્યું છે. અહમદી લખે છે કે મોમીનખાનની તોપોથી રંગોજીના લશ્કરમાં ભંગાણ પડ્યું', પણ આખરે સલાહ થઈ. કહે છે કે આ વખતે રંગોજીની મહેમાનગીરી કરવાનો મોમીનખાને ડોળ કર્યો, પણ લડાઈ અટકી નહિ. ગેઝેટીઅરનો ગુ. ઈતિહાસનો લેખક આ વખતે મોમીનખાને સ્વતંત્ર થવા યત્ન કર્યો એમ લખે છે. એ ઉપરથી ઈ.સ. ૧૭૩૬ સુધી પણ પૂર્ણ સ્વતંત્રતા નહિ હોય.

૧૫ મિરાતે અહમદી. ગુ. ભા. (કૃ. મો.) Bom. Gaz. VI. 223. 8 I. I. 318.

૧૬ Bom. Gaz. I. I. P. 318.

૧૭ Bom. Gaz. I. Part I. P. 318. ગેઝેટીઅરમાં આ હકીકત ટૂંકામાં આપી છે. ઉપરનું વર્ણન અહમદીમાંથી લીધું છે. અહીં ગુ. ના ઈતિહાસનું ગેઝેટીઅર અને ભાગ ૬માં આપેલું ખંભાતનું ગેઝેટીઅર 'ફિરોઝ જંગ'નો ઈલ્કાબ લખે છે અહમદીમાં 'દિલાવર જંગ' લખ્યું છે. દિલાવર જંગનો ઈલ્કાબ પાછળથી મળે છે, તેથી પહેલાં ફિરોઝ જંગનો મળ્યો હશે એમ જણાય છે.

૧૮ મોમીનખાનની અને એ પછી મોમીનખાન બીજાની ઘણી વિગતો આખા ગૂજરાતને લગતી છે. પરંતુ આ ઇતિહાસ ખંભાત સંસ્થાન સાથે ખંભાતના રાજકુટુંબનો પણ છે, એટલે મોમીનખાનની ખંભાત બહારની પ્રવૃત્તિનું વર્ણન અસ્થાને નથી. જોકે ખંભાતને લગતું વિસ્તારથી અને બીજું બહુ ટૂંકામાં આપ્યું છે.

આવ્યો. એ વખતે મિરઝાં જાફરને કિંમતી પોશાક અને એક હાથણી ભેટ મળી.[૭] આ વખતે મિરઝાં જાફરના હાથમાં ખંભાત સ્વતંત્ર જેવું હતુ એમ ગણાય.[૮]

### ભંડારી અને મોમીનખાન વચ્ચે અણબનાવ

મહારાજા અભેસિંહે ગૂજરાતની સુબેદારી પોતાના પ્રતિનિધિ રતનસિંહ ભંડારીની મારફતે ચલાવી. ભંડારીને અને મોમીનખાનને બનાવ રહ્યો નહિ. ભંડારીનો કારભાર પ્રજામાં પણ અપ્રિય થઈ પડ્યો હતો. મોમીનખાને ભંડારીના હુકમોનો અનાદર કરવા માંડ્યો.[૯] વડોદરે જઈ મરાઠાઓને હાંકી કાઢવાનુ કહેવામા આવ્યુ ત્યારે મોમીનખાને એ શહેર મરાઠાઓના હાથમાં જવા દીધુ. ઈ.સ. ૧૭૩૫મા સુબાને વહેમ પડ્યો કે મોમીનખાન વીરમગામનો કબજો અપાવવા માટે સોરાબખાનને મદદ કરે છે. એથી ભંડારીએ એને પકડવાનો નિશ્ચય કર્યો ભંડારી અને મોમીનખાન વચ્ચે સંબધ એટલો બગડી ગયો કે મોમીનખાનને પોતાને ભંડારી મારી નંખાવશે એવો વહેમ પડવાથી ખંભાત ચાલ્યા જવું પડ્યું.[૧૦] આ વખતે અમદાવાદના પ્રસિદ્ધ શેઠ ખુશાલચદને ભંડારી સાથે અણબનાવ થવાથી તે પણ ખંભાત આવીને રહ્યા, અને ત્યાંથી જુનાગઢ ગયા.[૧૧] ઈ.સ. ૧૭૩૪મા વડોદરા ઉપર પીલાજીના ભાઈ મહાદજી ગાયકવાડે ત્યાના ફોજદાર શેરખાન બાબીની ગેરહાજરીમા ચડાઈ કરી. એ વખતે શેરખાનને મદદ કરવા મોમીનખાન ઉપર હુકમ આવ્યો. મોમીનખાનના આવતા પહેલા શેરખાનનુ લશ્કર હાર્યું અને મોમીનખાનને લડવું ડહાપણભરેલુ ન લાગવાથી તેણે ખંભાત પાછા જવાનુ નક્કી કર્યું.[૧૨] ભંડારી સાથેના અણબનાવમા આ એક વધારે કારણ ઉમેરાયુ. બીજે વર્ષે દામાજી ગાયકવાડના પ્રતિનિધિ રંગોજીને કંતાજી જે ગૂજરાતમા હતો તેની સાથે લડાઈ થઈ. એમા કંતાજી આણંદ પાસે માર્યો ગયો. મોમીનખાન રંગોજીની સામે થવા પેટલાદ સુધી આવેલા તેમને ખંભાત પાછા જવું પડ્યુ અને રંગોજી સાથે સલાહ થઈ તેમા મહી નદીની ઉત્તરના પ્રદેશની ચોથ આપવાનું કબુલાયુ.[૧૩] એ પછી બીજે વર્ષે (ઈ.સ. ૧૭૨૬) રંગોજી ધોળકા વગેરે લૂટી આગળ વધતો હતો તેને વીરમગામ પાસે ભંડારીએ હરાવ્યો અને ત્યાંથી એ કપડવણજ તરફ નાઠો. આ વખતે રતનસિંહ ભંડારીએ મોમીનખાનની મદદ માટે કહેવડાવ્યુ, પણ તેણે વિલબ કર્યો.[૧૪] આ કારણોથી મોમીનખાનનો ભંડારી

૭ અહમદી ગુ. ભા (ફૂ મો.) અહમદીકાર સુરતની મુત્સદ્દીગીરી મળી એમ લખે છે ગેઝેટીઅરનો લેખક ખભાત તેગબખ્તખાનને સોપાયુ એમ લખે છે પણ અહમદી તેગબેગખાન લખે છે અને એ ખ [illegible]રાગે છે

૮ Bom Gaz VI P. 222

૯ એ જ પૃ ૨૨૩

૧૦ Bom Gaz. VI P 223 & Bom Gaz. I Part I P. 316 His of Guj આમા ભંડારીએ મોમીનખાનને પકડવાનો વિચાર કર્યો હતો એમ લખ્યુ છે

૧૧ મિરાતે અહમદી ગુ ભા (ફૂ મો.) અને Bom Gaz I I P 313 His Guj આ અમદાવાદના નગરશેઠ હતા

૧૨ Bom Gaz. I I 315

૧૩ એ જ પૃ ૩૧૬

૧૪ એ જ પૃ ૩૧૭ Bom. Gaz. VI P. 223. મિરાતે અહમદી, ગુ ભા (ફૂ. મો.) અહીં આ ત્રણે આધારગ્રંથોમાં સહેજ ફેર છે ખંભાત આગળ લડાઈ થએલી અને મોમીનખાનને શહેરમાં ચાલ્યા જવું પડેલું તે ખરૂં જણાય છે

સાથેનો સંબંધ તો વધારે બગડયો, પણ શેરખાન બાબી સાથેનો પણ થોડો બગડયો ખરો. રતનસિંહ ભંડારીએ પેટલાદ, નડિયાદ અને અરહર માતર પરગણાંનો વહીવટ મોમીનખાન પાસેથી લઇ લઇને શેરખાન બાબીને આપવા ઠરાવ્યું. આ વાતની મોમીનખાનને ખબર પડવાથી સામા થવા માટે પેટલાદનો બચાવ કરવા તેણે તૈયારી કરી અને ખંભાતમાં રહી રાહ જોવા માંડી. રતનસિંહે લશ્કર લઇ શેરખાનને મદદ કરવા માટે ખંભાત જવાનું નક્કી કર્યું.[૧૫]

### મોમીનખાનને ગૂજરાતની સુબાગીરી મળે છે

એ વખતે (ઈ.સ. ૧૭૩૭માં) મહારાજા અભેસિંગ સુબાનું માન દિલ્હીમાં બાદશાહી દરબારમાં ઓછું થયું.[૧૬] ભંડારીથી અમદાવાદના વેપારીઓ નાસી ગયા હતા. વેપારરોજગાર અટકી ગયા હતા અને બાદશાહની હજૂરમાં ફરીઆદો ગઇ હતી. મોમીનખાને પણ ભંડારી વિરૂદ્ધ ફરીઆદો લખી. એમાં ભંડારી પોતાને પાયમાલ કરવા પ્રયત્ન કરતો હતો અને એમ કરવામાં શેરખાન બાબીને હોળીનું નાળિયેર બનાવતો હતો એમ લખ્યું હતું. અમીરૂલ–ઉમરા જે મહારાજા ઉપર વિશ્વાસ રાખતો હતો તેને હવે મહારાજા અભેસિંગ સાથે અણબનાવ થયો હતો. એણે મોમીનખાનને ગૂજરાતની સુબાગીરી લેવા જણાવ્યું અને મોમીનખાને હા પાડી. એ ઉપરથી બાદશાહી ફરમાનથી મોમીનખાન 'નજમુદ્દૌલા મોમીનખાન બહાદુર ફિરોઝજંગ' એ ખિતાબથી ગુજરાતના ૫૪મા સુબા નિમાયા. (ઈ.સ. ૧૭૩૭) અને ભંડારીને કાઢી સુબેદારીનો હોદ્દો સંભાળી લેવાની યુક્તિ-ઓમાં ગૂંથાયા.[૧૭]

### મોમીનખાન અમદાવાદ કબજે કરવા તૈયારી કરે છે

ખરી રીતે અહીંથી મોમીનખાનની કારકીર્દિ એકલા ખંભાતને લગતી જ નહિ પણ આખા ગૂજ-રાતના ઇતિહાસને લગતી થાય છે.[૧૮] બાદશાહી ફરમાન જે આવ્યું હતું તે મોમીનખાને એકદમ બહાર પાડયું નહિ. એમનો વિચાર મારવાડીઓને ગભરાટમાં નાખવાનો હતો. પહેલાં વડનગરના

---

ગેઝેટીઅરના ગુજરાતના ઈતિહાસમાં લડાઈ માટે સ્પષ્ટ ન લખતાં ખંભાત જવાની ફરજ પડી એમ લખ્યું છે. અહમદી લખે છે કે મોમીનખાનની તોપોથી રંગોજીના લશ્કરમાં ભંગાણ પડ્યું', પણ આખરે સલાહ થઈ. કહે છે કે આ વખતે રંગો જીની મહેમાનગીરી કરવાનો મોમીનખાને ડોળ કર્યો, પણ લડાઈ અટકી નહિ. ગેઝેટીઅરનો ગુ. ઈતિહાસનો લેખક આ વખતે મોમીનખાને સ્વતંત્ર થવા યત્ન કર્યો એમ લખે છે. એ ઉપરથી ઈ.સ. ૧૭૩૬ સુધી પણ પૂર્ણ સ્વતંત્રતા નહિ હોય.

૧૫ મિરાતે અહમદી. ગુ. ભા. (ફુ. મો.) Bom. Gaz. VI. 223. 8 I. I. 318.

૧૬ Bom. Gaz. I. I. P. 318.

૧૭ Bom. Gaz. I. Part I. P. 318. ગેઝેટીઅરમાં આ હકીકત ટૂંકામાં આપી છે. ઉપરનું વર્ણન અહમદીમાંથી લીધું છે. અહીં ગુ. ના ઈતિહાસનું ગેઝેટીઅર અને ભાગ ૬માં આપેલું ખંભાતનું ગેઝેટીઅર 'ફિરોઝ જંગ'નો ઈલ્કાબ લખે છે અહમદીમાં 'દિલાવર જંગ' લખ્યું છે. દિલાવર જંગનો ઈલ્કાબ પાછળથી મળે છે, તેથી પહેલાં ફિરોઝ જંગનો મળ્યો હશે એમ જણાય છે.

૧૮ મોમીનખાનની અને એ પછી મોમીનખાન બીજાની ઘણી વિગતો આખા ગુજરાતને લગતી છે. પરંતુ આ ઇતિહાસ ખંભાત સંસ્થાન સાથે ખંભાતના રાજકુટુંબનો પણ છે, એટલે મોમીનખાનની ખંભાત બહારની પ્રવૃત્તિનું વર્ણન અસ્થાને નથી. જોકે ખંભાતને લગતું વિસ્તારથી અને બીજું બહુ ટૂંકામાં આપ્યું છે.

ફોજદાર જવામર્દખાનને પાટણ નીમવાનુ વચન આપ
સુબાના નાયબ પહારખાનને કાઢયો અને ફરમાનની
મોકલી આપી શેરખાન બાબી નિવૃત્ત થઈ વાડાસી
વાદનો કબજો લઈ ભડારીને કાઢવા પ્રયત્ન કરવા મ
લશ્કર સાથે હતો તેને મળવા બોલાવ્યો, અને ભડારી
બદલામા અમદાવાદ શહેર અને હવેલી પરગણુ, તથા
તમામ આવકમા અરધો ભાગ માગ્યો જે મોમીનખાને
તરફથી ગૂજરાતના સુબાના પદનુ ફરમાન મળ્યુ છે એ
એણે મહારાજાને આ બધી હકીકત લખી અને મોમીન
આવે ત્યા સુધી આગળ વધવુ નહિ દિલ્હીથી મહારાજા
કે બને ત્યા સુધી મોમીનખાનની સામા થવુ અને શહેર
સાભળી મોમીનખાને લશ્કર તૈયાર કર્યું પોતાના કાકા
નીમ્યો, ભાઈના છોકરા મુહમ્મદ મોમીનને બક્ષી, અને મુ
નીમી જવામર્દખાનને લશ્કર લઈ આવી મળવા લખ્યુ [૧૯]

**અમદાવાદનો ઘેરો**

આ બધુ લશ્કર તૈયાર કરી મોમીનખાને ખભાતમાથી ની
પડાવ નાખ્યો મોમીનખાનના તોપખાનામા બે તોપો શાહ
તેવી હતી એ તોપો મહારાજાએ પોતાને માટે સુરતથી ખ
અને મોમીનખાને તેને ઇશ્વરી મદદ સમજી કબજે કરી મદ
રગોજી સાથે જે કરાર થયા હતા તે પાકા કરવા પોતાના
કામ કરે તેવો અમલદાર) વજેરામને રગોજીના વિશ્વાસુ માણ
મોકલ્યા એટલામા સમાચાર આવ્યા કે ભડારી ઉપર મહારા
મહારાજાની સુબાગીરી ફરીથી બહાલ રાખી છે તે સાથે મો
ખા ાગી કાગળ આવ્યો કે સજોગોને વશ થઇ જાહેરમા ગમે
રાખી અમદાવાદને મારવાડીઓના હાથમાથી છોડાવવુ આ ઉપ
સોજીત્રે જઇ ત્યાથી ખેડા આવી વરસાદને લીધે ત્યા મહિનોએ

---

૧૯ મિરાતે અહમદી ગુ ભા (ફ મો ઝ) અને Bom Gaz. I I. His Gu
ઈતિહાસનો લેખક મોમીનખાને રંગોજી સાથે કરેલી સલાહ અને મદદના બદલાને ગુ
રૂપ માને છે અને એ ભૂલ જો મોમીનખાને ન કરી હોત તો ગૂજરાતમા મોગલ સત્તાનો
એકદમ સત્તામાં ન આવત આ બાબત ચર્ચા આગળ કરીશુ આ બાબતમા મોમીનખા
તે અહમદીમાં આપેલુ છે તેમાં મરાઠાઓ સાથે સમય પ્રમાણે વર્તવા લખેલુ છે ઉપરના બન
થી પણ સહેજ આડાઅવળા ગોઠવેલા લાગે છે જે ગેઝેટીઅર સાથે મેળવીને અહીં આપ્યા

દરમ્યાન બાદશાહ પાસે ખંભાત પાછા જવા માટે મોમીનખાન ઉપર ખાસ હુકમ કઢાવ્યો. પણ ફરી અમીર-ઉલ-ઉમરાની સલાહને માન આપી મોમીનખાને નિશ્ચય કાયમ રાખ્યો અને ખેડેથી કૂચ કરી અમદાવાદ બહાર કાંકરિયા તળાવ ઉપર જઈ પડાવ નાખ્યો. ભંડારીના ત્રાસથી અમદાવાદ કંટાળી ગયું હતું. આ ચડાઈના સમાચાર સાંભળી જે વેપારીઓ માલ લઈ શહેરમાંથી નીકળ્યા તેમને મોમીનખાને દશાંશ જકાત લઈ સહીસલામત જ્યાં જવું હતું ત્યાં પહોંચાડયા, અને મારવાડીઓનું ઘેરાએલું લશ્કર બહાર નીકળી ખેતરોના પાક લૂંટતું હતું તેનો બંદોબસ્ત કરી લૂંટનારાઓને પકડયા. એવામાં બાદશાહ તરફથી બીજું ફરમાન આવ્યું અને એમાં મહારાજાને સુબાના પદ ઉપર કાયમ કર્યાનું તથા ભંડારીને બદલે કામચલાઉ અભયકરણ પટાવતને નીમ્યાનું લખ્યું હતું. બાદશાહી હુકમ જોઈ મોમીનખાને કહેવડાવ્યું કે પોતે હુકમને તાબે થશે, પણ હુકમ મુજબ ભંડારી પણ શહેર છોડે ત્યારે પોતે જશે. એ અરસામાં મોમીનખાનને સુરત અને જુનાગઢથી મદદ આવી પહોંચી.[૨૦] આ વખતે શહેરમાં તંગી પડવાથી ભંડારીના કેટલાક મારવાડી લશ્કરીઓ શહેર બહાર નીકળી મોમીનખાનને મળ્યા. ફરીથી બાદશાહી ફરમાનનો અમલ કરવાનું મોમીનખાનને કહેવામાં આવ્યું ત્યારે તેણે એવો જવાબ આપ્યો કે ભંડારી કિલ્લો છોડે તથા શહેરમાંથી નાસેલા માણસો પાછા આવી વસે અને શાંતિ થાય કે તુરત પોતે ખંભાત જશે.

**અમદાવાદ લીધું**

આ વખતે દામાજી લશ્કર લઇને મોમીનખાનને આવી મળ્યો. આ ખબર ભંડારીને મળતાં એણે દામાજીને કહેવડાવ્યું કે મોમીનખાનનો પક્ષ છોડો તો ખંભાત–અમદાવાદ સુદ્ધાં આખા ગૂજરાતમાં અરધો ભાગ આપું. આ હકીકત દામાજીએ મોમીનખાનને કહી ત્યારે વખત વિચારી મોમીનખાને અમદાવાદના હવેલી પરગણાનાં કેટલાંક ગામ અને વીરમગામ પરગણું સ્વતંત્ર દામાજીને આપવા કહ્યું અને દામાજીનું સમાધાન કર્યું.[૨૧] હવે બહારના લશ્કરે ઘેરો મજબૂત કર્યો. મોમીનખાને ભંડારીને સમજાવી શહેર સોંપી દેવા અહમદીના કર્તાને એકવાર મોકલ્યો, પણ કાંઇ વળ્યું નહિ. મરાઠાઓને લીધે અમદાવાદ શહેરને એટલું નુકસાન પહોંચ્યું કે તેમની મદદ લીધા માટે મોમીનખાનને પોતાને પસ્તાવો થયો,[૨૨] અને અંદરથી પોતાનાં માણસોને કહ્યું કે મરાઠાઓને બનતાં સુધી શહેરમાં ન પેસવા દેવા. ભંડારીને જ્યારે લાગ્યું કે હવે વધુ વખત ટકાશે નહિ ત્યારે થાકીને વાહનની સગવડ અને એક લાખ રૂપિયા સાથે આબરૂભેર નીકળી જવાની શરતે શહેરનો કબજો સોંપ્યો. મોમીનખાને ગૂજરાતના પાટનગરમાં પ્રવેશ કર્યો. આ સમાચાર બાદશાહને પહોંચ્યા ત્યારે મોમીનખાનની

---

૨૦ મિરાતે અહમદી. ગુ ભા. (ફ્રૂ. મો. ઝ.) આ હકીકત ટૂંકામાં ગેઝેટીઅરના ગૂજરાતના ઈતિહાસમાં (Vol. I. Part I.)માં આપેલી છે. અમદાવાદ પાસેની લડાઈ અને બીજી ઘણી વાતો જેમાં ખંભાતને કાંઈ સંબંધ નથી તેમજ મોમીનખાનના ચરિત્રને ખાસ કામની નથી તેવી છોડી દીધી છે.

૨૧ મિરાતે અહમદી ગુ. ભા. (ફ્રૂ. મો. ઝ.)

૨૨ Bom. Gaz. I. Prt I. P. 320. અહમદીકાર લખે છે કે દામાજીએ પોતે પોતાના લશ્કરીઓને તોફાન કરતાં વાર્યા હતા.

મનસબમા વધારો કરી ઘણા વખાણ કર્યા અને આ કામ તો એ જ કરે એમ જાહેર કર્યું[૨૩]

**ખભાતનો બંદોબસ્ત**

આ લડાઈ દરમ્યાન ખભાતનો વહીવટ નજમખાન જે પોતાનો જમાઈ થતો હતો તેને સોપ્યો હતો[૨૪] અમદાવાદ કબજે કર્યા પછી પોતે સુબાનું કામકાજ ચલાવવા માડ્યુ શાતિ અને સહી સલામતીની ખાત્રી પડવાથી નાસી ગએલા લોકો શહેરમા આવી વસવા લાગ્યા[૨૫] મોમીનખાને હવે બહાર નીકળી પેશકશી ઊઘરાવવા નક્કી કર્યું બાદશાહે મોમીનખાનના ભત્રીજા હિંમતઅલીખાનને સોરઠની ફોજદારી આપી મોમીનખાને અમદાવાદનો અરધો ભાગ મરાઠાઓને આપેલો હતો એટલે ઘણી બાબતોમા રગોજી સાથે અથડામણ થયા કરતી (ઈસ ૧૭૩૮) આ અરસામા મોમીનખાનના બીજા ભત્રીજા મુહમ્મદ મોમીનખાન બક્ષીને નજરઅલીખાનનો ઈલ્કાબ મળ્યો[૨૬] સુબાગીરીની જવાબદારીને લીધે મોમીનખાનનુ મુખ્ય રહેઠાણ અમદાવાદમા હતું, પણ ઈસ ૧૭૪૧મા ખભાત બદરની આવકમા ઘટાડો થયાના સમાચાર આવ્યા એટલે મોમીનખાને બે મહિના ખભાત જઈ બદરના દરોગાની બદલી કરી એ જગ્યા ઉપર ઇસ્માઈલ મહમ્મદને મૂક્યો અને વેપારીઓ સાથે સલુકાઈથી વર્તન કરવા તાકીદ આપી[૨૭]

**મોમીનખાનને નવો ઇલ્કાબ અને અવસાન**

આ બધા વહીવટ અને હોશિયારીથી પ્રસન્ન થઈ બાદશાહે મોમીનખાનની મનસબમા વધારો કરી તે ૬૦૦૦ જાતીકી અને ૬૦૦૦ સવારોની કરી એક શિરપેચ, કલગી, કેટલુક કાપડ, એક હાથી અને 'માહી મરાતીબ'નુ નિશાન,[૨૮] તથા નજમુદ્દૌલા મોમીનખાન દિલાવર જગબહાદુરનો ઈલ્કાબ આપ્યો[૨૯] આ વખતે ખભાતથી નજરઅલીખાન અને વજેરામ પેશકારે સખ્ત લડાઈઓ કરી આસપાસના કોળી ઠાકોરો પાસેથી પેશકશી વસૂલ કરી[૩૦] હવે મોમીનખાનની તબિયત બગડી હતી ઈસ ૧૭૪૩મા અમદાવાદમા મોમીનખાનનો સ્વર્ગવાસ થયો[૩૧] રૂસ્તમઅલીખાનના મકબરામા

---

૨૩ અહમદી ગુ ભા (ફૂ મો ઝ)

૨૪ Bom Gaz VI 223

૨૫ Bom Gaz I Part. I P 320

૨૬ એ જ પૃ ૩૨૨

૨૭ એ જ પૃ ૩૨૩ અને મિરાતે અહમદી ગુ ભા (ફૂ મો ઝ) અહમદી લખે છે કે ખભાતમા બે મહિના થયા હતા ગેઝેટીઅરે માત્ર ખભાત જવાનો ઉલ્લેખ કર્યો છે મરાઠા સાથેની રોજની અથડામણ અને પેશકશી તથા સુબાગીરીના કામને લીધે મોમીનખાનથી ખભાત વધારે રહેવાતુ નહિ

૨૮ Bom Gaz I Part I P 325 'Order of Mahi Maratib માહી મરાતીબ એ દાંડા ઉપર માછલીના આકારના નિશાનવાળો વાવટો છે

૨૯ એ જ પૃ ૩૨૫

૩૦ એ જ પૃ ૩૨૫

૩૧ Bom Gaz I Part I. P 526 મિરાતે અહમદી લખે છે કે હી સ ૧૧૫૬મા મોહરમ માસની તા ૭મીએ દિવસ ઉગ્યા પછી દોઢ પહોરે મરણ થયુ રૂસ્તમઅલીખાનના રોજામા દફનક્રિયા થઈ એ પણ એ જ લખે છે આ રૂસ્તમ-

એમની કબર કરવામાં આવી, જે હાલ અમદાવાદમાં મિરઝાપુરમાં રસ્તા ઉપર છે.

### મોમીનખાનનું ચારિત્ર્ય

ઇતિહાસના વાંચનારાઓએ કોઈ જાતના કોમી કે બીજા પૂર્વગ્રહ (prejudice)ના પૂરમાં તણાતાં પહેલાં એટલું સમજવું જોઇએ કે દરેક રાજ વંશમાં સારા ખોટા વખત આવે છે. પરંતુ તે દરેક રાજવંશનો મૂળ વંશકર્તા અસાધારણ બુદ્ધિ અને કાર્યશક્તિ તથા રાજા તરીકે પોતાની સંપૂર્ણ જોખમદારીની સમજણ સિવાય થતો નથી. જગતના ઇતિહાસના દરેક રાજવંશની હકીકત જોઈશું તો તેના મૂળ પુરુષ અથવા સ્થાપકમાં આ ગુણો હશે. મોમીનખાનની કારકિર્દી ઉપર સામાન્ય રીતે વિસ્તારથી જોતાં તે એક સામાન્ય માણસમાંથી ધીમેધીમે છેક ગૂજરાતના સુબા (Mogul Viceroy)ના પદ સુધી ચડે છે. આ વખતે દિલ્હીની સત્તા નબળી પડેલી હોવાથી સુબાના પદની મુશ્કેલીઓનો પાર નથી અને દરેક સુબાને પોતાનો રસ્તો પોતાની મેળે બાદશાહી મદદની આશા વગર કરી લેવો પડે છે. મોમીનખાન એ બધી મુશ્કેલીઓમાંથી કેવી કુનેહથી પાર ઊતરે છે તે જોયું. અસાધારણ હિંમત અને કાર્યકુશળતા વગર એ બને નહિ. તે સાથે અમદાવાદના ઘેરા વખતના અને ખંભાતના વહીવટના જે ઉલ્લેખો આવે છે તે જોતાં પ્રજા ઉપર મોમીનખાનને કેટલી પ્રીતિ હતી તે સ્પષ્ટ થાય છે. બંદોબસ્ત અને વેપારવૃદ્ધિની તેની કાળજી પણ સ્પષ્ટ છે. અમદાવાદની ખરાબી થતી જોઈ મોમીનખાનને ઘણું લાગી આવે છે. અમદાવાદમાં એક વખત હલકા સિક્કા પડવા લાગ્યા હતા તે કાળજીથી સુધરાવ્યા અહમદીકાર મોમીનખાન ગરીબોની વારે ચઢયાનું પણ લખે છે. ગૂજરાતની આવકનો અરધો ભાગ મરાઠાઓને આપ્યો એ ભૂલ માટે મોમીનખાનને લાગતું હતું. એ ખરેખર ભૂલ હતી કે સંજોગોને વશ થઈ મરાઠાઓ સાથે કામ લેવાનું દિલ્હીનું ફરમાન હતું કે સંજોગો જોતાં દિલ્હી તરફની મદદનો અસંભવ દેખી એ સિવાય બીજો રસ્તો નહોતો એ બધું આજે પોણા બસો વર્ષ પછી આજની દૃષ્ટિએ તપાસવું તે ઠીક નથી. તે વખતે આપણે હોઇએ તો શું કરીએ તે જોવાનું છે. ટૂંકામાં મોમીનખાનમાં વંશકર્તાના બધા ગુણ હતા અને તેથી જ ખંભાતનું સ્વતંત્ર સંસ્થાન સ્થપાયું.

---

અલીખાન તે સુરતવાળો કે બીજો તે સ્પષ્ટ થતું નથી. હાલ મોમીનખાનની દરગાહ મિરઝાપુરમાં શેઠ અંબાલાલ સારાભાઈના બંગલાની હદમાં રસ્તા ઉપર છે.



# પ્રકરણ નવમું

## સ્વતંત્ર સંસ્થાન

## મુફતાખીરખાન-મોમીનખાન બીજા-નું રાજ્ય

નજમુદ્દૌલા મોમીનખાનના મરણ પછી એમની બેગમને વહેમ પડ્યો કે ફિદાઉદ્દીનખાન અને મુફતાખીરખાન મળીને એની જાગીર પડાવી લેશે આ કારણથી એણે રંગોજીનુ રક્ષણ માગ્યુ[1] એ દરમ્યાન ફિદાઉદ્દીનખાન અને મુફતાખીરખાનને કામચલાઉ ગૂજરાતની સુબાગીરીનો હોદ્દો સંભાળી લેવા બાદશાહી ફરમાન આવ્યુ બન્ને જણા તે વખતે અમદાવાદમા હતા વાજાં વગાડતા બન્ને જણ એક હાથી ઉપર બેસી ફરમાન લઈ શહેરમા પેઠા[2] એવામા આણંદરામ નામનો માણસ જેનુ મોમીનખાને અપમાન કર્યું હતું તે રંગોજી પાસે ગયો અને ફિદાઉદ્દીનખાન અને મોમીનખાનને મારી નાખવા માટે એને ચઢાવ્યો[3] રંગોજીએ આ કાર્ય સાધવા માટે એ બન્નેને જમવા બોલાવ્યા, પણ મારવાની હિંમત ચાલી નહિ એ પછી ફિદાઉદ્દીનખાનને ખભાત જવુ પડ્યુ હવે રંગોજીએ મુફતાખીરખાનને મારી નાખવા નિશ્ચય કર્યો એ કારણથી એણે વજેરામ અને કાયમકુલીખાનને મેળવી લીધા મુફતાખીરખાનને આ વાતની ખબર પડી તેથી દરેક રીતની સાવચેતી રાખવા માડી રંગોજીએ બે વખત એ પ્રમાણે પ્રયત્ન કર્યા પણ ફાવ્યો નહિ આ વખતે શેરખાન બાબીએ ખભાતના કેટલાક ગામડા લૂંટવા માડ્યા રંગોજી પોતાના માણસ રામજીને બોલાવી લડાઈ માટે તૈયાર થયો મુફતાખીરખાને ખભાતથી ફિદાઉદ્દીનખાનને બોલાવ્યો શેરખાને રંગોજીને મદદ કરવાનુ છોડી દીધુ રંગોજી હવે ગભરાયો અને રસ્તો રહ્યો નહિ, એટલે આણંદ રામને સોંપી દીધો અને બોરસદ તથા વિરમગામ પણ સોંપ્યુ આ રીતે ફિદાઉદ્દીનખાન અને મુફતાખીરખાનની સત્તા ગુજરાતમા થોડો વખત નિષ્કટક થઈ[4] આ વખતે ખભાત બંદરનો દરોગો ઇસ્માઈલ મુહમ્મદખાન જે નજમુદ્દૌલા મોમીનખાનના વખતથી વહીવટ કરતો હતો તે ગુજરી ગયો[5] એ ઘણો લોકપ્રિય હતો એના મરણથી ઘણા વેપારીઓ દિલગીર થયા[6]

---

૧ Bom Gaz Vol I Part I P 326

૨ મિરાતે અહમદી ગુ ભા (કૃ મો ઝ)

૩ Bom Gaz. Vol I P I P 326

૪ એ જ પૃ ૩૨૬ મિરાતે અહમદી ગુ ભા (કૃ મો ઝ) Bom Gaz ના ખભાતના ભાગમા (Vol VI) આ વિગત આપી નથી ઉપર જે આણંદરામ આવે છે તેને પાછળથી ફિદાઉદ્દીનખાન મારી નાખે છે

૫ મિરાતે અહમદી ગુ ભા (કૃ મો ઝ) ઇસ્માઈલ મુહમ્મદખાન મિરાતે અહમદીના લેખકનો ભાઈ થતો હતો એની લોકપ્રિયતાનુ વર્ણન અહમદીમા કર્યું છે

૬ ઇસ્માઈલ મહમ્મદ બદરનો દરોગો હતો. બદરનો દરોગો એટલે collector of customs મુત્સદ્દીથી એ જુદો મુત્સદ્દીના હાથમા રાજસત્તા હોય છે દરોગાના હાથમા બદરની આવકજાવકની માત્ર સત્તા.

**મુફ્તાખીરખાનની સુબાગીરી અને અમદાવાદ છોડી ખંભાત આવવું**

એ જ વર્ષ (૧૭૪૩)ના પાછલા ભાગમાં બાદશાહને ખબર પડી કે જુનારનો અબદુલ અઝીઝખાન[૭] નામનો માણસ ખોટી રીતે સુબો થઇને બેઠો છે. તેથી બાદશાહે મુફ્તાખીરખાન ઉપર ફરમાન મોકલ્યું અને એને ગૂજરાતનો સત્તાવનમો સુબો નીમ્યો. એ પહેલાં મુફ્તાખીરખાન અને ફિદા-ઉદ્દીનખાનને પોતાના લશ્કરીઓના પગાર ચઢી ગયેલા હતા તેથી તેમની સ્થિતિ કફોડી થતાં જવાંમર્દખાન બાબીએ શહેર (અમદાવાદ)નો કબજો લીધેલો તેથી તે બંને વચ્ચે અણબનાવ થએલો. જ્યારે બાદશાહી ફરમાન મુફ્તાખીરખાનને સુબાગીરી માટેનું આવ્યું ત્યારે એણે જવાંમર્દખાનને નાયબ સુબો બનાવવા કહ્યું. આ વખતે જવાંમર્દખાન એટલો સત્તાવાળો હતો કે મુફ્તાખીરખાનથી એની સામે લડી શકાય તેમ હતું નહિ. આ ખટપટમાં છેવટે જવાંમર્દખાને મુફ્તાખીરખાનના ઘરને ઘેરો ઘાલ્યો અને મુફ્તાખીરખાનને નીકળીને ખંભાત નાસી જઈ રંગોજીને મળવું પડ્યું.[૮]

**રંગોજીએ ખંભાતમાંથી લીધેલી રકમ**

ઇ.સ. ૧૭૪૪માં મરાઠાઓએ અમદાવાદમાં પોતાની ગએલી સત્તા પાછી લેવા નિશ્ચય કર્યો અને લશ્કર મોકલ્યું. એ વખતે રંગોજી પેટલાદ હતો. ફિદાઉદ્દીનખાને રંગોજીને મુફ્તાખીરખાનને મદદ કરવા કહ્યું. રંગોજી પાસે પૈસા નહોતા. તેથી બંને જણ મુફ્તાખીરખાન પાસે ખંભાત ગયા. રંગોજીને એક લાખ રૂપિયાની જરૂર હતી. મુફ્તાખીરખાને બહુ મહેનતે ૮૦,૦૦૦ રૂપિયા ઉભા કર્યા, અને રંગોજીના નાયબને ભાગનો વહીવટ કરવા રજા આપી. રંગોજીએ બાકીના વીસ હજાર મળ્યા પછી મદદ કરવા જણાવ્યું તેથી ફિદાઉદ્દીનખાન નિરાશ થઇને દહેવાણ જઇને રહ્યો.[૯] મુફ્તાખીરખાનને આ રીતે પાંચ વર્ષ ખંભાતમાં રહેવું પડ્યું. તે દરમ્યાન વારંવાર અમદાવાદ લઈ સુબાગીરીનો હોદ્દો સંભાળવા વિચાર કર્યા પણ તેમાં સફળતા મળી નહિ.[૧૦]

**નજમખાનનો વહીવટ અને ખંભાતની સ્થિતિ**

આ બધા વખત દરમ્યાન (ઈ.સ. ૧૭૩૭થી ૧૭૪૮) અગિયાર વર્ષ સુધી નજમખાને ખંભાતનો રાજવહીવટ સંભાળ્યો હતો. સમયની સામાન્ય અશાંતિને લીધે જોકે વેપાર ઓછો થતો હતો છતાં પણ નજમખાનના વહીવટમાં ખંભાતની સ્થિતિ સારી થઈ હતી. મોમીનખાન પહેલાનાં છેવટનાં વર્ષોમાં બંદર અને શહેરને કાંઈ હરકત આવી નહોતી. તે પછી ખંભાત ઉપર મરાઠાઓની માગણી-

---

૭ Bom. Gaz. I. I. P. 327.

૮ Bom. Gaz. I. I. P. 327.

૯ એ જ પૃ. ૩૨૭ Bom. Gaz. VI. ખંભાતના વૃત્તાંતનો લેખક સુરતની અંગ્રેજોની ડાયરીના આધારે લખે છે કે રંગોજીએ આ મસલત ઉપરાંત ખંભાતના નાયકવાડના ભાગના અરધા રૂપિયા માગ્યા. (રૂ. ૮૦,૦૦૦) અને મુફ્તાખીરખાને ના પાડી તેથી ૨૦,૦૦૦નું લશ્કર લઈ ખંભાત ઉપર ચઢી આવ્યો. તેથી તેની માગણી મુજબ રૂપિયા આપવા પડ્યા. આ વખતે અંગ્રેજ કોઠીનાં માણસોએ નવાબને મદદ કરી. આના વેરમાં મરાઠાઓએ નવાબનાં જે માણસ બહાર આવ્યાં તેમનાં નાક કાપી લીધાં. Bom. Gaz. VI. 223. Note 3.

૧૦ Bom. Gaz. VI. P. 224.

એનો બોજો ભારે પડવા છતા શહેર ઉપર હુમલો થયો નહોતો અને આસપાસનો મુલક મરાઠાઓની રીત પ્રમાણે તારાજ પણ થયો નહોતો અકબર બાદશાહના વખતના પરાં આબાદ હતા અને બીજાં ગામોમાં પણ કારીગરો સારી સ્થિતિમા હતા છતાં આખા દેશના સજોગોને લીધે આવક ઘટીને રૂા ૪૦૦૦૦૦ની થઈ હતી.[११] હવે અમદાવાદ લેવામા સફળતા ન મળવાથી મુફતાખીરખાને ખભાતમા સ્વતત્ર થવાની ઇચ્છા કરી અને તે પાર પાડવા માટે નજમખાનને મારી નખાવ્યો, અને બાદશાહને એ બાબત ખબર આપી મોમીનખાનનો ઇલ્કાબ જે બાદશાહ તરફથી મળ્યો હતો તે ધારણ કરી ખભાતની મુત્સદ્દીગીરી લીધી અને બાદશાહે એ વાતને મજૂરી આપી[१२] અને નુરૂદ્દીન મુહમ્મદખાન મોમીનખાન બહાદુરનો ઇલ્કાબ આપ્યો[१३] નજમખાનના મરણના સમાચાર સાંભળી ફિદાઉદ્દીનખાન તેના કુટુબને આશ્વાસન આપવાના બહાને ખભાત આવ્યો, પણ એને અદર આવવાની પરવાનગી મળી નહિ તેથી એને પાછા જવુ પડ્યુ[१४]

### ખંભાત ઉપર પેશ્વાની લડાઇ અને ચોથ

આ વખતે મોમીનખાનની[१५] સત્તા માત્ર ખભાત ઉપર જ હતી અને બહાર એમનુ પદ ખભાતના મુત્સદ્દી તરીકે ગણાતું ગાયકવાડના પ્રતિનિધિ સાથે મોમીનખાનને હવે અણબનાવ થયો હતો પેશ્વા અને ગાયકવાડે ગૂજરાતની વહેંચણી કરી લીધી હતી તેમાં ખભાત પેશ્વાના હિસ્સામા હતુ. રઘુનાથરાવે પોતાના નાયબ તરીકે શ્રીપતરાવને નીમ્યો હતો ચોથ ઊઘરાવતો રઘુનાથરાવ ધોળકેથી તારાપુર અને ત્યાંથી ખભાત આવ્યો, અને વાર્ષિક દસ હજાર રૂપિયા આપવા મોમીનખાનને ફરજ પાડી[१६] આ વખતે પેશ્વાનો સરદાર પાંડુરગ પડિત ચોથ ઊઘરાવવા આવેલો તે ખંભાત આવ્યો

---

૧૧ એજ પૃ ૨૨૪–૨૨૫ રૉબર્ટસનને આધારે લેખક લખે છે કે દાણા ઉપર કર નાખનાર નજમખાન ખભાતનો પહેલો જ સુબો હતો એક ગાડે ચાર આના કર હતો વેપારીઓ યુક્તિથી તે કર ઉડાવવા લાગ્યા, તેથી વજન ઉપર કર નાખી પાય મણે ત્રણ પાઈ કર નાખ્યો

૧૨ Bom Gaz I L P 330 31 નજમખાન મોમીનખાન પહેલાનો જમાઈ થતો હતો અને ખભાતનો વહીવટ સમ્મતિથી કરતો હતો છતા એને મારી નાખવાનો અર્થ સમજાય તેવો નથી ગેઝેટીઅરના ઉપરના ઉલ્લેખમા 'મરી ગયો' એમ લખ્યું છે પણ ખભાત ગેઝેટીઅરમા ઝેર દઈ મારી નાખવામા આવ્યો એમ લખ્યુ છે બાદશાહને ખબર આપવી પડી એ સૂચવે છે કે ખભાત સ્વતત્ર થયા છતાં બા૦શાહની પરવાનગી જરૂરની ગણાતી નજમખાનને બાદશાહે નીમ્યો હોય તો તેને પોતે ન ઉઠાડી શકે તેથી મારી નખાવ્યો કે બીજા કારણથી તે સ્પષ્ટ નથી

૧૩ Bom Gaz VI P 225

૧૪ એ જ, પૃ ૨૨૫ અને Bom Gaz I I P 331 આ ઉપરથી ફિદાઉદ્દીનખાન સાથે પણ મુફતાખીરખાનને અણબનાવ થયો સમજાય છે ફિદાઉદ્દીન ખભાત ઉપર ચઢી આવ્યો એમ સમજાય છે આ બધુ જોતા નજમખાન અને ફિદાઉદ્દીન ખાન બનેની ખભાત લઇને સ્વતત્ર થવાની દાનત હશે એમ પણ વ્યક્ત થાય છે

૧૫ મુફતાખીરખાન નામના પણ ગૂજરાતના સુબા હોવાથી અને મોમીનખાનનો ઇલ્કાબ ધારણ કર્યાથી હવે પછી તેમને મોમીન ખાન (બીજા) કહીશુ

૧૬ Bom Gaz I I 337 અને મિરાતે અહમદી ગુ ભા. (ફ્ મો ૪) અહીં અહમદીમા લખ્યું છે કે ખભાતના હિંદુ અને મુસલમાન વેપારીઓએ રઘુનાથરાવને મળી મોમીનખાન વિરૂદ્ધ ફરિયાદ કરી અને રઘુનાથરાવે મોમીનખાનને

(૧૭૫૨). મોમીનખાને બચાવનાં સાધન તૈયાર કર્યા, પણ લડાઈ થતાં પહેલાં સલાહ થઈ. મોમીનખાને ઘાસદાણાના રૂપિયા સાત હજાર તથા ચાર તોપો તેને આપી, અને ફકરૂદ્દૌલા સુબાના નેક બેગખાન નામના માણસને નાની ટુકડી આપી એની સાથે જવા નીમ્યો.[૧૭]

**ખંભાતનો ઘેરો**

ઇ.સ. ૧૭૫૩માં ચોમાસું આવતાં ખંભાતના કોટના કેટલાક ભાગ પડી ગયા. આ વાતની ખબર અમદાવાદમાં પેશ્વાના સુબા શ્રીપતરાવને પડી એટલે એણે સારાઈ લેવા ખંભાત ઉપર હલ્લો લઈ જવા નક્કી કર્યું. તેથી પોતાના વકીલને ખંભાતની સ્થિતિ અને લશ્કરના સિપાઇઓની સંખ્યા વગેરેની તપાસ કરવા મોકલ્યો. એ વકીલ સર્વોત્તરરાવ જોગીનો વેશ લઈ ખંભાત આવ્યો અને બધી તપાસ કરી શ્રીપતરાવને ખબર આપી. શ્રીપતરાવે હવે મોમીનખાનને વહેમ ન પડે તેમ તૈયારી કરી. એક મોટો રથ જરકશી અને બીજાં મૂલ્યવાન અલંકારો જડીને તૈયાર કર્યો અને તે રથને રઘુનાથરાવ માટે પેટલાદ સુધી પહોંચાડવાને બહાને માવલાઓની[૧૮] ટુકડી લઈ સાથે આવ્યો. પેટલાદમાં તે આવીને ઊતર્યો તે વખતે મોમીનખાનનો પેશકાર વજેરામ પૂનેથી ખંભાત આવતાં ઊતરેલો તે શ્રીપતરાવને મળવા ગયો. વાતચીત ઉપરથી શ્રીપતરાવનો ઇરાદો ખબર પડતાં ખાનગી રીતે એણે બધી વાત મોમીનખાનને લખી મોકલી અને કાસદ રાતોરાત ખંભાત પહોંચ્યો. મોમીનખાન પાસે માણસ થોડાં હતાં છતાં, તાબડતોબ કિલ્લો સમરાવી બચાવની તૈયારી કરવા માંડી. બાદશાહી જમાદાર મુહમ્મદ રશીદબેગ જેને થોડા વખત ઉપર બરતરફ કર્યો હતો તેને પાછો બોલાવ્યો. શ્રીપતરાવે હવે રાત્રે એકાએક જઇને ખંભાત ઉપર હલ્લો કરવા ધાર્યું. પણ રાતના વખતે એનો ભોમિયો જગ્યા ભૂલ્યો. એનું કારણ એ હતું કે વકીલના કહેવા મુજબ જ્યાં જ્યાં કોટનાં બાકાંમાંથી શહેરમાં પેસવાની જગ્યા ભોમિયાએ જોએલી તે બધી મોમીનખાને ઝપાટાબંધ પુરાવી નાખી હતી. એટલે જ્યાં પોલાણ ધારેલું ત્યાં સખ્ત બચાવ અને બંદોબસ્ત દેખ્યો. છેવટે ગવારાને દરવાજે[૧૯] બરોબર બંદોબસ્ત ન દેખતાં ત્યાં માવલાઓને ચડાવ્યા. દરવાજાના છાપરા ઉપર ત્રણચાર માણસોને આ વાતની ખબર પડતાં તેમણે બંદૂક ફોડી. ઝપાઝપી શરૂ થઇ. આ સાંભળી મોમીનખાન પોતે ત્યાં આવી પહોંચ્યા અને ઉપર ચડેલા માવલાઓને મારીને નીચે પાડ્યા. બીજે દિવસ પણ આ લડાઇ ચાલુ રહી.[૨૦] એમાં મરાઠાઓએ હાર ખાઈ ઘણું સહન કર્યું. મરાઠાઓ આ રાતના હલ્લા માટે આખી રાત ચાલીને આવ્યા હતા તે હવે થાકી ગયા

વેપારીઓને ન સતાવવા માટે કહ્યું. પેશ્વા અને ગાયકવાડની વહેંચણીની સલાહ માટે જુઓ બરોડા ગેઝેટ I. ૪૫૪. મોમીનખાને પેશ્વા સાથે સંબંધ પસંદ કર્યો એમ અહમદી લખે છે.

૧૭ એ જ પૃ. ૩૩૫ અને મિ. અહમદી એ જ.

૧૮ દક્ષિણમાં માવલ ગામ છે ત્યાંના લોક મરાઠા લશ્કરમાં લડવાનો ધંધો કરતા અને તે માવલા કહેવાતા.

૧૯ મિરાતે અહમદી ગુ. ભા. (ફૂ. મો. ન.) આ ગવારાને દરવાજે હાલમાં ખંભાતનાં કેટલાંક સારામાં સારાં મકાનો છે અહમદીકાર લખે છે તે ઉપરની લડાઇ વખતે ત્યાં તદ્દન મુફલિસ દેખાવનાં ઘર હતાં અને તે તદ્દન ખાલી હતાં.

૨૦ અહમદીનો લેખક કહે છે કે આ લડાઈ એણે પોતે નજરોનજર જોએલી. જુઓ અહમદી ગુ. ભા. (ફૂ. મો. ન.)

હતા, તેથી આરામ અને શૌચાદિમાં રોકાયા. આ દરમ્યાન મોમીનખાને અહમદીના લેખક અલીમુહમ્મદખાનને શ્રીપતરાવને એક કાગળ લખી જાતે મળવા કહ્યું, એટલે અલીમુહમ્મદખાન શ્રીપતરાવને જઈ મળ્યા. શ્રીપતરાવે કહ્યું કે રઘુનાથરાવનો કાગળ એવો આવ્યો છે કે મોમીનખાન ખંભાત છોડી દે અને તેને એને બદલે બીજી જગ્યા મળશે. એ વાત કબૂલ હોય તો ઘેરો ઉઠાવી લઈએ.[૨૧] મોમીનખાને આ વાત કબૂલ ન કરી, એટલે લડાઈ પાછી ચાલુ થઇ. રાત્રે મરાઠાઓએ તોપો માટે લાકડાના માંચડા ખંભાતની દીવાલ સામે કરવા માંડ્યા. આમ આ લડાઈ અઠવાડીઆ સુધી વધારે ચાલી. હવે શ્રીપતરાવને લાગ્યુ કે આમ લડાઇનો અંત નહિ આવે. તેથી એણે બીજો હલકો રસ્તો લીધો. એણે પોતાનાં માણસો છુટાં મૂકીને ખંભાત ચોર્યાશીનાં ગામ લૂંટાવવા માંડ્યાં.[૨૨] આમ કરવામાં શ્રીપતરાવે મોમીનખાન ઉપર ધારી અસર કરી. ગામ લૂંટાતાં મોમીનખાનથી જોઈ શકાયાં નહિ, અને એમ થવાથી ખંભાત શહેર સિવાય પોતાની કાંઇ સત્તા પણ રહી જોઇ નહિ. તેથી છેવટે અહમદીના કર્તા અલીમુહમ્મદખાન, પોતાના પેશકાર વજેરામ અને ઉઝમતુલ્લાને શ્રીપતરાવ પાસે વાટાઘાટ કરવા મોકલ્યા. (તા. ૧લી મોહરમ, હી. સં. ૧૧૬૭) છેવટે ગયે વર્ષે રઘુનાથરાવે લીધેલા તે કરતાં રૂ. ૭૦૦૦) વધારે તેણે ઘાસદાણાના લીધા. ગંગાધર પંડિતને મોમીનખાન પાસે લઈ ગયા. બધી વાત સમાધાની ઉપર આવી અને મરાઠા લશ્કર પાછું વળ્યું.[૨૩]

**લડાઈને અંતે ખંભાતની સ્થિતિ**

મરાઠાઓના લોભ અને જુલમને લીધે ખંભાત અને એની આસપાસના મુલકની બહુ ખરાબી થઈ. ખંભાતનાં અગિયાર પરાં લગભગ નાશ પામ્યાં. મોમીનખાનને આ વખતે ઘણી તાણ પડી. સાઠ હજાર રૂપિયા શ્રીપતરાવ લઈ ગયો. બાકી રહેલું થોડું પેશ્વાના સામાન્ય ભાગ તરીકે ગયું અને થોડું, કોઈ મરાઠાએ હવે ખંભાતમાંથી કે આસપાસથી મહેસુલ ઊઘરાવવી નહિ એવી શરતે પેશ્વાને ભેટ તરીકે આપવામાં પૂરૂં થયું. સાથેસાથે મોમીનખાનને લાગ્યું કે મરાઠાઓ ઉપર વિશ્વાસ રાખવો કામનો નથી, એટલે ખંભાતના બચાવની અને લડાઈ થાય તો ટક્કર ઝીલવાની તૈયારી ચાલુ રાખી. તીજોરી ખાલી થઈ ગએલી હોવાથી આ હેતુ પાર પાડવા માટે પૈસા ભેગા કરવા મોમીનખાનને બહુ મહેનત અને ત્રાસ પડ્યાં. આથી જોકે નાણાંની રકમ ઊભી તો થઈ પણ

---

૨૧ આ વિગત ખંભાત ગેઝેટીઅર કે બીજે જણાવી નથી ફક્ત લડાઈ અઠવાડિયુ ચાલી એટલુ જ ગેઝેટીઅર લખે છે અહમદી આ વર્ણનમાં વધારે વિશ્વસનીય છે

૨૨ Bom Gaz VI Cambay P. 226 આમા ગામ લૂંટાવ્યાનું લખે છે જ્યારે અહમદી લખે છે કે ખંભાત ચોર્યાશીનાં ગામોમાં જમાબંધી અને મહેસુલ વસુલ કરવા પોતાનાં માણસો મોકલ્યાં આ બંને હકીકત ભેગી ખરી લાગે છે મહેસુલ લેવા માણસો મોકલ્યાં હશે, પણ તેમણે ભેગી લૂંટ પણ ચલાવી હશે

૨૩ Bom Gaz. VI 226 આ હકીકત અહમદીમાં વિસ્તારથી છે મિરાતે અહમદી આ અરસામા મોમીનખાનના પેશકાર ધરમચંદનુ નામ આપે છે વજેરામને બહાર ફરવું પડતું તેથી આ બીજો પેશકાર હોવો જોઇએ ધરમચંદનો કોઈ કારણસર દેહ થતાં એણે આપઘાત કરેલો એમ વર્ણન છે

દેશને અને વેપારને પણ પ્રમાણમાં ખમવું પડ્યું.[૨૪]

**પેશ્વાનો માણસ ભગવંતરાવ ખંભાતમાં કેદ**

બીજે વર્ષે (૧૭૫૪) ખંભાતનો પેશકાર (દીવાન) વજેરામ શ્રીપતરાવના જુલમની ફરિયાદ કરવા પૂને પેશ્વાના દરબારમાં ગયો હતો. તેવામાં પેશ્વાએ બંદરોની જકાતનો ભાગ લેવા પોતાના નાયબ તરીકે ભગવંતરાવને નીમ્યો. મોમીનખાને ઓછી આવક અને વધારે ખર્ચ બતાવ્યું હતું, તેથી ભગવંતરાવે ખંભાત લઈ લેવા પેશ્વાને ફસાવ્યું અને પેશ્વાએ એને ખંભાત જવા પરવાનગી આપી. આ વાતની ખબર ખાનગી રીતે વજેરામને મળી અને એણે મોમીનખાનને સમાચાર કહેવડાવ્યા. હવે જ્યારે ભગવંતરાવ ખંભાત નજીક આવ્યો ત્યારે મોમીનખાને એને માન આપી પાલખી, ઘોડો વગેરે આપી અકબરપુરામાં ઉતારો આપ્યો. ભગવંતરાવનો ઇરાદો ખાનગી રીતે પોતાનો હેતુ પાર પાડવાનો હતો. તેથી એણે અમદાવાદથી જવાંમર્દખાન બાબીના નવરા પડેલા આરબોને ખંભાત બોલાવ્યા. એ બાબતનો કાગળ નસીબ સંજોગે મોમીનખાનના હાથમાં આવ્યો, એટલે મોમીનખાને પોતાના કારભારીની સલાહ લઈ ભગવંતરાયના ઘરને ઘેરો ઘાલ્યો, એને પકડ્યો અને કેદ કર્યો; બંદરની જકાતમાં હવે કોઇનો ભાગ રહ્યો નથી એમ કહ્યું અને ખંભાતનો કોટ મજબૂત કર્યો. બાલાજીરાવ પેશ્વાને આ ખબર પડતાં એણે જંબુસરના ફોજદારને તથા વીરમગામ, મહમૂદાબાદ, ડભોઈ અને ધંધુકાના ફોજદારોને ખંભાત ઉપર ચડાઈ કરી ભગવંતરાવને છોડાવવાના તાકીદના હુકમો મોકલ્યા. બાર હજારના લશ્કરે ખંભાત ઉપર ચડાઈ કરી અને યુદ્ધ શરૂ થયું.[૨૫] આ બંને વચ્ચે સલાહ કરાવવા કેટલાક વચ્ચે પડ્યા, પણ કાંઈ વળ્યું નહિ. હવે ઘોંડુ હરિ સાથે બીજું લશ્કર આવ્યું અને સલાહની જરૂર પડે તો કામ લાગે એમ ધારીને અહમદીના કર્તા અલીમુહમ્મદખાનને પણ સાથે લીધો.[૨૬] છેવટે અલીમુહમ્મદખાનની મસલતથી સલાહ થઈ અને મોમીનખાનને કાંઈ નુકસાન ન થાય એવી ગોઠવણ થઈ.[૨૭]

ભગવંતરાવના છૂટ્યા પછી એને માટે જામીન થએલા પૂને ચાલ્યા ગયા, એટલે ખંભાત તાબાનો એક કિલ્લો નાપાડ ગામમાં હતો ત્યાં રહી પેશ્વાનો ચડી ગએલો ભાગ વસૂલ કરવા માટે ભગવંતરાવે ખંભાત તાબાનાં ગામ ઉપર હલ્લા કરવા માંડ્યા, અને એમ કરીને પોતાને કેદ કરેલો તેનું વેર વાળવા માંડ્યું.[૨૮] સદાશિવ દામોદર અમદાવાદમાં લશ્કર લઇને આવ્યો હતો. તેણે શ્રીપતરાવને

---

૨૪ Bom. Gaz. VI. 226.

૨૫ મિરાતે અહમદી ગુ. ભા. (કૃ. મો. ઝ.) મુંબાઈ ગેઝીટીઅરનો ગુજરાતનો ઇતિહાસ પૃ. ૩૩૮ અને ખંભાત ગેઝીટીઅર (Bom. Gaz, VI.) પૃ. ૨૨૬–૨૭માં ભગવંતરાવે અમદાવાદ સહીમ જમાદારને ખંભાત લશ્કર મોકલવા લખ્યું અને એ કાગળ પકડાયો એમ લખ્યું છે. અહમદી ચાર મહિના લડાઈ ચાલી એમ લખે છે. ગેઝીટીઅર ત્રણ મહિના લખે છે.

૨૬ અલીમુહમ્મદખાનની લાગવગ મોગલ દરબાર, મરાઠા અને મોમીનખાન પાસે ઘણી હતી. એ એક બુદ્ધિમાન અને ન્યાયી પુરુષ ગણાતો. લેખક પોતે ઘોંડુ હરિની સાથે આવ્યો હતો એમ એ પોતે જ લખે છે.

૨૭ Bom. Gaz. I. I. P. 338.

૨૮ મિરાતે અહમદી ગુ. ભા. (કૃ. મો. ઝ.) Bom. Gaz. I. I. P. 339 અહમદી આ બનાવને હી. સં. ૧૧૬૯ આપે છે.

ભગવંતરાવને મદદ કરવા કહ્યું. એણે તુકોજીને નાની ટુકડી સાથે મોકલ્યો. સાથે શંભુરામ વગેરે પણ હતા. મોમીનખાનને આ વાતની ખબર પડી હતી તેથી લશ્કર તૈયાર કરેલું હતું. આ લડાઈ કેટલોક વખત ચાલ્યા કરી. બંને બાજુની વખતોવખત નાનીનાની જીતો થતી. એવામાં રઘુનાથરાવનો કાગળ શ્રીપતરાવને પાછા આવવા માટેનો આવ્યો એટલે એ પૂને ગયો. અહમદીના કર્તાનો ભાઈ દારામઅલી ખંભાતથી અમદાવાદ આવી ગુજરી ગયો, એટલે અહમદીકાર સલાહમાં ભાગ લઈ શક્યો નહિ. શંભુરામ અને મુહમ્મદ લાલે વચ્ચે પડી પ્રયત્ન કર્યો. શ્રીપતના ગયા પછી ભગવંતરાવે બે માસ તો લડાઈ ચાલુ રાખી હતી. બંને પક્ષ થાકી સુલેહ માટે ઇંતેજાર હતા. છેવટે સલાહ થઈ. તેમાં લડાઈ દરમ્યાન જે કુરજ તથા ભાગની રકમ મોમીનખાને લીધી હોય તે આપવી ઠરી. એ રીતે રૂપિયા દસ હજાર મોમીનખાને આપવાના ઠરાવ્યા. મોમીનખાન પાસે એ વખતે રોકડ ન હોવાથી તુકોજી ટંટો પતાવવાની ઇચ્છાથી જામીન થયો. ભગવંતરાવ ખંભાત પોતાના પ્રતિનિધિ મૂકી નાપાડ ગયો.[૨૯]

**૧૭૫૦માં ખંભાતની સ્થિતિ**

આ અરસામાં ટીફેન્થલેર નામનો પાદરી (૧૭૫૦માં) ખંભાત આવેલો તેણે શહેરનું વર્ણન કરેલું છે. એ લખે છે કે એ વખતે ખંભાતમાં દામાજી નામના મરાઠાનું અને મોગલનું ભેગું રાજ્ય હતું. મોગલ (મોમીનખાન) દિલ્હીના બાદશાહને કાંઇ પણ ખંડણી આપતો નહિ, કારણ કે મરાઠાઓની ચોથ અને કોળીઓની લૂંટમાંથી ભાગ્યે જ કાંઈ પોતાને માટે અને લશ્કરને માટે બચતું. શહેર પહેલાંની સ્થિતિ કરતાં ઘણું ખરાબ હાલતમાં હતું, છતાં પણ ઘણું મોટું જણાતું હતું અને એની આસપાસનો કોટ ઘેરાવામાં જરમન માઇલ કરતાં વધારે લાંબો હતો. રસ્તા સાંકડા અને ગંદા હતા તથા બજાર નાનું અને સામાન્ય હતું. ઘણાં ઊંચા પણ જૂનાં ઘર હવડ દશામાં હતાં અને પડવાની તૈયારીમાં હોય એવાં લાગતાં. ખંભાતમાં જોવા જેવી ત્રણ જ જગ્યા હતી. એક નવાબનો મહેલ, બીજી સુંદર જુમા મસ્જિદ, અને ત્રીજી અંગ્રેજી કોઠી. ઉત્તરમાં શહેરકોટથી અડોઅડ પરૂં હતું અને એની આસપાસ પણ કોટ તથા દરવાજો હતો; પણ તે હવડ દશામાં હતું અને અંદર વસ્તી નહોતી. ઘણીખરી વસ્તી હિંદુઓની હતી. બસો પારસી હતા અને બાકીના મુસલમાન હતા.[૩૦]

**પૈસા ઊભા કરવા માટે આસપાસના મુલક ઉપર મોમીનખાનની ચડાઇઓ**

ભગવંતરાવ સાથેની લડાઈ પછી મોમીનખાનને પૈસાની ઘણી તાણ પડી. લશ્કરનો પગાર ચડી ગયો હતો અને તેને લીધે લશ્કરમાં અશાંતિ ફેલાવાનો સંભવ હતો, એટલે આસપાસના મુલકમાં ફરીને પેશકશી ઊઘરાવી રકમ ઊભી કર્યા સિવાય બીજો રસ્તો નહોતો. મોમીનખાને એક ટુકડી મોકલી લીંબડી તાબેના ગામો ઉપર છાપો મારી લૂંટ મેળવીને લશ્કરને વહેંચણી કરી આપી. તે પછી ઈ.સ. ૧૭૫૫માં ઘોઘા ઉપર સવારી કરી. એ બંદર પહેલાં ખંભાતના તાબાનું ગણાતું,

---

૨૯ મિરાતે અહમદી ગુ ભા. (કૃ મો ઝ)

૩૦ Bom Gaz VI. P 225

અને શભુરામને પોતાની સાથે રાખ્યો શભુરામ ડભોડે જઈ કોળીઓની મદદ લઈ આવ્યો [૩૪] એ બધા લશ્કરે કોટના ગાબડામાથી શહેરમા પેસી દરવાજા ઉઘાડી નાખ્યા કોળીઓએ રિવાજ મુજબ લૂટ ચલાવી મોમીનખાને શહેરમા પ્રવેશ કરી કબજો લીધો હાથોહાથની લડાઈ થઈ તેમા મરાઠાઓ હાર્યા ને નાસી ગયા આ લડાઇમા મોમીનખાનને ઇડરના રાજાની મદદ પણ મળી હતી બાદશાહને દિલ્હી જ્યારે મોમીનખાને ઘોઘા લીધાના સમાચાર મળ્યા ત્યારે તેણે મોમીન ખાનને એક તલવાર ભેટ મોકલેલી અને અમદાવાદ સર કર્યાના સમાચાર મળ્યા ત્યારે ઘણા વખાણ કર્યા ઈસ ૧૭૫૬ના ઑક્ટોબરની ૧૭મી તારીખે અમદાવાદનો કબજો લઇ[૩૫] શભુરામને પોતાનો નાયબ નીમ્યો આ બનાવ પછી જવામર્દખાન બાબી અને મરાઠાઓ તરફથી સદાશિવ દામોદર મળી ગયા એમણે પેશ્વાને મદદ માટે લખ્યુ અને બને જણા ખભાત તરફ ગયા એમનો વિચાર ખભાતના ચોર્યાશી પરગણા ઉપર હલ્લો કરવાનો હતો મોમીનખાનને આ વાતની ખબર પડતા શભુરામ, મુહમ્મદ લાન રોહીના અને રશીદબેગને ટુકડી આપી મોકલ્યા એમની સાથે પાછા વળતા ખભાતથી દારૂગોળો પણ મગાવ્યો શભુરામે જવામર્દખાન અને મરાઠાઓની પહેલા ખભાત પહોચી ત્યાના બે હજારના લશ્કરને સાથે લઇ બહાર આવી જવામર્દખાન સાથે લડાઈ કરી, એમા એ લોકો હાર્યા અને શભુરામ દારૂગોળો લઇ અમદાવાદ ગયો [૩૬]

### અમદાવાદનો ઘેરો અને મોમીનખાનને બાદશાહી માન

મોમીનખાને અમદાવાદ કબજે કર્યાના સમાચાર પૂને પહોચ્યા ત્યારે ત્યા ઘણો ક્રોધ વ્યાપ્યો પેશ્વાનો સરદાર સદાશિવ રામચદ્ર લશ્કર લઇને આવ્યો તેની સાથે દામાજી અને ખડેરાવ ગાયકવાડ પણ આવ્યા મોમીનખાને શભુરામની મદદથી ભારે બચાવ શરૂ કર્યો, પણ પૈસાની તગી પડવાથી લશ્કરનો પગાર ચડયો અને અશાતિ થઇ આ મોટી લડાઇનુ વર્ણન કરવાનુ અહીં સ્થાન નથી ઘેરો ચાલુ હતો તે દરમ્યાન મોમીનખાન ઉપર મનસબનો વધારો કરી 'બહાદુર'નો ઇલકાબ આપતુ બાદશાહી ફરમાન આવ્યુ અને ચાલતે ઘેરે મોમીનખાને ખાનપુર દરવાજા બહાર નીકળી હાથથી ફરમાન લીધુ [૩૭]

### પેશ્વા સાથે સલાહ અને ખભાત રહ્યું, અમદાવાદ અને ઘોઘા છોડવું પડયુ

મોમીનખાન અને પેશ્વા વચ્ચે સમાધાન કરાવવા લકનૌના નવાબ સુજાઉદ્દૌલાના કહેવાથી અયોધ્યાના

---

૩૪ અહમદી લખે છે કે શભુરામે દારૂગોળો અને બાણ ઉપરાત એ લોકનો ઘોડેસવારનો આઠ આના અને પ્યાદાનો બે આના રોજ ઠરાવ્યો હતો એ લોક હી ૧૧૭૦ના મોહરમની ૧૨મી તારીખે આવ્યા.

૩૫ Bom Gaz I I P 340મિરાતે અહમદી લખે છે કે શભુરામે આસ્તોડીઆ દરવાજા બહાર આવેલા નવનપુરમાથી હાથીએ બેસાડી મોમીનખાનનો અમદાવાદમા પ્રવેશ કરાવ્યો અમદાવાદમા રાજદ્વારી ફેરફાર ઘણી વાર થઈ ગયા તેથી લોકે ડરતેડરતે ઘોળ કર્યાં (રાજા આસપાસ રૂપિયા ઉતારી આપી દેવા તે) બાદશાહે અહમદી કારના કાગળમા લખ્યુ હતુ કે બાદશાહી મદદ હાલ થઈ શકે તેમ નથી માટે પોતાના જોર ઉપર કરવુ બેઠો અને ખિતાબોથી સારૂ જો કાઇ થતુ હશે તો તે મળશે

૩૬ મિરાતે અહમદી ગુ ભા (ફ મો ઝ) Bom Gaz I I 340 Baroda Gaz 459 60

૩૭ એ જ , એ જ પૃ ૩૪૧ અહમદી લખે છે કે આ ફરમાન લાવનાર ગોવિંદદાસ ગાધીને મરાઠાઓએ પકડયો મોમીનખાનની આ વાત સિવાય આ લડાઈની વગત ખભાતને લગતી ન હોવાથી છોડી દીધી છે.

સુબા હસનકુલી ખાનબહાદુર જે મક્કે જતા હતા તે શાહનૂર નામ ધારણ કરી ફકીરનો વેશ લઈ વચ્ચે પડ્યા. શાહનૂરે, મોમીનખાન અમદાવાદ સોંપે તો ખંભાત અને ઘોઘા મરાઠાના ભાગ વગર સ્વતંત્ર મોમીનખાનને રાખવા દેવાં અને લશ્કરના ખર્ચ માટે લાખ રૂપિયા રોકડા આપવા એવી શરતે સલાહ કરવાનું પેશ્વા પાસે કબૂલ કરાવ્યું, અને સદાશિવ રામચંદ્ર ઉપર કાગળ લખાવ્યો. સદાશિવને આ શરતો પસંદ ન પડી પણ શાહનૂરે મોમીનખાન તુરત અમદાવાદ સોંપે એ શરતે બધું કબૂલ કરાવ્યું અને મોમીનખાનને સમજાવવા શહેરમાં ગયા. મોમીનખાને આ શરતોમાં પેટલાદનાં કેટલાંક ગામો વધારામાં માગ્યાં અને મરાઠાઓએ એ વાતની ના પાડી.[૩૮] એથી કંટાળી શાહનૂર ચાલ્યા ગયા. હવે ઘેરાએલાં માણસોની દશા પણ ખરાબ હતી. મોમીનખાને મીરઝાં મુહમ્મદઝમાન શાહજાદો જે ખંભાત હતો તેને લખી નાણાં ગમે તેમ કરીને મોકલવા જણાવ્યું. શાહજાદાએ પોતાના વહીવટથી પ્રજાને સુખી કરી હતી તેથી જુલમથી પૈસા ભેગા કરી નામ બગાડવા ના પાડી અને એ કામ બીજાને સોંપવા કહ્યું. એથી એ કામ મુહમ્મદ ઝમાનખાનને સોંપાયું અને એણે પાર ઉતાર્યું. અમદાવાદના ઘેરા દરમ્યાન અનાજ દાણા વગેરે વારંવાર ખંભાતથી આવતાં.[૩૯] આમ કરવાથી પણ બહુ નભ્યું નહિ અને મોમીનખાનને સલાહ કરવી પડી. મોમીનખાને લાખ રૂપિયા લઇ ખંભાત હતું તેમ રહેવા દઈ, એટલે પેશ્વાનો ભાગ કબૂલ રાખી, વધારામાં વાર્ષિક દસ હજાર રૂપિયા ખંડણીના કબૂલી સલાહ કરી. ઘોઘા ઉપરનો હક છોડી દઈ શંભુરામને મરાઠાઓને સોંપી દેવાનું પણ કબૂલ કર્યું. વળી સલીમ જમાદાર પાસેથી લીધેલા રૂપિયા ૩૫૦૦૦ની અશરફીઓના રૂપિયા પેલા એક લાખમાંથી કાપી લેવા એમ પણ કબૂલ્યું. આવી ખરાબ સલાહ કરી ઈ. સ. ૧૭૫૮ના ફેબ્રુઆરી મહિનાની ૨૭મી તારીખે અમદાવાદ મરાઠાઓને સોંપી મોમીનખાન ખંભાત ગયા.[૪૦] લશ્કરના પગાર હજી ચડેલા રહ્યા હતા. કુલ પાંચ લાખ રૂપિયાની જરૂર હતી. આથી મોમીનખાને ખંભાતની બહાર પડાવ નાંખી સામાન શહેરમાં મોકલ્યો, અને કેટલાક સરદારોને પક્ષમાં લઇ રાત્રે લશ્કરને ઊંઘતું મૂકી શહેરમાં ગવારાના દરવાજેથી પેઠા. આમ ન કરે તો બહારનું અને અંદરનું લશ્કર મળી જવાનો ભય હતો. છેવટ ઘણી મહેનતે મોમીનખાને પગાર પતાવ્યા. હવે પેશકાર વ્રજલાલ પૂને ભાગની વાટાઘાટ કરી આવ્યો અને ગંગાસ્નાન કરવા નિવૃત્ત થઇને રજા માગી તે મોમીનખાને ન આપી. આથી તે અમદાવાદ ગયો. પરંતુ ત્યાંથી તેને ખંભાત બોલાવવામાં આવ્યો, અને સાંજે ઘેર જતાં કોઈ દુશ્મનની ટોળીએ તેને મારી નાંખ્યો.[૪૧] ગાર્ડિ-

---

૩૮ Bom. Gaz. I. I. 341 મિરાતે અહમદી ગુ. ભા. (ફૂ. મો.)

૩૯ મિરાતે અહમદી ગુ. ભા. (ફૂ. મો.)

૪૦ Bom. Gaz. I. I. 342. મિરાતે અહમદી. ગુ. ભા. (ફૂ. મો.) અહમદી લખે છે કે આ સલાહ કરાવવા માટે નજમુદ્દૌલા મોમીનખાનના (મોમીનખાનના પિતા)નો સંબંધ વિચારી દામાજી ગાયકવાડ વચ્ચે પડ્યા હતા. એમ ન થયું હોત તો કદાચ એથી પણ સખત શરતો થાત.

૪૧ ગેઝેટીઅર લખે છે કે મોમીનખાને મારી નંખાવ્યો. અહમદી ઉપર મુજબ હકીકત આપે છે, પણ મોમીનખાનનો હાથ હતો એમ કહેવાય છે એવું લખાણ કરે છે. ખંભાત ગેઝેટીઅર (Bom. VI.)નો લેખક ખંભાતમાં પેશ્વાના ભાગનું લખતો નથી, અને શરતોને સારી ગણે છે તેનું કારણ સમજાતું નથી.

સૌ સૌના દરજ્જા પ્રમાણે આપ્યું. રઘુનાથરાવને ઘોડો, કંઠી ને કાપડ આપ્યું અને બે માસ પૂનામાં ગાળ્યા. નીકળતી વખતે પેશ્વાએ મોમીનખાનને વિદાયગીરી તરીકે એક હાથી, પોશાક અને બીજાઓને પાઘડી દુપટ્ટા આપ્યા.[૪૮] તા. ૧૪મી ડિસેમ્બર ૧૭૫૯ને રોજ મોમીનખાનની સવારી પાછી મુંબાઇ આવી અને તે વખતે પણ તોપોનું માન મળ્યું.[૪૯] મોમીનખાને ગમે તે ઈચ્છાથી પૂને જઇ આવવા ધાર્યું હશે પરંતુ પેશ્વાની મુલાકાતથી બંનેના સંબંધમાં ખાસ ફેર ન પડ્યો અને નવું કરારનામું થયું તેમાં જૂની શરતો જ કાયમ રહી.[૫૦] મુંબાઇમાં પાછા વળતાં મોમીનખાને ઇગ્લંડમાં 'કોર્ટ ઑફ ડાયરેક્ટર્સ'ને એક કાગળ લખ્યો. એનો જવાબ ડાયરેક્ટરો તરફથી ઘણો સારો આવ્યો. આ કાગળ મોમીનખાને દરેક અંગ્રેજ રેસિડેન્ટ કે દેશી રાજાને બતાવવા માટે સંઘરી મૂક્યો હતો.[૫૧] ઇ.સ. ૧૭૬૦ના જાન્યુઆરીની ૭મી તારીખે સકસેસ (Success) નામના વહાણમાં બેસી મોમીનખાનની સવારી સુરત આવી.[૫૨] સુરતમાં ફરીથી અંગ્રેજો તરફથી આદરસત્કાર થયો, અને કૅપ્ટને એક ઘોડો અને શિરપાવ મોમીનખાનને ભેટ આપ્યાં.[૫૩] સુરતથી હાથી ઉપર સવારી ખંભાત આવી.

**ખંભાત આગળ લડાઇ**

હવે મોમીનખાને પેશ્વાના માણસ ગણેશ આપાજી સાથે ઘણી મહેનતે મૈત્રી કરી એવી કુનેહથી કામ પાર પાડ્યું કે ખંભાતમાંથી પેશ્વાનો માણસ નીકળી જાય અને બીજા હક્ક પણ ન રહે. ફક્ત વાર્ષિક રૂા. ૮૪,૦૦૦ પેશ્વાને મોમીનખાન આપે. આ વખતે (ઇ.સ. ૧૭૬૧) મરાઠાઓએ અહમદશાહ અબદલીને હાથે સખત હાર ખાધાથી દિલ્હીની ગાદીમાં જોર આવ્યું અને સુજા-ઉદ્દૌલાની મહોરનું ફરમાન મરાઠાઓને ગુજરાતમાંથી હાંકી કાઢવા માટેનું મોમીનખાન ઉપર આવ્યું. બાદશાહી લશ્કર મોમીનખાનની મદદે માળવાને રસ્તે આવે છે અને મોમીનખાન અમદાવાદ સર કરવા નીકળે છે એવી વાત ચાલી. મોમીનખાન અને ભરૂચના નવાબો સાથે મળી ગયા અને બંનેએ થઇ જંબુસર જીતી લીધું. આથી પેશ્વાના ત્યાંના અમલદાર આપાજી ગણેશે ખંભાત ઉપર ચડાઇ કરવા તૈયારી કરી. અહમદશાહ અબદલી હિંદુસ્તાન છોડી ગયાના સમાચારથી મરાઠાઓમાં પાછું જોર આવ્યું હતું. ગૂજરાતના સમાચાર સાંભળી પેશ્વાએ સદાશિવ રામચંદ્રને મોકલ્યો હતો.

---

૪૮ મિરાતે અહમદી ગુ. ભા. (કૃ. મો. ઝ.)

૪૯ Bom. Govt. Records P.D.D. 33. P. 783.

૫૦ Bom. Gaz. VI. Cambay P. 227.

૫૧ એ જ પૃ. ૨૨૭-૮. આ કાગળ અને ડાયરેક્ટરોના જવાબની અસલ પ્રત કે નકલ માટે મુંબાઈ ગવર્નમેંન્ટ રેકર્ડ ઑફિસમાં ઘણી તપાસ કરી, પણ પત્તો લાગ્યો નથી.

૫૨ Bom. Govt. Records. P. D. D. 34. P. 16. ખંભાત ગેઝેટીઅર (પૃ. ૨૨૮) લખે છે કે મુંબાઇથી મોમીનખાને જમીનમાર્ગે મુસાફરી કરી અને ૧૭૫૯ના વર્ષના અંત પહેલાં ખંભાત પહોંચ્યા. આ ભૂલ છે. સરકારી ડાયરીઓ પ્રમાણે ૧૭૬૦ના જાનેવારીમાં મુંબાઇથી નીકળ્યા અને સુરત સુધી વહાણમાં આવી ત્યાંથી જમીનમાર્ગ લીધો. મિરાતે અહમદી પણ ગરત સુધી વહાણમાં આવ્યાનું લખે છે.

૫૩ Bom. Govt. Rc. 5 I. B. P. 14 P. 59 સુરતના કૅપ્ટને મુંબાઇ લખેલું. (ડાયરી ૫-૩-૧૭૬૦) કે ખંભાતના નવાબ કંપનીના કામમાં સારો રસ લે છે માટે આ ભેટ મંજૂર કરવી.

અલી નામનો ખંભાતનો મોટો વેપારી જે મોમીનખાન પહેલાને અને નજમખાનને વગર વ્યાજે પૈસા ધીરતો તથા બંદરની જકાતમાંથી વસૂલ કરતો તે પણ મોમીનખાનનો ડર લાગવાથી ખંભાત છોડી નાસી ગયો અને બોલાવવા છતાં આવ્યો નહિ. મુહમ્મદ હાશમ પણ એ જ પ્રમાણે બહાર જતો રહ્યો.[૪૨] એ પછી એકવાર મોમીનખાને પેશ્વાને ખંડણી ન આપવાથી સદાશિવ રામચંદ્ર દામાજી સાથે ખંભાતની બહાર દરિયા બાજુ આવી પડાવ નાંખ્યો અને મોમીનખાને બચાવ કર્યો. છેવટે સદાશિવે વીસ હજાર રૂપિયા પેશકશીના લીધા અને ઘેરો ઉઠાવ્યો.[૪૩]

### મોમીનખાન પેશ્વાને મળવા પૂને જાય છે

હવે પેશ્વાના માણસ સૈયદ હસનની સલાહથી મોમીનખાને સુરતના અંગ્રેજી કોઠીના કૅપ્ટન સાથે મૈત્રી કરી. એ મૈત્રી ખંભાતની ફૅક્ટરીના કૅપ્ટન મિ. અરસ્કીન મારફતે થઇ.[૪૪] મોમીનખાનને પેશ્વાને મળવા પૂને જવાની ઇચ્છા હતી. પણ જમીનમાર્ગે સહીસલામત ન લાગવાથી દરિયા રસ્તે મુંબાઈ થઇને જવાની સગવડ કરી આપવા માટે મુંબાઇની કોઠીના ગવર્નરની રજા મંગાવી હતી તે આવી. ઇ. સ. ૧૭૫૯માં વહાણ મારફતે સવારી ખંભાતથી ઊપડી સુરત આવી. સુરતના કૅપ્ટન સ્પેન્સરે મોમીનખાનનો સારો સત્કાર કર્યો અને બગીચામાં ઉતારો આપ્યો. ત્યાંથી ડ્રેઈક (Drake) નામના વહાણમાં તા. ૧૭મી એપ્રિલ ૧૭૫૯ને રોજ મોમીનખાનની સવારી મુંબાઇ ઊતરી અને ત્યાં ઊતરતાં કિનારા ઉપર તોપોનું માન મળ્યું.[૪૫] ગવર્નર મિ. બોરશીઅરે (Bourchier) પણ સારો સત્કાર કર્યો. મુંબાઈમાં મોમીનખાને ચારેક મહિના ગાળ્યા હોય એમ સમજાય છે. આ વખતે ખંભાતનો વહીવટ ફિદાઉદ્દીનખાનના પુત્ર મુહમ્મદઝમાન અને ગુલાબરાય પેશકારને સોંપ્યો હતો.[૪૬]

### મોમીનખાનને પેશ્વાએ આપેલું માન અને ઈંગ્લંડ ડાયરેક્ટરોને લખેલો કાગળ

મુંબાઈથી તા. ૪થી સપ્ટેમ્બર ૧૭૫૯ને રોજ મોમીનખાને પૂને જવા પ્રયાણ કર્યું.[૪૭] પેશ્વાએ પૂનામાં મોમીનખાનનો ઘણો આદરસત્કાર કર્યો. એક ટુકડી પાંડુરંગ વગેરેની સાથે સામે લેવા મોકલી. દરવાજે પેશ્વાના કાકાનો દીકરો સદાશિવરાવ લેવા આવ્યો. પેશ્વાએ ઘણું માન આપી મોમીનખાનને ઉતારે મોકલી એક હજાર રૂપિયા મહેમાનગીરી ખાતર આપ્યા. તે પછી મોમીનખાનને ઉતારે સામા મળવા (Return visit) માટે બાલાજીરાવ પેશ્વા, રઘુનાથરાવ અને વિશ્વાસરાવ વગેરેને લઇને ગયા. મોમીનખાને પણ ઘણો સત્કાર કર્યો અને કિંમતી કાપડના તાકા, રૂપેરી સાજ સાથે બે ઝડપી ઘોડા, રત્નજડિત કંડી વગેરે પેશ્વાને ભેટ આપ્યું. બીજા સાથે આવેલાઓને પણ

---

૪૨ મિરાતે અહમદી (ફૂ. મો. ઝ.)

૪૩ એ જ.

૪૪ એ જ અને Bom. Gaz. I. I. 343

૪૫ Bom. Govt. Records. P. D. D. 32 P. 274. તોપોના માનનું અહમદી પણ લખે છે. ખંભાત ગેઝેટીઅરમાં આ વર્ણન નહિ જેવું આપ્યું છે. મુંબાઈમાં ચાર મહિના રહ્યાનું પણ સરકારી રેકર્ડ ઉપરથી સમજાય છે

૪૬ મિરાતે અહમદી. ગુ ભા. (ફૂ. મો. ઝ.)

૪૭ Bom Govt. Records. P.D.D. 33 P. 530

સૌ સૌના દરજ્જા પ્રમાણે આપ્યું. રઘુનાથરાવને ઘોડો, કંઠી ને કાપડ આપ્યું અને બે માસ પૂનામાં ગાળ્યા. નીકળતી વખતે પેશ્વાએ મોમીનખાનને વિદાયગીરી તરીકે એક હાથી, પોશાક અને બીજાઓને પાઘડી દુપટ્ટા આપ્યા.[૪૮] તા. ૧૪મી ડિસેમ્બર ૧૭૫૯ને રોજ મોમીનખાનની સવારી પાછી મુંબાઇ આવી અને તે વખતે પણ તોપોનું માન મળ્યું.[૪૯] મોમીનખાને ગમે તે ઈચ્છાથી પૂને જઇ આવવા ધાર્યું હશે પરંતુ પેશ્વાની મુલાકાતથી બંનેના સંબંધમાં ખાસ ફેર ન પડ્યો અને નવું કરારનામું થયું તેમાં જૂની શરતો જ કાયમ રહી.[૫૦] મુંબાઇમાં પાછા વળતાં મોમીનખાને ઇગ્લંડમાં 'કોર્ટ ઑફ ડાયરેક્ટર્સ'ને એક કાગળ લખ્યો. એનો જવાબ ડાયરેક્ટરો તરફથી ઘણો સારો આવ્યો. આ કાગળ મોમીનખાને દરેક અંગ્રેજ રેસિડેન્ટ કે દેશી રાજાને બતાવવા માટે સંઘરી મૂક્યો હતો.[૫૧] ઇ.સ. ૧૭૬૦ના જાન્યુઆરીની ૭મી તારીખે સકસેસ (Success) નામના વહાણમાં બેસી મોમીનખાનની સવારી સુરત આવી.[૫૨] સુરતમાં ફરીથી અંગ્રેજો તરફથી આદરસત્કાર થયો, અને કૅપ્ટને એક ઘોડો અને શિરપાવ મોમીનખાનને ભેટ આપ્યાં.[૫૩] સુરતથી હાથી ઉપર સવારી ખંભાત આવી.

**ખંભાત આગળ લડાઇ**

હવે મોમીનખાને પેશ્વાના માણસ ગણેશ આપાજી સાથે ઘણી મહેનતે મૈત્રી કરી એવી કુનેહથી કામ પાર પાડ્યું કે ખંભાતમાંથી પેશ્વાનો માણસ નીકળી જાય અને બીજા હક્ક પણ ન રહે. ફક્ત વાર્ષિક રૂ. ૮૪,૦૦૦ પેશ્વાને મોમીનખાન આપે. આ વખતે (ઇ.સ. ૧૭૬૧) મરાઠાઓએ અહમદશાહ અબદલીને હાથે સખત હાર ખાધાથી દિલ્હીની ગાદીમાં જોર આવ્યું અને સુજાઉદ્દૌલાની મહોરનું ફરમાન મરાઠાઓને ગુજરાતમાંથી હાંકી કાઢવા માટેનું મોમીનખાન ઉપર આવ્યું. બાદશાહી લશ્કર મોમીનખાનની મદદે માળવાને રસ્તે આવે છે અને મોમીનખાન અમદાવાદ સર કરવા નીકળે છે એવી વાત ચાલી. મોમીનખાન અને ભરૂચના નવાબો સાથે મળી ગયા અને બંનેએ થઇ જંબુસર જીતી લીધું. આથી પેશ્વાના ત્યાંના અમલદાર આપાજી ગણેશે ખંભાત ઉપર ચડાઇ કરવા તૈયારી કરી. અહમદશાહ અબદલી હિંદુસ્તાન છોડી ગયાના સમાચારથી મરાઠાઓમાં પાછું જોર આવ્યું હતું. ગૂજરાતના સમાચાર સાંભળી પેશ્વાએ સદાશિવ રામચંદ્રને મોકલ્યો હતો.

---

૪૮ મિરાતે અહમદી ગુ. ભા. (ફ. મો. ઝ.)

૪૯ Bom. Govt. Records P.D.D. 33. P. 783.

૫૦ Bom. Gaz. VI. Cambay P. 227.

૫૧ એ જ પૃ. ૨૨૭–૮. આ કાગળ અને ડાયરેક્ટરોના જવાબની અસલ પ્રત કે નકલ માટે મુંબાઈ ગવર્ન્મેન્ટ રેકર્ડ ઑફિસમાં ઘણી તપાસ કરી, પણ પત્તો લાગ્યો નથી.

૫૨ Bom. Govt. Records. P. D. D. 34. P. 16. ખંભાત ગેઝેટીઅર (પૃ. ૨૨૮) લખે છે કે મુંબાઇથી મોમીનખાને જમીનમાર્ગે મુસાફરી કરી અને ૧૭૫૯ના વર્ષના અંત પહેલાં ખંભાત પહોંચ્યા. આ ભૂલ છે. સરકારી ડાયરીઓ પ્રમાણે ૧૭૬૦ના જાનેવારીમાં મુંબાઇથી નીકળ્યા અને સુરત સુધી વહાણમાં આવી ત્યાંથી જમીનમાર્ગ લીધો. મિરાતે અહમદી પણ સુરત સુધી વહાણમાં આવ્યાનું લખે છે.

૫૩ Bom. Govt. Re. 5 I. B. P. 14 P. 59 સુરતના કૅપ્ટને મુંબાઇ લખેલું. (ડાયરી ૧–૩–૧૭૬૦) કે ખંભાતના નવાબ કંપનીના કામમાં સારો રસ લે છે માટે આ ભેટ મંજૂર કરવી.

દામાજી ગાયકવાડે પણ એને મદદ મોકલી આ લોકોએ ભેગા થઈ ખભાત ચોર્યાશી પરગણાના ગામ લૂંટી મુલક તારાજ કર્યો લડાઈ થઈ તેમા મોમીનખાનની હાર થઈ બાદશાહી લશ્કર આવવાની આશામા મોમીનખાનને ઠગાવુ પડ્યુ આખરે સનાહ કરવી પડી ઠરાવેલી રૂા ૮૪,૦૦૦ની ખડણીમા બે વર્ષથી જે રકમ બાકી હતી તે મોમીનખાને ભરી આપી[૫૪]

## નાણાંભીડ અને સખ્ત કરવેરા

આ બધા કારણોથી મોમીનખાનને પાછી નાણાની મખત ભીડ પડી બે વરસ સુધી મરાઠાઓ સાથેનો સબધ સારો રહ્યો નાણાની તગી દૂર કરવા દીવાન આગા રશીદબેગની સલાહથી મોમીનખાને ખભાતની પ્રજા ઉપર ઘર દીઠ કર નાખ્યો આ નાણા ઊભા કરવામા પ્રજાને ઘણો ત્રાસ પડ્યો અને અરધુ ખભાત ખાલી થઇ ગયુ, તથા ઘણા વિદ્વાન બ્રાહ્મણો સુરત બાજુ અગ્રેજોના રક્ષણમા ચાલ્યા ગયા આટલી મુશ્કેલીથી ફક્ત બે લાખ રૂપિયા મળી શક્યા એવામા આગા રશી૰ બેગ ઉપર પૈસા ખાધાનો મોમીનખાનને વહેમ પડ્યો તેથી એને કેદ કર્યો કેદમાથી છૂટતા સુરત નાસી જવાની કોશિશ કરતા પકડાવાથી તેને મારી નાખવામા આવ્યો[૫૫] ઈસ ૧૭૬૬મા કોળી અને કાઠીઓનો ત્રાસ ખભાતને અને ગામડાઓને બહુ નડ્યો એથી ખભાત તાબાના ગામ ન લૂંટે તો રાજ્યની હદમા થઈ તેમને જવા દેવા અને દર વરસે ચાર હજાર રૂપિયા કોળીઓને આપવા એમ મોમીનખાને કબૂલ કર્યું દામાજીરાવના મરણ પછી પેશ્વાનો ભાગ અરધો હતો તે કમી થઇ ચોથો થયો

## તળાજા ખભાતને તાબે

આ વખતે (ઈસ ૧૭૭૧) અગ્રેજોએ કોળી ચાચિયાઓ પાસેથી તળાજાનો કિલ્લો અને બદર જીતી લીધા હતા તે મોમીનખાને રૂા ૭૫,૦૦૦મા વેચાતા લીધા એમા એવી શરત હતી કે કપની સરકાર તરફથી મોમીનખાન રાખે અને કપનીની રજા વગર કોઇને આપે નહિ કપનીની મરજી હોય ત્યારે લશ્કર માટે વાપરી શકે મોમીનખાને બે વર્ષ સુધી તળાજા ખભાત તાબે રાખ્યુ અને કપનીના કહેવાથી ભાવનગરના રાજાને આપી દીધુ[૫૬]

## શાંતિનો દસકો

ઇસ ૧૭૭૨થી દસ વર્ષ મોમીનખાનના નાયબ તરીકે ખભાતનો વહીવટ મિરઝા તેમનના હાથમા રહ્યો ખભાતની પડતી જતી હાલત અને અનેક લડાઇઓને લીધે પડેલી અસાધારણ નાણાભીડ પછી આ વહીવટ કાઇક વ્યવસ્થા અને શાતિનો હતો એ અરસામા શાહજાદા ખાનજહાનનુ મરણ નીપજ્યુ ઈસ ૧૭૮૨મા મિરઝા તેમનને કેદ કર્યો હતો પણ પાછળથી છોડી મૂક્યો[૫૭] આ શાતિના દસકામા મોમીનખાને ગૂજરાતને લગતી મરાઠાઓની રાજખટપટમા ભાગ લીધો દામાજી ગાયકવાડને

---

૫૪ Bom Gaz VI 228 મિરાતે અહમદી ગુ ભા (ફૂ નો)

૫૫ એજ પૃ ૨૨૮ ગેઝેટીઅર ઘણા ભારે જુલમ થયાનુ લખે છે મિરાતે અહમદી માત્ર ઘર દીઠ વેરો નાખ્યાનુ લખે છે

૫૬ એજ પૃ ૨૨૮–૯ અને નોટ ૧

૫૭ એજ પૃ ૨૨૯



**નામદાર નવાબસાહેબ મોમીનખાન બીજા**

(ઇ.સ. ૧૭૮૧માં ફૉર્બસે પ્રત્યક્ષ જોઇને કરેલું ચિત્ર)

ચાર છોકરા હતા. મોટા સયાજીરાવમાં બહુ સામર્થ્ય ન હોવાથી પેશ્વાએ બીજા ગોવિંદરાવનો પક્ષ ખેંચ્યો. છેક નાના ફતેહસિંહરાવે પોતે સયાજીરાવના નાયબ તરીકે રહી મોટાભાઈનો પક્ષ તાણ્યો. મોમીનખાને પણ ફતેહસિંહના પક્ષમાં રહેવાનું ઠીક ધાર્યું તેથી પેશ્વા સાથે સંબંધ બગડયો. આ બાબતમાં પેશ્વાની હાર થઇ અને જ્યારે રઘુનાથરાવ પેશ્વા હાર ખાઇને ખંભાત બાજુ આવ્યો ત્યારે મોમીનખાને એને ખંભાતમાં ન પેસવા દીધો તેથી એ ભાવનગર થઇને મુંબાઇ ગયો.[૫૮] ઈ.સ. ૧૭૭૪માં અંગ્રેજોની મદદથી મોમીનખાને પોતાનું અપમાન કરેલું તેનું વેર વાળવા તે ખંભાત આવ્યો. એણે અંગ્રેજ સેનાપતિને કહ્યું કે મોમીનખાનનું શહેર પડાવી લ્યો. અંગ્રેજોને એટલું બધું કરવાનું કાંઈ ખાસ કારણ દેખાયું નહિ, અને મરાઠાઓની સામે ગૂજરાતમાં બીજી સત્તા હોય તો સારૂં એમ પણ ધાર્યું. ખંભાતના રેસિડેન્ટ સર ચાર્લ્સ મૅલેટે રઘુનાથરાવને મોમીનખાન ઉપરનું વેર ભૂલી જવા અને એને ભેટ વગેરેથી સંતોષવા સલાહ આપી. થોડા વખત પછી અંગ્રેજની રાજનીતિ બદલાઇ અને ફતેહસિંહ સાથેનો વિરોધ છોડી દીધો. અંગ્રેજોની લાગવગ ઊતરી ગયા પછી મોમીનખાને ફતેહસિંહ સાથે ફરી સલાહ કરીને ગોવિંદરાવ સામેની એની લડતમાં મદદ કરી (ઇ.સ. ૧૭૭૭). એ અરસામાં ફતેહસિંહે મોમીનખાનને કાઠીઓના હુમલા અટકાવવા કહ્યું અને મોમીનખાને કાઠીઓને સાબરમતીથી પૂર્વે આવતા અટકાવ્યા, જેના બદલામાં મોમીનખાનને ૯,૦૦૦ની આવકનાં ૭ ગામ મળ્યાં. આ કરાર છતાં મોમીનખાને કાઠીઓ સાથે પણ સંબંધ રાખ્યો હતો. પણ મરાઠાઓ સાથેનો મોમીનખાનનો સંબંધ ખબર પડતાં કાઠીઓએ ખંભાતનાં ગામડાં લૂંટ્યાં. એટલે મોમીનખાનને એમની સાથેનો સંબંધ છોડી દઇ સાબરમતીના પૂર્વ કિનારે ૧૫૦૦ પાયદળ અને ૫૦૦ સવાર રાખવા પડ્યા. આ લશ્કરનો ખર્ચ પહેલાં મળેલી ગામડાંની આવક કરતાં વધારે થવાથી ફતેહસિંહ પાસેથી બીજા ૨૦,૦૦૦રૂપિયા લીધા. એમાં ૯,૦૦૦ ફતેહસિંહ પાસેથી, ૧૦,૦૦૦ પેશ્વા પાસેથી અને ૨૫,૦૦ માતર તાલુકાની આવકમાંથી લેવાના હતા. ઈ.સ. ૧૭૮૦માં અંગ્રેજોએ અમદાવાદ જીત્યા પછી ફતેહસિંહને પેશ્વાનો મહી નદીની ઉત્તરનો ભાગ મળ્યો એટલે એણે ખંભાતની ખંડણી છોડી દીધી. આમાં અંગ્રેજોનો હાથ હોવાથી બદલામાં મોમીનખાને અંગ્રેજોને ખંભાતના બંદરજકાતના દરવાજાનો હક્ક સોંપ્યો. આ દરવાજાનો હક્ક ઈસ. ૧૭૮૩માં પાછો મળ્યો. એ પછી સાલબાઇના કરારનામામાં પેશ્વાનો ભાગ ફરી નંખાયો. ઈ.સ. ૧૭૮૨માં મિરઝાં તેમન દીવાનના ગયા પછી કુતબી ખાનુમ નામની એક સુંદર સ્ત્રીની લાગવગ મોમીનખાન ઉપર ઘણી હતી.[૫૯] એની સલાહથી પણ કરવેરાનો ત્રાસ વધેલો. પણ એની સત્તા બહુ રહી નહિ. ઇ.સ. ૧૭૮૩માં પાંત્રીસ વર્ષનું લાંબું રાજ્ય કરી મોમીનખાન અવસાન પામ્યા.[૬૦] આ વખતે ખંભાત શહેરની સ્થિતિ સારી નહોતી. લોક પાસે કરવેરાના પૈસા પણ નહોતા. અંગ્રેજી કોઠીના દલાલ સિવાય કોઇનું મોટું ઘર નહોતું.

---

૫૮ Bom. Gaz. VI. P. 230.

૫૯ એજ પૃ. ૨૩૦-૩૧ કુતબી ખાનુમ મોમીનખાન દેહલમીના કુટુંબની હતી. એની વિગત માટે જુઓ એજ પૃ. ૨૩૦ નોટ ૩.

૬૦ એજ પૃ. ૨૩૧ અને નોટ ૧.

ચાર છોકરા હતા. મોટા સયાજીરાવમાં બહુ સામર્થ્ય ન હોવાથી પેશ્વાએ બીજા ગોવિંદરાવનો પક્ષ ખેંચ્યો. છેક નાના ફતેહસિંહરાવે પોતે સયાજીરાવના નાયબ તરીકે રહી મોટાભાઈનો પક્ષ તાણ્યો. મોમીનખાને પણ ફતેહસિંહના પક્ષમાં રહેવાનું ઠીક ધાર્યું તેથી પેશ્વા સાથે સંબંધ બગડચો. આ બાબતમાં પેશ્વાની હાર થઇ અને જ્યારે રઘુનાથરાવ પેશ્વા હાર ખાઇને ખંભાત બાજુ આવ્યો ત્યારે મોમીનખાને એને ખંભાતમાં ન પેસવા દીધો તેથી એ ભાવનગર થઇને મુંબાઇ ગયો.[૫૮] ઈ.સ. ૧૭૭૪માં અંગ્રેજોની મદદથી મોમીનખાને પોતાનું અપમાન કરેલું તેનું વેર વાળવા તે ખંભાત આવ્યો. એણે અંગ્રેજ સેનાપતિને કહ્યું કે મોમીનખાનનું શહેર પડાવી લ્યો. અંગ્રેજોને એટલું બધું કરવાનું કાંઈ ખાસ કારણ દેખાયું નહિ, અને મરાઠાઓની સામે ગૂજરાતમાં બીજી સત્તા હોય તો સારૂં એમ પણ ધાર્યું. ખંભાતના રેસિડેન્ટ સર ચાર્લ્સ મૅલેટે રઘુનાથરાવને મોમીનખાન ઉપરનું વેર ભૂલી જવા અને એને ભેટ વગેરેથી સંતોષવા સલાહ આપી. થોડા વખત પછી અંગ્રેજની રાજનીતિ બદલાઇ અને ફતેહસિંહ સાથેનો વિરોધ છોડી દીધો. અંગ્રેજોની લાગવગ ઊતરી ગયા પછી મોમીનખાને ફતેહસિંહ સાથે ફરી સલાહ કરીને ગોવિંદરાવ સામેની એની લડતમાં મદદ કરી (ઇ.સ. ૧૭૭૭). એ અરસામાં ફતેહસિંહે મોમીનખાનને કાઠીઓના હુમલા અટકાવવા કહ્યું અને મોમીનખાને કાઠીઓને સાબરમતીથી પૂર્વે આવતા અટકાવ્યા, જેના બદલામાં મોમીનખાનને ૯,૦૦૦ની આવકનાં છ ગામ મળ્યાં. આ કરાર છતાં મોમીનખાને કાઠીઓ સાથે પણ સંબંધ રાખ્યો હતો. પણ મરાઠાઓ સાથેનો મોમીનખાનનો સંબંધ ખબર પડતાં કાઠીઓએ ખંભાતનાં ગામડાં લૂટ્યાં. એટલે મોમીનખાનને એમની સાથેનો સંબંધ છોડી દઇ સાબરમતીના પૂર્વ કિનારે ૧૫૦૦ પાયદળ અને ૫૦૦ સવાર રાખવા પડ્યા. આ લશ્કરનો ખર્ચ પહેલાં મળેલી ગામડાંની આવક કરતાં વધારે થવાથી ફતેહસિંહ પાસેથી બીજા ૨૦,૦૦૦રૂપિયા લીધા. એમાં ૯,૦૦૦ ફતેહસિંહ પાસેથી, ૧૦,૦૦૦ પેશ્વા પાસેથી અને ૨૫,૦૦ માતર તાલુકાની આવકમાંથી લેવાના હતા. ઈ.સ. ૧૭૮૦માં અંગ્રેજોએ અમદાવાદ જીત્યા પછી ફતેહસિંહને પેશ્વાનો મહી નદીની ઉત્તરનો ભાગ મળ્યો. એટલે એણે ખંભાતની ખંડણી છોડી દીધી. આમાં અંગ્રેજોનો હાથ હોવાથી બદલામાં મોમીનખાને અંગ્રેજોને ખંભાતના બંદરજકાતના દરવાજાનો હક્ક સોંપ્યો. આ દરવાજાનો હક્ક ઈ.સ. ૧૭૮૩માં પાછો મળ્યો. એ પછી સાલબાઈના કરારનામામાં પેશ્વાનો ભાગ ફરી નંખાયો. ઈ.સ. ૧૭૮૨માં મિરઝાં તેમન દીવાનના ગયા પછી કુતબી ખાનુમ નામની એક સુંદર સ્ત્રીની લાગવગ મોમીનખાન ઉપર ઘણી હતી.[૫૯] એની સલાહથી પણ કરવેરાનો ત્રાસ વધેલો. પણ એની સત્તા બહુ રહી નહિ. ઇ.સ. ૧૭૮૩માં પાંત્રીસ વર્ષનું લાંબું રાજ્ય કરી મોમીનખાન અવસાન પામ્યા.[૬૦] આ વખતે ખંભાત શહેરની સ્થિતિ સારી નહોતી. લોક પાસે કરવેરાના પૈસા પણ નહોતા. અંગ્રેજી કોઠીના દલાલ સિવાય કોઇનું મોટું ઘર નહોતું.

---

૫૮ Bom. Gaz. VI. P. 230.

૫૯ એજ પૃ. ૨૩૦–૩૧ કુતબી ખાનુમ મોમીનખાન રેહલમીના કુટુંબની હતી. એની વિગત માટે જુઓ એ જ પૃ. ૨૩૦ નોટ ૩.

૬૦ એ જ પૃ. ૨૩૧ અને નોટ ૧.

## મોમીનખાન બીજાનું ચારિત્ર્ય

મોમીનખાન બીજાએ ખભાતનુ રાજ્ય લાબી મુદત સુધી કર્યું એ વખતે પણ દેશના સજોગો એમના પિતાના સમય કરતા સારા નહોતા કદાચ વધારે ખરાબ મજોગો હશે દિલ્હીની નામની અને આશ્વાસન આપવા જેટલી સત્તા પણ રહી નહોતી પાણીપતની છેલ્લી લડાઈ પહેના મરાઠાઓનુ મહારાજ્ય હિંદમા સર્વોપરિ હતું અટકથી કટક સુધીના વિશાળ મહારાજ્યના માલિકો સાથે ખભાત સસ્થાનના નવાબને વારંવાર અથડામણમા આવવુ પડતું એવા કમોસમના સમયમા મોમીનખાને જે ટક્કર ઝીલી છે, અમદાવાદ શહેર મરાઠાઓના હાથમાથી એક વાર પડાવી લીધુ છે અને બીજા જે જે પરાક્રમોના વર્ણન અગાઉ જોઇ ગયા તે બધા કર્યા છે, એ બધુ સાથે જોતા મોમીનખાનની હિંમત, બહાદુરી અને રાજદ્વારી કુનેહ માટે માન ઉપજ્યા વગર રહે નહિ કરવેરા નાખી નાણા ઊભા કરવા માટે એક કરતા વધારે વાર જુલમ થયા હશે એની ના કહેવાય તેમ નથી, પરતુ જે સજોગોમા એવા ઉપાય લેવા પડેલા તે જોતા એવે વખતે ભાગ્યે જ રાજસત્તા શુ કરે તે હાલની વીસમી સદીની સમાનતાવાદની દૃષ્ટિથી ન જોતા બસો વર્ષ પહેલાની દૃષ્ટિથી જોવાની જરૂર છે મરાઠાઓએ પોતે પણ લડાઇઓના ખર્ચના બોજાને પહોચી વળવા પૈસા કેવી રીતે ઊભા કર્યા છે તે ગૂજરાતના ઇતિહાસમા અજાણ્યુ નથી છતા પણ આગા રશીદબેગ જેવાની સલાહ ન લેવાઇ હોત તો પ્રજા પર કરવેરા માટે જુલમ ન થાત એમ મોમીનખાનનુ આખું ચરિત્ર જોતા સમજાય છે ગૂજરાતના એક બાજુના એક નાના સસ્થાનના રાજા હોવા છતા આખા દેશના તે સમયના રાજપ્રકરણમા ભાગ લેવો તે કાઇ પણ સત્ત્વ અને પ્રતિભા વગર તો ન જ બને મોમીનખાન બીજામા એમના પિતા જેટલા ઉત્તમ ગુણ નહોતા, પણ હિંમત અને કુનેહ તો એટલા જ હતા એટલુ કહ્યા વગર ચાલે તેમ નથી

જેમ્સ ફૉર્બ્સ લખે છે કે એ પોતે ખભાત આવ્યો ત્યારે નવાબ સાહેબની ઉમર આશરે પચાસ વર્ષની હશે ચહેરો સારો હતો ને બાધો મધ્યમ કદનો હતો ફૉર્બ્સ કહે છે કે મોમીનખાનમા કાર્યશક્તિ એટલી બધી હતી કે જો એટલા જ પ્રમાણમા હૃદયના બીજા ઉદાર ગુણો હોય તો એ સામ્રાજ્યની ગાદીને શોભાવી શકે[૬૧] નવાબ સાહેબનો વિવેક આખા હિંદુસ્તાનમા જાણીતો હતો એમ ફૉર્બ્સનુ વર્ણન વાચતા જણાય છે[૬૨] એણે નવાબ સાહેબનું ચિત્ર પણ દોરેલુ છે[૬૩]

---

૬૧ Forbes Oriental Memoirs I 324 25 મા આ વર્ણન વિસ્તારથી કર્યું છે

૬૨ એ જ ગ્રં II 172

૬૩ આ ચિત્ર ઓરીએન્ટ મેમોઇર્સની અસલ આવૃત્તિમા ખભાતના બીજા દશ્યો સાથે મળી આવે છે

# પ્રકરણ દસમું

## સ્વતંત્ર સંસ્થાન

**જેમ્સ ફૉર્બ્સે કરેલું ખંભાતનું અને નવાબ સાહેબનું વર્ણન. ૧૭૭૫ થી ૧૭૮૦**

મોમીનખાન બીજાના રાજ્યના અંતભાગમાં સુરતથી વહાણને રસ્તે જેમ્સ ફૉર્બ્સ નામનો અંગ્રેજ ખંભાત આવેલો. એણે ખંભાતનું સારું વર્ણન કર્યું છે અને રસમય ચિત્રો દોરેલાં છે. એ વખતે ખંભાતમાં બ્રિટિશ રેસિડેન્ટ સર ચાર્લ્સ મૅલેટ હતો. રઘુનાથરાવ (રાઘોબા) હાર ખાઈને ખંભાત આવેલો તથા નવાબે એને ન આવવા દીધો, અને થોડા વખત પછી ફરી આવ્યો ત્યારે નવાબે કરેલું અપમાન એ ભૂલી ગયો નહોતો, એ ઉલ્લેખ અગાઉ આવી ગયો. રાઘોબા ખંભાતમાં બીજી વાર આવ્યો ત્યારે ફૉર્બ્સ પણ તેની સાથે હતો. એણે રાઘોબા અને મોમીનખાનની રીતભાતનું સારું વર્ણન કરેલું છે. તે રસમય છે[1]

ખંભાતના અખાતમાં આવતાં ખંભાત પાસે વીયર (Quick-sands) છે અને તેનું જોખમ કેવું છે તેનું તથા મોટા વહાણમાંથી નાનામાં બેસી ખંભાત નજીક આવવું પડે છે તેનું વર્ણન તેણે કરેલું છે. ફૉર્બ્સ કહે છે કે પાણી ઊતરી જતાં કાદવમાં અસંખ્ય રંગબેરંગી નાની માછલીઓ માલૂમ પડે છે. ખંભાતથી દોઢ માઇલ છેટે રાઘોબા અને અંગ્રેજો હોડીમાંથી ઊતર્યા અને તંબૂઓમાં રહ્યા. નવાબે રાઘોબાને સારું માન આપ્યું અને ચાંદી સોનાના સિક્કાની રોકડ ભેટ આપી, તથા બે અરબી ઘોડા, એક હાથી, કિનખાબ, શાલ, મલમલ વગેરે ઘણું આપ્યું. નવાબે રાઘોબા તરફ ઘણો ભાવ બતાવી વિવેક એવો બતાવ્યો કે પહેલાં કરેલું અપમાન જાણે ભૂલાવવા યત્ન કર્યો હોય. એથી ઊલટું રાઘોબાની વર્તણૂક પહેલાંનું અપમાન ભૂલી ન ગયો હોય એવી હતી. રાઘોબાએ આવેલા દરેકને પાનબીડું અને અત્તરગુલાબ આપ્યાં. એ પછી બધી છાવણી નારંગસર તળાવ ઉપર આવી પડી. નવાબ તરફથી વખતોવખત મોગલ રીતનાં ખાણાના પચાસ થાળ આવતા. ફૉર્બ્સના વર્ણન ઉપરથી રાઘોબા દિલખુશ બાગના મકાનમાં ઊતર્યો હોય એમ જણાય છે. ફૉર્બ્સ લખે છે કે ઊંચા મોગલ ખાનદાનને લાયક જે સભ્યતા મોમીનખાને બતાવી તેને હિસાબે રાઘોબાની વર્તણૂક જંગલી જેવી હતી અને જે અંગ્રેજ ગૃહસ્થ સાથે હતા તેઓ એ બ્રાહ્મણ મહારાજાધિરાજથી ઘણા કંટાળી ગયા. સુરત અને ખંભાતના નવાબે એ વિચિત્ર રીતભાત સામે જાહેરમાં ટીકા કરી.[2]

ફૉર્બ્સ લખે છે કે પૂર્વના દેશોના ઇતિહાસમાં એક વખત પ્રસિદ્ધ, અને ટૉલેમીના 'કૅમેનીસ' (camanes)ના સ્થળ ઉપર વસેલું ખંભાત તે હાલ તદ્દન બદલાઇ ગયું છે. એની સુંદરતા ગરીબાઇ સાથે ભળી ગઇ છે અને ઘણા ભાગ ઉજ્જડ થઇ ગયા છે. રસ્તા ઉજ્જડ દેખાય છે. મસ્જિદો અને

---

[1] James Forbes: Oriental Memoirs Vol. I Chap. XVI (Richard Bentley-1834 Edition).
[2] એ જ પૃ. ૩૧૮.



ઈ.સ. ૧૭૭૨માં ખંભાત શહેરનો દક્ષિણ બાજુનો દેખાવ
(ફૉર્બસ ઓરીએન્ટલ મેમૉઇર્સ ગ્રંથ ૨ પાનું ૧૭)

દાસ એ સાંભળી નાસી ગયો અને નવાબને રૂા. ૧૫,૦૦૦ ફતેહસિંહરાવને આપવાની ફરજ પડી. આ સિવાય મુહમ્મદ કુલીખાનના રાજ્યનો સમય શાંતિનો હતો અને વહીવટ સારો હતો. ૭ વર્ષના રાજ્ય પછી ઇ.સ. ૧૭૮૯માં મુહમ્મદ કુલીખાનનું અવસાન થયું.[૯]

**ફતેહઅલીખાન નવાબ. ૧૭૮૯**

મુહમ્મદ કુલીખાનને ત્રણ પુત્ર હતાઃ ફતેહઅલીખાન બંદેઅલીખાન અને યાવરઅલીખાન. પિતાના અવસાન પછી જ્યેષ્ઠ પુત્ર ફતેહઅલીખાનને ગાદી મળી. વડોદરામાં ફતેસિંહરાવ ગાયકવાડને અને મોમીનખાનને સંબંધ હતો તે અગાઉ જોઇ ગયા. ફતેહસિંહરાવના મરણ પછી એના ભાઇ માનાજીરાવ ગાદીએ આવ્યા. એ માનાજીરાવે ગાદીએ આવ્યા પછી તરત જ, ફતેહસિંહરાવે કાઠીઓના હુમલા સામે રક્ષણ માટે રાખેલા ખંભાતના લશ્કરના ખર્ચ પેટે ૭ ગામ આપેલાં તે પાછાં માગ્યાં. ફતેહઅલીખાને એ વાતની ના પાડી. છેવટે સમાધાન એવી રીતે થયું કે વડોદરા દરબાર કાઠીઓ સામેના રક્ષણના ખર્ચના જે વધારાના દસ હજાર રૂપિયા આપે છે તે બંધ કરવા અને ૭ ગામ ખંભાત દરબારને તાબે રહે. આ વખતે નવાબ સાહેબે દિલ્હીના બાદશાહને મોટી ભેટો મોકલી આપી. તેના બદલામાં દિલ્હીથી ખંભાતના નવાબને વંશપરંપરાનો 'નજમુદ્દીલા, મુમતાઝ-ઉલ-મુલ્ક, મોમીનખાન બહાદુર દિલાવરજંગ'નો માનવંતો ઇલ્કાબ આપ્યો અને છહજારી મનસબ આપી ખંભાતના નવાબ તરીકેનું પદ જાહેર કર્યું.[૧૦]

**મરાઠાઓનું નડતર**

ફતેહઅલીખાન નવાબ સાહેબના રાજ્યનાં શરૂઆતનાં વર્ષોમાં મરાઠાઓ સાથે વાંધા પડયા કર્યા. ઇ.સ. ૧૭૯૨માં ૭ ગામ માટેનો ઝઘડો ફરી ઊઠયો અને વડોદરા દરબારે એ ગામ ખાલસા કર્યાં; પણ થોડા વખત પછી પાછાં આપ્યાં. ઇ.સ. ૧૭૯૯ના અરસામાં પેશ્વાનો સરદાર આત્મારામ ભાઉ ખંભાત રાજ્યની હદમાં પેઠો, પણ એને ૩૦,૦૦૦ રૂપિયા મળવાથી પાછો ગયો. ઈ.સ. ૧૮૦૦માં આણંદરાવ ગાયકવાડના સરદાર બાલાજી આપાજીએ કાઠિયાવાડની ચડેલી પેશકશી ઊઘરાવવાને બહાને ખંભાત આગળથી પસાર થતાં ખંભાતના નવાબ પાસેથી રૂપિયા ૫૦,૦૦૦ લીધા.[૧૧]

**વસાઇના કરાર**

આ વખતે ખંભાતનો વેપાર સારો નહોતો. અંગ્રેજોને ખંભાતમાં કોઠી રાખવામાં પોસાણ નહોતું એ વાત આગળ ચર્ચી છે.[૧૨] એ અરસામાં કડીમાં રહેલા મલ્હારરાવે પોતાના કાકાના છોકરા આણંદરાવ પાસેથી વડોદરા લઈ લેવા ધાર્યું. વડોદરા દરબારે મુંબાઈ સરકારની મદદ માગ્યાથી મુંબાઈથી ઈ.સ. ૧૮૦૨માં મેજર વૉકરની સરદારી નીચે લશ્કર આવ્યું અને ખંભાત ઊતર્યું. એ

---

૯ એ જ પૃ. ૨૩૧.

૧૦ Bom. Gaz. VI. P. 231.

૧૧ એ જ પૃ. ૨૩૨.

૧૨ અંગ્રેજ કોઠીના જુદા પ્રકરણમાં.

લશ્કર સાથે મુંબાઇનો એ વખતનો ગવર્નર મિ. ડંકન પણ હતો. એણે ગાયકવાડના પ્રધાન રાવજી આપાજી સાથે ખંભાતમાં મસલત કરી. એ વખતે જે કરાર થયા તેમાં ખંભાતના હક્કમાં કાંઈ ફેરફાર થયા નહિ; પરંતુ એ જ વર્ષના આખર મહિનાની આખર તારીખે જે વસાઈની સુલેહ થઈ તેમાં પેશ્વાના ખંભાતને લગતા બધા હક્ક બ્રિટિશ સરકારને મળ્યા.[૧૩]

**વડોદરા સાથે છ ગામ બાબત ઝઘડો**

ઇ. સ. ૧૮૦૬મા બાલાજી આપાજીએ કાઠીઓને વશ કર્યા, એટલે કાઠીઓને માટે ખંભાત દરબારે સાબરમતીને કાંઠે જે કિલ્લા વગેરે બચાવનાં સાધનો ઊભાં કરેલાં તે નકામાં ગયાં. આથી ગાયકવાડના મહીકાંઠાના સરદાર બાપુ કાશીને હુકમ આવ્યો કે ખંભાતને આપેલાં ૭ ગામ હવે ખાલસા કરી લેવા. એ જ વખતે બાપુ કાશીએ ખંભાત તાબાનાં બીજાં ઘણા ગામમાથી પણ પૈસા ઊઘરાવવાના મુચરકા લખાવી લેવા માંડ્યા. આથી ખંભાત દરબારે મુબાઇ સરકારને લખાણ કર્યું અને વડોદરાના રેસિડેન્ટ મેજર વૉકરે એવું સમાધાન કર્યું કે ખભાત દરબાર વડોદરા દરબારનું વ્યાજબી લેણું આપી દે[૧૪] અને વડોદરા દરબારે એમણે લીધેલાં ખંભાતના ગામોના મુચરકા પાછા આપી દેવા. એ પછી અંગ્રેજની સત્તા ગૂજરાતમાં વધતી જવાથી ટંટા બખેડા ઓછા થવા લાગ્યા અને કોઈપણ ઝઘડાની બાબતમા મુબાઈ સરકાર વચ્ચે પડવાથી તેનો તુરત નિકાલ થઈ જવા લાગ્યો. એટલે ઇ. સ. ૧૮૧૮માં બ્રિટિશોએ ગૂજરાતનો સંપૂર્ણ કબજો લીધો ત્યાંસુધી કોઇ જાણવા જેવો રાજદ્વારી બનાવ ખંભાતને લગતો બન્યો નથી. ઇ. સ. ૧૮૧૮મા બ્રિટિશ સત્તા ગૂજરાતમા વ્યવસ્થિત રીતે જામી ગઇ, એટલે ખંભાતમાં જુદો રેસિડેન્ટ રાખવો બંધ કર્યો અને ખેડાના કલેક્ટરને ખંભાત રાજ્યનો પોલિટિકલ એજન્ટ ઠરાવ્યો. ઇ. સ. ૧૮૨૩માં નવાબ ફતેહઅલીખાનનું અવસાન થયું.[૧૫]

**નવાબ સાહેબ બંદેઅલીખાન ૧૮૨૩-૧૮૪૧ તથા નવાબ સાહેબ હુસેનયાવરખાન ૧૮૪૧-૧૮૮૦**

નવાબ ફતેહઅલીખાનને પુત્ર નહોતો, એટલે એમના ભાઇ બંદેઅલીખાન ગાદીએ આવ્યા. એમના અઢાર વર્ષના અમલ દરમ્યાન કોઇ ખાસ જાણવા જેવો બનાવ બન્યો નથી. ખંભાતમાં શાંતિ રહી હતી. ઇ સ. ૧૮૪૧ના માર્ચની ૧૫મી તારીખે નવાબ બંદેઅલીખાન બેહસ્તનશીન થયા. એમને પણ પુત્ર નહોતો એટલે ગાદી એમના ભાઈ યાવરઅલીખાનને મળી. પરંતુ એમણે ગાદીનો હક્ક પોતાના શાહજાદા હુસેનયાવરખાનને આપી દીધો.[૧૬]

---

૧૩ Aitchison's Treaties VII 58 59 પહેલા ચોથ અમદાવાદ લેવાની મદદ બદલ ગાયકવાડને અપાની તે પેશ્વાને અપાવા લાગેલી તે ૧૮૦૨મા બ્રિટિશને મળી ૧૮૦૭સુધી દરબારે એનો ઇજારો રાખેલો તે પૂરો થયો અને ચોથ ખંડણીના રૂપમા ફરી ગઈ।

૧૪ Bom Gaz VI P. 232 ઈસ ૧૮૦૩-૪મા નાપાડ ટપ્પા માટે બ્રિટિશ સાથે કરારનામુ થયુ તેમા ખંભાતના વહીવટદાર તરીકે જવાલાનાથ રૉય નામના માણસનું નામ આવે છે કરાર દરબાર તરફથી જવાલાનાથે કરેલા

૧૫ Bom. Gaz. VI P. 232.

૧૬ એ જ.

### બંદર માટે થએલા કરાર ૧૮૫૩-૧૮૫૬

વસાઇના કરારમાં પેશ્વાના હક્ક બ્રિટિશ સરકારને મળ્યા. તેમાં સામાન્ય ચોથ ઉપરાંત બંદરની અને જમીનમાર્ગની જકાતનું ખર્ચ બાદ જતાં દરબાર સાહેબ અને બ્રિટિશનો અરધો ભાગ હતો.[૧૭] ઇ.સ. ૧૮૫૩માં ખંભાત દરબારે બ્રિટિશની માફક મીઠાની જકાત નાખવાનું અને રાજ્યની હદમાં રહેલા મીઠાના અગર બંધ કરવાનું કબૂલ કર્યું. આ કરારથી બ્રિટિશ સરકારે જમીનમાર્ગની જકાતનો પોતાનો ભાગ છોડી દીધો. મીઠાની જકાતમાં દરબારનો અરધો ભાગ દાખલ કરવામાં આવ્યો.[૧૮] દરિયાઇ જકાતમાં પણ સુધારો કરવાનું દરબાર સાહેબને સૂચવવામાં આવ્યું. એ વખતે દરેક વસ્તુ ઉપર જકાત જુદાંજુદાં નામથી લેવામાં આવતી અને જુદીજુદી વસ્તુઓ ઉપર જે જે બંદરેથી તે આવતી તે તે બંદરની જુદાજુદા દરથી લેવાતી. કોઇવાર વેપારીની નાતજાત ઉપરથી પણ જકાત નક્કી થતી. આ સુધારો નક્કી કરવા માટે બ્રિટિશ સરકારના બે અમલદારો અને થોડા ખંભાત દરબારના અમલદારોની કમિટી નીમવામાં આવી. દરેક વસ્તુ માટે અમુક ટકા જકાતનો દર નક્કી કરવો એ તે કમિટીનું મુખ્ય કામ હતું.[૧૯] ખંભાત થઇને જતાઆવતા માલની રાહદારીના નિયમો નક્કી થયા અને બ્રિટિશ બંદરોએ જતો માલ કે ત્યાંથી આવતો માલ તેમજ રાજ્યની વપરાશનો માલ એટલા માટે ફેર કરવામાં આવ્યો.

### નવાબ સાહેબ હુસેનયાવરખાનનું અવસાન

ઇ. સ. ૧૮૬૨માં મહારાણી વિક્ટોરિયાની ઇચ્છાથી વાઇસરૉય લૉર્ડ કૅનિંગે ખંભાતના નવાબ સાહેબને સરકારી સનદ મોકલી. એ સનંદથી ખંભાત રાજ્યનું સંપૂર્ણ માન કાયમ રાખી મુસલમાન શરેહ પ્રમાણે વારસ ન હોય ત્યારે દત્તક લેવાનો હક્ક કબૂલ રાખ્યો.[૨૦] ઈ.સ. ૧૮૮૦ના એપ્રિલમાં લાંબું રાજ્ય કરી નવાબ સાહેબ હુસેનયાવરખાન જિન્નતનશીન થયા. એમને સાત શાહજાદા હતા. (૧) જનાબે જાફરઅલીખાન સાહેબ, (૨) નજુમખાન સાહેબ, (૩) નુરૂદ્દીન મુહમ્મદ સાહેબ, (૪) બાકરઅલીખાન સાહેબ, (૫) બંદેઅલીખાન સાહેબ, (૬) અલીયાવરખાન સાહેબ અને (૭) ફતેહઅલીખાન સાહેબ. એમાં પહેલા ત્રણ સગા ભાઇઓ હતા, બાકીના ઓરમાન હતા. ફતેહઅલીખાન સાહેબ એમના પિતાની હયાતીમાં સ્વર્ગવાસ પામ્યા હતા. વડા શાહજાદા જાફરઅલીખાન સાહેબને ગાદી મળી. નવાબ હુસેનયાવરખાન સાહેબ ઘણા માયાળુ, પરોપકારી અને ઉદાર હતા. દરેક ધર્મ પાળનારાઓને સમાન દષ્ટિથી જોતા અને ન્યાયી હતા.[૨૧]

---

૧૭ Aitchison's Treaties VII. 59. આઠ આના ખર્ચના દરબાર કાપી લે; પછી અરધો ભાગ એટલે ખરી રીતે ચોથો ભાગ. જુઓ પૃ. ૧૭.

૧૮ એ જ પૃ. ૫૯.    ૧૯ એ જ પૃ. ૫૯ અને ૬૬-૭૭

૨૦ એ જ પૃ. ૭૭-૭૮

૨૧ ખંભાતનો ઇતિહાસ-જુગલભાઇ મંગળરામ પંડ્યા કૃત. એમાં ચારે ભાઇઓનાં નામ આપ્યાં છે. લેખક લખે છે કે નવાબ સાહેબ હુસેનયાવરખાનની કબર ઉપર માનતાઓ ચાલે છે અને નારિયેળ તથા ઘોડા ચડે છે. પૃ. ૫૫. નુરૂદ્દીન મુહમ્મદખાન તા. ૨૫મી એપ્રિલ ૧૮૯૫ના રોજ અને નજુમખાન સાહેબ તા. ૨૦મી એપ્રિલ ૧૮૯૮ના રોજ એ જિન્નતનશીન થયા.



ઇ. સ. ૧૭૮૨માં દિલખુશ બગીચાનો દેખાવ

(ફૉબ્સ ઓરીએન્ટલ મેમૉઇર્સ)

**સ્વતંત્ર સંસ્થાન**

લાડના વહીવટમાં બહુ અવ્યવસ્થા જણાઇ, તેથી શામરાવને નાલાયક ઠરાવી હિંદી સરકારે ખાસ અમલદાર વહીવટ કરવા માટે નીમ્યા અને એ અમલદારની સહાય તથા નવાબ સાહેબની સંમતિથી રાજતંત્રમાં કેટલાક સુધારા કર્યા. ઇ. સ. ૧૮૯૪માં એ અમલદારને પાછા બોલાવી લઇને વહીવટ પાછો દરબારને સોંપ્યો;[૨૬] અને મુંબાઇના ગવર્નર લોર્ડ હેરિસનો ખરીતો આવેલો તે મુજબ વ્યવસ્થા કરવા કબૂલાત અપાઇ.[૨૭]

**ટંકશાળ બંધ**

ઈ.સ. ૧૯૦૧માં ખંભાતમાં રાજ્યનું પોતાનું રૂપાનાણું ચાલતું હતું તે બંધ થયું. રાજ્યની ટંકશાળ ૫૦ વર્ષ સુધી બંધ કરવી અને હિંદી સરકારની મંજૂરી વગર ઉઘાડવી નહિ એમ કર્યું. ખંભાતના રૂપિયા બ્રિટિશ સરકારે ૧૨૯ રૂપિયાના ૧૦૦ મુંબાઇગરા એ દરથી બદલી આપ્યા.[૨૮] ઈ. સ. ૧૯૦૨માં તા. ૨૦મી જૂને ખંભાત દરબારે બૉમ્બે બરોડા ઍન્ડ સેન્ટ્રલ ઇન્ડિયા રેલવે સાથે કરાર કર્યા[૨૯] અને રૂ. ૧૨,૦૦,૦૦૦ના ખર્ચે તારાપુરથી ખંભાત સુધી રેલવે નાખી આણંદથી પેટલાદની રેલવેને જોડી દીધી. એ અરસામાં પ્રખ્યાત છપનો દુકાળ પડવાથી ખંભાતની વસ્તી ૧૬ ટકા ઘટી ગઇ.[૩૦]

**વહીવટી સુધારા**

નવાબ સાહેબ જાફરઅલીખાન સાહેબના રાજ્યમાં વહીવટમાં અગત્યના સુધારા થયા. ઘણાંખરાં ખાતાંઓમાં બ્રિટિશ જિલ્લાઓ જેવો વહીવટ દાખલ થયો. પ્રાથમિક કેળવણી મફત કરી નિશાળો કાઢી અને અંગ્રેજી કેળવણી માટે ઍંગ્લો વર્નાક્યુલર નિશાળ પણ કાઢી. ખંભાતમાં પાણી ખારૂં હોવાથી મીઠા પાણીની મોટી ટાંકી યંત્રબળથી ચાલતી કરાવીને પ્રજાને સુખ આપ્યું. પુરુષો અને સ્ત્રીઓને માટે દવાખાનાં પણ બંધાવ્યાં.

નવાબ જાફરઅલીખાન સાહેબ ઘણા દયાળુ રાજ્યકર્તા હતા. હિંદુ મુસલમાન પ્રત્યે એમને સરખી લાગણી હતી. બે હિંદુના અને બે મુસલમાનના તહેવારોએ સવારી ચડતી. હિંદુના તહેવારની સવારી વખતે નવાબ સાહેબને પ્રજા તરફથી બહુ માન મળતું અને આખા શહેરમાં રસ્તાઓમાં લોકો તોરણ બાંધતા તથા ફૂલહારથી નવાબ સાહેબને વધાવતા. નવાબ સાહેબ પ્રજાનાં સુખ-દુઃખથી જાતે માહિતગાર થવા માટે સાદા પોષાકમાં નગરચર્યા કરવા પણ જતા અને કોઈ વાર છૂપે વેશે ગામડાંમાં જઇને પણ ગરીબ પ્રજાનાં દુઃખ જાણી તે દૂર કરવાનો પ્રયત્ન કરતા. એમ કહેવાય છે કે નવાબ જાફરઅલીખાન સાહેબને નાનાં બાળકો ઉપર ઘણો ભાવ હતો. બગીચામાં કે બહાર ફરવા જાય ત્યારે નાનાં છોકરાંને બોલાવીને રમતો રમાડતા. કોઇકોઈ વાર નિશાળોમાં

---

૨૬ એ જ પૃ. ૧૦–૧૧. આ અમલદારો મિ. કેનેડી અને રા. કેશવલાલ હીરાલાલ (અમદાવાદવાળા) હતા.
૨૭ એ જ પૃ. ૬૨.
૨૮ એ જ પૃ ૧૧.
૨૯ એ જ પૃ ૬૧.
૩૦ Enc. Britanica. Vol. V. Cambay.

જઇ બાળકોને મીઠાઈ વહેંચતા. ૧૯૧૧ના દિલ્હી દરબારમાંથી આવ્યા બાદ એઓ સાહેબે એક વખત બધી શાળાઓનાં બાળકોને જમાડયાં હતાં. બાળકો એમની પાસે વિના સંકોચે આવી શકતાં અને કોઇ એમને રોકે તો તે માણસ ઉપર નવાબ સાહેબ નારાજ થતા. પ્રજાનો એમના ઉપર ઘણો જ પ્રેમ હતો અને પ્રજા એમને રાજા હોવા છતાં એક પવિત્ર સાધુ પુરુષ જેવા ગણતી. એમનો સ્વભાવ ઘણો શાંત અને રહેણીકરણી ઘણી જ સાદી હતી. ઇ.સ. ૧૯૧૫માં ૨૧મી જાન્યુઆરીને રોજ ૬૭ વર્ષની ઉમરે એ બેહસ્તનશીન થયા. એમના રાજ્યના પાછલા સમયમાં ખંભાત શહેર પણ સુધરતું ગયું અને સારાં શોભાયમાન શહેરોની પંક્તિમાં આવ્યું.

# પ્રકરણ અગિયારમું

## અંગ્રેજી કોઠી

**પ્રથમ આગમન**

હિંદુસ્તાનમાં મોગલ મહારાજ્યના નાશ પછી એથી પણ મોટું અને બળવાન સામ્રાજ્ય સ્થાપનાર હિંદુસ્તાનથી પાંચ હજાર માઇલ છેટે રહેનાર વેપારી પ્રજાને શરૂઆતમાં ખબર પણ નહોતી કે મરી, કરિયાણું અને કાપડના વેપારમાંથી મોટું મહારાજ્ય મળશે. ઇ.સ. ૧૫૮૩માં અંગ્રેજોને, ડચ વગેરે લોકોને હિંદુસ્તાનના વેપારમાંથી ઘણું કમાતા જોઇને હિંદ સાથે વેપાર કરવાની ઇચ્છા તીવ્ર થઇ. એ વખતની ઈંગ્લેંડની રાણી ઇલિઝાબેથ પાસેથી હિંદના સમ્રાટ અકબર ઉપર એક પત્ર મેળવી એક સાહસિક ટુકડી પૂર્વ તરફ નીકળી પડી. પોર્ટુગીઝોની પેઠે એ લોકો પૂર્વના મૂર્તિપૂજકોને ઇશુ ખ્રિસ્તનો ધર્મ સમજાવવા તરવાર લઇને નહોતા આવ્યા. ડચ લોકોની પેઠે એમને પોતાની સરકારનો પૂરો ટેકો પણ નહોતો. અંગ્રેજો કેવળ સાહસથી પ્રેરાઈ વેપાર અર્થે જ હિંદુસ્તાનમાં આવ્યા હતા. 'ખંભાત'ના શહેનશાહ[1] ઉપર પોતાના રાજ્યકર્તાનો કાગળ લઈ 'ખંભાત'ના મહારાજ્ય સાથે વેપાર કરી કમાવાના શુદ્ધ ઉદ્દેશ સિવાય એમને બીજી કાંઈ ઇચ્છા નહોતી. એમાંથી એમને મહારાજ્ય સાંપડયું. એ તો ખેતર ખેડવા જતાં મોટો ધનભંડાર હાથ લાગે એના જેવું નથી? અંગ્રેજોનું હિંદનું સામ્રાજ્ય એ જગતના ઇતિહાસની એક નવાઇ; નસીબમાં ન માનનારાને નસીબની વિચિત્રતાનો એક અદ્ભુત દાખલો.

સોળમી સદીના અંત ભાગમાં આવેલી પહેલી ટુકડી 'ખંભાત'ના રાજ્ય સાથે વેપાર સંબંધ કરવામાં સફળ ન થઇ. એ પછી હિંદ આવવાના પ્રયત્નો ચાલુ જ રહ્યા. અકબરના દરબારમાં રહેલા જેસુઇટ પાદરીઓએ અંગ્રેજો વિરુદ્ધ દરબારમાં ખટપટ કરવામાં કાંઈ બાકી ન રાખ્યું. સત્તરમી સદીની શરૂઆતમાં (૧૬૦૭)માં હૉકીન્સને એક કાફલો સુરત બંદર જવાના સ્પષ્ટ આદેશથી મોકલ્યો. લાંબી અને કંટાળાભરેલી સફર કરી કેપ ઑફ ગુડ હોપને રસ્તે થઇને એક વરસે કાફલો એડન પાસેના સોકોટ્રા બેટમાં આવ્યો. ત્યાં કેટલાક હિંદુ ગુજરાતી વેપારીઓની સલાહથી[2] ચોમાસું વિતાવ્યા પછી હિંદ તરફ જવાનું નક્કી કર્યું અને કેટલેક મહિને સુરત આવ્યા. એ વખતે જહાંગીરના રાજ્યમાં મુકર્રબખાન અમદાવાદનો સુબો હતો. અંગ્રેજો એને સુરત અને ખંભાતનો સુબો કહે છે. અંગ્રેજોને

---

૧ British Beginnings in India:-Rowlinson: P. 28. 'Elizabeth by grace of god etc. To the most invinsible and most mightie Prince lord Zelabdim Echebar king of Cambay. Invinsible Emperor etc.' એ પ્રમાણે કાગળની શરૂઆત છે.

૨ એ જ પૃ. ૪૦. ગુજરાતી હિંદુઓ હોરમઝ સોકોટ્રા વગેરે જગ્યાઓએ સ્થાયી થઇ રહેલા હતા એના બીજા પુરાવા પણ મળે છે. સોકોટ્રાના ગુજરાતીઓએ ખાસ કરીને વહાણવટીઓએ ચોમાસામાં હિંદ ન જવા સલાહ આપી.

એની સાથે બનાવ નહોતો [3] ખંભાતમાં રહેના પોર્ટુગીઝોએ પણ અંગ્રેજોને નડવામાં બાકી ન રાખ્યું ઈ સ ૧૬૧૩ની લગભગમાં અંગ્રેજોએ સુરતમાં કોઠી સ્થાપી, અને ઈ સ. ૧૬૧૫થી ૧૮ સુધીમાં ખંભાત, ભરૂચ, વડોદરા, અમદાવાદ, અને આગ્રામાં પણ શાખાઓ કાઢી [4] આ ખંભાતની કોઠી છેવટ સુધી, સુરતની કોઠી મુંબાઈની શાખા બન્યા પછી પણ, સુરતની શાખા જ રહી

**સત્તરમી સદી**

ઈ સ ૧૬૧૭-૧૮માં ઇંગ્લંડના રાજાના એલચી તરીકે સર ટૉમસ રૉ સુરત આવ્યો એણે અંગ્રેજ વેપારીઓના વેપારના હક માટે જહાંગીરના દરબારમાં સારો પ્રયત્ન કર્યો સુરત, ખંભાત ઘોઘા, સિંધ અને બંગાળામાં વગર હરકતે વેપાર કરવા માટે અંગ્રેજોએ માગણી કરી સત્તરમી સદીમાં આ રીતે સુરતની શાખા તરીકે ખંભાતમાં અંગ્રેજી કોઠી રહ્યા છતાં છેક ઈ સ ૧૭૨૦માં, ખંભાત સંસ્થાન સ્વતંત્ર થવાની શરૂઆત કરે છે ત્યાં સુધી અંગ્રેજી કોઠીને લગતી હકીકતમાં ખાસ ખાસ નવાજૂની નોંધાયેલી નથી લગભગ આ એક સદી અંગ્રેજોએ હિંદુસ્તાનના રાજકારણમાં કાંઈ ભાગ લીધેલો ન હોવાથી અને કેવળ વેપાર ઉપર જ ધ્યાન આપવાથી વેપારીઓના કાગળોમાં વેપાર ધંધો અને માલ તથા વહાણની આવકજાવકના ખંભાતને લગતા ઉલ્લેખો માત્ર મળે છે આવા ઉલ્લેખો આ એક સદીના સમય દરમ્યાન ઘણા છે પરંતુ કોઠીના ઇતિહાસ માટે એથી કંઈ ખાસ જાણવાનું મળતું નથી શિવાજી વગેરેની લૂંટ વખતે અંગ્રેજી કોઠીના માણસોએ જે ભાગ સત્તરમી સદીમાં લીધેલો તે પણ સુરતના ઇતિહાસને લગતો હોઈ ખંભાત માટે કાંઈ ખાસ જાણવા જેવું બન્યું નથી કોઠીના વેપારની હકીકત પણ સુરતની શાખા હોવાને લીધે સુરતની હકીકતમાં સમાઈ જાય છે ઈ સ ૧૬૩૩માં સુરતની કોઠીનો પ્રમુખ હોપકીન્સન ગયો અને એની જગ્યાએ મેથોલ્ડ (Methwold) આવ્યો આ માણસ ડાહ્યો અને હોશિયાર હતો કેકટરી શાંતિથી વેપાર કરી શકે તેથી એણે પોર્ટુગીઝો સાથે સલાહ કરી અને પોર્ટુગીઝના સુબાને મળવા ગોવા પણ જઈ આવ્યો. મિ. મેથોલ્ડને સુરત બંદર ઈસ્ટ ઇન્ડિઆ કંપનીના મથક તરીકે ઠીક ન લાગ્યું હોય એમ લાગે છે. એણે કંપનીને સુરતનું મુખ્ય મથક બદલીને અમદાવાદ લાવવા લખ્યું હતું અને અમદાવાદના બંદર તરીકે ખંભાત અને ઘોઘા રાખવા સૂચવ્યું હતું [5] પરંતુ એ વખતે ઇંગ્લંડમાં ચાર્લ્સ પહેલાને

---

3 મિ ૪ પૃ ૨૨ [illegible] [6] ... Travels P 63

4 મિ ૪ પૃ ૭૩

5 British Beginnings in W India Rawlinson P 101 ... of Sir Thomas Roe [illegible]

Foster Oxford P 320 [illegible]

[illegible]

The English Factories 16[illegible] Foster [illegible]

[illegible]

કંપની સાથે ખટપટ થવાથી એ હેતુ પાર પડયો નહિ. અને ખંભાત સુરતના હાથ નીચે રહ્યું. ઇ.સ. ૧૬૬૦થી ૧૭૦૦ની વચમાં તો ફેકટરી હતી કે નહિ તે શંકા છે.[૬]

**ન્સ અને બીડવેલ રેસિડેન્ટ**

અઢારમી સદીનાં પહેલાં વીસ વર્ષોમાં પણ ખાસ નોંધવા લાયક કાંઇ બન્યું નથી. આ વખતે બીજી યુરોપીય હરીફોની કોઠીઓ ખંભાતમાં રહી નહોતી. એટલે પરદેશીઓમાં અંગ્રેજો એકલા જ હતા એમ કહીએ તો ચાલે. આ સદીમાં પણ એકંદરે ખંભાતની અંગ્રેજી કોઠીનો ઇતિહાસ સુરતની કોઠીના ઇતિહાસમાં જ સમાયયો છે. અને જે ઉલ્લેખો મળે છે, તે સુરતની રોજનીશીઓમાંથી અને સુરતે મુંબાઇના ગવર્નરને લખેલા કાગળો, ખરીતાઓ અને મુસદ્દાઓમાંથી તારવી કાઢવા પડે છે. સુરત અને ખંભાત બંને કોઠીઓને નબળી પડતી મોગલાઇના સુબાઓ કનડતા. જમીન માર્ગે મરાઠાઓ લૂંટતા કે ચોથ ઊઘરાવતા, અને દરિયા માર્ગે રજપુત અને કોળી ચાંચિયાઓ લૂંટ કરતા. ઇ. સ. ૧૭૨૭માં રેસિડેન્ટ મિ. વેયાર્ડ ( Wyard ) પાસેથી મુસલમાન સુબાએ પૈસા કઢાવેલા તેથી ઘણું ખમવું પડેલું. ઇ. સ. ૧૭૨૫માં એકબીજા સાથે લડતા મરાઠા લશ્કરથી આખું ખંભાત શહેર ડરી ઊઠયું હતું.[૭] પીલાજીએ ખંભાત ઉપર ચડાઇ કરી ત્યારે ગામડાંના લોક ખંભાત શહેરમાં આવીને ભરાયા. એણે એમની પાસેથી રૂ. પાંચ લાખ માગ્યા અને ન આપ્યા ત્યારે ગામ બાળ્યાં. તે પછી કંતાજી આવ્યો. એણે કર ઊઘરાવવાનો હક માગી પીલાજી છોડી દે તો વીસ હજાર રૂપિયા આપવા કહ્યું, અને પીલાજીએ ન માનવાથી લડાઇ થઈ. એમાં પીલાજીની હાર થઇ. પછી કંતાજીએ ખંભાત પાસેથી ૧૧૦૦૦૦) રૂપિયા માગ્યા. એમાં અંગ્રેજી કોઠીને ભાગે રૂ. ૫૦૦૦)નો ફાળો આપ્યો. એ વખતના રેસિડેન્ટ મિ. ડેનીઅલ ઇન્સે મરાઠાઓને ઘણું સમજાવ્યા કે છૂટથી વેપાર કરવા માટે અને કાંઇ મહેસુલ ન આપવા માટે શાહુ રાજાએ અંગ્રેજોને પરવાનો આપેલો છે. આ સાંભળી મરાઠાઓ હસ્યા. છેવટે પહેલા હપ્તા દરીકે અંગ્રેજોએ રૂ. ૫૦૦) આપ્યા. એ પછી મરાઠાને જવું પડયું એટલે બાકીના દંડમાંથી બચી ગયા. એ પછી અમદાવાદના સુબા હામીદખાનના માણસો ખંભાત પાસે મહેસુલ ઊઘરાવવા આવ્યા, અને શહેર ઉપર ૩૫૦૦૦) રૂપિયાનો કર નાખ્યો, જેમાં રૂ. ૧૦૦૦) રેસિડેન્ટે આપવાના હતા. આ લોકો એક વખત પાછા ગયા અને બીજી વખતે એમને અંગ્રેજોને ન સતાવવા માટે કહેવામાં આવ્યું. રેસિડેન્ટ મિ. ઇન્સ લખે છે કે એ લોકો ફક્ત બસો માણસ લઈ આવેલા હતા અને મને એની કાંઈ બીક હતી નહિ. રેસિડેન્ટે ન માનવાથી સુબાએ અંગ્રેજોની વખારો ઉપર તાળાં મારી દીધાં. મિ. ઇન્સ લખે છે કે આ લોકોને માત્ર દારૂની બે પેટીઓ આપીને એણે વશ કર્યા. આ બાબત માટે સુરતના રેસિડેન્ટ સાથે મિ. ઇન્સને રમૂજી પત્રવ્યવહાર થયેલો.[૮] આ મિ. ઇન્સને ઇ. સ. ૧૭૩૪–૩૫માં બદલવામાં આવ્યો અને મિ. એચ. બીડવેલ[૯]

---

૬ Bom. Gaz. VI. Cambay P. 220 Note 7. ગેઝેટીઅરનો લેખક મેકફરસનના 'Commerce'ના આધારે આ શંકા કરે છે. કાંઈ ઉલ્લેખ મળતો નથી એ આ વાતને ટેકો આપે છે.

૭ પીલાજી ગાયકવાડ અને કંતાજી કદમ. Bom. Gaz. VI. 221.

૮ એ જ. પૃ. ૨૨૧. ૯ Bom. Govt. Records P. D. D. 8.

એની સાથે બનાવ નહોતો.[3] ખંભાતમાં રહેલા પોર્ટુગીઝોએ પણ અંગ્રેજોને નડવામાં બાકી ન રાખ્યું. ઇ.સ. ૧૬૧૩ની લગભગમાં અંગ્રેજોએ સુરતમાં કોઠી સ્થાપી, અને ઇ.સ. ૧૬૧૫થી ૧૮ સુધીમાં ખંભાત, ભરૂચ, વડોદરા, અમદાવાદ, અને આગ્રામાં પણ શાખાઓ કાઢી.[4] આ ખંભાતની કોઠી છેવટ સુધી, સુરતની કોઠી મુબાઈની શાખા બન્યા પછી પણ, સુરતની શાખા જ રહી.

**સત્તરમી સદી**

ઇ. સ. ૧૬૧૭–૧૮માં ઇગ્લંડના રાજાના એલચી તરીકે સર ટૉમસ રૉ સુરત આવ્યો. એણે અંગ્રેજ વેપારીઓના વેપારના હક માટે જહાંગીરના દરબારમાં સારો પ્રયત્ન કર્યો. સુરત, ખંભાત ઘોઘા, સિંધ અને બંગાળામાં વગર હરકતે વેપાર કરવા માટે અંગ્રેજોએ માગણી કરી. સત્તરમી સદીમા આ રીતે સુરતની શાખા તરીકે ખંભાતમાં અંગ્રેજી કોઠી થયા છતાં છેક ઇ સ. ૧૭૨૦માં, ખભાત સંસ્થાન સ્વતંત્ર થવાની શરૂઆત કરે છે ત્યાં સુધી અંગ્રેજી કોઠીને લગતી હકીકતમાં કાંઇ ખાસ નવાજૂની નોંધાયેલી નથી. લગભગ આ એક સદી અંગ્રેજોએ હિંદુસ્તાનના રાજકારણમા કાંઇ ભાગ લીધેલો ન હોવાથી અને કેવળ વેપાર ઉપર જ ધ્યાન આપવાથી વેપારીઓના કાગળોમાં વેપાર ધંધો અને માલ તથા વહાણની આવકજાવકના ખંભાતને લગતા ઉલ્લેખો માત્ર મળે છે. આવા ઉલ્લેખો આ એક સદીના સમય દરમ્યાન ઘણા છે. પરંતુ કોઠીના ઇતિહાસ માટે એથી કાંઇ ખાસ જાણવાનુ મળતુ નથી. શિવાજી વગેરેની લૂંટ વખતે અંગ્રેજી કોઠીના માણસોએ જે ભાગ સત્તરમી સદીમાં લીધેલો તે પણ સુરતના ઇતિહાસને લગતો હોઈ ખંભાત માટે કાંઇ ખાસ જાણવા જેવું બન્યુ નથી. કોઠીના વેપારની હકીકત પણ સુરતની શાખા હોવાને લીધે સુરતની હકીકતમાં સમાઈ જાય છે. ઇ. સ. ૧૬૩૩માં સુરતની કોઠીનો પ્રમુખ હોપકીન્સન ગયો અને એની જગ્યાએ મેથોલ્ડ (Methwold) આવ્યો. આ માણસ ડાહ્યો અને હોશિયાર હતો. ફેક્ટરી શાંતિથી વેપાર કરી શકે તેથી એણે પોર્ટુગીઝો સાથે સલાહ કરી અને પોર્ટુગીઝના સુબાને મળવા ગોવા પણ જઈ આવ્યો. મિ. મેથોલ્ડને સુરત બંદર ઇસ્ટ ઇન્ડિઆ કંપનીના મથક તરીકે ઠીક ન લાગ્યું હોય એમ લાગે છે. એણે કંપનીને સુરતનું મુખ્ય મથક બદલીને અમદાવાદ લાવવા લખ્યું હતું અને અમદાવાદના બંદર તરીકે ખંભાત અને ઘોઘા રાખવા સૂચવ્યુ હતું.[5] પરતુ એ વખતે ઇગ્લંડમાં ચાર્લ્સ પહેલાને

---

[3] એ જ પૃ ૪૨ વિલિયમ હૉકીન્સ લખે છે કે ખભાત બદર એના હાથ નીચે હતુ Early Travels. P 63

[4] એ જ પૃ ૭૩

[5] British Beginnigs in W. India Rawlinson P. 101 જુઓ Embasay of Sir Thomas Roe. Foster: Oxford P. 320 આમા સર ટૉમસ રૉ પણ કપનીને લખે છે કે બગાળામા ફેક્ટરી કાઢવાની રજા લેવાને બન્ને અમદાવાદ એકલુ જ એક વહાણ ભરી કાઢે એટલો માલ આપી શકે અને એની પાસે આવેલુ ખંભાત તથા ભરૂચ કાપડ કામળા વગેરે ઘણો માલ આપી શકે તેમ છે પૃ ૪૮૦માં પણ જેવુ ખભાતમા ફેક્ટરી માટે ઈ સ. ૧૬૧૬ સુધી પ્રયત્ન ચાલુ હતો એટલે તે પહેલા ફેક્ટરી નહોતી P. 29-30 ખભાતની અગ્રેજી કોઠીને લગતા સામાન્ય ઉલ્લેખો માટે જુઓ The English Factories 1616-1623 William Foster Oxford એમા ઘણા ઉલ્લેખો છે પૃ ૩૦૯મા સુરત, ખંભાત, ઘોઘા, સિંધ અને બગાળામા વેપારની છટને લગતા જહાગીરના હુકમનો ઉલ્લેખ છે

કંપની સાથે ખટપટ થવાથી એ હેતુ પાર પડ્યો નહિ. અને ખંભાત સુરતના હાથ નીચે રહ્યું. ઇ.સ. ૧૬૬૦થી ૧૭૦૦ની વચમાં તો ફેક્ટરી હતી કે નહિ તે શંકા છે.[૬]

### ઇન્સ અને બીડવેલ રેસિડેન્ટ

અઢારમી સદીનાં પહેલાં વીસ વર્ષોમાં પણ ખાસ નોંધવા લાયક કાંઇ બન્યું નથી. આ વખતે બીજા યુરોપીય હરીફોની કોઠીઓ ખંભાતમાં રહી નહોતી. એટલે પરદેશીઓમાં અંગ્રેજો એકલા જ હતા એમ કહીએ તો ચાલે. આ સદીમાં પણ એકંદરે ખંભાતની અંગ્રેજી કોઠીનો ઇતિહાસ સુરતની કોઠીના ઇતિહાસમાં જ સમાયલો છે. અને જે ઉલ્લેખો મળે છે, તે સુરતની રોજનીશીઓમાંથી અને સુરતે મુંબાઇના ગવર્નરને લખેલા કાગળો, ખરીતાઓ અને મુસદ્દાઓમાંથી તારવી કાઢવા પડે છે. સુરત અને ખંભાત બંને કોઠીઓને નબળી પડતી મોગલાઇના સુબાઓ કનડતા. જમીન માર્ગે મરાઠાઓ લૂંટતા કે ચોથ ઉઘરાવતા, અને દરિયા માર્ગે રજપુત અને કોળી ચાંચિયાઓ લૂંટ કરતા. ઇ. સ. ૧૭૨૭માં રેસિડેન્ટ મિ. વેયાર્ડ (Wyard) પાસેથી મુસલમાન સુબાએ પૈસા કઢાવેલા તેથી ઘણું ખમવું પડેલું. ઇ. સ. ૧૭૨૫માં એકબીજા સાથે લડતા મરાઠા લશ્કરથી આખું ખંભાત શહેર ડરી ઊઠ્યું હતું.[૭] પીલાજીએ ખંભાત ઉપર ચડાઇ કરી ત્યારે ગામડાંના લોક ખંભાત શહેરમાં આવીને ભરાયા. એણે એમની પાસેથી રૂા. પાંચ લાખ માગ્યા અને ન આપ્યા ત્યારે ગામ બાળ્યાં. તે પછી કંતાજી આવ્યો. એણે કર ઉઘરાવવાનો હક માગી પીલાજી છોડી દે તો વીસ હજાર રૂપિયા આપવા કહ્યું, અને પીલાજીએ ન માનવાથી લડાઇ થઈ. એમાં પીલાજીની હાર થઇ. પછી કંતાજીએ ખંભાત પાસેથી ૧૧૦૦૦૦) રૂપિયા માગ્યા. એમાં અંગ્રેજી કોઠીને ભાગે રૂા. ૫૦૦૦)નો ફાળો આવ્યો. એ વખતના રેસિડેન્ટ મિ. ડેનીઅલ ઇન્સે મરાઠાઓને ઘણું સમજાવ્યા કે છૂટથી વેપાર કરવા માટે અને કાંઇ મહેસુલ ન આપવા માટે શાહુ રાજાએ અંગ્રેજોને પરવાનો આપેલો છે. આ સાંભળી મરાઠાઓ હસ્યા. છેવટે પહેલા હપ્તા દરીકે અંગ્રેજોએ રૂા. ૫૦૦) આપ્યા. એ પછી મરાઠાને જવું પડ્યું એટલે બાકીના દંડમાંથી બચી ગયા. એ પછી અમદાવાદના સુબા હામીદખાનના માણસો ખંભાત પાસે મહેસુલ ઉઘરાવવા આવ્યા, અને શહેર ઉપર ૩૫૦૦૦) રૂપિયાનો કર નાખ્યો, જેમાં રૂા. ૧૦૦૦) રેસિડેન્ટે આપવાના હતા. આ લોકો એક વખત પાછા ગયા અને બીજી વખતે એમને અંગ્રેજોને ન સતાવવા માટે કહેવામાં આવ્યું. રેસિડેન્ટ મિ. ઇન્સ લખે છે કે એ લોકો ફક્ત બસો માણસ લઈ આવેલા હતા અને મને એની કાંઈ બીક હતી નહિ. રેસિડેન્ટે ન માનવાથી સુબાએ અંગ્રેજોની વખારો ઉપર તાળાં મારી દીધાં. મિ. ઇન્સ લખે છે કે આ લોકોને માત્ર દારૂની બે પેટીઓ આપીને એણે વશ કર્યા. આ બાબત માટે સુરતના રેસિડેન્ટ સાથે મિ. ઇન્સને રમૂજી પત્રવ્યવહાર થયેલો.[૮] આ મિ. ઇન્સને ઇ. સ. ૧૭૩૪–૩૫માં બદલવામાં આવ્યો અને મિ. એચ. બીડવેલ[૯]

---

[૬] Bom. Gaz. VI. Cambay P. 220 Note 7. ગેઝેટીઅરનો લેખક મેકફરસનના 'Commerce'ના આધારે આ શંકા કરે છે. કાંઈ ઉલ્લેખ મળતો નથી એ આ વાતને ટેકો આપે છે.

[૭] પીલાજી ગાયકવાડ અને કંતાજી કદમ. Bom. Gaz. VI. 221.

[૮] એ જ. પૃ. ૨૨૧.

[૯] Bom. Govt. Records P. D. D. 8.

(Bidwell) નામના માણસને ખભાતના રેસિડેન્ટ તરીકે મોકલ્યો. એણે આવીને મીઠા નામના એક માણસને કંપનીનો દલાલ નીમ્યો. મિ ઇન્સે છેક ઈ. સ ૧૭૩૫ના એપ્રિલમાં હોદ્દો છોડ્યો. મિ. ઇન્સનો સ્વભાવ જરા ઠેકાણે નહોતો એમ સમજાય છે.[૧૦] ઈ. સ. ૧૭૩૫ના ઑક્ટોબરમા મિ. બીડવેલ લખે છે કે ગનીમની[૧૧] અદર અંદર લડાઇ થવાથી અમદાવાદ અને ખભાત વચ્ચેનો વેપાર બધ થઈ ગયો હતો. પરન્તુ નવેમ્બરની આખરે મરાઠાઓ પાછા જવાથી વેપાર પાછો શરૂ થયો હતો મિ બીડવેલ રેસિડેન્ટના વખતમાં વેપાર અને માલની આવક જાવક, ખરીદ વગેરેના ઉલ્લેખો ખાસ આવે છે. ખભાતનો રેસિડેન્ટ માલ ખરીદી એના નાણા આપવા માટે સુરતની કોઠી ઉપર હુંડી લખી તે હુંડી ખભાતમા વેચી નાણા ઊભા કરતો. એક વખત તકરારને લીધે સુરત વાળાએ એની હુંડી સ્વીકારી નહિ એટલે બીજી વખતે ખરીદ માટે મિ. બીડવેલે લખી દીધુ કે હુંડી ન સ્વીકારાવાથી ખરાબ લાગે છે. અને હુંડી મળતી નથી તેથી નાણા મળતા નથી દલાલને પણ ઘણી વાર માલના નાણા પહેલેથી થોડા આપવા પડતા. ઘણી વાર નમૂના પ્રમાણે માલ ન નીકળવાના લખાણો પણ આપેલા છે મિ. બીડવેલને મિ. ઇન્સ સાથે તકરાર ચાલેલી અને મિ ઈન્સે ટોળુ ભેગુ કરી મિ. બીડવેલને કોઠીમાથી બહાર કાઢવા પ્રયત્ન કરેલો. આખરે ૧૭૩૬માં મિ બીડવેલથી કંટાળી મુબાઈમા વણકરોને લાવીને વસાવવા માટે સુરતની કોઠી વાળાઓએ મુબાઈ લખ્યુ અને બમન પટેલ નામના પારસીએ એ કામ માથે લીધુ.

### મિ. મનરો રેસિડેન્ટ ૧૭૩૬-૩૭થી ૧૭૪૨

આખરે ઇ. સ ૧૭૩૭મા મિ. બીડવેલને છૂટા થવાનો હુકમ મળ્યો અને તેમનો હોદ્દો સભાળી લેવા મિ જૉન મનરોને મોકલ્યો.[૧૨] એમ કહેવામાછે કે મિ. બીડવેલને કઢાવવા માટે મિ ઇન્સે જે પ્રયત્નો કરેલા તેમા એક પ્રયત્ન ખંભાતના નવાબને સમજાવી મુબાઇ મિ. બીડવેલ વિરુદ્ધ લખાવેલુ અને તેને પરિણામે મિ. બીડવેલને પાછો બોલવી લીધેલો.[૧૩] ઈ. સ. ૧૭૩૭મા મરાઠાના દબાણને લીધે મોમીનખાનને નાણાની જરૂર પડવાથી કુલ રકમનો થોડો ભાગ રેસિડેન્ટ મિ. હૉજિઝ(Hodges) પાસે માગેલો ને રેસિડેન્ટે તેને ભેટ આપી ઉડાવેલો. એક વખત નવાબે ત્રીસથી ચાળીસ હજાર રૂપિયાનો રેશમી માલ વગેરે ખરીદ કરવાની ઇચ્છા નાણા વસૂલ કરવાના ઇરાદાથી બતાવેલી. પરન્તુ રેસિડેન્ટે એ પણ ઉડાવ્યુ હતુ પરતુ નાણા આપવામાથી હમેશા બચાતુ નહિ અને વખતે કાઇ આપવુ પણ પડતુ[૧૪] ઈ. સ ૧૭૪૧ ખભાતના નવાબે ગળીની નિકાશ બધ કરી અને સુરતના રેસિડેન્ટ

---

૧૦ Bom Gaz VI P 221 'eccentric resident.'

૧૧ મરાઠાઓ માટે તિરસ્કારનો શબ્દ અંગ્રેજી કાગળોમા મરાઠાઓને માટે ઘણી વાર વાપરેલો લખે છે.

૧૨ Bom Govt. Records P D D 9 અને P D D 10 મિ બીડવેલની તાણાતાણમા કપનીને નુકસાન ગયુ હતુ (P 224)

૧૩ Bom Gaz VI P 224

૧૪ એ જ પૃ ૨૨૪ મિ બીડવેલ પછી મિ મનરો નિમાયા હતા એમ ગેઝેટ કરે છે પતા ૧૭૩૭મા આ હૉજિસ રેસિડેન્ટ કયાથી આવ્યા તે સમજાતુ નથી. હૉજિસનું નામ તે મિ મનરોના આવતા સુધી કામચલાઉ

મિ. લેમ્બટનનો કેટલોક માલ પોતાના હુકમનો રેસિડેન્ટે અનાદર કરવાના કારણથી જપ્ત કર્યો હતો. આ બનાવનો અર્થ એમ લેવાયો કે અંગ્રેજોના વેપારના છુટાપણાનો ખંભાત સરકારે ભંગ કર્યો. આથી ખંભાતનાં વહાણ પકડવા માટે કેટલાંક અંગ્રેજી વહાણ ( ઘરાબ grabs ) મોકલવામાં આવ્યાં. આથી તુરત સમાધાન થયું. ઇ. સ. ૧૭૪૩માં પણ એક વખત એવું બન્યું હતું ત્યારે વહાણ પકડવાની યુક્તિ સફળ નીવડી હતી.[૧૫]

ઈ.સ. ૧૭૩૭ના ફેબ્રુઆરીની ૭મી તારીખે મિ. મનરોનું વહાણ ખંભાત નજીક આવ્યું પણ ભરતીના કારણસર પૂનમ આવતાં સુધી વહાણ બારામાં ન આવી શકવાથી એને દરિયામાં રહેવું પડ્યું. એણે આવીને મિ. બીડવેલ અને દલાલની તકરારની ખરી વાત લખી, અને સુરતવાળાએ મિ. બીડવેલની હુંડી ન સ્વીકારી તેથી ખંભાતમાં કંપનીની આબરૂ કેવી બગડી હતી તે વાત પણ મુંબાઇ લખી. આ વખતે મોમીનખાનને પૈસાની ઘણી તાણ હતી. કારણકે અમદાવાદ જીતી લેવા મોમીનખાનને તૈયારી કરવાની હતી. કંપની દલાલ પાસે અને દલાલ નવાબ પાસે લેણી નીકળતી રકમ એ કારણસર માગી શકતા નહોતા.[૧૬] આ અરસામાં કંપનીએ ખંભાતમાંથી ખરીદેલો માલ નમૂના પ્રમાણે નહોતો એવી તકરાર ઊઠી. એથી એ બાબત અંગ્રેજ અને દેશી કાપડના વેપારીઓની એક કમિટી તપાસ માટે નીમાઈ હતી.[૧૭]

**મિ. સ્ટ્રીટ અને મિ. અર્સ્કીન અને બીજા**

મિ. મનરો પછી મિ. સીલ (Seale) અને મિ. ચાર્લ્સ ક્રોમેલીન (Crommelin)નાં નામ રેસિડેન્ટ તરીકે આવે છે અને તે પછી મિ. સ્ટ્રીટ (Street)નું નામ રેસિડેન્ટ તરીકે માલૂમ પડે છે. એ વખતે મુંબાઇથી સુરત અને ખંભાત માલ ચડાવનારાઓને મુંબાઇના ગવર્નરે કહ્યું કે નવાબના જકાતખાતામાં જકાત આપી માલ ન ઊતરાવવો પણ કંપનીની વખારોમાં સીધો લઇ જવો. ખંભાતના રેસિડેન્ટોમાં એ પછી આવેલા મિ. અર્સ્કીનનું નામ જાણીતું છે. એના વખતમાં મોમીનખાન સુરતથી મુંબાઇ થઈ પૂને ગયા એ વર્ણન આગળ આવી ગયું છે. ઇ.સ. ૧૭૫૪માં સુરતની કોઠીવાળાઓ તરફથી ખંભાતમાં ફેક્ટરી માટે મકાનની ખરીદી અને તે મકાનની મરામત માટે મુંબાઈ લખાણ આવ્યું. કોઠીના મકાનની કિંમત રૂપિયા એક હજાર હતી અને એની મરામતમાં પણ રૂપિયા એક હજાર થયા. એથી મુંબાઇ સરકારને ઘણી નવાઇ લાગી.[૧૮] એ પછી વિલિયમ બોઇ અને વિલિયમ રેઇક્સ (Raykes); જૉન ટોરલીઝી (Torleesse) એટલા રેસિડેન્ટ આવી ગયા. એમના વખતમાં ખાસ નોંધવા લાયક બનાવ બન્યો નથી.

---

૧૫ Bom. Gaz. VI. P. 224.

૧૬ Bom. Govt. Rec. P. D. D. 10.

૧૭ એ જ. પૃ. ૨૮૮. આમાં કાપડની ઘણી જાતોનાં નામ આપેલાં છે જેમાંનાં કેટલાંકને હાલ શું કહે છે તે સમજાતું નથી. સરકારી દફતરમાં આ બાબત લાંબું વર્ણન કરેલું છે જે તે વખતની વણાટ પતવવાની રીત ઉપર સારો પ્રકાશ નાખે છે. કાપડની જાતોની યાદી ઉદ્યોગના પ્રકરણમાં આપીશું.

૧૮ Bom. Govt. Rec. P. D. D. 13.







**ખંભાતમાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીની જૂની કોઠી**
(૧) કોઠીનો બહારનો દેખાવ; (૨) કોઠીના ચોક-
માંથી ઉપર જવાની સીડી: (૩) કોઠીનો દરવાજો.

વસાઈના કરારથી ખંભાતના પેશ્વાના હક અંગ્રેજોને મળ્યા. મિ. હૉલફૉર્ડના લાંબા નિવાસ દરમ્યાન નવાબ અને કંપની વચ્ચે નાનીનાની તકરારો ચાલ્યા કરી. એક વખત કંપનીના રક્ષણ નીચે રહેતા વણકરોને આપવાની જકાત માટે તકરાર ઊઠી.[૨૪] બીજી વખત મિ. હૉલફૉર્ડનો બાગ નવાબને હરકતકર્તા લાગ્યો તેની તકરાર ઊઠી અને મુંબાઇના ગવર્નરે મિ. હૉલફૉર્ડના કૃત્યને વખોડયું હતું. આ બધી તકરારો જાતે સમજાવી સમાધાન કરવા માટે નવાબે આગા મુહમ્મદને મુંબાઇ મોકલ્યો. મુંબાઇના ગવર્નરને રેસિડેન્ટે મૂકેલા આરોપો ખોટા છે એમ લાગ્યું અને રેસિડેન્ટ ઉપર હુકમ આવ્યો કે દરબાર સાથે સમાધાનીથી વર્તવું અને શાંતિ રાખવી. વધારામાં એમ પણ જણાયું કે મિ. હૉલફૉર્ડના કાગળો ઉદ્ધત હતા જ્યારે નવાબ સાહેબના કાગળો વિવેકસર હતા.[૨૫] વણકરોની બાબતમાં નવાબ સાહેબ અને મિ. હૉલફૉર્ડને જે ઝઘડો થયો હતો તે માટે પણ લાંબો પત્રવ્યવહાર મુંબાઇ સાથે ચાલેલો હતો, અને ગવર્નરે નવાબ સાહેબને શાંતિનો કાગળ લખીને જણાવ્યું કે કાપડ, દાણા વગેરેની ખરીદમાં કંપનીને નવાબ સાહેબ તરફથી સહાય મળશે એવી આશા રાખવામાં આવે છે. નવાબ સાહેબે તો ગવર્નરને લખી દીધું હતું કે કંપની સાથે સારો સંબંધ હોવાના કારણે મિ. હૉલફૉર્ડ સાથે એ સારી રીતે વર્તે છે, માટે મિ. હૉલફૉર્ડે દરબારની પ્રજાને લગતા કામમાં વચ્ચે પડવું નહિ.[૨૬] આ બધી તકરારોની તપાસ કરવા મુંબાઈ સરકારે મિ. પ્રેન્ડરગેસ્ટ (Prendergast) અને મિ. ફ્રીન્સ (Frinch) એ બે જણની કમિટી નીમી હતી.

**ઉથલનો વખત**

મિ. હૉલફૉર્ડ પછી (૧૮૦૩) જૉન સ્મિથ, જ્યૉર્જ કારસેલીસ (Carsselis) (૧૮૦૫)નાં નામ રેસિડેન્ટ તરીકે મળે છે. અઢારમી સદીના અંતમાં અને ઓગણીસમીની શરૂઆતમાં ખંભાતની કોઠીની સ્થિતિ છેક ખરાબ થઇ હતી. ૧૭૯૭ના ઑગસ્ટમાં લખાણ આવેલું કે ખંભાતની કોઠીમાં કમાણી નથી અને ખરચ ભારે પડે છે. મુંબાઈ સરકાર દલાલ મારફતે કામ થઇ શકે એવા મતની હતી.[૨૭] પરંતુ એ અરસામાં એવા બનાવ બન્યા કે કંપનીને બીજાં મોટાં કાર્યોમાં ધ્યાન આપવું પડ્યું. ઇ. સ.૧૮૧૮માં ગુજરાતનો આખો કબજો મળવાથી રેસિડેન્ટની જગ્યા કાઢી નાખીને ખેડાના કલેક્ટરને રાજદ્વારી કામ માટે એ જગ્યા સોંપવામાં આવી. કોઠી તો સુરતની બંધ થઇ એટલે ખંભાતની પણ બંધ થઇ.

ખંભાતની અંગ્રેજી કોઠીનું મકાન આજે સારી હાલતમાં છે. એનું વર્ણન જોવાલાયક સ્થળોના વર્ણનમાં કરીશું.

---

૨૪ Bom. Govt. Record આ દફતરોમાં કંપનીના રક્ષણ નીચેના વણકરોની લાંબી નામાવળીઓ આપેલી છે.

૨૫ એ જ તા. ૩૦-૭-૧૮૦૧નો મુંબાઇનો કાગળ. આ કાગળ મુંબાઇના ગવર્નર મિ. ડંકને સહી કરેલો છે. મિ. હૉલફૉર્ડે ખુલ્લા દરબાર વચ્ચે અવિવેક વાપરી ન બોલાય તેવી ભાષા વાપરેલી.

૨૬ એ જ મિ. હૉલફૉર્ડ અને નવાબ સાહેબનો મુંબાઈ સાથેનો પત્રવ્યવહાર ઘણો લાંબો છે. હૉલફૉર્ડ વણકરોને દરબાર કેદ કરે છે એ વાત વારંવાર જણાવે છે.

૨૭ Bom. Gaz. VI. P. 232.

# પ્રકરણ બારમું

## સ્થાપત્ય

### ગૂજરાતનું હિંદુ સ્થાપત્ય અને કલા

ખંભાતનો રાજકીય અને સામાજિક ઇતિહાસ જેમ ગૂજરાતના સમગ્ર ઇતિહાસથી જુદો પાડી શકાય તેવો નથી છતાં એની સ્થાનિક વિશેષતાઓ છે, તેમ ખંભાતના સ્થાપત્યનો ઇતિહાસ પણ ગૂજરાતના સ્થાપત્યના ઇતિહાસનું અંગ હોવા છતાં એની સ્થાનિક વિશેષતા છે. હિંદુસ્તાનના સ્થાપત્યના ઇતિહાસના દરેક અભ્યાસીને એટલી વાત તો ખાસ વિદિત છે કે મધ્યકાલીન હિંદુ સમયમા બાંધકામ અને કારીગીરીની બાબતમાં ગૂજરાતે પોતાનુ વિશિષ્ટ વ્યક્તિત્વ બતાવ્યું હતું. કુદરતની અપરિમિત સમૃદ્ધિને ગૂજરાતના કારીગરોએ પથ્થરમા ચિરંજીવ કરી હતી. રાજા અને પ્રજા બંનેએ ગૂજરાતમાં સ્થાપત્યના એવાં તો મનોહર સંભારણાં મૂકેલાં છે કે યુરોપીય કલાવિવેચકો ગૂજરાતીઓને સ્વભાવસિદ્ધ બાંધકામના શોખીનો કહી ગયા છે.[1] અનેક અસ્માની-સુલતાની અને અનેક કુદરતી કોપમાંથી બચેલાં ગૂજરાતી સ્થાપત્યનાં અને કલાનાં ભગ્નાવશેષ ખંડેરો આજે પણ પ્રાચીન સમૃદ્ધિ અને બાંધકામનો કુદરતી રસ સાબિત કરવા માટે ઊભાં છે. મોઢેરા અને સોમનાથના ખંડેરો અને રુદ્રમાળના ઊભેલા થોડા થાંભલા એ મકાનોની ભવ્યતા આજે પણ સિદ્ધ કરે છે. પાલિતાણા જેવું મંદિરોનું નગર આજે પણ જોનારને આશ્ચર્યમુગ્ધ કરે છે. દેલવાડાના જૈન દેવાલયો આજે પણ પરદેશી મુસાફરોની રોજનીશીમાં પહેલું સ્થાન મેળવે છે. કાળની ગતિથી આવાં અસંખ્ય મકાનો આજે નાશ પામ્યા છતાં પ્રાચીન સાહિત્યમાં જેના અનેક ઉલ્લેખો આવે છે તે ઉપરથી અને હાલના અવશેષો ઉપરથી તેમની કલ્પના કરતાં દેશની સમૃદ્ધિની કલ્પના આપોઆપ આવી જાય છે.

### ગૂજરાતનું મુસલમાન સ્થાપત્ય

હિંદુ સમય પૂરો થતાં મુસલમાન સમય શરૂ થાય છે. મુસલમાન ધર્મની કડક સાદાઈમાં સ્થાપત્ય ઉપર અસર થયા વગર રહે નહિ. સજીવ વસ્તુઓની આકૃતિ કરવી એ ઇસ્લામમાં પાપ ગણાતું હોવાથી મનોહર પ્રતિમાઓની વિપુલતાવાળું હિંદુ મંદિર સલામત રહી શકે નહિ. તેમજ નવા રાજકર્તાઓનો ધર્મ જુદો હોવાથી એવી વિપુલતાથી ટેવાએલા કારીગરો ધાર્મિક મકાનોમાં કડક સાદાઈ પણ કેવી રીતે લાવી શકે. મુસલમાનોએ દેશ જીતી લીધો હતો પણ મકાનો બાંધનારા કારીગરો બધા હિંદુ હતા, અને વંશપરંપરાથી અલંકારની વિપુલતાવાળું સ્થાપત્ય તૈયાર કરવામાં ટેવાએલા હતા. કઠણ હૃદયની કડકાઈને સૌંદર્ય જીતી શકે છે એ વાત ગૂજરાતના કારીગરોએ મુસલમાન

---

[1] Fergusson- Gujaraties are essentially a building race.

રાજ્યસત્તાની નીચે કામ કરી સિદ્ધ કરી બતાવ્યું. હિંદુ મંદિરોની અલંકારોથી ભરચક મકાન બાંધવાની રીતમાં મુસલમાનોએ કાંઇક સાદાઇ આણી. સાથે મુસલમાનોની તદ્દન સાદી બાંધકામની રીતમાં હિંદુ કારીગરોએ અલંકાર ઉમેર્યા. આનું પરિણામ એ આવ્યું કે અલંકાર માપસર નાખવાનું કારીગરો શીખ્યા. સાદાઈની સાથે મળી ગએલા અલંકારો ઊલટા વધારે શોભવા લાગ્યા. મૂર્તિઓને બદલે કુદરતની વનસ્પતિની સંપત્તિના અલંકારો વાપરીને કારીગરોએ નવા રાજકર્તાઓનાં મન જીતી લીધાં.

**મુસલમાન મકાનોની બાંધણી**

**નકશા-planing**માં પણ પ્રાચીન પરંપરાગત હિંદુ રીત ખાસ બદલાઈ નહિ. હિંદુ મંદિર છૂટક વ્યક્તિઓ દેવદર્શન કરી શકે એ ભાવના ઉપર બંધાએલાં હોય છે. એટલે એ મંદિરો બહુ મોટાં હોતાં નથી. જે મંદિરો વિશાળ બાંધવામાં આવે છે ત્યાં પણ દેવના ગર્ભગૃહની પાસે તો થોડાં ગણ્યાંગાંઠ્યાં માણસો જ જઈ શકે એવી વ્યવસ્થા હોય છે. ગર્ભગૃહ એવું ઊંડાણમાં અને અંધારામાં હોય છે કે દીવા વગર દેવદર્શન થઈ શકે નહિ. મુસલમાન ધર્મ વ્યક્તિ કરતાં સમૂહની પ્રાર્થનાની ભાવના વ્યક્ત કરે છે. આખો સમૂહ ઇશ્વિરપ્રાર્થના એકીસાથે કરી શકે એવી બાંધણીને જ એમાં સ્થાન છે. ગૂજરાતના હિંદુ કારીગરો આ અગત્યની વાત સમજી ગયા અને પ્રાચીન હિંદુ મંદિરોની બાંધણીને મુસલમાન મસ્જિદોને ફાવે એવી રીતે બદલી નાખી. સોળ થાંભલાના અષ્ટકોણ મંડપને મસ્જિદમાં કાયમ રાખ્યા. પરંતુ મસ્જિદનું કદ વધારવા માટે એની અનેક હારમાલા બનાવી. આમ બાંધણીને એના મૌલિક તત્ત્વોમાં કાયમ રાખવાથી મકાનની વિશાળતાને અનુરૂપ બનાવવા માટે થોડા ફેરફાર કરવા પડયા. થાંભલાને વધારે ઊંચા સળંગ બનાવવાને બદલે એક મોટા થાંભલાના એવા ભાગ કર્યાં કે બાંધણી મનોહર લાગે અને કુશળ આંખ જ તે પારખી શકે. તોરણો શોભા માટે કાયમ રાખ્યાં. બીજા અનેક અલંકારો ભીંતની આંતરી, ગોખ, મહેરાબ, મીંબર વગેરે જગ્યાઓમાં છૂટથી વપરાયા. હિંદુ બાંધણીમાં કમાન નહોતી તે ઉમેરી એ મોટામાં મોટો ફેરફાર થયો. શરૂઆતની મસ્જિદોમાં મીનારા દેખાવ પૂરતા નામના કરતા તે ધીમેધીમે શિલ્પીની કારીગરી બતાવવાનું મુખ્ય સાધન બની ગયા. આ રીતે ગૂજરાતનું મુસલમાન સ્થાપત્ય થોડા ફેરફાર સાથે એના મૌલિક તત્ત્વોમાં હિંદુ રહ્યું એ એની ખાસ વિશિષ્ટતા છે.[૨]

**ખંભાતનું સ્થાપત્ય**

**સ્થાપત્ય** કલાના આવા શોખીન દેશનું ખંભાત એ સૌથી માનીતું બંદર હતું. ગૂજરાતના ઇતિહાસમાં હિંદુ સમયમાં સોલંકી-ચાલુક્ય સમય સ્થાપત્યને માટે સૌથી સમૃદ્ધ ગણાય છે, અને

---

૨ ગૂજરાતના સ્થાપત્ય માટે જુઓ: Hope and Fergusson: Ahmedabad Architecture. P. 21-69-77. E.B. Havell. A Hand Book of Indian Art. P. 70, 150; Indian Architecture P. 69. Fergusson: His. of Indian & Eastern Architecture, 229. વધુ મત અને ચર્ચા માટે જુઓ આ લેખકના 'ગૂજરાતનું પાટનગર'ના સ્થાપત્યનાં પ્રકરણો. અમદાવાદની ચર્ચા ખંભાતને લાગુ પડે છે.

મુસનમાન સમયમા અમદાવાદના સુલતાનોનો સમય સૌથી વધારે સમૃદ્ધ ગણાય છે આ બને સમયમા ગૂજરાતન અને હિંદુસ્તાનનુ મુખ્ય બદર ખભાત હતું એ વખતના એશિયાના વેપારનુ એ કેન્દ્ર હતુ એના હિંદુ અને મુસલમાન રાજકર્તાઓ બ ધકામના ખાસ શૉખીન હતા એના શ્રીમંતો પણ એ બાબતમા રાજકર્તાઓથી કોઈ રીતે ઊતરે તેમ નહોતા દેલવાડાના મદિરો રાજાએ બધા વેના નથી છતા રાજાઓએ બધાવેના મદિરોથી વધારે સુદર અને મનોહર છે અમદાવાદની સુદરમા સુદર મસ્જિદો રાજ્યાશ્રયથી બધાઈ નથી ખભાતની મુખ્ય મસ્જિદ–ખભાતના સ્થાપત્યનો અલકાર–પણ ખભાતના એક શ્રીમતે બધાવી છે એ ગૂજરાતની સમૃદ્ધિ ગૌરવ અને સ્થાપત્ય તથા કલાના શૉખનો મૂર્તિમત દાખલો છે

**નગરરચના**

ખંભાત શહેરના અનેક અવતાર થઈ ગયા એ તો આપણે ગયા પ્રકરણોમા જોયુ નગરાની જગ્યાએ આવેના શહેરની રચના કેવી હશે અને ત્યા કેવા મકાનો હશે એ જાણવા માટે તો હાલ કલ્પના સિવાય કાંઈ સાધન રહ્યુ નથી હાલનુ શહેર હિંદુ સમયના પાછના ભાગમા વસ્યું હશે અને એ જ જગ્યાએ એના મકાનોના અનેક અવતારો થઈ ગયા હશે હાલમા ખભાત શહેરની અસલ બાધણી અમદાવાદની માફક ગ્રા હિંદુ નગરરચનાના સિદ્ધાત પ્રમાણે થએલી છે એ રચના જેટલે અશે અમદાવાદે જાળવી રાખી છે તેટલે અશે ખભાતે જાળવી નથી એટલે એનુ અસલ સ્વરૂપ આજે જાણવુ મુશ્કેલ છે દરબારગઢ માણેકચોક ત્રણ દરવાજા વગેરે જગ્યાઓની સ્થિતિ અમદાવાદની બધણી સાથે કાઈક મળે છે ખભાત સ્વતત્ર સસ્થાન થતા પહેલા ગૂજરાતની રાજધાનીનુ શહેર નહોતુ એટલે રાજગઢની પાસે રાજકટમની મસ્જિદ અને શહેરની વચ્ચે જુમા મસ્જિદ હોય એવી રચના નથી એટલો ફેર છે પોળો અને રસ્તાઓ તથા ઘરોની રચના ઉત્તર ગુજરાતના શહેરોને મળતી છે

**જુમામસ્જિદનુ વર્ણન**

ખભાતના દરિયા તરફના કોટની પાસે રાજગઢની બાજુમા વિશાળ જુમામસ્જિદ છે આ મસ્જિદ ગૂજરાતની સર્વથી જૂની મસ્જિદોમાની એક ગણાય છે ત્રણ દરવાજાથી દક્ષિણ તરફ જતા મસ્જિદ નો ઉત્તરનો ભાગ નજરે પડે છે, અને એ જોતા એના સૌંદર્ય અને ભવ્યતાનો પૂરો ખ્યાલ આવતો નથી એની ભવ્યતાનો ખરો ખ્યાલ અદરથી અને દક્ષિણ બાજુથી આવે છે આ મસ્જિદ ગૂજરાત ની બીજી ઉત્તમ મસ્જિદોની પેઠે રાતા રેતીઆ પથ્થર sand–stoneની બાંધેલી છે

આ મસ્જિદ પૂર્વપશ્ચિમ ૨૧૨ ફીટ લાબી છે અને ઉત્તરદક્ષિણ ૨૫૨ ફીટ પહોળી છે એમા દક્ષિણ તરફ રોજો છે તેના ૫૫ ફીટ સમાઈ જાય છે મસ્જિદનો અદરનો પ્રાર્થનાનો ખડ ― ૨થી ૧૯૮¾ લાબો અને ૫૦ ફીટ પહોળો છે એની સામેનો ચૉક ૧૩૪ ફૂટ લાબો અને ૧૧૮ ફૂટ પહોળો છે એની આસપાસની પડાળીઓ પડખે ૨૮ ફીટ પહોળી અને આગના ભાગમા ૩૦ ફીટ પહોળી છે પ્રાર્થનાખડમા ૧૫¾ ફીટ ઊંચા ૧૦૦ થાભલા છે એ થાભના ૨૬ની બે હારમા ગોઠવેના છે અને પાછની દીવાલથી એ હાર ૬૧ અને ૪૨ ફીટ છેટી છે આ થાભલાઓની



(૧) જુમ્મા મસ્જિદ અંદરથી (૨) મસ્જિદની અંદરની એક જાળી
(૩) જુમ્મા મસ્જિદનો પૂર્વ તરફનો દરવાજો—ખંડિયેર સ્થિતિમાં

ગોઠવણુ એવી રીતે કરેલી છે કે ચૌદ ચોરસ પડે છે, અને એના ઉપર ખૂણા કાપીને અષ્ટકોણ કરી હિંદુ રીત પ્રમાણે ઘૂમટ બનાવેલા છે. આગળના ત્રણ મોટા દરવાજાની અંદર છત ઊંચી લઈ જઈ જાળી મૂકેલી છે. વચલો દરવાજો બે ફીટ આગળ લાવી ચાલીસ ફીટ ઊંચો કરેલો છે. અને તેને બે છેડે નાના બે મીનારા છે. આ પ્રમાણે આગલો ભાગ અને ત્રણે દરવાજા એવી રીતે ઊંચા લીધા છે કે પાછળના ઘૂમટ દેખાય નહિ. અમદાવાદની મસ્જિદોની પેઠે આ મસ્જિદમાં પણ મલુકખાનું (સ્ત્રીઓને પ્રાર્થના કરવાની જગ્યા) છે. પણ અમદાવાદમાં એક જ બાજુ હોય છે જ્યારે ખંભાતમાં બે બાજુ છે. બાંધણી અમદાવાદની માફક અરધિયા થાંભલા ઉપર કરેલી છે અને જાળી કરેલી છે. એ જાળી આજે સારી હાલતમાં નથી. પડાળીઓમાં ૨૧ ઘૂમટની હાર છે અને દરેક ઘૂમટવાળા ભાગમાં એકએક બારી છે. ચૉકની વચ્ચે વજુ કરવા માટે પાણીનો હોજ છે. મસ્જિદની પશ્ચિમ તરફની ભીંતમાં ત્રણે દરવાજાની સામે ત્રણ મહેરાબ અથવા કિબ્લા છે, અને એ અર્ધ ગોળાકાર છે, અને મથાળે કમાન છે. મસ્જિદની કમાનો અમદાવાદી કમાનોના ઘાટની છે. આ મહેરાબ અમદાવાદની મસ્જિદોના મહેરાબના જેવા કારીગીરીવાળા નથી પણ સાદા છે. મહેરાબની પાછળ ભીંતમાં ટેકા કરેલા છે. જે ઘૂમટની નીચેની ભીંતમાં મહેરાબ નથી, તેમાં બારીઓ છે પણ તે સારી હાલતમાં નથી. મીંબર આઠ પગથિયાંનો, અમદાવાદની કેટલીક મસ્જિદોમાં છે એવો બનાવેલો છે, અને ઔરંગઝેબના વખતમાં મીંબરની ઊંચાઈ ઘટાડવામાં આવી તે અસર અમદાવાદની પેઠે ખંભાતમાં થઈ હોય એમ લાગતું નથી. મીંબર મુલ્લા અગર ખતીબને માટે છે.

આ મસ્જિદની દક્ષિણે અડોઅડ મોટો રોજો આવેલો છે. એની લંબાઈ ૨૦૪ અને પહોળાઈ ૪૯ ફીટ છે. એનું મુખ્ય પ્રવેશદ્વાર દક્ષિણે છે. વચ્ચે ૩૯ ફીટ વ્યાસનો મોટો ઘૂમટ છે. એની દક્ષિણના દરવાજામાં અને મસ્જિદની દક્ષિણના દ્વારમાં પડખે થઈને ઉપર જવા માટે દાદર છે. ઘૂમટ પડી ગએલો છે અને એની મરામત કરવાને કાંઇ પગલાં લેવાયાં લાગતાં નથી. ઘૂમટની નીચે પડાળી જેવું કરેલું છે. પશ્ચિમ બાજુ રોજાને લગતી ખાનગી મસ્જિદ છે અને એનો સંબંધ મુખ્ય મસ્જિદના મોટા ખંડ સાથે અને દક્ષિણ તરફના મલુકખાના સાથે છે. વચ્ચે બંધાવનારની પોતાની અને એની સ્ત્રીની કબરો છે. આ રોજામાં થઈને પણ મસ્જિદમાં જઈ શકાય છે. કબરો આરસની અને સુંદર કારીગીરીવાળી છે અને એના ઉપર લેખ છે. એમાં રિવાજ પ્રમાણે કુરાનેશરીફનાં વાક્યો છે. લેખમાં બાંધનારનું નામ પણ લખેલું છે. અનેક વિશેષણો લગાડ્યા પછી કહે છે કે અરબસ્તાન અને ઈરાનમાં પ્રસિદ્ધ એવા ઉમર બીન અહમદ કાઝરૂની-જેને ઝૈરઅલ મલીકનો ઇલ્કાબ છે—એ બુધવાર સફરમાસની નવમી તારીખે હી. સં.–૭૩૪ (ઈ.સ. ૧૩૩૩ તા. ૨૧ ઑક્ટોબર)ને રોજ સ્વર્ગવાસ પામ્યો. બીજી કબર ઉપર બીબી ફાતમાનું નામ છે એના ઉપર તા. ૧૧ શવ્વાલ હી. સં. ૭૮૩ (૩૦ ડિસેંબર ૧૩૮૧)ની તારીખ છે.

મસ્જિદની પૂર્વ તરફ દ્વાર ઉપર નાનો હિંદુ ઘાટનો મંડપ છે. મસ્જિદ મુહમ્મદશાહ બીન તઘલખશાહના રાજ્યમાં તા. ૧૮ મહોરમ હી. સં. ૭૨૫ (૫ જાન્યુઆરી ૧૩૨૫)ને રોજ મુહમ્મદ અલબુતમારીએ ખાનગી મિલકતમાંથી બંધાવી છે. બીજા એક લેખમાં સુલતાન ફિરોઝ (તઘલક?)

ગોઠવણ એવી રીતે કરેલી છે કે ચૌદ ચોરસ પડે છે, અને એના ઉપર ખૂણા કાપીને અષ્ટકોણ કરી હિંદુ રીત પ્રમાણે ઘૂમટ બનાવેલા છે. આગળના ત્રણ મોટા દરવાજાની અંદર છત ઊંચી લઈ જઈ જાળી મૂકેલી છે. વચલો દરવાજો બે ફીટ આગળ લાવી ચાલીસ ફીટ ઊંચો કરેલો છે. અને તેને બે છેડે નાના બે મીનારા છે. આ પ્રમાણે આગલો ભાગ અને ત્રણે દરવાજા એવી રીતે ઊંચા લીધા છે કે પાછળના ઘૂમટ દેખાય નહિ. અમદાવાદની મસ્જિદોની પેઠે આ મસ્જિદમાં પણ મલુકખાનું (સ્ત્રીઓને પ્રાર્થના કરવાની જગ્યા) છે. પણ અમદાવાદમાં એક જ બાજુ હોય છે જ્યારે ખંભાતમાં બે બાજુ છે. બાંધણી અમદાવાદની માફક અડધિયા થાંભલા ઉપર કરેલી છે અને જાળી કરેલી છે. એ જાળી આજે સારી હાલતમાં નથી. પડાળીઓમાં ૨૧ ઘૂમટની હાર છે અને દરેક ઘૂમટવાળા ભાગમાં એકએક બારી છે. ચૉકની વચ્ચે વઝુ કરવા માટે પાણીનો હોજ છે. મસ્જિદની પશ્ચિમ તરફની ભીંતમાં ત્રણે દરવાજાની સામે ત્રણ મહેરાબ અથવા કિબ્લા છે, અને એ અર્ધ ગોળાકાર છે, અને મથાળે કમાન છે. મસ્જિદની કમાનો અમદાવાદી કમાનોના ઘાટની છે. આ મહેરાબ અમદાવાદની મસ્જિદોના મહેરાબના જેવા કારીગીરીવાળા નથી પણ સાદા છે. મહેરાબની પાછળ ભીંતમાં ટેકા કરેલા છે. જે ઘૂમટની નીચેની ભીંતમાં મહેરાબ નથી, તેમાં બારીઓ છે પણ તે સારી હાલતમાં નથી. મીંબર આઠ પગથિયાંનો, અમદાવાદની કેટલીક મસ્જિદોમાં છે એવો બનાવેલો છે, અને ઔરંગઝેબના વખતમાં મીંબરની ઊંચાઇ ઘટાડવામાં આવી તે અસર અમદાવાદની પેઠે ખંભાતમાં થઇ હોય એમ લાગતું નથી. મીંબર મુલ્લા અગર ખતીબને માટે છે.

આ મસ્જિદની દક્ષિણે અડોઅડ મોટા રોજો આવેલો છે. એની લંબાઈ ૨૦૪ અને પહોળાઇ ૪૯ ફીટ છે. એનું મુખ્ય પ્રવેશદ્વાર દક્ષિણે છે. વચ્ચે ૩૯ ફીટ વ્યાસનો મોટો ઘૂમટ છે. એની દક્ષિણના દરવાજામાં અને મસ્જિદની દક્ષિણના દ્વારમાં પડખે થઇને ઉપર જવા માટે દાદર છે. ઘૂમટ પડી ગએલો છે અને એની મરામત કરવાને કાંઇ પગલાં લેવાયાં લાગતાં નથી. ઘૂમટની નીચે પડાળી જેવું કરેલું છે. પશ્ચિમ બાજુ રોજાને લગતી ખાનગી મસ્જિદ છે અને એનો સંબંધ મુખ્ય મસ્જિદના મોટા ખંડ સાથે અને દક્ષિણ તરફના મલુકખાના સાથે છે. વચ્ચે બંધાવનારની પોતાની અને એની સ્ત્રીની કબરો છે.' આ રોજામાં થઇને પણ મસ્જિદમાં જઈ શકાય છે. કબરો આરસની અને સુંદર કારીગીરીવાળી છે અને એના ઉપર લેખ છે. એમાં રિવાજ પ્રમાણે કુરાનેશરીફનાં વાક્યો છે. લેખમાં બાંધનારનું નામ પણ લખેલું છે. અનેક વિશેષણો લગાડ્યા પછી કહે છે કે અરબસ્તાન અને ઇરાનમાં પ્રસિદ્ધ એવા ઉમર બીન અહમદ કાઝરૂની-જેને ઝૈરઅલ મલીકનો ઇલ્કાબ છે-એ બુધવાર સફરમાસની નવમી તારીખે હી. સં.-૭૩૪ (ઈ.સ. ૧૩૩૩ તા. ૨૧ ઑક્ટોબર)ને રોજ સ્વર્ગવાસ પામ્યો. બીજી કબર ઉપર બીબી ફાતમાનું નામ છે એના ઉપર તા. ૧૧ શવ્વાલ હી. સં. ૭૮૩ (૩૦ ડિસેંબર ૧૩૮૧)ની તારીખ છે.

મસ્જિદની પૂર્વ તરફ દ્વાર ઉપર નાનો હિંદુ ઘાટનો મંડપ છે. મસ્જિદ મુહમ્મદશાહ બીન તઘલખશાહના રાજ્યમાં તા. ૧૮ મહોરમ હી. સં. ૭૨૫ (૫ જાન્યુઆરી ૧૩૨૫)ને રોજ મુહમ્મદ અલબુતમારીએ ખાનગી મિલકતમાંથી બંધાવી છે. બીજા એક લેખમાં સુલતાન ફિરોઝ (તઘલક?)

ના વખતમા ઝફરખાન ગરતુરી નામના મિસ્ત્રીએ બાધી એમ પણ લખ્યુ છે

ખભાતમા કેટલીક કબરો ઉમર અલ કાઝરૂની કબર જેવી છે એક તો ઇખ્તીયાર ઉદ્દૌલા નામના ખજાનચીની ઇ સ ૭૧૬ હી સ જમાદલ આખર માસની ૧૭મી તારીખનો છે (૬ સપ્ટેંબર ૧૩૧૬) શહેરથી માઇલ પશ્ચિમે અહમદ અલ હાજમ કુરેશીના પુત્ર અબ્દુસ્સલામના પુત્ર ઇસીના પુત્ર મુહમ્મદના પુત્ર સૈયદ અહમદના પુત્ર હાજી યુસુફની કબર છે હી સ ૮૧૪ (ઇ સ ૧૪૧૧) છે બીજી કબર ફકરૂદ્દૌલા વદ્દીન અબુબકર બીન હસનની છે હી સ ૮૧૮ (ઇ સ. ૧૪૧૫) છે[૩]

**બાધણીની ચર્ચા**

**આ** મસ્જિદ ઇ સ ૧૩૩૫મા બધાઈ એમ એની ઉપરના લેખ ઉપરથી માલૂમ પડે છે રોજાની અદરની મુખ્ય કબર ઉપર ઇ સ ૧૩૩૩નુ વર્ષ છે આ મસ્જિદ હાલ છે એ જ ઘાટની એ વખતે બધાઇ હશે કે કેમ તે કહેવુ મુશ્કેલ છે મસ્જિદની સાદાઈ જોતા અમદાવાદમા પદરમી સદીની શરૂઆતમા બધાએલી મસ્જિદોમા અને આમા બહુ ફેર નથી લાગતો એમ છતા પણ અમદાવાદની જૂનામા જૂની મસ્જિદો કરતા આ ખભાતની જુમામસ્જિદ એક સૈકો જૂની છે એટલે એ મસ્જિદની બાધણી અમદાવાદની સર્વથી જૂની મસ્જિદો સાથે સરખાવતા અને એનાથી એક સૈકો જૂની એ વાત ધ્યાનમા લેતા એટલી બધી જૂની હોય એમ માની શકાતુ નથી ઇ ૧૩૨૫ એટલે હિંદુ સત્તા પૂરી થયા પછી થોડા જ વખતમા આ મસ્જિદ બધાએલી છે એ વખતે હિંદુ સ્થાપત્ય એની ઊચામા ઊચી સ્થિતિમા હતુ એટલે એને માટે કોઇ પણ ભારે મકાન બાધવુ મુશ્કેલ તો નહોતુ પરતુ જે જાતની મસ્જિદો અમદાવાદમા બાદશાહી સ્થપાયા પછી કેટલે વર્ષે દેખાય છે, તે જાતની મસ્જિદ ખભાતમા એક સૈકા પહેલા એટલા જૂના સમયમા બધાય એમા શકા પડે છે પરતુ બાધણી જોતા જેમ એ વખતે આ મસ્જિદ બધાઈ હોય નહિ એમ લાગે છે તેમ એની અદરના લેખની તારીખથી એથી વિરુદ્ધ માનવાને પણ પ્રમાણ નથી ફક્ત ગૂજરાતમા મુસલમાન સ્થાપત્યની પ્રગતિ જે રીતે થઈ છે તેનો વિચાર કરતા એટલી શકા ઉત્પન્ન થાય છે એટલે લેખની તારીખ પ્રમાણે એ વખતે મસ્જિદ બધાઇ છે એમ માનીએ તો તે વખતના હિંદુ કારીગરોને નકશો બનાવી આપનારા ખાસ બહારથી આવેલા હોવા જોઇએ મસ્જિદ તો એ વખતે બધાઈ એમ માની લઇએ તોપણ જોડેનો દક્ષિણ તરફ આવેલો રોજો તો પાછળથી બધાયો હશે એમ જ માનવુ પડે રોજાની બાધણી ને એના ઘૂમટનું કદ જોતા ચૌદમી સદીમા એ બાધણી થવી અશક્ય છે ગૂજરાતના સુલતાનોના પણ પાછના ભાગમા સુલતાન બહાદુરશાહના વખતથી એવા બુલદ ઘૂમટો ગૂજરાતમા બધાવા લાગ્યા એટલે કબરો ચૌદમી સદીની શરૂઆતની હોય પણ મસ્જિદ અને રોજો તો પાછળથી કોઇએ બધાવ્યા હોય એમ લાગે છે અને બધાયા પછીના અનેક સૈકાઓમા તેની મરામત થયા કરેલી છે એમ સ્પષ્ટ દેખાય છે આ મસ્જિદ હિંદુ મદિરને

---

૩ Arc Survey of W India VI Burgess P 28 લ મારુમા અરબીમા મોડાના ફેરથી બહુ ફેર પડે છે તેમ નામ સ્પષ્ટ પણુ નથી એમ લખે છે

ફેરવી નાખીને બનાવેલી છે, એવો એકમત કેટલાક લેખકો કહે છે. આમ ધારવાને આધાર નથી. લેખમાં કહેલા વર્ષમાં મસ્જિદ બંધાઈ હોય તો એ વખતે મુસલમાન સત્તા તુરતમાં જ આવેલી હતી. મસ્જિદની રચના પણ એક સૈકા પછી બંધાએલી મસ્જિદો જેવી છે. તો એટલા વહેલા સમયમાં મસ્જિદ હિંદુ કે જૈન મંદિરને ફેરવી નાખીને કેવી રીતે થઈ હશે તે કલ્પનામાં આવી શકતું નથી. હિંદુ મંદિરોના પથ્થરો અને થાંભલાઓ વગેરે કાટમાલ વાપર્યો હશે એમાં શંકા નથી. એ વખતે ઉલુઘખાનના લશ્કરે એક વખત તો મંદિરોનો ધ્વંસ કરેલો હતો. પરંતુ ખુદ ઉલુઘખાનના દરબારમાં જૈનોનું જોર સારું હતું. તો આખું જૈન મંદિર ફેરવાઇને મસ્જિદ તે વખતમાં બની જાય એ માનવા જેવી વાત નથી.[૪] હિંદુ મંદિરોના અવશેષો લઇને મુસલમાન વેપારીએ મસ્જિદ બાંધી એ જ વાત સયુક્તિક અને માનવા જેવી છે. મસ્જિદ રાજ્યસત્તાએ નથી બાંધી, રાજસત્તા એ વખતે ગુજરાતમાં તદ્દન નવી જ આવેલી હતી એ પણ ભૂલવા જેવું નથી. એકંદરે મસ્જિદની બાંધણી કબરની તારીખ કરતાં એક સૈકો પાછળની જણાય છે.

**૧૭૭૫માં જુમામસ્જિદ અને બીજાં મકાનો**

છેક ઓગણીસમી સદીના મધ્ય ભાગ સુધી આ મસ્જિદ સારી દશામાં નહોતી. એના ઘણા ભાગ પડી ગયા હતા. પરંતુ હાલ એની સારી મરામત થતી રહી છે અને ખંભાતનું એ મુખ્ય જોવા લાયક સ્થાન કહી શકાય. જેમ્સ ફૉર્બ્સે (૧૭૭૫)માં આ મસ્જિદનું વર્ણન કરેલું છે. એ કહે છે કે આ એક હિંદુ મંદિર હતું. એમાં મૂર્તિઓ જમીનમાં નાખેલી છે. આ માન્યતાની ચર્ચા ઉપર કરી છે એટલે ફરી લખવાની જરૂર નથી. ફૉર્બ્સ જ્યાં પોતે તપાસ કરીને લખે છે ત્યાં ખરું લખે છે પણ બીજાનું સાંભળીને લખે છે ત્યાં ભ્રમ પેદા કરે છે એવું એની પછી પોણી સદી પછી આવેલો બ્રીગ્ઝ કહે છે. ઉપરની વાતની પેઠે ફૉર્બ્સ બીજી વાત એ કહે છે કે મસ્જિદની દક્ષિણે એક મીનારો હતો અને બીજો વીજળીથી પડી ગયો. આ હકીકત પણ ભ્રમમૂલક છે. ફૉર્બ્સ આગળ લખે છે કે ખંભાતનાં પરાંમાં કેટલાક સુંદર રોજા છે જેમાં કારીગીરી એટલી તો ઉત્તમ છે કે એના બાંધનાર કારીગરોને નકશી કરવા માટે જેટલો પથ્થર કોતરીને રેતી કાઢી તેની ભારોભાર સોનું આપવામાં આવેલું. આ રોજાઓ ક્યાં હશે તેનો આજે પત્તો લાગતો નથી.[૫]

**નવાબ સાહેબનો મહેલ**

નવાબ સાહેબનો મહેલ એ બીજું ઉત્તમ મકાન ખંભાતમાં ગણી શકાય. જુમામસ્જિદની બાજુમાં દરબારગઢનાં મકાનોમાં રાજમહેલ આવેલો છે. ગઢમાં જુદાંજુદાં મકાનોનો સમૂહ છે. એમાં દરબાર ભરવાનો જે ભાગ છે તે ભવ્ય અને સુંદર છે. એનો ઉઠાવ મોગલ ઘાટનો છે, અને એની

૪ આ મસ્જિદમાં એક આરસનો થાંભલો નાગરી લિપિના અસ્પષ્ટ લેખવાળો અને ગર્દભ શાપની મૂર્તિ કોતરેલો પડ્યો છે. એને મંદિરમાં વાપરતાં વધેલો થાંભલો છે એમ કહેવામાં આવે છે આ ભ્રમ છે. આ થાંભલાને મસ્જિદ સાથે સંબંધ નથી. બહારથી આવેલો જણાય છે. હિંદુ સમયના અંત ભાગનો લાગે છે.

૫ Oriental Memoirs I 319-20.



જુમ્મા મસ્જિદની અંદરની આરસની કબરો; તે પરના લેખ તથા કોતરણી સહિત



જુમ્મા મસ્જિદની અંદરની આરસની કબરો; તે પરના લેખ તથા કોતરણી સહિત

છે. તેમાં એક અખંડ છે અને બીજી ખંડિત છે. આ બંને મૂર્તિઓ કલાના સુંદર નમૂના છે, અને એમના મુખ ઉપરના ભાવ તથા અલંકારોની શુદ્ધિ મનોહર છે. બ્રહ્માના મંદિરમાં શિવ ગણેશ વગેરે બધી મૂર્તિઓ ઉત્તમ છે. નગરમાં જયાદિત્યની મૂર્તિ પણ ખાસ ધ્યાન ખેંચે તેવી છે. બ્રહ્મા અને સૂર્યની આ મૂર્તિઓ આખી મનુષ્યાકૃતિ જેટલી ઊંચી છે. સૂર્યની મૂર્તિ મોઢેરાની મૂર્તિઓ જેટલી ભાવવાહી નથી. ખંભાતમાં વડા વાસુદેવની પોળમાં વિષ્ણુની મૂર્તિ છે તે પણ એ જ સમયની છે પણ તે નાની છે. શિવ મંદિરો આ પ્રાચીન પાશુપતોના સ્થાનમાં છે અને સાદાં ને રસ વગરનાં છે. એમાં સૂર્ય, પાર્વતી વગેરેની બીજી સારી મૂર્તિઓ અહીંતહીં પડેલી મળે છે.

ઓગણીસમી સદીના અંતમાં અને વીસમી સદીમાં જે મકાનો બનેલાં છે તે પશ્ચિમની ઢબનાં છે; અને સ્થાપત્યની દૃષ્ટિએ તદ્દન નકામાં છે. બીજે બધે બન્યું છે એમ ખંભાતમાં પણ એવાં મકાનો નથી પશ્ચિમના સ્થાપત્યના નિયમ પ્રમાણે કે નથી આપણા દેશી નિયમ પ્રમાણે. એટલે ચાલુ સદી સ્થાપત્યને માટે તો મુંબાઈ જેવાં મોટાં શહેરોમાં ગણત્રીમાં લઈ શકાય.



# પ્રકરણ તેરમું

## વેપાર અને વહાણવટું

### ખભાત વેપાર માટે લાયક મધ્યસ્થ સ્થળ

ખંભાતના વેપારનો ઇતિહાસ એના સ્થળના ઇતિહાસ જેટલો જ રસમય છે ખભાતનું સ્થળ એશિયાના નકશામા એવી રીતે આવેલુ છે કે ઘણા દેશથી આવતા જતા માલનુ એ મધ્યસ્થ કેન્દ્ર થઈ શકે[1] પ્રાચીન સમયમા જ્યારે યુરોપના કેટલાક દેશો જંગલી હતા અને અમેરિકા યુરોપના લોકોને જડયો પણ નહોતો ત્યારે હિંદુસ્તાનની સ્થિતિ વેપારઉદ્યોગના ક્ષેત્રમા કેવી સર્વોપરી હતી એ હવે ઇતિહાસના વાચનારને અજાણ્યુ નથી યુરોપના લોકો કપાસ શુ તે સમજતા નહોતા ત્યારે હિંદુસ્તાન સારામા સારુ કાપડ બનાવી પરદેશોને પૂરૂ પાડતુ હતુ એ હિંદુસ્તાનમા પશ્ચિમમા આવેલો ગુજરાતનો નાનો પ્રાત વેપારી બુદ્ધિમા સર્વોપરી હતો છેક કહેવાતા પ્રાગૈતિહાસિક સમયથી ભરૂચ, સોપારા, પ્રભાસ ને ખભાત હિંદુસ્તાનના મોટા બંદરો હતા તેમા ખભાત હિંદના સર્વથી મોટા બંદરોમા ગણાતુ, અને પાછળથી પહેલી પક્તિનુ ગણાતુ સુરત બંદર પણ ગૂજરાતનુ જ બંદર હતું કલકત્તા, મદ્રાસ વગેરે મોટા બંદરો આજે હિંદુસ્તાનમા છે છતા વેપાર અને નાણાવટા માટે તો જેમ મુબાઈ જ સર્વોપરી ગણાય છે તેમ મધ્ય પ્રાચીન કાળમા તામ્રલિપ્ત વગેરે બંદરો છતા ખભાત જ મુખ્ય ગણાતુ સોળમી સદીના અત ભાગમા ખભાતના અખાતનો મથાળાનો ભાગ પુરાતો ગયો તેમતેમ ધીમે ધીમે ખભાતની જાહોજલાલી ઘટતી ગઈ અને આર્થિક પડતી આવી ઉત્તર હિંદ સાથે ખભાતનો વેપારી સબધ છેક સત્તરમી સદી સુધી જમીન રસ્તે હતો ત્યારે અગાઉ જોયુ તે મુજબ સરસ્વતી નદીનો ખભાત પાસેથી કાશ્મીર સુધી જતો પ્રવાહ અને સિન્ધુ આદિ કચ્છના રણમા પડતી નદીઓના પજાબમા થઈને આવતા પ્રવાહ ખભાત અને ગૂજરાતના બીજા બંદરોને ઉત્તર હિંદના મુખ્ય મથકો સાથે સહેલાઇથી જોડતા એક બાજુ દક્ષિણમા થઈને જાવા બ્રહ્મદેશ વગેરે દેશો અને બીજી બાજુ પશ્ચિમમા રાતો સમુદ્ર અને ઈરાની અખાતની આસપાસના દેશો એ બવામા ખભાતનુ સ્થળ એવુ મધ્યસ્થ છે કે એની એ ભૌગોલિક સ્થિતિ એના વેપાર અને વહાણવટાની પ્રગતિમા ઘણી સહાય કરતી

### ખભાતના વેપારનો ઇતિહાસ એટલે હિંદના પ્રાચીન વહાણવટાનો ઇતિહાસ

**આ** રીતે ખભાત અગર એ જગ્યાએ જે નામથી નગર હશે તેણે ઘણા પ્રાચીન કાળથી સારો વેપાર ખીલવ્યો હશે એમા શકા નથી પરતુ એ જાણવાના સાધનના અભાવે જ્યારથી ખભાતના સ્પષ્ટ ઉલ્લેખ મળે છે ત્યાથી વેપાર સબધી નિગત લખશુ બીજુ એ પણ ધ્યાનમા રાખવાનુ છે કે ખભાત એ પ્રસિદ્ધ બંદર હોઈ એનો વેપાર મોટે ભાગે દરિયા માર્ગનો છે અને જે વેપાર જમીન

[1] જુઓ પૌરાણિક સમયના પ્રકરણ સાથે આપેલો નકશો

માર્ગનો છે તે પણ પરદેશ જવા કે આવવા માટે સમુદ્ર સાથે સંબંધ ધરાવતો જ છે. એટલે ખંભાતના વેપારનો ઇતિહાસ ઘણે અંશે ખંભાતના વહાણવટાનો ઇતિહાસ છે. એમ કહેવાય છે કે મુંબાઈ, કલકત્તા વગેરે હાલનાં મોટાં બંદરોનાં નામનિશાન નહોતાં ત્યારે હિંદુસ્તાનના વહાણવટાના કેન્દ્ર જેવા ખંભાત બંદરમાં બીજાં કોઈપણ બંદર કરતાં વધારે પરદેશીઓ આવ્યા હતા.[૨]

### દસ અને અગિયારમી સદીના આરબોના ઉલ્લેખો

ખંભાતના વેપારના ઉલ્લેખો દસમી સદીની શરૂઆતથી આરબોનાં વર્ણનોથી શરૂ થાય છે. એ વખતે ખંભાતની પેદાશમાં કેરી, નારિયેળ, લીંબુ, ચોખા અને જથાબંધ મધ એટલું ગણાતું. ખંભાતમાં ચામડાંનો વેપાર પણ મોટો હતો. અને એનાં ચંપલ તથા જોડા પરદેશમાં જતા.[૩] ઘણા વેપારી ઇરાન અને અરબસ્તાનના હતા અને પોતાના ધર્મ સુખેથી પાળતા હતા. આ વખતે દરિયામાં 'બવારિજ' નામના ચાંચિયા લોકોનો ત્રાસ ઘણો હતો, અને એ લોકો 'બરિયા' નામના વહાણમાં આવતા. આ લોકો હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાથી માંડી ઇરાની અખાત અને સોકોટ્રા સુધી લૂંટ ચલાવતા.[૪] અગિયારમી સદીમાં આ ચાંચિયાઓનો ત્રાસ ઘણો હતો છતાં ખંભાતનો વેપાર ઘણો સારો ચાલતો અને ગૂજરાતના વેપારનું એ કેન્દ્ર હતું. આસપાસથી કપાસ, કાપડ, સુંઠ વગેરે ત્યાં આવતું. ઉત્તર હિંદમાં મુલતાનથી પણ માલ આવતો અને તે પગરસ્તે અગર કિનારે થઈને વહાણમાં આવતો. માળવાથી ખાંડ આવતી. ખંભાતનો માલ પશ્ચિમમાં ઇરાન, અરબસ્તાન અને આફ્રિકામાં સોફલા બંદરે જતો અને પૂર્વમાં હિંદના કિનારાનાં બંદરો, કોરોમાંડલ કિનારો, અને 'જંક' નામના વહાણમાં છેક ચીન સુધી માલ જતો.

### બારમી સદી

બારમી સદીમાં ખંભાતથી ઘઉં ચોખા, ગળી, સરકટ,[૫] એ મુખ્ય નિકાશ હતી. જગતના દરેક દેશની

---

૨ જુઓ વસંત રજતમહોત્સવમાં આપેલો આ લેખકનો 'ગુજરાતનું વહાણવટું' એ નામનો લેખ.

3 Bom. Gaz. VI. P. 187-88. અને ઇબ્ન હૌકલ-ઇલીઅટ. I. ૩૪-૩૮ નારિયેળ વગેરે ખંભાતમાં તે વખતે થતું હશે એ આજે નવાઈ લાગે એવું છે. ઉપરની પેદાશ ખંભાતમાં થતી કે દેશના અંદરના ભાગમાંથી ત્યાં આવતી તે સ્પષ્ટ નથી. ઇબ્ન હૌકલ વધારામાં કહે છે કે બધી વસ્તી હિંદુઓની છતાં બહુ મુસલમાન હતા અને બલહારની વતી એ જ રાજ કરતા હોય એમ હતું આ વાત માનવા જેવી લાગતી નથી. કારણ પછીનાં વર્ણનો હિંદુ રાજાઓ તરફથી દરેક ધર્મવાળાને સમાન ન્યાય મળતો એવાં મળે છે. ખજૂર અહીં થતાં નથી એમ લખે છે.

૪ Bom. Gaz. VI. P. 188. કાઠિયાવાડના કિનારાના ચાંચિયા પ્રસિદ્ધ હતા. કચ્છના પણ ઘણા બળવાન હતા. રજપુત, મેર, અને જાટ જાતિના ચાંચિયા સામાન્ય બવારિજ નામથી ઓળખાતા. કચ્છમાં જાટની વસ્તી હતી અને એ વખતમાં કચ્છનો રાજા જતાધિપ કહેવાતો. એ લોકના વહાણના કાફલા એટલા બળવાન હતા કે યુફ્રેટીસ અને બસરા સુધી લૂંટ કરવા જતા ત્યારે બગદાદની ખીલાફતની ગાદીને પોતાનું બધું જોર ચાંચિયાને હંફાવવામાં વાપરવું પડતું. બરિયા નામનું વહાણ તે ગૂજરાતી 'બેડો' હોય એમ લાગે છે. 'બેડો પાર' એ કહેવતમાં વપરાય છે તે. બેડો પ્રાકૃત વહાણના નામ 'વિગડો' એ ઉપરથી વેઅડો બેઅડો, બેડો, એમ ભ્રષ્ટ થઈને થયું છે.

૫ Illiot I. 85 આમાં નેતર Rattan શબ્દ વાપર્યો છે. ગેઝેટીઅરનો લેખક Indian cane લખે છે. બાણ બનાવવા માટે વપરાતું હોય એમ લાગે છે. અહીં સરકટ શબ્દ ઠીક લાગ્યો છે.

વસ્તુઓ ખંભાતમાં મળતી અને ખંભાત મારફતે જતી ને આવતી. ચાંચિયાનું જોર હતું. પરંતુ છેક ખંભાત લગી તેઓ હરકત કરી શકતા નહિ, અને ખંભાત બંદરની અંદર તો વેપારીઓની સલામતી હતી. અલ ઇદ્રીસી લખે છે કે આ સલામતી તે વખતની સરકારે મજબૂત કિલ્લો ખંભાતમા બાંધ્યો હતો તેથી હતી.[૬] આ વખત અણહિલવાડ પાટણના બળવાન રાજાઓનો હતો અને જૈનોનુ જોર ખંભાતમા વધવા માડ્યું હતું. પરદેશી વેપરીઓ ઉપરાંત મોટે ભાગે વેપાર જૈનોના હાથમાં હતો. તેરમી સદીમા મૅરીનો સૅનુટો (Marino Sanuto) નામનો મુસાફર લખે છે કે ખંભાત હિંદના સૌથી મોટા બંદરોમાનું એક ગણાતું. ગળીનો મોટો વેપાર અને નિકાશ પણ ઘણા મોટા પ્રમાણમા થતાં. કાપડ ઘણા દેશાવર નિકાશ થતું. બારીક કાપડ પણ ખંભાત બંદરથી ચડતું. કપાસ અને ચામડા પણ ઘણા મોટા જથામા ચડતા. માર્કોપોલો લખે છે કે (૧૨૯૦)મા ગૂજરાતમા એ વખતે ચામડાનો વેપાર હતો. કાચા ચામડા, બકરા, બળદ, ભેંસ અને બીજાં ઘણા જનાવરના અરબસ્તાન બાજુ ચડતા. ચામડા કેળવીને એના ચંપલ અને જોડા બનાવવાનો હુન્નર પણ મોટા પ્રમાણમા હતો અને રંગબેરંગી અને સોનેરી ભાતીગળ ચટાઇઓ ચામડાની બનતી. સોનુંરૂપું, ત્રાંબુ, જમત, મજીઠ વગેરે રાતા સમુદ્રના બંદરોથી ખંભાતમા આયાત થતું; અને ઈરાની અખાતનાં બંદરોથી ઘોડાની ઘણી મોટી આયત થતી હતી. પારસી અને મુસલમાન વેપારીઓ પણ સારા પ્રમાણમા હતા અને પાટણના રાજાઓ તરફથી દરેકને સરખો ન્યાય મળતો એ આગળ જોઇ ગયા છીએ. વહાણવટું હિંદુઓના હાથમા પણ સારા પ્રમાણમાં હતુ. ખારવા ટંડેલ વગેરે મોટે ભાગે રજપુત અને કોળી લોકો હતા. આ સદીમાં ખંભાતમાં વસ્તુપાલ તેજપાલનો વહીવટ થઈ ગયો હતો. અને ગૂજરાતના નીકાસૈન્યનું કેન્દ્ર ખંભાત હતું એ આગળ જોઈ ગયા. આ વીર વાણિયાઓએ ખંભાતમાં રહી ગૂજરાત-ની વ્યવસ્થા કરેલી છતાં અરબી સમુદ્રમાં ચાંચિયાનું જોર ઓછું થએલું જણાયું નથી. માર્કોપોલો લખે છે કે કચ્છ અને સોમનાથના ચાંચિયા એ વખતે પણ જોરમા હતા અને એ વખતમા દરિયાના સૌથી જબરા લૂંટારૂ ગણાતા. વસ્તુપાલના મહામાત્યપદના સમયમા એનો પુત્ર જયંતસિંહ ખંભાતમા શરાફીનો ધંધો કરતો હતો એમ સમજાય છે.[૭]

### ચૌદમી સદી

ચૌદમી સદીમા ખંભાતના વેપાર સંબંધી બહુ ઉલ્લેખો મળતા નથી. એ સદી હિંદુ સમય પૂરો થયા પછી અને ગૂજરાતની સ્વતંત્ર બાદશાહી અમદાવાદમા સ્થપાઇ તે પહેલાના દિલ્હીના સુલતાનોના

---

૬ Illiot I 84 આમા Government of India એ કિલ્લો બાંધ્યો છે એમ લખે છે ગેઝેટીઅરનો લેખક અણહિલ્લ વાડના રાજાએ એમ નોધમા લખે છે સિંધ સિવાયનો ભાગ આરબો હિંદ એ નામથી ઓળખતા અને ગૂજરાત સાથે એમનો પરિચય વધારે હોવાથી અને હિંદનુ એ દ્વાર હોવાથી એને પણ હિંદ કહેતા એટલે ગૂજરાતને માટે જ આ શબ્દ વાપરેલો છે લોક ઇલીયટે એ સ્પષ્ટ કરેલુ નથી ઈદ્રીસી 'કના' 'Kana' નામની વસ્તુ નિકાશ થવાનું લખે છે

૭ × × × महं जयतसिंह सं. १२७९ स्तंभतीर्थे मुद्राव्यापारान् व्यापृण्वंतिसति ॥ અહીં મુદ્રાવ્યાપારાન્ એનો અર્થ નાણાવટીનો ધંધો કે સરકારી અધિકારી તરીકે મહોર છાપ કે ટંકશાળનો અધિપતિ તે માટે મતભેદ છે, કેટલાક વિદ્વાનો ઉપર મુજબનો અર્થ કરે છે જુઓ સં ચૈત્ર ૧૯૭૦ 'વસંત'મા આવેલી ચર્ચા

સુબાઓના અમલની હતી. એટલે રાજ્યક્રાંતિની કાંઇક અવ્યવસ્થા અને રાજકર્તાઓની અંગત દેખરેખનો અભાવ હોવાથી એ સદીમાં બહુ વેપારીઓ પરદેશથી આવ્યા ન પણ હોય. આપણા દેશી લોકોને તો ધાર્મિક બાબતો સિવાય બીજું નોંધવાની ટેવ ઓછી હોવાથી દેશી ગ્રંથોમાંથી બીજી બાબતના ઉલ્લેખોની આશા રાખવી વ્યર્થ છે. એમ છતાં પણ ખંભાત શહેરનો વેપાર એ સદીમાં પ્રમાણમાં સારો ચાલતો હશે એમાં તો શંકા નથી. અલાઉદ્દીન ખીલજીના સુબા ઉલુઘખાનના સમયમાં શત્રુંજય તીર્થનો છેલ્લો ઉદ્ધાર કરનાર સમરસિંહ (સમરાશાહ) મોટો વેપારી હતો અને એની દેવગિરિ (દેવગઢ) અને ખંભાતની શાખાઓના કાર્યકર્તાઓ એના ભાઇઓ હતા. સમરસિંહનો વેપાર એવો મોટો હતો કે ઉલુઘખાનની એના ઉપર ખાસ મહેરબાની હતી અને શત્રુંજયના ઉદ્ધાર માટે ખાસ ફરમાન આપ્યું હતું.[૮] પરદેશીઓના ઉલ્લેખમાં ઇ. સ. ૧૩૪૫માં આરબ ઇબ્નિ બટ્ટુટાનો ઉલ્લેખ માત્ર મળે છે; અને એ પણ એ સદીમાં ખંભાત સમૃદ્ધ હતું એમ સાક્ષી પૂરે છે. યુરોપ અને એશિયાની વચ્ચેનો રાતા સમુદ્રનો રસ્તો ચાલુ હતો એમ એ જણાવે છે, અને રાતા સમુદ્રનાં બંદરોનો ખંભાત સાથેનો વેપાર જાણીતો છે.

### પંદરમી સદી

પંદરમી સદીમાં આવેલા મુસાફરો ખંભાતમાં પોખરાજ, ગોમેદ, સુગંધી તેલો, લાખ, ગળી, હરડા, બહેડાં, આંબળાં, રેશમી માલ અને કાગળનો ધંધો સારો ચાલતો હતો એમ લખે છે. આ સદીમાં અમદાવાદના સુલતાનો નૌકાસૈન્ય માટે પણ ધ્યાન સારૂં આપતા અને લગભગ પાંચ વખત ખંભાતે નૌકાયુદ્ધમાં ભાગ ભજવ્યો છે તે જોઇ ગયા. આમાં એક વખત ઇ.સ. ૧૪૩૦માં અહમદશાહ બાહ્મણી સામે કાફલો મોકલેલો તે માત્ર રાજકીય બાબત હતી. બીજી ચાર વખત ચાંચિયાઓને વશ કરવા માટે કાફલા ગએલા.[૯] આ સદીમાં ગૂજરાતના સુલતાનોએ ખંભાતને આબાદ રાખાવામાં બહુ કાળજી રાખેલી. સોળમી સદીમાં જોકે ખંભાતના વેપારના ઉલ્લેખો બીજી દરેક સદી કરતાં વધારે મળે છે અને તેને લીધે બીજી કોઇ સદી કરતાં એ સદીમાં ખંભાત વધારે સમૃદ્ધ હશે એમ કોઈ ધારી લે. પરંતુ ખરી રીતે તેરથી પંદરમી સદી એ ખંભાતના વેપારને માટે ખરેખરો સુવર્ણનો સમય હતો. અમદાવાદના સુલતાન મહમદ બેગડાના સમય જેવી શાંતિ અને આબાદી ગૂજરાતે કદી દીઠી નથી, અને એ સમય જેટલો વેપાર સોળમી સદીના બીજા પાદથી પોર્ટુગીઝો જોરમાં

---

૮ જુઓ નાભિનંદનોદ્ધાર પ્રબંધ: શ્રીકક્ક સૂરિ વિરચિત. પ્રસ્તાવ. ૪. શ્લો. ૩૫૩-૫૪. ખંભાતની પેઢીનો કાર્યકર્તા સાહણ હતો. એ જ પ્રબંધમાં આગળ લખે છે કે સાહણ ખંભાતથી સંઘ લઈ સમરસિંહને મળવા શત્રુંજય તરફ જતો હતો તેમાં મંત્રીશ્વર પાતાક, સાંગણ, સંઘપતિ લાક્ષા, સિંહભટ, વસ્તુપાલના વંશનો વિજય શેઠ, મદન, મોલ્હાક, રત્નસિંહ વગેરે ખંભાતના અગ્રગણ્ય શ્રાવકો આવ્યા હતા. શ્લો. ૩૬૩-૩૬૭.

૯ ઇ.સ. ૧૪૭૫માં મલબારી ચાંચિયા સામે; ૧૪૮૦માં જગત બેટદ્વારકાંના ચાંચિયા સામે; ૧૪૮૨માં વલસાડના ચાંચિયા સામે; બાકી મલીકુતુબર સામે. એથેનેસિયસ નીકાટીન. (૧૪૬૮-૭૪) લખે છે કે ચાંચિયા મુસલમાન નહોતા તેમ ખ્રિસ્તી પણ નહોતા. પથ્થરની મૂર્તિઓને પૂજનારા અને કાઇસ્ટને ન જાણનારા હતા. એટલે હિંદુ હતા. (Bom. Gaz. VI. P. 189. N. 5).

આવ્યા પછી રહે એ મનાય એવુ નથી એટલે સોળમી સદી કે જેનો હેવાલ આગળ વર્ણવીશુ તેમા પોર્ટુગીઝોના હાથમા દરિયાઈ સત્તા ગયા છતા જ્યારે ખભાત ઘણુ સમૃદ્ધ શહેર માલૂમ પડે છે તો એની એથી પણ વધારે સમૃદ્ધિ પદરમી સદીમા હોવી જોઇએ પદરમી સદીમા જ અમદાવાદ રૂપી લડનનું ખભાત લીવરપુલ જેવુ બદર હતુ પદરમી સદીમા જ યુરોપ અને એશિયાના દેશોમા હિંદુસ્તાન આખુ ખભાતને નામે ઓળખાતુ ઉત્તર હિંદમા મુસલમાન સત્તા એ વખતે જામી ગએલી હતી સુરતની શરૂઆત પણ એ સદીમા થઈ નહોતી એ વખતે ખભાત મક્કાનુ દ્વાર ગણાતુ એક સદી વીત્યા પછી તો એ સ્થાન સુરતે લઈ લીધુ હતુ

### સોળમી સદી

સોળમી સદીના પહેલા પાદમા ગૂજરાતના સુલતાન બહાદુરશાહના અમલમા ખભાતની જાહોજલાલી તો સારી હતી ગૂજરાતનુ નૌકાસૈન્ય બળવાન અને વિજયી નીવડ્યુ હતુ છતા એ બાદશાહના છેલ્લા વર્ષોમા પોર્ટુગીઝોની સત્તા ઘણી વધી ગઈ હતી પોર્ટુગીઝોને લીધે ખભાતનો વેપાર વધ્યો હશે કે કેમ એ એક સવાલ છે પરતુ એ લોકોએ ગૂજરાતના બદરોને ઘણો ત્રાસ આપ્યો છે એમની અવર જવર વધવાને લીધે સોળમી સદીથી આપણને ખભાત તથા બીજા બદરોના વેપારના ઉલ્લેખો ઘણા મળે છે ઇ સ ૧૫૩૭થી હિંદના પશ્ચિમ કિનારાના સમુદ્રના એ લોકો નિયામક જેવા બની ગયા હતા ખભાતનો વેપાર ઘટે અને તે આસપાસના થોડા નાના મુલકનુ માત્ર બદર બની જઇ હિંદુસ્તાનનો વેપાર દીવ દમણ વગેરે એમના બદરો મારફતે થાય એમા એમનો ખરો સ્વાર્થ હતો

### વજિયા અને રાજિયા

ઈ. ૧૫૮૦થી પોર્ટુગલ સ્પેઇનની સત્તામા અવવાથી એમની સત્તા નરમ પડી ત્યારથી ખભાતનો વેપાર વધવા માડ્યો એ પહેલા ખભાત અગર ગૂજરાતના બીજા બદરોથી ઊપડતા વહાણોને પોર્ટુગીઝોનો પરવાનો મેળવવો પડતો ને ખભાત આવતા વહાણોને પણ એમને સતોષવા પડતા એ સત્તાનો એક દાખલો સારો મળેલો છે કાવીના વતની અને ખભાતના મોટા વેપારી એ વખતે વજિયા અને રાજિયા નામના જૈન ભાઇઓ હતા એમનો વેપાર ઘણો મોટો હતો અને ગોવાના ફિરગી ગવર્નર ઉપર એમની લાગવગ ઘણી ભારે હતી એક વખતે પોર્ટુગીઝોએ એક ચાચિયાનુ વહાણ પકડ્યું અને પકડાએલાઓને મારી નાખવા હુકમ આપ્યો એ દિવસો જૈનોના પજુસણના હતા ચાચિયાઓને એ વાત યાદ આવવાથી વજિયા અને રાજિયા શેઠના ધર્મના ખાસ દિવસો છે એ યાદ ફિરગી સત્તાવાળાઓને આપી, અને પોતાના મિત્ર જેવા શેઠિયાના ધાર્મિક પર્વોને દિવસે હિંસા ન કરવી એમ લાગ્યાથી ચાચિયાને એમણે છોડી મૂક્યા[૧૦] આ વાત એટલુ બતાવી આપે છે કે ગૂજરાતના વેપારીઓ દરેક સત્તા સાથે સારાસારી રાખતા હતા

સોળમી સદીના પાછલા ભાગમા સિંધમા ઠઠ્ઠાનુ બદર પણ વધતુ જતુ હોવાથી મુલતાન પજાબ અને ઉત્તર હિંદના કેટલાક ભાગનો માલ જે ખભાત મારફતે ચડતો અને આવતો તે ઠઠ્ઠા મારફતે ચાલવા

૧૦ જુઓ વસત રજતમહોત્સવ ગ્રથમા 'ગૂજરાતનુ વહાણવટુ' એ નામનો આ લેખકનો લેખ

લાગ્યો.[૧૧] એ જ અરસામાં ખંભાતના અખાતનો ઉપરનો ભાગ પુરાતો જતો હોવાથી મોટાં વહાણો ઘોઘે ઊભાં રહેતાં અને ત્યાંથી નાનાં વહાણોમાં માલ ભરીને લાવવો પડતો. બંદરની સમૃદ્ધિને આ એક મોટી હરકત નડી હતી. એથી સુરત વધતું ગયું અને ખંભાતનો વેપાર એ પછીની સદીથી ઓછો થતો ચાલ્યો.

સોળમી સદીમાં ખંભાતમાં પાટણ, અમદાવાદ અને ચાંપાનેરથી માલ આવતો. શરૂઆતમાં તો દિલ્હી અને લાહોરથી પણ માલ આવતો. હિંદુસ્તાન અને ગૂજરાતનાં બંદરો જેવાં કે, ઘોઘા, દીવ, દેબલ, (સિંધ), કાલીકટ, કોચીન, સીલોન, ચિનાગોંગ, માર્તાબાન, તેનાસરીમ, મલાકા, અને પશ્ચિમમાં હોરમઝ, શેહેર, એડન, જેદ્દા, મેગેડોકસા, મલિંદા અને મોંબાસા, વગેરે બંદરોથી પણ ખંભાતમાં માલ આવતો. પોર્તુગીઝોની સત્તાના વખતમાં ખંભાતથી હિંદુસ્તાનના બંદરોએ જતો માલ દીવ દમણ ને ગોવે જતો, અને ઇરાની અખાત બાજુ જતો માલ હોરમઝ જતો.[૧૨] બારબોસા લખે છે કે ખંભાતના વેપારીઓ મોંબાસામાં ઘર કરીને રહેતા હતા અને ખંભાતનાં વહાણોમાં પોતાનો માલ આવતો તે સોફાલા અને દક્ષિણ આફ્રિકામાં બસો માઇલથી છેટે અને કેપ ઑફ ગુડ હોપ સુધી જતો. આ વેપારીઓ ખંભાતનો રંગીન માલ આફ્રિકાના બંદરના લોકોને આપી જોખ્યા વગર સોનું બદલામાં લેતા અને એમાં સો ટકા ઉપર નફો કરતા. મોંબાસામાં ખંભાતનાં ઘણાં વહાણો આવતાં.[૧૩] કહે છે કે ઇરાની અખાતના હોરમઝ બંદરની આવક ખંભાત સાથેના વેપાર ઉપર જ આધાર રાખતી.[૧૪] એડનનો ખંભાત સાથે મોટો વેપાર હતો. એમાં કાપડ, તેજાના, ઔષધો, જવાહીર, મોતી, સુતર, રૂ વગેરે આવતું; અને પારો, કરમજ, ગુલાબજલ વગેરે જતું. બારબોસા લખે છે કે 'ખંભાતનાં વહાણો એટલાં બધાં ને એવડાં મોટાં આવે છે અને એટલો બધો જથાબંધી માલ લાવે છે કે એની કિંમતનો વિચાર કરતાં ગભરામણ થઈ જાય.'[૧૫] પેગુમાં ખંભાતનું કાપડ અને રેશમી પટોળાં બહુ જતાં.

---

૧૧ Bom. Gaz. VI. P. 190. Note. 1.

૧૨ એ જ પૃ. ૧૯૦.

૧૩ Stanley's Barbosa P. 12.

૧૪ Bom. Gaz. VI. P. 190 Note 3 મિરાતે અહમદી ગૂજરાત સલ્તનતના સમયનાં ગૂજરાતનાં બંદરો ગણાવતાં હોરમઝ (હુરમુજ) બંદરને ગૂજરાતને ખંડણી આપતું બંદર કહે છે. ગૂજરાત ચોર્યાસી બંદરનો વાવટો કહેવાતું એમાં બહારનાં ઘણાં બંદરોને ગણાવેલાં છે. હુરમુજ બંદરનુંનામ જૂના જૈન રાસામાં પણ આવે છે. એ બંદરમાં પહેલાં આપણા લોકોની વસ્તી સારી હતી. Stanley's Barbosa P. 4, 5, 9, 13, 15, 16, 17માં આફ્રિકાના કાંઠાનો ખંભાત સાથે વેપારના ઉલ્લેખો છે. સોફાલામાં હિંદુ મુસલમાન રહેતા અને રેશમી રંગબેરંગી કાપડ આપી મોટા જથામાં હાથીદાંત લઇને એક હંડ્રેડવેટના પાંચ ૭ ડયુકટ લઈ ખંભાતમાં વેચતા. ખંભાતથી મણકા આવતા (અકીકના?) મલીંદ શહેરમાં પણ હિંદુ અને મુસલમાનો રહી ખંભાત સાથે વેપાર કરતા. ઝાંઝીબારના લોક સારાં કપડાં મોંબાસાના ખંભાતી વેપારીઓ પાસેથી ખરીદતા. (સામાન્ય ગૂજરાતી માટે આ શબ્દ લાગે છે). રાતા સમુદ્રમાં મેગેડોકરનો શહેરમાં ખંભાતનો માલ વહાણમાં એડન થઇને આવતો. એ જ કિનારે બારબરા નામના શહેરમાં ખંભાતનાં ઘણાં વહાણો આવી હાથીદાંત અને સોનું લઈ જાય છે.

૧૫ Stanley's Barbosa P. 27-28. Dinfar ને Xcher નામનાં શહેરો માટે પણ (પૃ. ૩૦-૩૧) એ જ મુસાફર લખે છે.

ખજૂર વગેરે અરબસ્તાન અને ઈરાનથી આવતા.[૨૬] મુસાફરોએ તેજાના અને સુગંધી પદાર્થોની લાંબી નામાવલી મોલ્યુકસ, પેગુ, બાદા, તીમોર, બોર્નીઓ, સુમાત્રા, જાવા, મીરોન, મલબાર અને કોચીન–ચીન વગેરેથી આવ્યાની આપેલી છે. આમા ખંભાતથી નિકાશ થતી ઘણી વસ્તુઓ પણ આયાત તરીકે ગણી છે. એટલે મોટા બંદર તરીકે જે વસ્તુઓ દેશાવર જતી તે જ વસ્તુઓ દેશાવરની સારી કે સસ્તી હોય તો ખંભાતમા પણ આવતી એમ સમજાય છે. ઘોડા અને હાથીદાંતની આયાત બાબત આગળ જોઈ ગયા. કાચબાની ઢાલ અને કોડી માલદ્વીપથી અને રંગમા વપરાતી કબૂતરની હગાર આફ્રિકાથી આવતી. પેગુ ને માર્તાબાનથી લાખ અને જાવાથી કસ્તુરી આવતી. આફ્રિકા, મોકોરા, અને માલ દ્વીપથી અંબર આવતું. ઢાકાથી બારીક મલમલ, યુરોપ બાજુથી રાતા સમુદ્રમા થઈને મખમલ અને ગરમ કાપડ આવતું.[૨૭] સોળમી સદીના પૂર્વાર્ધમા આ પ્રમાણે ખભાતનો વેપાર ચાલતો હતો. એ સદીના અંતમા આગળ વર્ણવ્યા એ કારણોથી વેપાર જરા નરમ પડયો. એ ઓછા થએલા વેપારની યાદી પણ સીઝર ફ્રેડરિકે આપેલી છે અને એમા કાપડ અને અફીણનો સામાન એ મુખ્ય છે બીજા માલની લાંબી યાદી અહીં ફરી લખવાની જરૂર નથી.

**દલાલીનો ધંધો**

ખંભાતનો વેપારીવર્ગ પરદેશી અને વતની એમ બંને જાતનો હતો. પરદેશીઓમા આરબો, બીજા મુસલમાનો, પોર્ટુગીઝો અને યુરોપિયનો હતા વતનીઓમા વશપરંપરાથી ઘર કરી રહેલા મુસલમાનો અને હિંદુઓ હતા હિંદુસ્તાનના બંદરોમા કોચીન, કાલીકટ અને ડાબોલમા ખંભાતના હિંદુ વેપારીઓ સારા ઘરમા ને જુદા લત્તાઓમા રહેતા તથા પોતાના દેશના રિવાજ પાળતા. પરદેશમા હોરમઝ બંદરે, આફ્રિકામા મોબાસા અને મેલીંદામા ઘણા હિંદુ વેપારી હતા. આ હિંદુ વેપારીઓ માટે યુરોપીય મુસાફરોમા બે મત છે. માર્કોપોલો, જોરડેનસ અને ફ્રેડરિક, હિંદુ વેપારીઓ અને દલાલોને ઘણા વિશ્વાસપાત્ર અને સારા તથા હોશિયાર કહે છે જ્યારે બારબોસા અને ડી કૌટો ઘણા ખરાબ, કંજૂસ અને છેતરનાર કહે છે. હેરોનીમો લખે છે કે એલેક્ઝેન્ડ્રીઆ ને ડમાસકસના મુસલમાન વેપારીઓ ખભાતમા હતા અને તુર્ક (ટર્કીના રહેવાસી) લોકો તો ઘણા જ હતા.[૮] દલાલ વગર કાંઇ કામ થતુ નહિ અને પરદેશના લોકો તો દલાલ વગર કાંઇ પણ ધંધો કરી શકતા નહિ દરેક ચીજની આપલે માટે

---

ના કમોદના ચોખા દક્ષિણ માટે ખભાતથી જતા આજે આ પ્રમાણે થાય છે

૨૬ માયાફળ (galls)ને માટે બારબોસા લખે છે કે મક્કા બાજુથી એ વસ્તુ ખભાત આવતી અને ખભાતથી જાવા અને ચીન જતી આ ઉલ્લેખ આગળ લખેલુ વધુ સિદ્ધ કરે છે કે અરબસ્તાનથી જાવા અને ચીન સીધા વહાણ જવા છતા વેપાર ના મોટા મથકને લઇને ખભાત થઇને જતા 'From Cambay distributed to China'

૨૭ મખમલ વેનીસથી આવતી હતી અને તે ગુજરાતમા બહુ વખણાતી (Bom Gaz VI Note 5 P 192)

૨૮ Bom Gaz VI P 193 Note 3–6 Gordanus describes the Gujarati Hindu traders of Kalicut as the best merchants in the world and most truthful માર્કોપોલો અને સીઝર ફ્રેડરિક એ મતને મળે છે અને લખે છે કે એ લોકો કોઇને છેતરતા નથી અને છેતરાતા પણ નથી બારબોસા એનાથી ઊંધુ જ કહે છે અને વજન, નાણું, તેમજ માલ બધામા છેતરપડી ચાલતી એમ લખે છે ડી [illegible] ગુજરાતના વાણિયા ખ્રિસ્તીઓને તો ખાસ છેતરતા અને 'Must be desce[illegible] the lost tri[illegible] લખે છે

દલાલ હતા. અંગ્રેજો પોતાના કામકાજ માટે ખાસ જુદો દલાલ રાખતા અને વખત જતાં બીજા હરીફો કમી થતાં અંગ્રેજોનો દલાલ ખંભાતમાં સર્વથી મોટો દલાલ કહેવાતો. પરદેશીઓ પહેલવહેલા ગૂજરાતમાં આવ્યા પણ એમનાથી આ પ્રાંતમાં પગભર થવાયું નહિ. મદ્રાસ અને બંગાળામાં એમણે વેપાર ઉપરાંત મજબૂત થાણાં સ્થાપ્યાં એ બતાવી આપે છે કે ગૂજરાતના વેપારીઓએ એમને બહુ પ્રવેશ કરવા દીધો નહોતો અને ધંધા પૂરતા તો એ આ પ્રાંતમાં ફાવ્યા નહોતા. ગૂજરાતના વેપારમાં દલાલની સત્તાની જે પ્રથા પડેલી છે તે પરદેશીઓને બહુ ન પેસવા દેવામાં એક કારણભૂત થઇ છે એમ મનાય.[૨૯] સીઝર ફ્રેડરિક ખંભાતમાં આવા દલાલનું ઉત્તમ વર્ણન કરે છેઃ 'ખંભાત ઊતર્યા પછી વેપારીએ એક સારો દલાલ શોધવો પડે છે. એ લોક હિંદુ હોય છે અને આબરૂદાર હોય છે. એમના હાથ નીચે પંદરથી વીસ ગુમાસ્તા હોય છે. વેપારી વહાણ ઉપરથી ઊતરીને તુરત પોતાના માલની યાદી દલાલના હાથમાં મૂકી દે છે. ઘરગથ્થુ કેટલોક સામાન પોતાની સાથે લાવવો પડે છે, કારણ આ દેશમાં ઘર ખાલી (ફરનીચર વગરનાં) આપવાનો રિવાજ છે. દલાલ ખાટલા, ગોળી–માટલાં, વગેરેની સગવડ કરી રાખે છે. વેપારી આરામ લે તે દરમ્યાન દલાલ એનો માલ વહાણમાંથી ઊતરાવી ઘેર લાવે છે. વેપારીને બજારના રીતરિવાજ કે લાગાની કાંઈ સમજ હોતી નથી. દલાલ વેચવાની વસ્તુઓના બજારના ચાલુ ભાવ અને જે ખરીદી કરવી હોય તેના પણ ભાવની યાદી આપી જાય છે. પછી દલાલ વેપારી જેમ કહે તેમ તેનો માલ વેચી કે ખરીદી આપે છે. જકાત વગેરે પણ દલાલ ચૂકવી આપી વસૂલ કરે છે. દલાલ વગર જાતે કરવા ધાર્યું હોય તો ગમે તેટલો વખત થોભો પણ કાંઈ કામ થતું નથી.'[૩૦]

### જમીન માર્ગનો વેપાર

જમીન માર્ગે આ સદીમાં અમદાવાદ મારફતે ઘણો માલ આવતો. સિંધમાં નગરઠઠ્ઠા બંદર હોવા છતાં રાધનપુરને રસ્તે ત્યાંથી ખંભાત માલ આવતો. લાહોર, દિલ્હી ને આગ્રાથી પણ અમદાવાદ થઈ માલ આવતો. અમદાવાદથી દર અઠવાડિયે બસો ગાડાંનો કાફલો સાથે નીકળતો. કારણ રસ્તામાં રજપુત અને કોળીઓનો ભો ઘણો હતો. સાથે ચોકિયાત લેવા પડતા અને જામીન તરીકે ભાટ પણ સાથે રહેતા. તે કાફલાને હરકત આવે તો ભાટ ત્રાગુ કરતા.

### બંદરની સ્થિતિ

આ બધી વેપારની જાહોજલાલીના સમયમાં ખંભાત બંદરનું પોતાનું બારૂં બહુ કામમાં આવતું નહિ. ખંભાતના અખાતમાં વહાણ ચલાવવામાં ઘણું જોખમ હતું અને દેશી ભોમિયા વગર અંદર અવાતું નહિ. દૂર દેશાવરોથી ખંભાત આવતો માલ અને ખંભાતથી દૂર દેશાવરોમાં જતો માલ ગાંધાર (ભરૂચ અને ખંભાતની વચ્ચે), ઘોઘા કે દીવથી ચડાવવો ને ઉતારવો પડતો. ખંભાતના બારામાં

---

૨૯ અંગ્રેજી દલાલની વિગત અંગ્રેજી કોઠીના જુદા પ્રકરણમાં કરી છે. અંગ્રેજ, ડચ, પોર્તુગીઝ ફ્રેંચ વગેરે ગૂજરાતને બદલે બીજા પ્રાંતોમાં અંદરના વેપારમાં વધારે ફાવ્યા તેનું એક કારણ દલાલોની સત્તા હતું.

૩૦ Bom. Gaz. VI. P. 193-4 (Cambay) Note. 7.

આ માલ 'તહવરી' નામના નાના મછવાઓમા ભરીને લાવવો પડતો.[31] સોળમી સદીની શરૂઆતમા કોઈ કોઈ વાર સામાન્ય મોટા કદના વહાણ અખાતના મથાળા સુધી આવતા, પણ જેમજેમ વર્ષો વધતા ગયા તેમતેમ એ ભાગ છેક નકામો થતો ગયો. તે એટલે સુધી કે મહિનામા બે વખત પૂનમ અને અમાસને દિવસે જ મોટી ભરતીને વખતે નાના વહાણો પણ આવી શકતા. ફિરંગીઓની સત્તા આ સદીના પાછલા ભાગમા વધી ત્યારે ખંભાત બંદરને ચાંચિયાથી બચાવવા પોર્ટુગીઝોની મદદ લેવી પડતી અને ખંભાતમા બાદશાહી નૌકાસૈન્ય રહેતું બંધ પડ્યુ હતું.[32]

## સત્તરમી સદી

સત્તરમી સદી શરૂ થાય તે પહેલા તો સુરતની ચડતી શરૂ થઈ ગઈ હતી આ વખતે ખભાત બંદરને સુરત બદરના હાથ નીચે મૂકવામા આવ્યુ હતું છતા પણ એનો વેપાર હિંદના કોઈ પણ બદર કરતા ભાગ્યે જ ઊતરતો કહી શકાય.[33] અગ્રેજ અને વલંદાઓએ પણ સુરતની કોઠીઓને મુખ્ય સ્થાન ગણવાથી ખભાતનુ મહત્ત્વ ઘણુ ઓછુ થયુ. આ સદીમા ખભાતની મુખ્ય નિકાશ કપાસ અને કાપડ રહ્યા સુરત વધવા છતા ઈરાની અખાત સુધી પશ્ચિમમા અને જાવા ને અચીન (સુમાત્રા) સુધી પૂર્વમા ખંભાતના વહાણ સીધા જતા. હવે ખભાત બાદશાહી સુબાઓના સીધા હાથ નીચે તો નહિ પણ સુરતના મુત્સદ્દીના હાથ નીચેના નાયબ મુત્સદ્દીઓના વહીવટમા હતુ. વેપાર એકંદરે મોટો કહી શકાય છતા ઘસારો ચાલુ જ હતો.

## અઢારમી સદી

અઢારમી સદીની શરૂઆતથી ગૂજરાતમા અંધાધૂધીની શરૂઆત થવા માંડી. છતા પણ શરૂઆતના વર્ષો ખભાતના વેપાર માટે ખોટા ગયા નહોતા. અનેક બદરોથી અનેક વસ્તુઓ આવતી અને જતી એ તો હવે બંધ પડી ગયુ હતુ. છતા અફ્રીકની વસ્તુઓ, દાણા, કાપડ, રેશમી કાપડ, જરીભરતનુ કામ, એ તો ખભાતમા ઘણુ સારૂ ચાલતું હતુ જરીભરતના કામમા તો ખંભાત એ વખતે હિંદમા અને કદાચ આખી દુનિયામા શ્રેષ્ઠ ગણાતુ.[34] એ સદીની અધવચમા અફ્રીકનો સામાન, હાથી-

---

૩૧ એ જ પૃ ૧૯૪ તહવરી tahveri એ નામ આઇને અકબરીએ આપેલુ છે એ નામનુ મૂળ જડતું નથી તરી ઉપરથી તો નહિ હોય?

૩૨ પોર્ટુગીઝો અને ખભાતના નૌકાસૈન્યનું વર્ણન આગળ કહી ગયા છીએ ખભાત બદર (harbour)ની વધુ વિગત માટે જુઓ Bom Gaz VI P. 194.

૩૩ પાઈરાર્ડ લેવેલ લખે છે કે (૧૬-૧-૧૬૧૧) સુરત વધતુ જતુ છતા ગોવાથી બીજી પંક્તિએ ખભાત સિવાય હિંદનું કોઈ બદર ગણાતુ નહિ દર વર્ષે 'ખભાની કાફલો' એ નામે બસોથી ત્રણસો વહાણ ગોવા બદરે આવતા અને હિંદના વહાણ પોર્ટુગલ જતા ત્યારે જેવો આનદ થતો એવો આનદ ગોવામા ખભાતના વહાણ આવવાથી થતો ખભાતથી લોખંડ, ચાંદ ફટકડી, અને 'જગતમા સારા ગણાતા' એવા ઘઉ, ચોખા, કરિયાણુ, ઘી, તેલ, સુગંધી પદાર્થો, સાબુ, ખાંડ, મરી, મધ, મીણ, અફીણ, ચદવા, સુદર ખાટલા, ગલીચા, હાથીદાંતની વસ્તુઓ, રૂપની જડીત વસ્તુઓ, સોનુંરૂપુ અને જવાહીરની વસ્તુઓ, કાચબાની ઢાલની પેટીઓ, લાકડકામ વગેરે ઘણુ આવતુ (Bom Gaz. 195 No 1)

૩૪ જરીભરત અને કિનખાબ સુરતના પણ ઉત્તમ ગણાતા પરતુ સુરતની ચડતી પહેલા એ સ્થાન અમદાવાદનુ હતુ ખભાત તળમા એ કામ કેવુ થતુ—ઉત્તમ થતુ કે નહિ તેનો સ્પષ્ટ ઉલ્લેખ નથી પરતુ અમદાવાદનો માલ દેશાવર જવા ખભાત આવતા.











**બંદર પરના દેખાવો**

(૧) ખંભાતનો બાંધેલો ઢકો; (૨) ખંભાતની ખાડી; (૩) વહાણ પરનો સામાન (૪) વહાણ માર્ગે આવેલો માલ; (૫) મજૂરો રેલવેના વૅગનમાં માલ ચડાવે છે; (૬) ઢકા પર ઉતરેલી રૂની ગાંસડીઓ અને ગોડાઉન.

દાંતનો સામાન, અને કાપડ એ મુખ્ય નિકાશ હતી. સદીના આખરના ભાગમાં વણાટકામ ઓછું થયું હતું અને એકંદરે ધંધા પડી ગયા હતા, છતાં જાડું રંગીન કાપડ મોટા પ્રમાણમાં આફ્રિકા જતું. મીઠું અને તમાકુ પણ નિકાશ થતાં. ગળીનો વેપાર બંધ થયો હતો, કારણકે એમાં ભેગ ઘણો થતો હતો. આ સદીમાં દરબારી નૌકાસૈન્ય હશે એમ સમજાય છે. રોબર્ટ અસ્કીંન લખે છે (ખંભાતથી) કે ઇ. સ. ૧૮૫૭માં નવાબનું નૌકા સૈન્ય વિરુદ્ધ ઇરાદાથી ઊપડ્યું છે. (Govt. Rec.)

### ઓગણીસમી સદી

ઓગણીસમી સદીમાં ખંભાતનો વેપાર ઘણો ઓછો થઈ ગયો હતો. ઘી, નારિયેળ, અકીકનો સામાન, કપાસ, કપાસિયા, સૂતર, સૂકો મેવો રંગ, દાણા, કરિયાણું, હાથીદાંત અને તેનો સામાન, મહુડાં, દીવાસળી, ધાતુઓ, ગોળ, તેલ, તેલીબીઆં, કાપડ, મીઠું, રેશમ, સાબુ પથ્થર, ખાંડ, ઇમારતી લાકડું, તમાકુ અને લાકડાના ચૂડા એટલી વસ્તુઓની આવકજાવક થઇ હતી.[૩૫] ઈ. સ. ૧૮૭૭-૭૮ ના વર્ષમાં કુલ આયાત રૂા. ૧૩૧૭૨૯૦ની અને કુલ નિકાશ રૂા. ૯૦૦૧૭૦ના માલની થઈ હતી. આમાં મોટે ભાગે ખંભાતમાં વપરાતી ચીજોનો સમાવેશ થાય છે. બહારનો વેપાર પહેલાં સાથે સરખાવતાં નહિ જેવો થઈ ગયો હતો. આમાં કાપડના આંકડા જાણવા જેવા છે. ઇ. સ. ૧૮૩૯-૪૦માં કાપડની આયાત રૂા. ૧૫૬૫૦ની; નિકાશ રૂા. ૧૫૮૨૭૦ની; ઈ. સ. ૧૮૭૪-૭૫માં આયાત રૂા. ૭૧૨૦ અને નિકાશ રૂા. ૧૩૨૨૭૦ની; અને ઈ. સ. ૧૮૭૭-૭૮માં આયાત રૂા. ૧૮૧૨૩૦ની અને નિકાશ રૂા. ૧૯૧૦ની થઈ હતી. આ આંકડા એકલા ખંભાતની નહિ પણ આખા દેશની કાપડ પરત્વે ઘણી શોકજનક સ્થિતિ વ્યક્ત કરે છે. ઓગણીસમી સદીના છેલ્લા પાદમાં આયાત કેટલી વધી અને નિકાશ કેટલી ઓછી થઇ ગઇ એ પરદેશી કાપડ કેટલું વધુ પ્રમાણમાં આવ્યું એ બતાવે છે. ખંભાતને પરદેશીઓ 'દુનિયાનું વસ્ત્ર' કહેતા. એની સ્થિતિ એકથી દોઢ સૈકામાં એવી થઈ કે એને પોતાને માટે વસ્ત્ર પરદેશથી લાવવાનો વખત આવ્યો. આની શરૂઆત ઇ. સ. ૧૮૨૦માં અમદાવાદમાં ડૉ. ગીલ્ડર નામના માણસે વિલાયતી સૂતર લાવીને કરી હતી. અને ઘણાં વર્ષો સુધી ગૂજરાતમાં વિલાયતી કાપડ અને સૂતર "દાક્તરી" સૂતર અને કાપડ તરીકે ઓળખાતું.[૩૬]

### ઓગણીસમી સદીનું વહાણવટું અને વેપાર

ઇ. સ. ૧૮૭૮માં ખંભાત બંદરમાં નાનાંમોટાં મળી કુલ ૫૬૬ વહાણ આવેલાં, અને એનું કુલ વજન આખા વર્ષનું દસ હજાર ટન થાય. તેમાં ૬૧ કચ્છથી આવ્યાં, ૫૮ કાઠિયાવાડથી આવ્યાં, ૨૫ પોર્ટુગીઝ બંદરોથી આવ્યાં, ૨૪૮ ગૂજરાતનાં બીજાં બંદરોથી આવ્યાં, ૧૩૪ મુંબાઇથી આવ્યાં અને ૪૦ કોંકણથી આવ્યાં.[૩૭] નવાઇની વાત એ છે કે આમાં હિંદ બહારનું એકે બંદર તો નથી પણ

---

૩૫ Bom. Gaz. VI. P. 196. ખંભાતની આયાતનિકાશનો એક કોઠો ગેઝેટીઅરના લેખક ઈ. સ. ૧૮૩૯-૪૦, ૧૮૭૪-૭૫, અને ૧૮૭૭-૭૮ના વર્ષોનો આપેલો છે એ ઉપરથી ઉપર લખેલી ચીજોની આયાત અને નિકાશની વધઘટ જણાશે.

૩૬ જુઓ 'ગૂજરાતનું પાટનગર અમદાવાદ' વેપારઉદ્યોગ પ્રકરણ. ઓગણીસમી સદીના મધ્ય ભાગના આયાતનિકાશના આંકડા માટે જુઓ W. India By. A. Mackey P. P. 235-40.

૩૭ Bom. Gaz. VI. P. 197. એ પ્રમાણે કુલ ૫૬૩ વહાણ ખંભાતથી ઉપર જણાવેલાં બંદરોએ ગયાં.

હિંદના કિનારાના પણ કોકણથી દક્ષિણનાં અને પૂર્વ કિનારાના બંદરો પણ નથી. એટલેકે ખંભાતનું વહાણવટુ જે એક વખત આખા એશિયામા સર્વોપરી હતું તે ઓગણીસમી સદીમા છેક નજીકના બદરો પૂરતુ આવી ગયુ હતુ. જે વહાણો ખંભાતના બારામા આવતા તે 'બતેલા' જાતના હતા ૭ ટન વજનનાં વહાણો ખંભાતના બારામા સામાન્ય ભરતી વખતે સહેલાઇથી આવી શકતા ગઈ સદીના છેલ્લા પાદમા અને આ સદીના (૧૯મી) મુબાઇથી ઉત્તર ગુજરાતમા આવતા અને જતા બ્રિટિશ લશ્કરને ખભાત ઊતરવુ પડતુ. મુબાઇથી આવતા લશ્કરને સુરત મોટુ થાણુ છતા ઉત્તર ગુજરાતમા જવા માટે ખંભાત જ વધારે ફાવતું. ઈ સ ૧૮૬૪મા મુબાઇથી અમદાવાદ સુધીની રેલ્વે પૂરી થઈ ત્યા સુધી લશ્કરી આવજા માટે ખભાત બંદરનો ઉપયોગ થયા કરતો બ્રીગ્ઝ લખે છે કે (ગઈ સદીનો પૂર્વાર્ધ) સારી મોસમમા પચાસથી સાઠ 'બતેલા' અને 'પડાવ' જાતના વહાણ ખભાતમા આવતા, અને એ વખતે એટલે રેલ્વે થતા પહેલા લગભગ ૩૦ 'બતેલા' ખભાતના વેપારીઓની માલિકીનાં હતા [૩૮] રેલ્વે થયા પછી એકલા હિંદના કિનારાનુ તો નહિ, પણ સુએજથી ચીન સુધીના દરિયાઈ મહામાર્ગનુ મધ્યસ્થ કેન્દ્ર જેવુ ખંભાત એકાએક એકલુ અટૂલુ અને ખૂણામા પડી ગયુ દરિયાઈ માર્ગનો જ ઉપયોગ કમી થવાથી ગૂજરાતના બધા બદરોની સ્થિતિ ખરાબ થઈ ગઇ હતી ખભાતને દરિયો દૂર જવાથી ખાસ ખરાબ સંજોગો ઊભા થયા હતા તેથી એની સ્થિતિ પણ બગડી એમ છતા પણ અનાદિ કાળનુ સમૃદ્ધ હોય એવું ભરૂચ ને સોપારા, તથા હિંદનુ મોટામા મોટું બદર સુરત કે જેમા અગ્રેજોએ પહેલી કોઠી કરી હતી, એ બ્રિટિશ હદના બંદર આજકાલના મુબાઇને લીધે છેક બધ જેવા થઇ ગયા એવું તો ખંભાતનું ન થયુ. કારણકે ખભાત નાનુ પણ સ્વતત્ર દેશીરાજ્ય હતુ અને એના રાજ્યકર્તાઓને પોતાના બદરને સમૃદ્ધ થતું જોવાની અભિલાષા હતી તેમજ આવકનુ પણ સાધન હતુ. ઈ સ ૧૮૭૮મા ગૂજરાતમા દુકાળને લીધે અનાજની મોટી આયાત ખભાત મારફતે થઇ હતી અને ખાલી વહાણ સસ્તે નુરે તમાકુ અને કપાસ લઇ ગયા હતા અમદાવાદની પહેલી કાપડ સુતરની મીલ (૧૮૫૯) કાઢનાર રાવબહાદુર રણછોડલાલ છોટાલાલે-જેમનો પ્રથમ વિચાર અમલમા આવ્યો હોત તો આખા હિંદમા પ્રથમ મીલ કરવાનુ માન પ્રાપ્ત કરત (૧૮૪૬-૪૮)—અમદાવાદમા પહેલી શાહપુરમા મીલ કરી ત્યારે એના સાચા અને એન્જીન ખભાતમા દરિયા માર્ગે ઊતર્યા હતા અને અમદાવાદ સુધી મુબાઇથી સીધી ટ્રેન ન હોવાથી ગાડામા ઘાલી પુરાણે જમીન માર્ગે અમદાવાદ લઇ ગયા હતા.[૩૯]

બૉમ્બે બરોડા રેલ્વે અમદાવાદ સાથે જોડાઈ (૧૮૬૪) ત્યાં સુધી મુબાઈ અને ખભાત તથા કિનારાનાં બદરો વચ્ચે વહાણો ઉપરાત નાની આગબોટો પણ ચાલતી હતી. સુરતવાળા નમર વાનજી પેસ્તનજી વકીલ ઈસ ૧૮૫૨થી ૧૮૬૫ સુધી મુબાઈ, સુરત, ખભાત અને ઘોઘાની વચ્ચે ચલાવતા હતા. આ આગબોટ એમણે મુબાઇથી ખરીદ કરી હતી અને તેનુ નામ 'લવજી પ્રેમીવી'

---

૩૮ Brigge's cities of Gujrastra Chap VIII

૩૯ ભગવાનલાલ બાદશાહ કૃત ર છો નું જીવનચરિત્ર જુઓ ગૂ નું પાટનગર વેપાર ઉદ્યોગનું પ્રકરણ

હતું. રેલ્વે થયા પછી નાનાં વહાણોમાં આવતા સાધારણ માલ સિવાય બીજા જથાબંધ માલ અને માણસોની આવજા માટે ખંભાતનું બારૂં લગભગ બંધ જેવું થઈ ગયું.[૪૦]

**સમૃદ્ધિનો ઊગતો સૂર્ય**

આવી, એક વખતના પ્રથમ પંક્તિના સમૃદ્ધ બંદરની રસમય હકીકત છે. પ્રત્યેક ગૂજરાતીને એ ગર્વની વસ્તુ છે. છિન્ન થએલું વૃક્ષ પણ વધે છે અને ક્ષીણ થએલો ચંદ્રમા પણ વધે છે એ કુદરતી ન્યાય સર્વત્ર લાગુ પડે છે. ખંભાત બંદરની આવી સ્થિતિમાંથી એની સમૃદ્ધિના સૂર્યનો ઉદય થવાનાં ગુલાબી તેજનાં ચિહ્ન ક્ષિતિજ ઉપર માલૂમ પડે છે. હાલના નામદાર નવાબસાહેબની એક સ્તુત્ય અભિલાષા આ પ્રાચીન બંદરને ફરી સમૃદ્ધ કરવાની છે. એ બાબત યથાસ્થાને વર્ણન કરીશું.[૪૧]

---

૪૦ પારસી પ્રકાશ ઇ. સ. ૧૮૬૬ તા. ૨ જી માર્ચમાંથી.

૪૧ આ પ્રકરણમાં ગેઝેટીઅર ઉપરાંત આગલાં પ્રકરણોમાં જે જે પરદેશી મુસાફરોના ઉલ્લેખો આવ્યા છે તેમના વેપાર-સંબંધી ઉલ્લેખોનો ઉપયોગ કર્યો છે.



**ખંભાત શહેરના રસ્તાનાં દશ્યો**

(૧) ત્રણ દરવાજા અને ટાવર; (૨) વહોરવાડ.

પહેલાંના પ્રમાણમાં નહિ જેવું કહી શકાય.

**અકીકનો ઉદ્યોગ**

અકીકના સામાનનો ઉદ્યોગ એ ઘણા જૂના કાળથી આજ સુધી ખંભાતના મુખ્ય ઉદ્યોગ તરીકે ચાલુ રહ્યો છે. એનો ઇતિહાસ રસમય છે. એટલે એને સવિસ્તર વર્ણવવાની જરૂર છે. આ સામાન 'ખંભાતના કિંમતી પથ્થરો'ને નામે ઓળખાય છે. એના મુખ્ય બે ભાગ છે. એક તો ખંભાતની આસપાસ ૧૨૦ માઇલ ફરતા ડુંગરાઓની ખાણોમાંથી નીકળી આવતો પથ્થર અને બીજો દેશાવરોથી ખંભાતમાં આવીને ઘડવામાં લેવાતો પથ્થર. ગૂજરાતમાંથી નીકળતા પથ્થરોમાં મુખ્ય ધાર નામનો પથ્થર ખાણમાંથી નીકળે છે. એને સાફ કરી ઘડાયા પછી અકીક કહે છે. ભરૂચથી ચૌદ માઇલ ઉપર નર્મદા કિનારે રાજપીપળા રાજ્યની હદમાંથી આ પથ્થર નીકળે છે. નર્મદા કિનારે બાબા ઘોરી અગર બાબા અબાસની ટેકરી છે ત્યાંથી આ પથ્થર નીકળે છે. ટોલેમીએ લખેલો અકીકનો ડુંગર તે આ હશે એમ મનાય છે.[૨]

**અકીકના ઉદ્યોગનો ઇતિહાસ**

કેટલાક લેખકોનું એમ માનવું છે કે પ્રાચીન સમયમાં રોમન લોકો મુર્હાઇન (Murrhine) પથ્થરનાં પ્યાલા ઘણા પસંદ કરતા, તે ખંભાતના લીલા પથ્થરના પ્યાલા હતા. કહે છે કે એવા એક પ્યાલાની કિંમત સમ્રાટ નીરોએ ૫૮૧૨૫ પૌંડ (એ વખતે ૩૦૦ ટેલન્ટસ અને ૫૮૧૨૫૦ રૂપિયા) આપી હતી. કેટલાકનું માનવું એમ છે કે ટોલેમીએ સારડોનીકસ મોન્સ (Sardonyx Mons)નું નામ લખેલું છે તે રાજપીપળાની અકીકની ખાણો માટે છે.[૩] એની વિરુદ્ધ એમ પણ મનાય છે કે ટોલેમી (ઇ. સ. ૧૫૦) પછી પેરીપ્લસનો લેખક (ઇ. સ. ૨૪૭) કહે છે કે એના વખતમાં ભરૂચમાં આ પથ્થરો દક્ષિણમાં 'પ્લીથાન' (Plithan) પૈઠણ (પ્રતિષ્ઠાન)થી આવતા હતા, એટલે સારડોનીકસ રાજપીપળાને બદલે દૂરની કોઈ જગ્યા હશે.[૪] લેસન એને વૈડૂર્ય કહે છે અને તે ખરું લાગે છે.

---

૨ Bom. Gaz. VI. 198-99.

૩ એ જ પૃ. ૨૦૫ અને નોટ ૨. ઈ. સ. ૭૭માં પ્લીની લખે છે કે અકીકના પથ્થરમાં ઘણા ગુણ છે. એનાથી વીંછી ઊતરે છે. એનો દેખાવ આંખને ઘણો સારો લાગે છે અને મોંમાં રાખીએ તો તૃષા છીપે છે. એમાં નદી, વન વગેરેના તરેહવાર દેખાવો નજરે પડે છે. ઈ. પૂર્વે ૪૮૪માં યુરોપીય ઇતિહાસનો પિતા હીરોડોટસ લખે છે કે હિંદુસ્તાનથી આવતા અકીકની વીંટીઓ બનતી હતી. બેબીલોનમાં એ વીંટીઓ દરેક જણ પહેરતા.

૪ આ પથ્થરો ગમે ત્યાંથી આવતા અને ગમે ત્યાં આવતા. તેને માટે પરદેશી લેખકોના મત ફક્ત માર્ગદર્શક તરીકે લેવાના છે. એમનાં લખાણ કોઈ વાર સાંભળેલી બાબત ઉપરથી હોય છે. ખાસ કરીને ટોલેમીનાં લખાણ જાતે જોઈને કરેલાં નથી. બીજું, એ સમયમાં ભરૂચ બંદર તરીકે વધારે જાણીતું હતું એટલે ખંભાતને બદલે ભરૂચનું નામ જણાય છે. પૈઠણનું નામ પણ મોટા શહેર તરીકે જ આવેલું જણાય છે. અકીકની ખાણો વિંધ્ય અને સાતપુડાના ઘણા ભાગમાં પહેલાં નીકળતી હોય એમ માનવાનું કારણ છે એટલે લેસન એને વૈડૂર્ય કહે છે અને પશ્ચિમ હિંદનો નર્મદાથી ગોકર્ણ સુધીનો ભાગ એ નામે ઓળખાતો તે ખરું લાગે છે. ખરી રીતે મહાભારતમાં આપેલાં સ્થળો પ્રમાણે વિંધ્ય પર્વતનો નર્મદાની નજીકનો ભાગ એટલે રાજપીપળા-નો ભાગ જ વૈડૂર્ય પર્વત ગણાતો અને વૈડૂર્યમણિ નીકળવાથી એ નામ પડ્યું હતું. એટલે આ બધાનો અર્થ એટલો જ કે ગુજરાતની સરહદ ઉપરના પર્વતોમાંથી આ પથ્થરો નીકળતા અને ભરૂચ કે ખંભાત કે ખંભાતની જગ્યાએ જે બંદર આબાદ

આમ અકીકના ઉદ્યોગના ઉલ્લેખો ઘણા જૂના સમયના મળવા છતાં અને તે ગૂજરાતના કિનારાના બંદરને લગતા છતાં ખંભાતનું નામ એ ઉદ્યોગ માટે કાંઈક પાછળથી જોવામાં આવે છે. દસ અને અગિયારમી સદીમાં આવેલા અરબ મુસાફરો ખંભાતમા આ ઉદ્યોગનો ઉલ્લેખ કરતા નથી. તેરમી સદીમા માર્કોપોલો પણ ખંભાતમા અકીકના ખાસ ઉદ્યોગનો ઉલ્લેખ કરતો નથી તેમજ આફ્રિકાના બીજાં બંદરોના ઉલ્લેખોમાં પણ ગૂજરાત સાથેનો સંબંધ દર્શાવતાં એ ઉદ્યોગ સંબંધી કાંઈ લખતો નથી. પંદરમી સદીના મુસાફરો ખંભાતમાં અકીકનુ કામ થાય છે એમ સામાન્ય ઉલ્લેખ માત્ર કરે છે પણ મુખ્ય ધંધા તરીકે લખતા નથી. સોળમી સદીની શરૂઆતમા અકીકનો ધંધો ખંભાતમા જોરમાં આવ્યો એમ આ લેખકોના ઉલ્લેખો અને એમના મૌનનો વિચાર કરીએ તો જણાય. ઈ. સ. ૧૫૦૩–૮મા વરથેમા ખંભાતથી સિત્તેર માઇલ છેટે એક અકીકનો પર્વત અને સો માઇલ છેટે એક હીરાનો પર્વત છે એમ લખે છે. ખંભાતના અકીકના કારીગરોમા એક દંતકથા છે તે પ્રમાણે આ સમયમા એક હબસીએ[૫] (ઍબિસીનીઅન) રાજપીપળામા નાંદોદમાં એક અકીકનુ કારખાનુ ઉઘાડ્યુ હતુ; અને ત્યા એનુ મરણ થયુ. તેની કબર બાબા ઘોરના નામથી ઓળખાય છે. પહેલા મુસલમાનોએ અકીકનુ કામ શરૂ કરેલુ પણ પછી તુરત કણબીઓ શીખી ગયા અને કેટલાક વખત પછી નાંદોદથી ભરૂચ આવીને વસ્યા; અને ભરૂચથી ખંભાત આવ્યા ઈ. સ. ૧૫૧૪માં પોર્તુગીઝ મુસાફર બારબોસા અરબસ્તાન અને આફ્રિકાના બંદરોમાં ખંભાતના અકીકના મણકા વગેરે સામાનનો મોટો વેપાર હોવાનું જણાવે છે. આ મુસાફર દરેક જાતના પથ્થરનુ ખંભાતમા ઘણુ ઉત્તમ કામ થતુ હતું એમ લખે છે. આમ છતાં પણ આ સામાન રાજપીપળામાં લિંબોદરા કે નિમ્બોદરા ગામમાં તૈયાર થઈ ખંભાત આવતો અને તળ ખંભાતમાં બહુ કારીગરો એ વખતે નહોતા વસ્યા એમ એના લખાણ ઉપરથી સમજાય છે, પરંતુ લિંબોદરામાં અકીકના ઘાટ ઘડીને ખંભાત લાવતા અને ત્યાથી પશ્ચિમના દેશોમાં ચડાવતા. પોર્તુગીઝ લોકોએ અકીકની નિકાશ ઘણી વધારી હતી. સોળમી સદીના એક ઉલ્લેખમાં અકીકના પથ્થરને 'બાબા ઘોર' નામ આપેલુ છે. પોર્તુગીઝોની સત્તા વખતે ગોવામાં ઘણા અકીકના કારીગરો ખંભાતના વતની હતા, અને ત્યા પોતાના

હશે ત્યાથી યુરોપ આદિ દેશોમા જતા સમ્રાટ નીરોએ જે કિંમત આપી તે જોતા તે કદાચ મરતમણિ–નીલમનો પ્યાલો હોય એમ સમજાય છે દક્ષિણમા છેક પૈઠણ સુધીના પ્રદેશનુ બંદર ભરુચ હતું એ વાત પણ નોંધવા જેવી છે અને જે બંદરે બહોળો વેપાર અને વધુ સગવડ ત્યા દૂર છતા પણ માલ આવે એ વાત સિદ્ધ થાય છે ગોદાવરી અને કૃષ્ણા નદીના પ્રદેશમા પણ અકીક નીકળવાનુ કહે છે ત્યા એના સામાન બનતા એમ પણ જણાય છે પરંતુ એ હુન્નર ખંભાતમા મોટા પ્રમાણમા જામ્યો હતો અને લાંબો વખત ચાલ્યો બીજે હાલ નામનિશાન નથી

[૫] ખંભાતમા હિંદુ કારીગરો આજે પણ આ સીદી વેપારીને સંભારે છે અને શ્રાવણ સુદ પૂનમે એનો ઓરસ ઊજવે છે અને એની કબરને ફૂલ વગેરે ચડાવે છે બાબા ઘોરની કબર દૂર હોવાથી એમનો તકીઓ ખંભાતમા કર્યો છે મુંબાઈ સુધી પણ આ કારીગરો એ પીરને માને છે કહે છે કે ફકીર તરીકે ફરતા એમણે અકીકનો ધંધો નિંબોદરા ગામમા કરવા માંડ્યો અને પૈસાદાર થયા ગેઝેટીઅરનો લેખક લખે છે કે બાબા ઘોરની જગ્યા આગળ આ દંતકથા કોઈ જાણતુ નથી અને એમને અકીકના ઉદ્યોગ સાથે સંબંધ હશે કે કેમ તે પણ કોઈ જાણતુ નથી

જુદા મોહલ્લા બાંધીને રહેતા. એ પછી દરેક મુસાફરો ખંભાતનાં વર્ણનમાં અકીકના ઉદ્યોગનો ખાસ ઉલ્લેખ કરે છે. ટેવરનીઅર ખંભાતમાં અકીકના પ્યાલા બનતા એમ લખે છે.[૬]

આ હકીકત ઉપરથી એમ સમજાય છે કે અકીકના ઘાટ ઘડવાનો ઉદ્યોગ ખંભાત તળમાં ન હોય પણ એની આસપાસના મુલકમાં અને ખાસ કરીને રાજપીપળાના લિબોદરા ગામમાં હોય કે જ્યાં એની ખાણ હતી. પરંતુ આરબ અને બીજા તેર અને ચૌદમી સદીના ઉલ્લેખોના મૌન ઉપર એ ઉદ્યોગ ખંભાતમાં હતો જ નહિ એમ કહેવું બરોબર નથી; જોકે સ્પષ્ટ ઉલ્લેખના અભાવે હતો એ પણ ચોક્કસ કહી શકાય તેમ નથી. અલ મા સુદી ખંભાતમાં અકીકનો ઉલ્લેખ નથી કરતો એ ખરૂં છે; પરંતુ એક જાતના નીલમ ( emerald ) કે જેને આરબો 'મક્કી' કહેતા તેનો ઉલ્લેખ કરે છે. આ ઉપરથી સમજાય છે કે કોઈપણ જાતના કિંમતી પથ્થરનો ઉદ્યોગ ખંભાતમાં હતો, અગર ખંભાતથી એ પથ્થરોનો સામાન ચડતો; પરંતુ એનું પ્રમાણ એટલું બધું નહિ હોય કે પરદેશીઓનું ધ્યાન ખેંચાય. ગેઝેટીઅરના લેખકે વીલસન મેકેન્ઝીના સંગ્રહમાંથી એક ઉલ્લેખ આપેલો છે તે પ્રમાણે આઠમી સદીમાં ગૂજરાત આ જાતના પથ્થરોના કામથી એટલું તો પ્રસિદ્ધ હતું કે એને લોકો 'અકીકક્ષેત્ર' તરીકે ઓળખતા.[૭] ઈ. સ. ૧૬૯૦માં ઓર્વીંગટન નામના મુસાફરે સુરતથી અકીકનો સામાન સારા પ્રમાણમાં ચડાવ્યાનું લખેલું છે. આ ઉપરથી એમ સમજાય છે કે મોટાં બંદરોથી એ સામાન ચડતો. ગોવામાં તો ખંભાતના જ કારીગરો એ સામાન બનાવતા. એટલે ગમે ત્યાંથી ચડવા છતાં એ ઉદ્યોગ ખંભાતમાં ઘર કરીને રહ્યો. સુરત આજે અકીક માટે જરા પણ જાણીતું નથી. છેક અઢારમી સદી સુધી ખંભાતમાં અકીકનો ધંધો સારા પ્રમાણમાં અને મુખ્ય ધંધા તરીકે રહ્યો. ઓગણીસમી સદીના અંતમાં દર વર્ષે સરાસરી ૭૦૦૦૦)નો અકીકનો માલ બનતો. જમાનો બદલાયો તેમ અકીકના સામાનની વપરાશ પણ ઓછી થઇ આજે નવાઇની ચીજ તરીકે કે 'વસ્તુ સંગ્રહાલય' (મ્યુઝિયમ)માં મૂકવાની ચીજ તરીકે માત્ર એ ઉદ્યોગની વસ્તુઓ રહી છે. હિંદમાં બીજે એ ઉદ્યોગ નથી. ખંભાતમાં આજે પણ પહેલાં કરતાં થોડા પ્રમાણમાં એનું કામ ચાલુ છે અને પરદેશ જાય છે. ઓગણીસમી સદીના અંતમાં ખંભાતમાં અકીકના વેપારીઓ ૧૦૦ હતા, અને કારીગરો ૨૫૦૦ થી ૩૦૦૦ હતા. કારીગરને મહિને રૂ. ૭) થી ૬૦) મળતા. માલ મોટે ભાગે મુંબાઈ અને ચીન બાજુ જતો. અકીક ઉપર સેંકડે ૧૦ ટકા જકાત હતી અને એમાંથી દરબારને બેથી ત્રણ લાખ રૂપિયા ઊપજ હતી.[૮] આ લાંબી હકીકત ઉપરથી જણાશે કે અકીકનો

---

૬ Bom. Gaz. VI. ૨06

૭ એ જ પૃ. ૨૦૬. નોટ ૧. ગેઝેટીઅરના લેખકે પૃ. ૨૦૭, નોટ ૪માં લખ્યું છે કે સુરતમાં આવેલા મુસાફર ઓર્વીંગટને સુરતમાં પણ અકીકનો વેપાર હતો એમ ઉલ્લેખ કર્યો છે. એટલે સત્તરમી સદીમાં પણ ખંભાત સિવાય બીજે એ ઉદ્યોગ ગૂજરાતમાં હશે અને દરેક બંદરે દેશાવર ચડવા માટે જતો હશે.

૮ Journal of Indian Art Vol I. P. 81 & 117. May 1886. ઈંગ્લંડમાં ભરાએલા મોટા પ્રદર્શનમાં ખંભાતનો સામાન ગએલો તેનું વર્ણન તેમાં કરેલું છે. આ પથ્થરો આજે નરોડ, મોરબી, રતનપુર અને કપડવણજ પાસે નીકળે છે. ગઈ સદીના અંતમાં કાચા પથ્થરના ૮૦ તોલાના શેરના ત્રણથી પાંચ આના થતા. એક મણ પથ્થરમાંથી આશરે ત્રણથી પાંચ શેર શુદ્ધ અકીક નીકળે છે.

ઉદ્યોગ ગૂજરાતમા ઘણો પ્રાચીન, ખભાતમા પણ પ્રમાણમા જૂનો ખરો પરતુ ગૂજરાતના સ્વતત્ર સુલતાનોના સમયમા વધ્યો અને ધીમેધીમે ખભાતનો મુખ્ય ઉદ્યોગ થઈ પડયો

**અકીકની જાતો**

અકીકના ઉદ્યોગનો આટલો ઇતિહાસ જોયા પછી એની જાતો તથા એને કેવી રીતે શુદ્ધ કરે છે એ જોઇએ ૯

મોરબી પાસે ટકારા આગળ બુદ્ધમદ્રાથી 'મવાભાઇ' (Moss-agate) એ નામનો પથ્થર આવે છે જમીનની નીચે બે ફીટ નીચે એના પડ મળે છે અને અરધા શેરથી ૪૦ શેરના પથ્થરો આવે છે એના ઉપર ચમક સારી આવે છે અને ઘેરો લીલો કે ભૂરાશપડતો લાલ રગ આવે છે લીલો પથ્થર લીલ જેવો લાગવાથી એને Moss-agate કહે છે

કપડવણજના અકીક તરીકે ઓળખાતો પથ્થર કપડવણજ પાસે આબલિયારા અને માડવા ગામ વચ્ચે માજુમ નદીના ભાઠામા મળી આવે છે એ ગોળ અગર બદામી આકારના અરધાથી દસ શેર સુધીના પથરા હોય છે ચમક ઘણી ઉત્તમ લે છે ભીલ લોકો માડવાના વહોરાને એ વેચે છે અને વહોરો ૩-૧૨-૦ મણ લેખે ખભાતના વેપારીને વેચે છે આ પથ્થરમા ઘણી તરેહની ભાત આવે છે કુદરતી દેખાવના ઝાડ, છોડવા વગેરે પણ એમા દેખાય છે અને એવા કેટલાક પથ્થર સાથે મૂકવાથી કુદરતી સૃષ્ટિસૌન્દર્યના દેખાવ જેવુ નજરે પડે છે એની ત્રણ જાત છે ખારીઓ, આગીઓ અને રાતડીઓ

અમદાવાદ જિલ્લાના રાણપુર પાસેથી 'ગારાદાર' નામની અકીકની જાત નીકળે છે તે ખભાતના અકીકમા સૌથી વધારે કિંમતી ગણાય છે આ પથ્થર અરધા શેરના ટુકડામા મળે છે એના ઉપર પણ ચમક બહુ સારી આવે છે ને ઘેરા રગમા ધોળી નસો કે આછા રગમા ઘેરી નસોનો દેખાવ તેમા હોય છે

આ મુખ્ય જાતોના અકીકમા રાજપીપળાના અકીકનુ વર્ણન આગળ કરીશુ એ સિવાય બીજા રગબેરગી પથ્થરો નીકળે છે મોરબી પાસે ટકારા પાસેથી લીલો છાટાદાર (Jesper) પથ્થર નીકળે છે એમા જુદાજુદા રગના છાટા પણ આવે છે એમાની ઊંચી જાતને 'પગળીઓ' કહે છે કાથીઆ રગનો એક જાતનો પથ્થર પણ ત્યાથી જ નીકળે છે તેને 'રાતીઓ' કહે છે આ પથ્થરનો રગ 'ચૉકૉલેટ' જેવો હોય છે આ પથ્થર પોચો છે અને તે કારણથી એના ઉપર જોઇએ એવી ચમક ચડતી નથી કચ્છના રણમા ધોકોવાડા પાસેથી ભૂખરો પીળા છાટાવાળો પથ્થર નીકળે છે એને 'માઈ મરીઅમ' કહે છે એ પણ પોચો હોવાથી એના ઉપર ચમક સારી નથી આવતી મોરબી પાસેથી સ્ફટિક ખભાત આવે છે એ વીસ શેર સુધીના ટુકડામા જડે છે એ શુદ્ધ કાચ જેવો પારદર્શક હોય છે અને એના ઉપર ચમક સારી આવે છે ખભાતનો સારામા સારો સ્ફટિકનો સામાન મદ્રાસ, સીલોન અને ચીનના પથ્થરોમાથી બને છે

ઉપરના પથ્થરો આપણા દેશમાથી નીકળેલા છે એ ઉપરાત પરદેશી પથ્થરો પણ આવે છે તે

૯ આ બધી જાતોનો હેવાલ Bom Gaz VI ઉદ્યોગોના પ્રકરણ ઉપરથી લીધો છે

જોતાં પહેલાં રાજપીપળાના અકીક સંબંધી વિગત જોઇએ. એ પથ્થર બાબા ઘોરની પાસે નર્મદાને કિનારેથી નીકળે છે એ આગળ જોઈ ગયા. આ પથ્થર રાજપીપળામાં ખાણમાંથી કેવી રીતે કાઢે છે એનું વર્ણન ઘણું લાંબું છે અને તે અહીં ઉપયોગી નથી.[૧૦] ખાણમાંથી પથ્થર કાઢ્યા પછી વેપારી ઇજારદારને આપવામાં આવે છે. ઇજારો દર વર્ષે બદલાય છે અને તે ખંભાતના વહોરા કે વાણિયા રાખે છે. ખાણમાંથી કાઢ્યા પછી ત્રણ જાતના પથ્થર જેવા કે 'મોર' અગર 'બાબા ઘોરી', 'ચસમદાર' અગર 'ડોલ', અને રોરી અગર લસણીઆને તપાવતા નથી. બાકીનાને તપાવવા પડે છે. 'મોર' અગર 'બાબા ઘોરી' પથ્થરની બે જાતો છે. એક ઘેરા રંગનો અને તેમાં ધોળી લીટીઓ અને બીજો આછા રંગનો અને તેમાં ઘેરી લીટીઓ. આ પથ્થરો એક શેરના ટુકડામાં મળે છે અને એના આકાર જુદાજુદા હોય છે. જે જાતોને તપાવવી પડે છે તેમના રંગ તપ્યા પછી પકડે છે. ગરમીની મોસમમાં આ પથ્થરોને તડકામાં બે મહિના સૂકવે છે. એ પછી બે ફીટ ઊંડા ખાડા કરી માટલાંમાં ભરી માટલાંને તળિયે કાણું કરી ઊંધાં પાડી છાણાંના તાપથી સાંજ પડ્યા પછી સૂર્યોદય સુધી રાતના ભાગમાં તપાવે છે. અને બહાર કાઢી કોથળાઓમાં ભરીને નર્મદા કિનારે લઈ જઇને હોડીઓમાં ભરૂચ લઈ જાય છે. ત્યાંથી મોટાં વહાણોમાં ખંભાત લાવીને કારીગરોને વેચાય છે.

પરદેશથી ખંભાત આવતા પથ્થરોમાં 'રાજાવરત' (Lapis lazuli) ખાસ છે. એનો રંગ ઘેરો ભૂરો અને અંદર રૂપેરી કે સોનેરી છાંટ હોય છે. આ પથ્થર ઇરાન અને બુખારાની નદીઓમાં મળે છે અને મુંબાઈ થઇને ખંભાત આવે છે. પરંતુ એ પોચો હોવાથી એના ઉપર ચમક સારી ચડતી નથી. બસરા અને એડનની ટેકરીઓમાંથી કાળો પથ્થર (Jet) આવે છે. ત્યાં એ મોટા ટુકડામાં નીકળે છે અને મુંબાઈ થઈને ખંભાત આવે છે એ બહુ ભારે નથી અને સખત હોવાથી ચમક સારી આવે છે. પરંતુ આ પથ્થરની બનાવટ હાલ અટકી ગઇ છે. ચીનથી પીરોજા રંગનો પથ્થર આવે છે એ પોચો છતાં એના ઉપર સારી ચમક ચઢી શકે છે.

**અકીકને ઘડવાની અને પાલીશની રીત**

ખંભાતમાં બનતા અકીકના સામાનના જુદીજુદી જાતના પથ્થરોનું વર્ણન કર્યું. હવે એ પથ્થરોને કેવી રીતે ઘડે છે એ જોઇએ. ખાણમાંથી નીકળેલો પથ્થર પહેલો વહેરાય છે પછી એને ઘડે છે અને છેવટે એને પાલીશ કરે છે. વહેરવા માટે પથ્થરને પહેલાં લાકડાનાં ચોકઠામાં સજ્જડ કરી દે છે અને સૂતરનાં તાંતણાં મીણમાં મેળવી તે વડે તેને ચોંટાડી પણ દે છે. એ પછી ઝીણા દાંતાવાળી કરવત વડે નાનામોટા પથ્થરના કદ પ્રમાણે એક અગર બે માણસ બેસીને એને વહેરે છે. એને ઘડવા માટે જમીનમાં બેસાડેલા ખોડીઆ ઉપર લઈ જાય છે. આ ખોડીઆની ધાર આગળ રાખીને શિંગડાના મથાળાવાળા હથોડાથી કરકરો ભાગ જતો રહે ત્યાં સુધી ધીમેથી ઘડે છે. એ

૧૦ એ વર્ણન માટે ગેઝેટીઅર પૃ. ૧૯૮–૯૯ જોવું. ખાણમાંથી પથ્થર કાઢવાનું વર્ણન ખંભાત કરતાં રાજપીપળાના વર્ણનને લાયક છે.

પછી પાલીશ કરનારાને આપવામા આવે છે પાલીશવાળો એને મોટા ઇંચ લાંબા, છ ઇંચ પહોળા ને ત્રણ ઇંચ જાડા પાટલા ઉપર મૂકે છે આ પાટલા ઉપર બે ઊભા લાકડાના દંડા હોય છે અને એના ઉપર આઠ ઇંચ લાંબી અને ત્રણ ઇંચ વ્યાસની લાટ (Roller) જડેલી હોય છે આ લાટને પાલીશ કરવા માટેની પતરીઓ લગાડેલી હોય છે અને એ પતરી ઉપર લાખ સાથે સખત ધાતુનો બારીક ભૂકો–કરંજ–વગાડેલો હોય છે આ ભૂકો જેવુ કામ હોય તેવો જાડો અગર બારીક કરવામા આવે છે, અને જેવુ પાલીશ ચડાવવુ હોય તે પ્રમાણમા લાખ સાથે મેળવે છે સાધારણ સારા પાલીશ માટે અકીકનો ભૂકો–વરી–અને લાખ સરખા પ્રમાણમા વપરાય છે સીનોનના સખત પથ્થર માટે ત્રાંબાની પતરી અને પોચા પથ્થરો માટે લાકડાની (સાગ)ની પતરી વાપરવામા આવે છે ડાબા હાથમા પાલીશ કરવાની વસ્તુ ને જમણા હાથમા દંડો રાખી કારીગર શારડીની પેઠે લાટને ફેરવે છે અને એ રીતે વસ્તુ ઉપર પાલીશ અથવા ચમક લાવે છે

આ સિવાય કેટલાક પથ્થરની ચીજો ઉપર પાલીશ કરવા માટે બીજી ખાસ વધારાની રીત છે એમા ધોળીઆ નામનો સખત પથ્થરો અને પટિયાર નામનુ પાટિયુ વાપરવામા આવે છે એ પાટિયા ઉપર પણ લાખ અને કરંજ લગાડેલા હોય છે મણકાને છેવટનુ પાલીશ લાવવા માટે એને સખત ચામડાના કોથળામા નાખવામા આવે છે, એમા પણ કરંજ અને લાખ ભરવામા આવે છે પછી એક ઓરડાને બે છેડે બે માણસ બેસી આમતેમ કોથળાને ખેંચ્યા કરે છે આ પ્રમાણે દસથી પંદર દિવસ ચાલે છે અને તે વખત દરમ્યાન કોથળાને પાણીથી પલાળેલા રાખવામા આવે છે એ પછી મણકાને કાણા પાડવા માટે મોકલવામા આવે છે એની રીતનુ વર્ણન કરવાની અહીં જરૂર નથી જુદાજુદા ઘાટની વસ્તુઓ માટે પાલીશ કરવામા થોડો થોડો ફેર હોય છે

આ કામ કરનારાના ખભાતમા ગઈ સદીના અંતમા છસો કુટુંબો હતા અને એને લગતા મજૂરો પાંચસોથી છસો હતા પથ્થર ઉપર પાલીશ કરનારા 'ડોળીઆ' અને લાટ ઉપર કામ કરનારા ઘસીઆ કહેવાતા કાણા પાડનાર 'વીંધારા' કહેવાતા પાટિયા ઉપર પાલીશ કરનારા 'પટીમાર' કહેવાતા[૧૧]

અકીકના અનેક જાતના ઘાટ બને છે પહેલા એના પ્યાલારકાબીઓ વીંટીઓ પેટીઓ વગેરે બનતુ હાલ ખડિયા, હોલ્ડરો, કાગળ કાપવાની છરીઓ, કાગળ દબાવવાના 'પેપરવેટ,' નાની મોટી પેટીઓ, પ્યાલા અને એવી બીજી જમાના પ્રમાણે વસ્તુઓ બને છે અકીક અને સ્ફટિકના શિવલિંગ પણ ખભાતમા સારા બને છે ઉપર વર્ણન કર્યું એવા રંગીન પથ્થરમા ધોળા રેસાવાળા પથ્થરમાથી શિવલિંગ બનાવે છે ત્યારે શિવને જનોઈ પહેરાવી હોય એવુ લાગે છે કોઇ વાર નીચેથી ધોળુ અને ઉપરથી ભૂરુ અથવા પિરોજા શિવલિંગ ઝીણી બાલચંદ્રની કળાવાળુ પણ આવે છે એ

---

૧૧ ડોળીઆ સોથી ખસો ઘસીઆ ત્રણસો વીંધારા સો અને પટીમાર પચાસ હતા ગેઝેટીઅરનો લેખક લખે છે કે છેલ્લા ત્રીસ વર્ષમા આ લોકના ૧૬૭ કુટુંબો અમદાવાદ વડોદરા મુબાઇ વગેરે ચાલ્યા ગયા અને એમા કેટલાક ખેતી કરવા લાગ્યા અને કેટલાક બીજા ધંધા કરવા મડ્યા મુબાઈ ગએલા કુટુંબો હજી ખભાત સાથે સબંધ રાખે છે અને પોતાના ધંધાના પીરને માને છે પૃ ૨૦૩ નોટ ૩

આ પથ્થરની ખૂબી છે. મિરાતે અહમદીનો લેખક કહે છે તરવાર ને કટારની મૂઠો પણ અકીકની બનતી.

આ વસ્તુઓ ત્રણ દેશાવરોને લાયકની બનાવવામાં આવે છે; એક ચીન, બીજો અરબસ્તાન અને ત્રીજો યુરોપ. ચીનમાં અકીકના અલંકારમાત્ર ખપે છે. મુગલાઇ ગુલ અને ડોલ નામના મણકા ત્યાં જાય છે. 'ઓવેલ', લંબગોળ, ચોરસ, પાન આકારના વગેરે ઘાટ પણ ત્યાં જાય છે. એ મણકાના હાર પણ ચીન જાય છે. અરબસ્તાનમાં રાણપુર અને રતનપુરના પથ્થરનો સામાન જાય છે. એની બંગડીઓ, વીંટીઓ, હાર અને કડાં થાય છે. મણકા પેલદાર ડોલ, ગોખરૂદાર ડોલ, બદામી ડોલ, ચમકતી ડોલ વગેરે ઘાટના થાય છે. માદળિયાં પણ ત્યાં જાય છે. પોંચી, બાજુબંધ, અંગૂઠી, નીમગોલ વગેરે ઘાટ બને છે. હાલના જમાના પ્રમાણે ખમીસનાં બટનો વગેરે ઘણી ચીજો તેમાંથી બને છે. મુંબાઈના વહોરા આ માલ ખરીદી યુરોપ મોકલે છે.[૧૨]

અકીકને ઘડવાનું, એને પાલીશ કરવાનું વગેરે કામ કરનારાં જુદાંજુદાં કારખાનાં હોય છે. કારખાનાના મુખ્ય માણસને અકીકીઆ કહે છે. એમના હાથ નીચે ત્રણ હોશિયાર કારીગરો અને બીજા મજૂરો રહે છે. મજૂરોને રોજ પ્રમાણે પૈસા અને કારીગરોને કામ પ્રમાણે પૈસા મળે છે. આ લોકો ઘડવાનું કામ પૂરું કરી પાલીશ કરનારાને આપે છે અને એ પછી માલ વેપારી લઇ જાય છે.

આ દરેક કામ કરનારાઓનાં જુદાંજુદાં પંચ અથવા નાનાં મહાજન છે. ગૂજરાતના વેપાર-ઉદ્યોગ બીજા પ્રાંતોના પ્રમાણમાં પડી નથી ભાંગ્યા કે પરદેશીઓના હાથમાં નથી ગયા તેનાં કેટલાંક કારણોમાં મહાજન અથવા પંચની સંસ્થા એ એક મોટું કારણ છે. નાના ઉદ્યોગો અને નાનાં નાતોનાં પંચોને પંચ અથવા પંચાયત કહે છે મોટા વેપારના સમૂહને મહાજન કહે છે. ગૂજરાતના ઇતિહાસમાં આ પંચો અને મહાજનોનું સ્થાન ઘણું ઊંચું છે. ગમે તેવી વિરોધી રાજસત્તા સામે મહાજનથી સુવ્યવસ્થિત થએલી સંઘશક્તિને લીધે વેપાર અને સમાજ ગમે તેવા ખરાબ સમયમાં પણ નભી રહ્યાં છે. મહાજનને ઉથાપીને રાજસત્તા પણ કાંઈ કરી શકતી નથી એવા ઘણા દાખલા મળે છે. આ મહાજન અને પંચોની વ્યવસ્થાનું વિગતવાર વર્ણન કરવાનું આ સ્થળ નથી. અહીં એટલું જ કહેવું પડશે કે અકીકના ધંધા ઘણી જગ્યાએ ચાલતા હતા પણ ગૂજરાતમાં ખંભાતમાં એ ટકી રહ્યો એનું કારણ એટલું જ કે એ ધંધાના અને એના દરેક પેટા ઉદ્યોગનાં વ્યવસ્થિત પંચાયતો હતાં અને બંધારણ-પૂર્વક કામ થતું હોવાથી અનેક આસમાનીસુલતાની થવા છતાં આજ એ ધંધો ટકી રહ્યો છે.[૧૩]

---

૧૨ આ બધો સાર ગેઝેટીઅરને આધારે લખેલો છે.

૧૩ હાલની દૃષ્ટિએ લખનારાઓ મહાજનના ગુણ અને દોષ જુએ છે. જે વખતે પ્રજાને અનેક આક્રમણોથી રક્ષવાની હતી અને અનેક વિરોધી તત્ત્વોથી બચાવવાની હતી તે વખતે મહાજનો અને પંચોએ અમૂલ્ય સેવા આપણા સમાજની કરેલી છે. એના સવિસ્તર વર્ણન માટે 'ગૂજરાતનું પાટનગર : અમદાવાદ' એમાં વેપારના પ્રકરણમાં મહાજન સંબંધી જોવું. મહાજનની સત્તા ઘણા પ્રાચીન કાળથી હતી અને ગૂજરાતમાં સખત હતી તેનો દાખલો 'મોહરાજ પરાજય' નામના સંસ્કૃત નાટકમાં મહારાજ કુમારપાળ મહાજનના અભિપ્રાયનો ઉલ્લેખ કરે છે તે જોવું. પંચો અને મહાજનોના કેટલાક રિવાજોમાં કોઇને સમાનતાવાદ Communisumની ગંધ આવે. પરંતુ પશ્ચિમના એ વાદને અને આપણા રિવાજને ઉત્તર દક્ષિણનું છેટું છે. જે સામ્ય દેખાય છે તે પશ્ચિમના મતથી ઊલટો પરમેશ્વરનો વૈરાગ્ય નૈર્ઋત્યનો સિદ્ધાંત કબલ રાખીને યોજેલું છે.






રાજમહેલનાં દૃશ્યો

(૧) રાજમહેલનો દરવાજો; (૨) ઠાકોરખાનું; (૩) બંદરની બાજુથી જૂના રાજમહેલનું દૃશ્ય; (૪) રાજમહેલનો અંદરનો દરવાજો અને જૂનો રાજમહેલ.

હોવાને લીધે, ઘશીઆ પંચાયતના મતાદારોએ અફીફીઆ પંચાયતમાં જોડાયા વગર અફીફીઆનો ધંધો કરવા માટે ઝઘડો ઉઠાવ્યો. પરંતુ અફીફીઆ જોરાવર હતા એટલે ઘશીઆઓ ફાવ્યા નહિ. ઘશીઆઓને કામ ન મળવાથી એ લોક ખંભાત છોડી ચાલ્યા ગયા હતા. વળી એ લોક વીંધારાનાં થોડાં કુટુંબો સાથે અમદાવાદ ગયા. ત્યાં પણ ફાવ્યા નહિ તેથી ખંભાત પાછા આવ્યા.[૧૮]

જ્યારે દરબારનું કામ કરવાનું હોય છે ત્યારે આ પંચાયતો બહુ ઉપયોગમાં આવે છે. દરબાર તરફથી જે જે વસ્તુઓની જરૂર હોય તે મુખ્ય પંચાયતના શેઠને કહેવામાં આવે છે. એ પંચાયતનો શેઠ દરેક પેટા વિભાગના શેઠિયાઓને દરબારનો હુકમ જણાવે છે. જે કારીગરને એ કામ સોંપાય તેને એ કરવું પડે છે, અને પંચાયતનાં નાણાંમાંથી કારીગરને રૂ. ૫૦થી ૬૦સુધી મળે છે.[૧૯] પંચાયતના નિયમોમાં ખાસ તો એ કે એક કારખાનાનો માણસ બીજા કારખાનાવાળો લઈ શકતો નથી. બીજા નિયમો અમુક દિવસો કારખાનાં બંધ રાખી રજા પાળવા માટેના છે, અને તે કુલ વધારેમાં વધારે બે માસ જેટલા થાય છે. પંચાયતના નિયમોનો ભંગ કરનારને રૂ. ૧|થી ૨| દંડ થાય છે.[૨૦]

**બીજા ઉદ્યોગો—કાપડ**

**આ** સિવાય ખંભાતમાં કાપડનો ઉદ્યોગ જાણીતો છે. હિંદના બીજા ભાગોમાંથી ખંભાત મારફતે કાપડ ચડતું અને તેથી ખંભાત દુનિયાનું વસ્ત્ર કહેવાતું. તે ઉપરાંત ખંભાત તળમાં પણ એ ઉદ્યોગ સારી રીતે હતો. છેક અઢારમી સદીના ઉત્તરાર્ધમાં પણ ખંભાતની અરધી વસ્તી વણકરોની[૨૧] હતી અને ખંભાતના વણકરોને મુંબાઈ લઈ જવાની વાત પણ થએલી. ખંભાતનું કાણું કાપડ આફ્રિકા, મોખા, ઝાંઝીબાર વગેરે સ્થળે પંકાતું. આમાં ત્રણ જાતો છે. બદામી, ગરબી અને મંજુરી;[૨૨] ગુલમાર અને ચાદર પણ બને છે તેમજ લૂંગી પણ વણાય છે. આ ઉદ્યોગ સાળવી અને કણબીના હાથમાં છે. ખંભાતમાં રેશમી કાપડ પણ થાય છે. ઈ. સ. ૧૮૮૬ના વિલાયતના મોટા પ્રદર્શનમાં ખંભાતની રેશમી બાંધણી વગેરે નમૂના ગયા હતા.[૨૩]

ઉપર ખંભાતમાં બનતા કાપડની જે નોંધ લીધી છે તે તો માત્ર ઘસાતાં રહી ગએલો ધંધો છે. અઢારમી સદીમાં ઈસ્ટ ઇન્ડિયા કંપનીની કોઠીના પત્રોમાં માલની ખરીદીમાં ખંભાતમાં જે જે કાપડની જાતોનાં નામ લખ્યાં છે, તેમાંનું હાલ કાંઈ જણાતું નથી. એ નામના હાલના ગૂજરાતી શબ્દો પણ જડવા મુશ્કેલ છે. એમાં છીંટ મોટે ભાગે જણાય છે.[૨૪] આજે વીસમી સદીમાં, એક વખતે

---

૧૮ એ જ પૃ. ૨૦૫.

૧૯ એ જ પૃ. ૨૦૫. આ રીતે કારીગરને નુકસાન થતું નથી અને રોજી મળે છે. ગૂજરાતનાં ઘણાં પંચો અને મહાજનોમાં રાજસત્તાનું કામ એ રીતે મહાજનો કરી આપતાં અને વ્યક્તિગત કારીગરો પાસે સત્તા કોઇ રીતે વેઠ કરાવી શકતી નહિ!

૨૦ એ જ પૃ. ૨૦૫.

૨૧ Bom. Govt. Rec. P. D. D. 13. 8 July 1801.

૨૨ ગઈ સદીમાં આ જાતના પાંચ વાર લાંબા અને દોઢ વાર પનાના કપડાની કિંમત રૂ. ૩–૧૨–૦ હતી.

૨૩ Jour. of Ind. Art. May 1889. P. 117 ગેઝેટીઅરના લેખકે રેશમી બનાવટની નોંધ લીધી નથી.

૨૪ Bom. Govt. Records Dec. 1737 કાપડનાં નામોના ગૂજરાતી શબ્દો બધા મળે તેમ નથી. કોઇને જડે તો માટે

દુનિયાને કાપડ પૂરું પાડતું આ બંદર કાંઈક કાંઈક કાપડનો ઉદ્યોગ જાળવી રહ્યું છે. પહેલા પણ ચારે બાજુથી કાપડ ત્યાં ચડવા માટે આવતું. આજે અકુદરતી રેલ્વેના રસ્તા મૂકી જો ખંભાત બંદરથી અમદાવાદ વગેરેનુ કાપડ ચડે તો દુનિયાને તો નહિ પણ હિંદના કેટલાક ભાગને કાપડ પૂરું પાડ્યાનું માન ખંભાત લઈ શકે. આજે દરબાર સાહેબની એક કાપડની મીલ ખંભાતમાં ચાલે છે એનો વહીવટ અમદાવાદના શેઠ ચીમનલાલ ગિરધરલાલ કરે છે. યુરોપમાં વખણાતા અને ઇરાન ટર્કી વગેરેની સાથે બેસે એવા ગલીચા ખંભાતમા બન્યાના ઉલ્લેખ ઈ. સ. ૧૬૩૦ મા ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ખરીતામા છે. ખંભાતમા ગલીચાનાં કારખાના ગઈ સદીમા ચાર હતા.[૨૫] ખભાતના જરીભરતના કામના ઉલ્લેખ આગળ જોઈ ગયા છીએ, પરતુ આ ઉદ્યોગ આજે નહિ જેવો છે.

### મીઠું

**મીઠુ** પકવવાનો ઉદ્યોગ એક વખતે ખંભાતમા સારો હતો. એમાથી રાજ્યની આવકનો છઠ્ઠો ભાગ ઉત્પન્ન થતો. એ માઈલ લાબા અને અરધો માઈલ પહોળા અગરમા મીઠુ થતુ. એ મીઠુ પકવવાનુ બંધ થયા બાબત આગળ જોઈ ગયા છીએ. મિરાતે અહમદીનો લેખક લખે છે કે ખંભાતમા મોડ નામનુ ઘાસ થતું તે મેળવીને મંચામા મીઠુ પકવતા. તેની મોટી પાશ થતી અને તે જમીનમાર્ગે તેમજ સમુદ્રમાર્ગે દૂરના દેશાવરોમા જતુ.[૨૬]

### પરચુરણ ઉદ્યોગો

**બીજા** પરચુરણ ઉદ્યોગો ખાસ નોંધવા જેવા આજે નથી. પરદેશી મુસાફરોના ઉલ્લેખોથી જણાય છે કે હિંદમા કોઈ જગ્યાએ જ્યારે કાગળ નહોતા બનતા ત્યારે ખંભાતમા કાગળ બનવવાનો ઉદ્યોગ ચાલતો હતો. અમદાવાદમા તો કાગળ ઘણા જૂના જમાનાથી તે છેક ગઈ સદીના છેલ્લા પાદ સુધી સારા પ્રમાણમા બનતા અને આજે પણ થોડા બને છે, એટલે ખંભાતમા બનતા હોય તો નવાઈ નથી, અને પુરાણા કાળમા અમદાવાદથી ખભાત માર્ગે દેશાવર જતા હોય એમ પણ બને. આજે ખંભાતમા ત્રણ દીવાસળીના કારખાના છે તે ઠીક ચાલે છે. ખંભાતમાં તાળા સારા બને છે કે કેમ તે જાણ્યામા નથી. 'ખભાતી તાળું' એ કદી ન ઊઘડે એવા તાળા ઉપરથી ઘર સમૂળગું બંધ થાય તેને માટે

---

અત્રે અંગ્રેજીમા આપ્યા છે —(1) Neecanees Large, (2) Same small, (3) Challoes Blue of 11 vees, (4) Same Blue of 9 vees, (5) Bejutapants, (6) Chelloes Red 11 Vees, (7) Tapseils Large Broach, (8) Boral Chanders (ચાદર ?) (9) Guinea stuffs Red Cambay, (10) Same Blue Cambay of Chelloe Cheek, (11) Same Blue Cambay of Bejutapant Cheek, (12) Guinea stuffs Red Broach, (13) Chints Taffarack Naffermany, (14) Chints Ponabaguzze (છીંટ પોણા બે ગજ) (15) Chints Doorguzze (છીંટ દોઢ ગજ) (16) Chints Caddy (છીંટ ખાદી) (17) Bejulapants Red stripped (18) Byrampants Blue Cambay

૨૫ Bom Gaz VI 208

૨૬ મિરાતે અહમદી ગુ ભા ૧ પૃ ૩ મુંબાઈના 'ગુજરાતી' પત્રના પ્રસિદ્ધ સ્વર્ગસ્થ તંત્રી શ્રી ઇચ્છારામ સૂર્યરામના વડવાઓ પાસે ભરૂચના કિનારાનો મીઠાનો ઇજારો બાદશાહી સનદોથી હતો પાછળથી ખભાત મીઠાની બાબતમા ભરૂચ તાબે હતુ એટલે એના અગર એમના ઇજારામા હશે, પણ તે ચોક્કસ કહી શકાતુ નથી

ગુજરાતી ભાષામાં કહેવત પડી છે. પરંતુ તેવાં તાળાં આજે જણાતાં નથી. મિઠાઈમાં ખંભાતની સુતરફેણી ઘણી વખણાય છે અને કવિ દલપતરામે 'ખંભાતની ભલી સુત્રફેણી' એ કડીમાં એને અમર કરી છે. હલવાસણ નામની એક બીજી મીઠાઇ પણ ખંભાતમાં વખણાય છે. આ સિવાય નાના ઉદ્યોગોમાં ૭ આટાનાં કારખાનાં, ચાર જીન, એક પ્રેસ, એક સાબુનું કારખાનું, એક બરફનું કારખાનું અને બે ગોળનાં કારખાનાં છે. હાથની શાળો ૨૬૦૫ હતી તે ઘટીને ૨૫૭૬ ઈ.સ. ૧૯૩૦માં થઈ. એક રંગાટી કારખાનું અને એક લાકડાં વહેરવાનું કારખાનું પણ છે.

# પ્રકરણ પંદરમું

## વહીવટ

**હિંદુ સમય**

ખંભાતનો વહીવટ ખરી રીતે તો સ્વતંત્ર સંસ્થાનની સ્થાપના પછી જ શરૂ થયેલો ગણી શકાય સોલંકીઓના સમયમાં જ્યારથી ખંભાતના સ્પષ્ટ ઉલ્લેખો માલૂમ પડે છે તે વખતે ખંભાત એક મોટુ બંદર તથા મધ્યસ્થ ભૌગોલિક સ્થિતિવાળુ એક મોટુ ને ધનવાન શહેર હતુ અને પાટણના ગુર્જર મહારાજ્યનુ એક અગત્યનું અંગ હતુ એટલે પાટણના દરબારના ઉત્તમ મંત્રી અને રાજપુરુષોમાંથી કોઈની નિમણુક ખંભાતના વહીવટદાર અગર દંડનાયક તરીકે થતી, અને એ અમલદારના હાથમા આસપાસના મુલકનો લશ્કરી, દરિયાઈ તથા મુલ્કી વહીવટ રહેતો ઉદયન મંત્રી અને વસ્તુપાલ જેવા મહામંત્રીઓએ ખંભાતના વહીવટનો ઇતિહાસ શોભાવેલો છે શહેર અને બંદરના અધિકારી તેમજ બીજા નાના અમલદારોની વિગત મળતી નથી પરંતુ એ સમયે સોલંકીઓની સામાન્ય રીત પ્રમાણે પંચકુલથી શહેરનો વહીવટ ચાલતો હશે અને ન્યાય તથા કારોબારી ખાતા ચાલતા હશે એમ અનુમાન થઈ શકે[૧]

**મુસલમાન સમય**

મુસલમાન સમયમા ગૂજરાતની સ્વતંત્ર સલ્તનતે મોટે ભાગે મોટા શહેરોમા વહીવટમા થોડા ફેરફાર મુસલમાન રિવાજ પ્રમાણે કરી બીજો વહીવટ સોલંકીઓની ચાલી આવતી પ્રથા પ્રમાણે રાખ્યો હતો[૨] ખંભાત એ સમયમા પણ અમદાવાદના મહારાજ્યનુ અંગ ને મોટુ બંદર હતુ, અને એનો વહીવટ ચાલ્યા આવતા રિવાજ પ્રમાણે થતો મોટા દંડનાયકો નિમાયાનુ જાણ્યામા નથી પાટણ કરતા અમદાવાદ વધારે સારી મધ્યસ્થ જગ્યા અને ખંભાતની વધારે પાસે હોવાથી દંડનાયકની જરૂર રહે નહિ બંદરના વહીવટ માટે ખંભાતના દરોગાના ઉલ્લેખો મળે છે સલ્તનતના શરૂઆતના સમયમા ગૂજરાતના નૌકાસૈન્યનુ મુખ્ય થાણુ ખંભાતમા હોવાથી એના 'મીરે બેહર' (First Lord of Admiralty)ને ખંભાત રહેવુ પડતુ, પરંતુ પાછળથી એ સ્થાન દીવ બંદરે લીધુ મોગલાઈના થોડા વર્ષો ગયા પછી સુરત મુખ્ય બંદર થવાથી ખંભાત સુરત બંદરના મુત્સદ્દીના હાથનીચે ગયુ આમ છતા પણ ખંભાતમા નાયબ મુત્સદ્દી તથા દરોગો (Customs officer) રહેતા

---

૧ ખંભાતની જ પાસે વલભીના સમયમા જે નામથી શહેર હશે ત્યા વલભીનો વહીવટ હશે એ વહીવટ ઉત્તમ પ્રકારનો હતો પરંતુ ખંભાત નામ સાથે સ્પષ્ટ ઉલ્લેખ એ વખતે નથી તેથી એ વહીવટનું વર્ણન કરવાની જરૂર નથી પંચકુલના વહીવટના ઉલ્લેખો ઘણા મળે છે

૨ અમદાવાદના સુલતાનોએ મોટા શહેરોમા કાજી વગેરે રાખી કેટલીક ધાર્મિક બાબતો સિવાય દેશના વહીવટમા સોલંકીઓના વહીવટ મુજબ ચાલુ રાખ્યુ હતુ



(૧) ખંભાત ન્યાયકોર્ટ (૨) નવી હાઇસ્કૂલ

અને ઘણીવાર દિલ્હીથી બાદશાહી મહોરના ફરમાનથી એમની નિમણૂક થતી.

મોગલાઈના અંત વખતે ખંભાત સ્વતંત્ર સંસ્થાન થયું તે પછી એના વહીવટનો હેવાલ શરૂ થાય છે. એ સમયના આખા દેશના અવ્યવસ્થિત વાતાવરણના પ્રમાણમાં દેશના બીજા ભાગોમાં જે સામાન્ય વહીવટ ચાલતો તેનાથી ખંભાતનો વહીવટ કાંઈ ખાસ જુદો નહોતો; છતાં પણ એ વહીવટમાં પાછલા સમયમાં જે કાંઈ સુધારા થયા તે પહેલાં એ કેવી રીતે ચાલતો તે ટૂંકામાં જોઇએ.

**જમીન મહેસુલ**

જમીન મહેસુલનો વહીવટ આસપાસના ગૂજરાતના મુલકની માફક થતો. જમીન દરબાર પાસેથી સીધી મળતી અને મોટા મુખીઓ પાસેથી પણ ખેડુતોને મળતી. ખેડુતો ઠરાવેલી રકમ દર વર્ષે ભરતા. દરબારની રજા વગર જમીન એકના નામ ઉપરથી બીજાના નામ ઉપર ચડી શકતી નહિ, તેમ જ્યાંસુધી ખેડુત ઠરાવેલું મહેસુલ ભરતો ત્યાંસુધી તેનો અમુક જમીન ખેડવાનો હક્ક કોઈ લઈ શકતું નહિ. જમીનની આમ ખાસ કાંઈ કિંમત ગણાતી નહિ, પરંતુ જો પહેલાંના ખેડનારે કાંઈ સુધારા કર્યા હોય તો પછીનો જમીન લેનાર પંચ અગર લવાદ ઠરાવે તે મુજબ ખર્ચના બદલાની રકમ આપતો. ખેડુતના ખાનગી દેવા પેટે જમીન લઇ શકાતી નહિ અને ખેડુતની મિલ્કતના રક્ષણ માટે ખાસ કાયદો નહોતો, છતાં અદાલતો એ બાબત ધ્યાનમાં લઇને જવાબ આપતી. બારાના ભાગ સિવાય બીજા ભાગની જમીનનું મહેસુલ ચલણી નાણાંમાં લેવાતું. બારાની જમીનનું મહેસુલ થએલો પાક અરધો દરબારને અને અરધો ખેડુતને સરખે ભાગે વહેંચી લેવાની રીતથી વસૂલ થતું. આ સ્થિતિ ઓગણીસમી સદીમાં હતી. એની પહેલાં જમીન મહેસુલના ઇજારા પણ આપી દેવાતા. આ રિવાજ પણ ગૂજરાતમાં ઘણી જગ્યાએ હતો. ઓગણીસમી સદીમાં તલાટીઓ મારફતે મહેસુલ ઉઘરાવી એક દરોગો એ ઉપર દેખરેખ રાખતો અને એના હાથ નીચે એક હિંદુ તથા એક મુસલમાન એમ બે કારકૂનો રહેતા. મહેસુલ વખતસર ન ભરનારને બે આનાથી એક રૂપિયા સુધી દંડ થતો અને સખત સજા કરવાની જરૂર જણાય તો તડકે બેસાડી માથે લાકડાનો મોરો કકડો મૂકવાની જૂની રીત પણ લેવાતી. ખેડુતની સ્થિતિ બહુ જ ગરીબ હોય કે આગથી નુકસાન થએલું સાબિત થાય તો મહેસુલી અધિકારી રાહત આપી શકતો.[3]

**ન્યાયખાતું**

ન્યાયખાતામાં બહુ ભારે દાવા નવાબ સાહેબ જાતે ચૂકવતા. બાકીના બીજા દાવા શહેરમાં કોટવાલ ચૂકવતા; ગામડાંઓમાં દરોગાઓ ચૂકવતા. ફોજદારી ગુનાઓની છેવટની અરજી નવાબ સાહેબની હજૂર આવતી, તેમજ બહુ ભારે ગુનાની શિક્ષા પણ હજૂરને પૂછીને કરવામાં આવતી. રાજ્યમાં એક મુનશી ખેડાના પોલિટિકલ એજન્ટ સાથે પત્રવ્યવહાર કરવા માટે રખાતો અને પોલિટિકલ ખાતું એની પાસે રહેતું. દીવાનીમાં ત્રણ અદાલતો હતીઃ એક દીવાની અદાલત, બીજી તજવીજસની અને ત્રીજી છેલ્લી અપીલની કોર્ટ—દીવાનખાના. એમાં નવાબ સાહેબ 'એસેસર'ની સલાહથી

---

3 Bom. Gaz. VI 234-35.

અરજીઓ સાભળી નિકાલ કરતા પરચુરણ અરજીઓ અને નાતજાતના ઝઘડાઓમા નગરશેઠ બે મોટા વેપારીઓને 'એસેસર' તરીકે રાખીને નિકાલ કરતા હિંદુ કાયદા માટે વશપરપરાથી હોદ્દો ભોગવતો શાસ્ત્રી રખાતો દેવાલેણાને લગતા ઘણા મનાવ લવાદ નીમીને પતાવાતા[૪] જો એવા દાવા કચેરીમા આવતા તો લેણી રકમને ૭ વર્ષ થઈ ગયા ન હોય તો વ્યાજ સાથે હુકમનામુ થતુ ૭ વર્ષ અને બાર વર્ષની વચ્ચે દાવો થયો હોય તો ફક્ત મૂડીનુ જ હુકમનામુ થતુ અને બારથી વીસ વર્ષની અદર દાવો થયો હોય તો મૂડી અરધી જ મળતી જો વીસ વર્ષ થઈ ગયા હોય તો ચોથા ભાગની રકમ માટે દાવો દાખલ થઈ શકતો ત્રીસ વર્ષ પછી દાવાનો હક્ક રહેતો નહિ પૈસાના દાવા ઉપર કોર્ટ ફી અઢી ટકા લેવામા આવતી જો હુકમનામુ થયા પછી પૈસા ન મળે તો એ આસામીને કેદની સજા થતી[૫]

કાજીના પ્રમુખપણા નીચે છૂટાછેડા અગર તલાકની એક કોર્ટ પણ હતી ધાર્મિક બાબતોમા કાજીની સલાહ લેવાતી અને સ્થાવર મિલ્કતના વેચાણ તથા બદનાના દસ્તાવેજો ઉપર કાજીની સહી, સિક્કો અને મહોર થતા આ કામમા જે ફીના નાણા આવતા તે મુનશી, કાજી અને નવાબ સાહેબ વચ્ચે સરખે ભાગે વહેંચી લેવામા આવતા છૂટાછેડાના દાવામા કાજી માણસની સ્થિતિ પ્રમાણે ફી લેતા[૬] આસામી ગરીબ છે એવુ પુરવાર થાય તો ફીનો અમુક ભાગ પાછો મળતો

ફોજદારી અને દીવાની કાયદા સામાન્ય રીતે હતા, પરતુ એનો અમલ બરોબર થતો નહિ ફોજદારીમા 'સમન્સ' કે 'વૉરટ' કાઢવામા આવતા નહિ જે આસામી ઉપર ગુનાનો વહેમ આવે તેને જામીન આપે ત્યા સુધી કેદ કરવામા આવતો, અગર બીજો પુરાવો મળે અથવા પૈસા આપીને છૂટકારો મેળવે તો મળતો દીવાનીમા અવ્યવસ્થા કાઇક ઓછી રહેતી પરતુ કેટલીક વાર અમલદારો મન ફાવે તેમ કરતા અને કોઈ બાબતમા પોલિટિકલ એજટને અરજી થઈ શકતી નહિ, પરતુ કોઈ ફરિયાદ એજંટને વ્યાજબી લાગે તો તે સાભળીને નવાબ સાહેબનુ ધ્યાન તે તરફ ખેંચવામા આવતુ અને તેમા ન્યાય મળતો[૭]

**જકાત અને આવક—મુસલમાન સમય**

ગૂજરાત સલ્તનતના આખર સમયમા ખભાત પરગણા તાબે ૬૦૦ ગામ અને સાડાચાર લાખ રૂપિયાની આવક હતી[૮] પેટલાદ પરગણામા ગામ ઓછા છતા આવક ખભાતથી વધારે હતી આ આવકમા ખભાત બદરની આવક ગણાતી નહિ મોગલાઇમા ખભાત ચોરાસી નામ પડ્યુ મિરાતે અહમદીનો લેખક એ વખતે ખભાત તાબે ૮૮ ગામ હોવાનુ લખે છે મુત્સદ્દીગીરી હજૂર બાદશાહની સનદથી અને ફોજદારી પણ એ જ રીતે સુબાના દીવાનની પસદગીથી થાય છે

---

૪ Bom Gaz VI 235

૫ એ જ પૃ ૨૩૯

૬ એજ, પૃ ૨૩૬ જુદીજુદી નાતના લોકો પાસેથી ની લીધેલી અને એની વહેંચણી કરેલી તેનો કોઠો ગેઝેટીઅરમા આપ્યો છે

૭ આ હકીકત Bom Gaz VI પૃ ૨૩૫-૩૬ ઉપરથી લીધી છે

૮ મિરાતે અહમદી ગુ ભા ૧ પૃ ૭

ફોજદારી મુત્સદ્દીગીરીથી ચડીઆતી હતી. બંદરનો દરોગો પણ બાદશાહી સનંદથી નીમાતો. મુત્સદ્દીના હાથ નીચે ખંભાતની બંદરદારી ઉપરાંત ગાંધાર અને ઘોઘા બંદરનો વહીવટ પણ હતો. બીજા અધિકારીઓમાં કાઝી, મોહતસિબ (ધર્માધિકારી), ટંકશાળનો દરોગો, મુશરફ, તેવીલદાર, મુકીમ અને ખજાનાનો દરોગો એ બધા સુબાના હાથ નીચે હતા. જમીન તથા સમુદ્ર માર્ગે આવતા જતા માલ ઉપર મુત્સદ્દી, મુશરફ અને તેવીલદારની મહોર તથા મુકીમના દસ્કતની પાવતી આપવામાં આવતી. જ્યાં હાંસલ લેવાતું તેને ફુરજો કહેતા. કપાસ મંડી, ઘી મંડી, લાકડાં મંડી, મીઠા મંડી એ મુખ્ય મંડીઓ હતી.

ખંભાત ફોજદારીના તાબામાં ગાજના કિલ્લાની થાણદારીના ૧૦૦ સવારો, દેહવાણ થાણામાં દોઢસો સવારો, નાપાડ થાણું કે જ્યાં મુહમ્મદ અશરફ ઘોરીએ કોટ બાંધેલો ત્યાં ૧૭૦ સવારો, માહુન, વહી અને વામન થાણામાં દોઢસો સવારો, ખડસરા થાણામાં ૫૦ સવારો, મતીલ થાણામાં સો સવારો, ગદા થાણામાં ૫૦ સવારો અને બસ્તાનામાં ૫૦ સવારો રહેતા.[૯]

બાદશાહી સમયની આવક અને વ્યવસ્થા ઉપર જોઈ. સ્વતંત્ર સંસ્થાન વખતે આવકમાં ફેરફાર થયા કર્યા છે. ઈ. સ. ૧૮૭૯માં ૩,૮૮,૬૩૦ રૂપિયાની આવક હતી. વસાઈના કરાર પછી ઠરાવેલી ખંડણી રૂા. ૨૫૪૭૫–૫–૧ છે. બધું મહેસૂલ પરગણા કચેરીની તીજોરીમાં જમે થાય છે. ખરચ બાદ કર્યા પછી જે રકમ વધે તે દરબાર સાહેબની ખાનગી તીજોરીમાં જાય છે. કાંઠાનાં ગામનું મહેસૂલ, સમુદ્ર તથા જમીન માર્ગે જતાઆવતા માલની જકાત અને પરચુરણ જકાત, એ દરબાર સાહેબની ખાનગી આવક ગણાય છે. એની કચેરીને તોશાખાના કહે છે ને એનો દરોગો જુદો છે.

પહેલાં ખંભાતમાં આવકજાવક માલ ઉપરની જકાત બહુ ભારે હતી. કપાસ ઉપર ૪·૩૧ ટકા, અફીણ ઉપર ૭·૫૦ ટકા, કાપડ ઉપર ૬·૦૫ ટકા, અનાજ ઉપર ૬·૫૦ ટકા અને તમાકુ ઉપર ૧૦·૯૮ ટકા હતી. ટોલના નાકા ઉપર લેવાતી અવ્યવસ્થિત જકાતથી આ જકાતમાં બીજો વધારો થતો. આવા ભારે વેરાથી વેપારને બહુ હરકત થતી. તેથી મુંબાઈ સરકારની સલાહથી એમાં ફેરફાર કરી ટોલનાં નાકાં બંધ કરવામાં આવ્યાં એ વિગત આગળ જોઈ ગયા છીએ. ગઈ સદીમાં પોલીસનો ખર્ચો રૂા. ૫૦૦૦ થતો.[૧૦] આ સિવાય ગઇ સદીના ઉત્તરાર્ધની શરૂઆતમાં બંદરની વ્યવસ્થાની વિગત પણ આગળ જોઈ ગયા છીએ.

આ ઉપરાંત બાજરી, કોટડા અને ઘાસચારાના વેરા હતા. બાજરીવેરો એક ગાડે બે ખંભાતી રૂપિયા તથા કોટડાવેરો જેને રૂા. ૧૦૦ ઉપર સાંથ આવતી હોય તેને એક ટકો આપવો પડતો. આ

---

૯ મિરાતે અહમદી, ગુ. ભા. ભા. ૨. પૃ. ૧૯૮. મુસલમાન સમયમાં ફોજદારી એટલે લગભગ રાજસત્તા જેવું જ હતું. હિંદુમાં દંડનાયક તે મુસલમાન સમયમાં ફોજદાર ગણાતો. ફોજદાર શબ્દ હાલ જે અર્થમાં વપરાય અને સમજાય છે તે અર્થહીન છે. મોગલાઈના અંત ભાગમાં ઘણી જગ્યાએ સુબાઓ ઉપરાંત ફોજદારો જ સ્વતંત્ર થઇ ગયા અને રાજા અગર નવાબ બની ગયા.

૧૦ Bom. Gaz. VI 237. આની વિગત આગળ આવી છે. એકસરખો વેરો નાખ્યા પછી બ્રિ.ટાા અને દરબારનો ભાગ હતો એમાંથી ઉપરની પોલીસની રકમ શહેરસુધારણા તથા કેળવણીમાં ખરચ કરવું એવી શરત હતી. અંગ્રેજોના ભાગની જકાત ખેડાના કલેકટરના હાથ નીચે મહાલકારી વસૂલ કરતો.



(૧) માદલા તળાવ (૨) માદલા તળાવની અંદરની ખંડિયેર વાવ
(૩) દિલખુશ બગીચાવાળી જગ્યા

ચૂંટણી દર ત્રણ વર્ષે થાય છે. મ્યુનિસિપાલિટીની આવક રૂ. ૫૨,૭૦૦ની છે.[૧૩] એના હાલના પ્રમુખ નવાબ સાહેબના સ્ટેટ એન્જીનીઅર જહાંગીર રૂસ્તમજી જસાવાળા બી. ઈ. છે. સદ્‌ગત નવાબ સાહેબ જાફરઅલીખાન સાહેબના નામ સાથે જોડાએલું ખંભાતનું વૉટર વર્ક્સ પણ મ્યુનિસિપલ વહીવટ તળે મુકાએલું છે. એની આવક રૂ. ૪૪,૦૨૭ છે અને ખર્ચે રૂ. ૪૦,૬૪૯ છે. ખંભાતમાં વીજળીની રોશની પણ છે.

**હાલ થએલા ફેરફાર**

હાલ ખંભાતનું લશ્કર ૧૧ સવાર અને ૧૫૦ પાયદળનું છે. ૧૭ તોપો છે, પણ તેમાં કામમાં આવે એવી ત્રણ છે. પોલીસમાં કુલ ૨૨૦ માણસો છે; એમાં ૬૨ હથીઆરબંધ પોલીસ, ૧૯ ઘોડેસવાર અને ૧૩૯ પાયદળ પોલીસ છે. ગામડાંના પોલીસ, મુખી વગેરે બાદ કરતાં કુલ ૩૮૯ છે. ખંભાત રાજ્યમાં ૮૫ ગ્રામપંચાયત છે એ ઘણું વખાણવાલાયક છે. આ પંચાયતોએ ઈ. સ. ૧૯૩૧-૩૨માં ૩૧૫ ફોજદારી નાના ગુનાના નિકાલ કર્યા અને ૧૪૭૨ દીવાની નાના દાવાના ચુકાદા કર્યા.[૧૪]

આ સિવાય સદ્‌ગત નવાબ સાહેબ બેહસ્તનશીન થયા પછી અને હાલના નામદાર નવાબ સાહેબ બહાદુર તખ્તનશીન થયા તે દરમ્યાન ખંભાતના વહીવટમાં ઘણા સુધારા થયા છે; અને નામદાર નવાબ સાહેબ બહાદુરની અભિલાષા ગાદીએ આવતાં જ ખંભાતને એક આદર્શ રાજ્ય બનાવવાની હોવાથી એઓ નામદારે પણ વહીવટમાં ઘણા સુધારા કરવાની શરૂઆત કરી છે.

**ખંભાતના દીવાન**

આ બધા વહીવટના મુખ્ય સૂત્રધાર, બધાં રાજ્યોમાં હોય છે એમ, દીવાન છે.[૧૫] ખંભાત સ્વતંત્ર રાજ્ય તરીકે જાહેર થયું ત્યાર પછી એક અગર બીજા નામે દીવાનનો હોદ્દો ચાલુ રહ્યો છે. વ્રજલાલ પેશકાર,[૧૬] ધર્મચંદ, ગુલાબરાય વગેરેનાં નામ તથા નજુમખાન સાહેબનું નામ જોઈ ગયા. ગુલાબરાય પણ ખટપટી હતો એમ જણાય છે. એના વખતમાં, નવાગામના એક વેણીરામ નામના મરાઠાઓના માનીતા પાટીદારને ખંભાતની દીવાનગીરી આપવાનું કહી ખંભાત બોલાવી મારી નાખવામાં આવ્યો હતો. વેણીરામ આસપાસ ઘણો ત્રાસ આપતો. વેણીરામનો અને ખંભાતના નવાબનો રાસડો ફૉર્બ્સ સભાના હસ્તલિખિત સંગ્રહમાં છે. અને એમાં ગુલાબરાયે ભાગ લીધેલો એમ લખે છે. શંભુરામ અને નજુમખાને તો લગભગ ઘણી મોટી સત્તા અનુભવેલી, પરંતુ શંભુરામે વહીવટમાં ભાગ લીધેલો નહિ. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધથી ખંભાતના દીવાનનાં નામ મળી આવે છે તે અહીં આપ્યાં છે.

---

૧૩ Cambay Administration Report 1931-32. આ આવકમાં, રાજ્ય તરફથા જે રૂ. ૨૫,૦૦૦ આપવામાં આવે છે તેનો સમાવેશ થાય છે.

૧૪ એ જ.

૧૫ ગેઝેટીઅરના લેખકે વહીવટના પ્રકરણમાં દીવાનના હોદ્દા માટે કાંઇ નથી લખ્યું એ જરા નવાઈ જેવું લાગે છે.

૧૬ વ્રજલાલની બાહોશી આગળ ગએલાં પ્રકરણોમાં સ્ટેટને કરેલી સેવાથી અને કરોડકરીના સમયે પૂને પગરસ્તે જઈને કુનેહથી કામ કર્યાથી જણાઈ આવે છે.

### ઈ સ ૧૮૮૦ પછી ખંભાતના દીવાન

ઇ સ ૧૮૮૦ પહેલા દીવાન તરીકે ખાસ હોદ્દાદારના નામ મળતા નથી, પરંતુ ૧૮૮૦ના અરસા મા અમદાવાદના સાઠોદરા નાગર રા ગોપાળભાઈ વખતોવખત ખંભાત આવીને દીવાનના હોદ્દાને લગતુ રાજદ્વારી કામકાજ સભાળી જતા ઈ સ ૧૮૮૦મા નામદાર નવાબ સાહેબ જાફરઅલીખાન સાહેબના રાજ્યમા પહેલા દીવાન તરીકે શ્યામરાયનુ નામ માલૂમ પડે છે એમણે ઈ સ ૧૮૮૦થી ૧૮૮૩ સુધી કામ કર્યું પછી એકાદ વર્ષ નબીખા નામના દીવાન થયા અને ઈ સ ૧૮૮૫થી ૧૮૯૦ સુધી શ્યામરાય લાડ પાછા દીવાન થયા એમના વખતમા હુલ્લડ થયાનુ આગળ જોઈ ગયા એ પછી 'જૉઈન્ટ ઍડમિનિસ્ટ્રેશન નીમવામા આવ્યુ એ વખતે વહીવટ મિ કૅનેડી અને અમદાવાદના બ્રહ્મક્ષત્રિય રા બા શિવલાલ હીરાલાલના હાથમા હતો ઈ સ ૧૮૮૦થી ૧૮૮૪ સુધી આ વહીવટ રહ્યો એ પછી ઈ સ ૧૮૯૫થી ઈ સ ૧૯૧૪ સુધી લાબી દીવાનગીરીએ રા માધવરામ નામના દીવાન હતા સદ્ગત નવાબ સાહેબના રાજ્યમા જે સુધારા જોયા તે એમના વખતમા થયા હતા ખંભાત બંદરની ખીલવણી તથા દરેક ખાતામા બ્રિટિશ જિલ્લાઓને અનુસરીને જે જે ફેરફાર થયા તે એમણે કર્યા હતા એમનુ નામ ખંભાતના એક સફળ દીવાન તરીકે ગણાય છે એમના પછી થોડોથોડા વખત ત્રણ દીવાન આવી ગયા થોડા દિવસ અમદાવાદવાળા રા બા બુનાખીનસ બાપુજી આવ્યા તે પછી અબ્દુલ લતીફ આવ્યા અને તે પછી પાચથી છ મહિના બમનજી આવ્યા

ઈ સ ૧૯૧૫મા નવાબ સાહેબ જાફરઅલીખાન સાહેબ બેહસ્તનશીન થવાથી અને હાલના નામદાર નવાબ સાહેબ સગીર ઉમરના હોવાથી ઍડમિનિસ્ટ્રેશન નીમાયુ એમા ઈ સ ૧૯૧૫ થી ૧૯૧૮ સુધી બમનજી જ રહ્યા તે પછી ઈ સ ૧૯૧૯ થી ૧૯૨૯ સુધી રા નામજોશી મોતની અને રા બા કુલકરણીનો વહીવટ રહ્યો, અને નામદાર નવાબ સાહેબ તખ્તનશીન થયા ત્યારે રા બા કુલકરણી દીવાન થયા એમના ગયા પછી અમદાવાદના સાઠોદરા નાગર રા વાસુદેવ માનજીભાઈ જે નાયબ દીવાન હતા તે દીવાન થયા અને થોડા મહિના પછી એમને મૂળ બ્રિટિશ નોકરી ઉપર પાછુ જવાનુ થવાથી હાલના દીવાન દીવાન બહાદુર નર્મદાશંકર દેવશંકર મહેતા ખંભાત રાજ્યના દીવાનપદ ઉપર છે

### હાલના દીવાન સાહેબ

દીવાન બહાદુર નર્મદાશંકરભાઈ અમદાવાદના સાઠોદરા નાગર છે એમની રાજ્યકારભાર ચલાવવાની શક્તિ એમના બ્રિટિશ ડેપ્યુટી કલેક્ટરના હોદ્દાની, અમદાવાદ મ્યુનિસિપાલિટીના ચીફ ઑફિસરના હોદ્દાની, વાદરા અને છેવટે મુબાઈ મ્યુનિસિપાલિટીના કમિશનરના હોદ્દાની સફળતાથી વ્યક્ત થએલી છે મુબાઈ જેવા શહેરની મ્યુનિસિપાલિટીના મુખ્ય વહીવટદારનુ કામ એટલે હિંદના એક ભાગમા મોગ દેશી રાજ્યના વહીવટનુ કામ એટલે રાજ્યની વ્યવસ્થા એમને હાથે સફળ થાય એમા નવાઈ નથી આમ એ કાર્યકુશળ મત્રીના સર્વ ગુણ એમનામા છે આ ઉપરાત એઓ ગૂજરાતના પ્રખર વિદ્વાન અને તત્ત્વજ્ઞ છે વેદાત અને દર્શનશાસ્ત્ર તથા ધર્મશાસ્ત્રના અભ્યાસી તરીકે હિંદુસ્તાનના મોટા પડિતોની સાથે બેસે એવુ એમનુ જ્ઞાન છે એ બધી વિગતમા ઊતરીએ તો ઘણુ લબાણ

થાય. ખાસ નોંધવા જેવું તો એ છે કે ગૂજરાતીમાં અલભ્ય એવું ઉત્કૃષ્ટ વક્તૃત્વ એમનામાં છે. ખબર આપ્યા વગર (extempore) ગમે તે વિષય ઉપર એઓ ઉત્તમ વ્યાખ્યાન કરી શકે છે. એમની વાણી મધુર અને મનોહર તથા પ્રવાહ અસ્ખલિત છે. ઘણા વિદ્વાનોમાં સરસ્વતી મગજમાં હોય છે પણ નર્મદાશંકરભાઈમાં તો મગજ અને જીભ બંનેમાં સરસ્વતીનો વાસ છે. આમ વહીવટ અને સરસ્વતી બંનેની ઉપાસનામાં સર્વોત્તમ સ્થાન એમણે પ્રાપ્ત કર્યું છે તે જોઈ જી. કે. ચેસ્ટર્ટને લૉર્ડ મેકૉલેને double first ઉપનામ આપેલું તે યાદ આવે છે.

# પ્રકરણ સોળમું

## સામાજિક વિકાસ–કેળવણી

### પ્રાચીન સમાજ

પ્રાગૈતિહાસિક સમયના ખંભાત અને ગૂજરાતના કિનારા સબંધી જે અનુમાનો માત્ર થઈ શકે છે તે આગળ જોઈ ગયા મોહેન જો ડેરોમા જે આગળ વધેલો સમાજ હતો તેની હદ ખભાતના અખાત અને નર્મદાના તટપ્રદેશ સુધી હતી તે પણ ઉપર જોઈ ગયા આ સમાજ પૌરાણિક શૈવ ધર્મ અને દેવી ધર્મનુ કોઈ વિચિત્ર મૂળ સ્વરૂપ હોય એવો ધર્મ પાળતો હતો ખભાત અને ગૂજરાતના કિનારાના જનસમાજનો ઐતિહાસિક સમયમા વ્યાપક ધર્મ પાશુપત કહી શકાય જોકે સાથેસાથે સૂર્યપૂજા પણ હતી. ઈસ. ના ત્રીજાથી દસમા શતક સુધીમા બૌદ્ધોનુ જોર સારી રીતે હતુ તે પણ જોયુ. સ્કદપુરાણના કૌમારિકા ખંડ ઉપરથી, અને છેક તેરમી સદીના અત સુધી સોલંકી રાજાઓ પરમ માહેશ્વર હોવાથી બૌદ્ધો અને તે પછી જૈનોનુ જોર વધવા છતા શૈવ મત ખભાતમા મુખ્ય ધર્મ રહ્યો હોય એમ લાગે છે. સોલકીઓના સમયમા ખંભાતની જ્યારે ખરેખરી ચઢતી હતી ત્યારે વેપારના કારણથી જૈનોની મોટી વસ્તી ખંભાતમા હતી.

### મધ્યકાલીન હિંદુ સમાજ

એકદરે જોતા જણાશે કે ઈસ ની બારમી સદીના અતથી આજ સુધી ખંભાતના જનસમુદાયમા કોઈ પણ પ્રતિભાસપન્ન વર્ગ હોય તો તે જૈન કોમ છે હેમચદ્રાચાર્ય, હીરવિજય સૂરિ અને વિજયસેન સૂરિ જેવા યુગપ્રધાન જૈનાચાર્યોએ ખભાતમા વખતોવખત લાબા નિવાસ કરેલા છે, મહારાજાધિરાજ કુમારપાલના વખતમા ઉદયન મત્રી અને પછી વસ્તુપાલ તેજપાલ જેવા રાજપુરુષોથી જૈન સમાજ પોષાયો છે, અને પોણા બસો વર્ષની અમદાવાદની સલ્તનત તથા સો વર્ષની તે પહેલાની દિલ્હીના સુબાઓની સત્તા દરમ્યાન પણ જૈન કોમે ખંભાતના સમાજમા પોતાનુ અગ્રેસરપણુ કાયમ રાખ્યુ હતુ એ સમરાશાહ અને વજિયા તથા રાજિયાશાહના ઉલ્લેખો ઉપરથી સ્પષ્ટ થાય છે. આજે પણ ખભાતનો જનસમુદાય મોટે ભાગે હિંદુ છે અને હિંદુઓમા જૈનોનુ જ ખાસ જોર છે ખભાતના પ્રાચીન બ્રાહ્મણ મહાસ્થાનના બ્રાહ્મણો ધીમેધીમે એ વેપારપ્રધાન શહેરમાથી બીજે ચાલ્યા ગયા છે

### સમાજની સંસ્કારિતા

પુરાતન ખભાતના જનસમાજની જાહોજલાલી એક વખત ઘણી તેજસ્વી હશે એમા તો શક નથી. હેમચંદ્ર સૂરિ જેવા ભવિષ્યમાં કલિકાલસર્વજ્ઞ કહેવાએલા પ્રભાવકે ખંભાતમા દીક્ષા લીધી એટલે જૈનદર્શનના પ્રખર પડિતો અને સમર્થ મુનિઓ ખભાતમા હશે વસ્તુપાલ તેજપાલ તો જેવા ધનવાન અને સત્તાવાન હતા તેવા જ વિદ્યાવિલાસી પણ હતા. પાટણના રાજપુરોહિત સોમેશ્વર દેવ–કીર્તિકૌમુદીના કર્તા–જેવા કવિપડિતો એમની પાસે રહેતા જયસિંહ સૂરિ કૃત હમ્મીરમદમર્દન નાટક સંસ્કૃતમા વસ્તુપાલના પુત્ર જયતસિંહના હુકમથી ખંભાતમા ભીમેશ્વરના ઉત્સવના વરઘોડા વખતે



(૧) પાવર હાઉસ (૨) નવાબ જાફરઅલીખાન વૉટર વર્ક્સ

ભજવાયું હતું. એટલે ગૂજરાતે ઉત્પન્ન કરેલા સંસ્કૃત સાહિત્યમાં પણ ખંભાતે પોતાનો ફાળો આપ્યો છે[૧] અને સંસ્કૃત નાટક ભજવાતું જોઈ શકે એવી એ વખતના શિષ્ટ સમાજની સ્થિતિ હતી તે વ્યક્ત થાય છે. જાતે જૈન છતાં ભીમેશ્વરના ઉત્સવ પ્રસંગે જયંતસિંહ રસભર્યો ભાગ લે એ પણ એ સમયના સમાજની સહિષ્ણુતા અને મિલનસારપણું સિદ્ધ કરે છે. હાલના જેવો જકડાએલો એ વખતનો સમાજ નહિ હોય એમ લાગે છે. જોકે હાલ પણ રાજ્યકર્તાઓમાં હિંદુ રાજ્યકર્તા મુસલમાન ઈદના તહેવારોમાં સવારી કાઢી ભાગ લે છે અને મુસલમાન રાજ્યકર્તા હિંદુના દશેરાની સવારી કાઢી ભાગ લે છે એ ઓછું પ્રશંસનીય નથી.[૨] બાલચંદ્ર સૂરિએ પણ એ જ અરસા (તેરમી સદી)માં ખંભાતનું મનોહર વર્ણન કર્યું છે અને એને ઈંદ્રપુર જેવું કહેલું છે.[૩]

**ખંભાતી રાગ**

આ વખતમાં ભોગવિલાસ અને કલાઓમાં પણ ખંભાત ઘણું આગળ વધેલું જણાય છે. હિંદુસ્તાનના સંગીતશાસ્ત્રમાં ઘણાં રાગરાગિણીઓને દેશો અને શહેરો તરફથી નામ મળેલાં છે. દેશોનાં નામ ઘણા રાગને છે પરંતુ શહેરોનાં બહુ નથી. સંગીતરત્નાકરમાં એક રાગનું નામ ખમ્માઇતિ આપેલું છે. એટલે સંગીતરત્નાકરનો સમય બારમી સદીનો ગણીએ તોપણ એક ખાસ રાગને નામ આપી શકે એટલો સંગીતનો શોખ ખંભાતમાં વધેલો હોવો જોઇએ, અને એવા શોખને વધતાં સદીઓ પસાર થઈ ગએલી હોવી જોઇએ. સોળ અને સત્તરમી સદીના જૂના ગૂજરાતીમાં લખાએલા જૈન રાસાઓમાં 'ખંભાતી' રાગ નજરે પડે છે. આજે આ ખંભાતી રાગ ખંભાતમાં જ ગવાય છે કે નહિ એ તો કોઈ સંગીતવિશારદ કહે ત્યારે.[૪]

---

૧ પૈસા કમાવા પાછળ સર્વસ્વ ભલી જવાયું છે એમ આપણા ગૂજરાતને માટે ગણાય છે, પણ એક દૃષ્ટિએ તે ભ્રમ છે. આવી બાબતોમાં ખોટા પ્રાંતાભિમાનનો આક્ષેપ ન આવે એવી રીતે શાંત તુલના કરવી જોઇએ. દક્ષિણીઓ અને બંગાળાઓથી અંજાઇ ગએલાઓ ગૂજરાતને વિદ્યાથી વિમુખ પ્રાંત ગણે છે. પરંતુ ગૂજરાતે સંસ્કૃત સાહિત્યમાં પણ ગર્વ ધરી શકાય એવો ફાળો આપેલો છે. એ માટે પ્રિ. આણંદશંકરભાઇનો 'ગૂજરાતનું સંસ્કૃત સાહિત્ય' એ નામનો લેખ સાહિત્ય પરિષદ માટે લખેલો છે તે જોવો. પાંચ–અગર કોઈ મતે છ–મહાકાવ્યોમાં બે મહાકાવ્યો, માઘ અને ભટ્ટી, એ બે ગૂજરાતે આપ્યાં છે. ભટ્ટી કાવ્ય (રાવણવધ મહાકાવ્ય) સાતમી સદીમાં વલભીપુરમાં રચાયું છે.

૨ જયસિંહ સૂરિ ખંભાતને માટે આ શબ્દો વાપરે છે:

महोदधि मुख मुखर लहरी मधुराधरपान महमहनीय महीपरिन्धुरमण्डन दक्षिण कुण्डलायिता स्तम्भतीर्थनगरी ॥

[3] स्तंभतीर्थमितिख्यातमास्ते ऽतीन्द्र पुरंपुरम् ॥१७॥ यदुपान्ते थितोत्संगामङ्गमङ्गेन पीडयन् । महीमहीनमणितां सेवते सरितां पतिः॥१८॥ विद्रुतोमयकूलेरुः प्रसत्वरपयोधरा । यत्रप्रसूते सत्पोतान् भूमि लेवांङ्गनामही॥१९॥ नानाद्वीपान्तरायातसांयात्रिक विनिर्मितैः । भाण्डकूटैर्यदा कीर्ण क्रीडा शैलरिवश्रियः॥२०॥ स्फाति नौवित्तकैः कीटकोशकैरिव काननम् ॥२१॥ सकेशैरपि निष्केशै र्धीवरैरप्यधीवरैः । राजतेरमरैश्चाल्पविमहै रप्यविमहैः॥२२॥ सदाकरजपातारः स्फारकेलि महा वहिः । वत्तो यानगणोऽन्तश्च व्यरुचन् मानवा नवाः ॥२३॥

૪ જૂના વખતમાં ગુર્જર રાગ પણ હતો. (જુઓ ગીતગોવિંદ). કાનડો, ગોડી, ગાંધાર વગેરે ગણાવીએ. રાગરાગણીઓનાં તો ઘણાં નામ દેશો ઉપરથી પડેલાં છે. મને લાગે છે કે બિલાવલ રાગ વેરાવળ બંદર ઉપરથી નહિ હોય ? વેરાવળ સોમનાથ એ

**જૈન કવિ ઋષભદાસ**

ગૂજરાતી સાહિત્યમા પણ ખંભાતે પોતાનો ફાળો આપેલો છે. એમા મુખ્ય નામ સત્તરમી સદી ની શરૂઆતમા થઇ ગએલા જૈન કવિ ઋષભદાસનું આવે. જૈનોમા મોટે ભાગે સાધુએ લેખક થઈ શકતા, પરતુ કવિ ઋષભદાસ ગૃહસ્થાશ્રમી છતા તે સમયમાં સારા કવિ તરીકે વિખ્યાત થયા છે એમના દાદા મૂળ વિસલનગરના વતની હતા. એમનુ નામ મહીરાજ. સંઘ કાઢવાથી એમની અવટક સંઘવી પડેલી. મહીરાજના પુત્ર સાંગણ અને એમના ઋષભદાસ. સાંગણ વીસનગર છોડી વેપાર માટે ખંભાત આવેલા અને ખંભાતના વતની થઈ ગયા. ઋષભદાસ ગર્ભશ્રીમત હતા એટલે એ જમાનામા ગૃહસ્થાશ્રમી ને ગર્ભશ્રીમંત, અને વધાગમા વિદ્યાના નામથી દૂર ભાગનાર વેપારી વર્ગના પોતે માણસ છતા કવિ તરીકે નામ મેળવ્યુ એ આજે જરા નવાઈ જેવી વાત લાગે. ઋષભદાસે પણ સઘ કાઢ્યો હતો. એમણે અકબર અને જહાગીરના વખતના ખંભાતનુ તથા ખભાતના સમાજનુ સાર, અને કવિઓ સામાન્ય રીતે કરે છે તેવી અતિશયોક્તિ વગરનુ, ચિત્ર આપ્યુ છે. આ કવિએ એ સમયની ગૂજરાતી ભાષામા લગભગ ૩૨ રાસ લખ્યા છે. હીરવિજય રાસ, ભરતબાહુબલિ રાસ, હિતશિક્ષા રાસ, કુમારપાલ રાસ આદિ પ્રસિદ્ધ છે. કવિ સંસ્કૃતના સારા જ્ઞાતા હતા કવિ તપાગચ્છના આચાર્ય વિજયદેવ અને વિજયતિલક એ બંનેના શિષ્ય હતા એ બે આચાર્યો વિજયસેન સૂરિના શિષ્ય હતા અને વિજયસેન સૂરિ યુગપ્રધાન પ્રભાવક શ્રી હીરવિજય સૂરિના શિષ્ય હતા. શ્રી હીરવિજય સૂરિએ શહેનશાહ અકબરને પ્રતિબોધ્યો હતો. હવે ઋષભદાસજી કૃત ખભાતના સમાજનું અને શહેરનુ વર્ણન જોઇએ:

> [5]ગુરુનામિ મુઝ પોહોતી આસ, ત્રંબાવતીમાં કીધો રાસ
> સકલ નગર નગરી મહિં જોય, ત્રંબાવતી તે અધિકી હોય
> સકલ દેશ તણો શિણગાર, ગુર્જર દેશ નર પંડિત સાર.
> ગુર્જર દેશના પડિત બહુ, ખભાયતિ આગલિ હારઈ સહુ.
> જિહાં વિવેક વિચાર અપાર, વસઈ લોક જિહાં વર્ણ અઢાર.
> ઓલખાઈ જિહાં વરણાવરણ, સાધુ પુરુષનાં પૂજઈ ચરણ.
> વસઈ લોક વારૂ ધનવત, પહિરઈ પટોલા નારિ ગુણવંત.
> કનક તણા કંદોરા જડ્યા, ત્રિણ્ય આંગલે તે પુહુલા ઘડ્યા.

---

પણ પ્રાચીન સમૃદ્ધ બદર હતુ વેલાકૂલ એટલે બદરનુ સસ્કૃત નામ એના ઉપરથી પ્રાકૃત વેલઉલ થઈ એનુ વર્ણવિપર્યયથી ભ્રષ્ટ રૂપ વેરાવળ થયુ મુસલમાનો એને અસલથી બિલાવલ કહેતા એ ઉપરથી ખભાતની પેઠે બિલાવલ થયુ હોય જો આ ખરૂ હોય તો આશાવરી એ આશાવલી–આશાવલમા થએલો રાગ હોય ? કોઇ સગીતશાસ્ત્રી આ ઉપર પ્રકાશ નાખશે ? ગમે તેમ પણ ખભાની રાગ તો વપરાએલો છે અને તેને સગીતરત્નાકરનો આધાર છે

૫ જુઓ આનદ કાવ્યમહોદધિ, મૌક્તિક ૫, શ્રી હી વિજય રાસ પૃ ૩૧૬–૧૮ આ વર્ણનનો ઉતારો. મૌક્તિક ૮મામા ઋષભદાસ ઉપરના નિબધમા કર્યો છે, તેમા ખભાતના એ કવિએ કરેલા વર્ણનો પણ આપ્યાંછે મૂળ અને ઉતારામા કેટલાક શબ્દોમા ફેર જણાય છે

હીર તણા કંદોરા તલઈ, કનક તણા માદલીઆ મલઈ.
રૂપક સાંકલિઉં બીખરી, સોવન સાંકલી ગલિ ઊતરી.
વડા વાણીઆ જિહાં દાતાર, સાલૂ પાઘડી બાંધી સાર.
લાંબી ગજ ભાંખું પાંત્રીસ, વાધંતા હરપઈ કર સીસ.
ભઈરિવની અંગતાઈ જ્યાંહિ, ઝીણા ઝગા પહિર્યાં તે માંહિ.
ફટી રેશમી કહિઢિ ભઝી, નવ ગજ લંબ સવા તે ગઝી.
ઊપરી ફાલીઉં બાંધઈ કોઈ, ચ્યાર રૂપઈઆનું તે જોઈ.
કોઈ પછેવડી કોઈ પાંમરી, સાદિ રૂપઈઆંની તે ખરી.
પહિરિ રેશમી જેહ કભાય, એક શત રૂપૈયા તે થાઈ.
હાથે બહિરખા બહુ મુદ્રિકા, આવ્યા નર જાણું સ્વર્ગ થકા.
પગે વાંણહી અતિ સુકુમાલ, સ્યામ વર્ણ સબલી તે જાલ.
તેલ ફૂલ સુગંધ સનાંન, અંગિ વિલેપન તિલક નિ પાન.
એહવા પુરુષ વસિં જેણિ ઠારિ, સ્ત્રીની શોભા કહી ન જાય.
રૂપિં રંભા બહુ શિણગાર, ફરી ઉત્તર નાપઈ ભરતાર.
અસ્યું નગર ને ત્રંબાવતી, સાયરલહિરિ જિહાં આવતી.
વાહાંણ વપારિ તણો નહિ પાર, હાટે લોક કરિં વ્યાપાર.
નગરકોટ નિ ત્રપોલિઉ, માણિક્ચોક બહુ માણસ મલ્યું.
વોહોરઈ કુંલી ડોડી સેર, આલઈ દોકડા તેહના તેર.
ભોગી લોક અસ્યા જિહાં વસઈ, દાંન વરઈ પાછા ન વિમાસઈ.
ભોગી પુરુષ નિ કરુણાવંત, વાણિગ છોડિ તુ બાંધ્યા જંત,
પશુ પુરુષની પીડા હરિ, માંદા નરનિ સાજા કરિ.
અજા મહીપ કરિ સંભાલ, શ્રાવક જીવદયા પ્રતિપાલ.
પંચ્યાસી જિનના પ્રાસાદ, ધ્વજ તોરણ તિહાં ઘંટાનાદ.
પસ્તાલીસ જિહાં પોષધ શાલ, કરઈ વપાણ મુનિ વાચાલ.
પડિક્કમણું પોષધ પૂજાય, પુણ્ય કરતાં દાહા જાય.
પ્રભાવન વ્યાખ્યાનિ જ્યાહિં, શાહાની વાત્સલ્ય હોઈ પ્રાંહિં.
ઉપ્યાશરો દેહરૂં નિ હાટ, અસન્ત દૂરિ નહિં તે વાટ.
ઠંડિલ ગોચરી સોહિલ્યા આંહિં, મુનિ અહિં રહિવા દીઠિ પ્રાંહિં.
અસ્યું નગર ત્રંબાવતી વાસ, હીર તણો તિહાં જોડ્યો રાસ.
પાતશા પુરમ નગરનો ધણી, ન્યાય નીતિ તેહનિં અતિ ઘણી.
તાસ અમલિ કીધો મિં રાસ, સોગણ સુત કવિ ઋષભદાસ.
સંવત સોલ પંચ્યાસી ઊજસિ, આસો માસ દસમી દિન તસિં.

ગુરુવારિં મિ કીધો અભ્યાસ, મુઝ મન કેરી પુહોતી આસ.
શ્રીગુરુ નામિં અતી આનંદ, વંદો વિજયાનંદ સૂરિંદ.[૬]

આ વર્ણન ઉપરથી લોક, તેમની ધર્મભાવના, પહેરવેશ, વેપાર, બધાનો ખ્યાલ આવી શકે છે બીજાં વર્ણન આટલા લાંબા ન આપતા ખાસ વિશેષતા આપીએ.

વસત વિવહારીઆ કનક કોડે ભર્યા.
ઉઠી પરભાતિ જિન મંદિર જાવઈ. (શ્રેણિક રાસ)

. . . . . .

જિહાં બહુ માનવનો વાસો, પહોચે સહુકોની આશો.
ભૂખ્યો કો નવિ જાય, ઘેરે ઘોડા ગજ ગાય.
વાહાણ વપાર વ્યાપારી, વૃષભ વહેલ તે સારી.
સાયર તણા જળ કાળા, આવે મોતી પરવાળાં.
નગર ત્રંબાવતી સારો, દુખિયા નરનો આધારો.
નિજ પુર મુકીઅ આવે, તે અહીં બહુ ધન પાવે.
ઈસુ અનુપમ ગામ, જેહના બહુ છે નામ.
ત્રંબાવતી પિણ કહિયે, ખંભનગર પિણ લહિયેં.
ભોગવતી પિણ હોય, નગર લીલાવતી જોય.
કર્ણાવતી પિણ જાણુ ગઢ મઢ મદિર વખાણુ.
વિવિધ વ્યાપારિયા નિરખો, જોઈ ત્રપોળિયો હરખો.
મોટી માડવી કુરજો, દાણ ચોરી તિહાં વરજો.

. . . . . .

નજ અને કપુરમાં વસે નહિ વિદ્યાની વાત,
બહુ ધન ધાન્યે તે ભરી વસ્તુ અનુપમ સાત.
વહેલ વરઘોડો વીંઝણો મદિર જાલિ ભાત.
ભોજન દામને ચૂડલો, એ સાતે ખંભાત.[૭] (ભરતબાહુબલિ રાસ)

ખંભાતમાં વિખ્યાત જૈન આચાર્યોના આગમન તથા અનેક જૈન શેઠિયાઓના ધર્મકાર્યો વગેરેના એટલા બધા ઉલ્લેખો મળે છે કે જૈનોની દૃષ્ટિએ ખંભાતના ઇતિહાસની એક નાની પુસ્તિકા જુદી થાય. હીરવિજય સૂરિના ખંભાતના ઉલ્લેખો ઘણા છે અને એમના શિષ્ય વિજયસેન સૂરિએ તો વજિયા–રાજિયા, ઉદયકરણ, સોની તેજપાલ વગેરેને ખંભાતમાં જિનાલયોની પ્રતિષ્ઠા કરવા પ્રેરેલા એ સૂરિશ્રી વિ. સં. ૧૬૭૨ (ઈ.૧૬૧૬)મા ખંભાતના અકબરપુર પરામા જ નિર્વાણ પામ્યા શ્રી

---

૬ એ વખતની પાઘડીનું માપ નોંધવા જેવુ છે પાત્રીસ ગજ લાંબી વળી કોઈ કોઈ ફાળિયા પણ બાંધતા
૭ આનદ કાવ્યમહોદધિ મૌ ૮






(૧) હેમચંદ્ર સૂરીશ્વરજીનો ઉપાશ્રય (૨) સ્તંભન પાર્શ્વનાથ દહેરાસરનું પ્રવેશદ્વાર
તથા પાસેનું મકાન અને જ્ઞાનભંડાર (૩) સ્તંભન પાર્શ્વનાથની મૂર્તિ

હીરવિજય સૂરિનું માન અકબરના દરબારમાં એટલું બધું હતું કે એણે એક વર્ષ સુધી ખંભાત બંદરમાં મગર કે માછલાં ન મારવાનો હુકમ કઢાવેલો. વિ. સં. ૧૬૭૮માં જિનરાજ સૂરિની આજ્ઞાથી શ્રી મતિસારે ધનાશાલિભદ્રનો રાસ રચ્યો. સં. ૧૬૯૧માં દશવૈકાલિક સૂત્ર ઉપર શબ્દાર્થવૃત્તિ ૩૩૫૦ શ્લોકપ્રમાણ ખંભાતમાં રચાઇ. અનેક આચાર્યોએ ખંભાતમાં દીક્ષા લીધાનું અને પંડિતપદો મેળવ્યાનું આવે છે.[૮] હિંદુ ધાર્મિક સાહિત્યમાં પણ ખંભાતે ફાળો આપેલો છે. સં. ૧૬૨૦માં ખંભાતના ખાનપુર નામના પરામાં વડનગરા નાગર કવિ વિષ્ણુદાસ થઈ ગયા. તેમના સહપાઠી શિવદાસ થયા. સં. ૧૬૮૪માં ભૂધરદાસ થયા તેમણે રામાયણ અને અષ્ટમસ્કંધ લખ્યાનું કહેવાય છે. તેમના પુત્ર અવિચલે પણ ઘણાં ધાર્મિક આખ્યાનો લખ્યાં છે.

**જૈન ભંડારો**

ખંભાતના સમાજમાં મોટી લાગવગ ધરાવતા જૈન સમુદાયને શોભે એવા જ્ઞાનભંડાર પણ ખંભાતમાં છે; અને રાજ્ય બદલીઓ થવા છતાં જૈન કોમે અથાગ મહેનત અને દ્રવ્ય ખરચીને આ ભંડારો સાચવી રાખ્યા છે એ ખરેખર ધન્યવાદની વાત છે. ગૂજરાતનું પરમ ગૌરવ આ કોમે આ ભંડારોમાં જાળવી રાખ્યું છે, અને એને લીધે જૈન કોમને જ આપણે ગૂજરાતનું ગૌરવ કહીએ તો અતિશયોક્તિ નથી. દેશકાળને સીમા ન માનનારા આપણા હિંદુ તત્ત્વજ્ઞોએ કોઈ પણ વસ્તુની વ્યવસ્થિત નોંધ રાખવાની દરકાર ન રાખી તેને પરિણામે દેશનો પ્રાચીન ઇતિહાસ અંધારામાં રહ્યો. પરંતુ આ કોમે જે સંચય કર્યો છે અને એમના સાધુઓએ જે નોંધો રાખી છે તેને માટે પ્રત્યેક હિંદી અભિમાન લઈ શકે તેમ છે. એમ કહેવાય છે કે ગૂજરાતના જૈન ભંડારોને જો એકત્ર કરે તો હિંદુસ્તાનમાં કોઈપણ હસ્તલિખિત ગ્રંથોના પુસ્તકસંગ્રહમાં ન હોય એટલાં બધાં પુસ્તકો[૯] ગૂજરાતના ભંડારોમાંથી મળે. પાટણ, જેસલમેર, લીંબડી, અમદાવાદ, ખંભાત આદિ જૈન શહેરોમાં આવા ભંડાર પડેલા છે. આ ખજાનાનો સારો ઉપયોગ થવો જોઇએ. જોકે જૈનો માત્ર સાચવે છે તો સારી રીતે.

ખંભાતમાં પાંચ ભંડાર છે. એક જ્ઞાનવિમળ સૂરિનો ભંડાર. એમાં ૯૯ પોથીઓ છે; કાગળ ઉપર લખેલા ગ્રંથો છે; બીજાં પુસ્તકો પણ છે. બીજો ચુનીલાલ યતિનો ભંડાર. એમાં ૧૨૫૦ ગ્રંથો છે; લખાણ કાગળ ઉપર છે. ત્રીજો ભોંયરાપાડાનો ભંડાર. આમાં ઘણાં પુસ્તકો છે; તાડપત્રોના ગ્રંથો પણ છે. ચોથો નીતિવિજયજીનો ભંડાર. એમાં ૫૦ પોથીઓ છે; લખાણ કાગળ ઉપર છે. પાંચમો શાંતિનાથ મહારાજનો ભંડાર. આ ભંડારમાં પ્રાચીન ગ્રંથો છે. એ શેઠ નગીનચંદ કરમચંદના

---

૮ આવા ઉલ્લેખોનો પાર આવે તેમ નથી અને એને અહીં લખતાં ઘણો વિસ્તાર થાય. જૈન સમાજ કેટલો લાગવગવાળો હતો તે સહજ સ્પષ્ટ થાય છે. આ વિગતના સાર જૈન પટ્ટાવળીઓમાંથી મળી શકે છે. ટૂંકામાં જાણવાની ઇચ્છા હોય તેમણે જૈન ચૈત્યપરિપાટી અને ખંભાતનો ઇતિહાસ એ લઘુ પુસ્તક જોવું. ખંભાતમાં આવેલી જૈન સંસ્થાઓની વિગત પણ એમાં આપેલી છે અને તે ખંભાતના જૈન સમાજ ઉપર સારો પ્રકાશ નાખે છે. એના નામાવલિ આપતાં વિસ્તાર વધારે થઇ જાય.

૯ એમ કહેવાય છે કે એકલા અમદાવાદના (ભંડારોમાંનાં) હસ્તલિખિત પુસ્તકો ભેગાં કરે તો ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટીટ્યુટના સંગ્રહ કરતાં વધારે થાય.

વહીવટમાં છે. કહે છે કે ડૉ. પીટરસને ઈ. સ. ૧૮૮૫માં જે યાદી કરેલી છે તે આ ભંડારની છે. આ સિવાય ખારવાડામાં શ્રી વિજયનેમિ સૂરિનો નવો ભંડાર પણ ઉત્તમ છે. એનું મકાન ત્રણ માળનુ છે. ઉપાશ્રયોમાં છૂટાછવાયા ભંડારો છે.[10]

ડૉ. પીટરસન આ ભંડારોના હસ્તલિખિત પુસ્તકો જોવા ત્રણ વખત ખંભાત આવી ગએલા. ડૉ. પીટરસને પોતે જોએલા ગ્રંથોની લાંબી નામાવલિ મુબાઇની રૉયલ એશિયાટીક સોસાએટીના જરનલના બે ભાગમાં છપાવી છે.[11] એમાં વિક્રમની તેરમી સદીથી શરૂ થતા પ્રાચીન ગ્રંથો છે અને કેટલાક મહત્ત્વના ગ્રંથોની નકલો છે. કેટલાક ગ્રંથો કોઈ જગ્યાએ ન મળે તેવા પણ છે. હેમચંદ્ર સૂરિ તથા અભયદેવ સૂરિની કૃતિઓ ગાર્ગાચાર્ય કૃત કર્મવિપાક, મહાકવિ ધનપાલની કૃતિઓ વગેરે એવા ઉત્તમ ગ્રંથો છે, જેના નામ માત્ર આપવામા પણ નાનો ગ્રથ થાય.[12]

**કેળવણી**

હવે ખંભાતની કેળવણી વગેરે જોઇએ. ૧૯૩૧માં ખભાત રાજ્યની વસ્તી ૮૭,૭૬૧ માણસોની અને તેમાં ખંભાત શહેરની ૩૧,૯૨૧ છે. રાજ્યની વસ્તી ૧૯૨૧ માં ૭૧,૭૧૫ હતી તે વધીને એટલી થએલી છે. ઈ.સ. ૧૮૭૨માં કેળવણીની સ્થિતિ બહુ દયાજનક હતી. હિંદુઓમાં ૯.૨૮ ટકા વાંચતાં-લખતાં જાણનારા અને મુસલમાનોમાં ૭.૯૯ ટકા. સ્ત્રીકેળવણી નહિ જેવી હતી. ૩૩,૩૭૧ હિંદુઓમાં ફક્ત ૨૩ ભણેલી અને ૫,૭૮૭ મુસલમાન સ્ત્રીઓમાં ફક્ત બે જ ભણેલી હતી. ગૂજરાતી નિશાળો થોડી હતી. અંગ્રેજી ભણતર માટે ઍન્ગ્લો વર્નાક્યુલર નિશાળ હતી અને શેઠ વરજીવનદાસ માણેકચંદે રૂ. ૭૦૦૦ સ્કૉલરશિપો માટે આપ્યા હતા. વધારે ભણવા નડિયાદની હાઈસ્કૂલે જવું પડતું.[13]

પરંતુ જમાનો વધતાં કેળવણી વધતી ગઈ. આજે રાજ્યમાં ૬૫ ગૂજરાતી નિશાળો છે અને તેમાં ૫,૫૬૭ છોકરાં ભણે છે. અંગ્રેજી હાઈસ્કૂલની પ્રગતિ સારી છે. ૧૯૩૧માં મેટ્રિક્યુલેશનમાં ૪૫ વિદ્યાર્થી મોકલેલા તેમાંથી ૧૯ ઉત્તીર્ણ થયા હતા. બૉય સ્કાઉટની સંસ્થા પણ છે અને તેમાં ૨૫ છોકરા ભાગ લે છે. રાજ્યની આટલી નિશાળો ઉપરાંત ૧૨ ખાનગી ગૂજરાતી નિશાળો છે અને તેમાં ૫૬૨ વિદ્યાર્થીઓ ભણે છે. ૧૬ મદ્રેસાઓ ઉર્દુ, અરબી અને કુરાને શરીફ શીખવવા માટે છે, એમાં ૩૫૭ વિદ્યાર્થીઓ છે. 'મદ્રેસા-એ-તૈયબી' અને 'મદ્રેસા-એ-ગુલશનને અહમદી'ને સરકારી સહાય મળે છે. તારાપુર યુવક મંડળની નિશાળને પણ સહાય મળે છે.

---

૧૦ ખભાતનો ઇતિહાસ અને ચૈત્ય પરિપાટી, પૃ ૩૦ અને ૫૯ આ પુસ્તકની ગોઠવણી જૈનેતરને ન સમજાય તેવી છે તે આગળ કહ્યુ છે આ બને પૃષ્ઠ ઉપર ભંડારોની વિગત આપેલી છે અને તે સ્પષ્ટ નથી

૧૧ J.B B R A S No.XLIV. અને XIV Peterson's search forSansk M S S આમા નં XLV પૃ ૨૬મા અભયદેવ સૂરિની વાતમા સ્તભનકને જ ખભાત ધારેલુ છે અને પૃ ૩૭ મા 'ગભુતાયા'ને ખભાત ધારેલુ છે, એટલે ડૉ. પીટરસનનો પણ આ બાબતનો ભ્રમ હતો આ બાબત 'અભિધાન' પ્રકરણમા ચર્ચી ગયા છીએ

૧૨ ડૉ પીટરસન લખે છે કે પૂર્વ એશિયા અને યુરોપના મહામાર્ગ પર આવેલા ખભાતને આજે જાણે દરિયો પણ તજીને જતો લાગે છે વળી એઓ ખભાત કરતા નગરામા જોવાનુ વધારે હશે એમ કહે છે

૧૩ Bom Gaz VI ૨૩૮–૨૯

રાજ્યમાં પ્રાથમિક કેળવણી મફ્ત છે. ગામડાંમાં છોકરાઓની નિશાળમાં પ્રાથમિક કેળવણી ફરજિયાત છે અને શહેરમાં એક અંત્યજની નિશાળમાં પણ ફરજિયાત છે. તારાપુર અને એક બીજાં ગામમાં પણ અંત્યજની નિશાળો છે. રાજ્ય તરફથી સંસ્કૃત માટે એક વેદશાળા ચાલે છે. એક જૈનોની કન્યાશાળા ચાલે છે જેમાં ૧૪૫ છોકરીઓ ભણે છે. ઊંચી કેળવણીને માટે રાજ્યની પ્રજાને ખંભાતની બહાર ભણવા જવા માટે લાયકાત મુજબ સ્કૉલરશિપો પણ આપવામાં આવે છે. ગરીબ મુસ્લીમોનાં છોકરાંઓ સારૂં નવી મુસ્લીમ હૉસ્ટેલ નામદાર નવાબ સાહેબે ૧૯૩૨–૩૩માં ખોલી છે જેમાં ત્રીસ બાળકોને સર્વ બાબતમાં સરકારના ખર્ચે સંભાળી કેળવણી આપવામાં આવે છે. ઈસ. ૧૯૩૧માં કેળવણી પાછળ રાજ્યે ૮૭,૭૫૦ રૂપિયા ખર્ચ કર્યું હતું.[૧૪] ખંભાતમાં કોઑપરેટિવ સોસાએટીનું કામ પણ ઠીક ચાલે છે અને એક કોઑપરેટિવ અરબન બૅંક પણ છે.

હાલના નામદાર નવાબ સાહેબના ઉત્સાહભર્યા અમલમાં ખંભાત કેળવણીમાં ઝડપથી પ્રગતિ કરતું જાય છે અને એનો જનસમાજ બીજાં સુધરેલાં શહેરોની સાથે બેસે એવો થતો જાય છે.

---

૧૪ વધુ વિગત માટે જુઓ ખંભાત રાજ્યનો ઍડમિનિસ્ટ્રેશન રિપોર્ટ ૧૯૩૧–૩૨, પૃ. ૩૯ થા ૪૪.

# પ્રકરણ સત્તરમું

## જોવાલાયક સ્થળો

**નગરા**

ખંભાતના જોવાલાયક સ્થળોમા ખભાત શહેરનુ વર્ણન અને એના જોવાલાયક સ્થળોનુ વર્ણન પહેલુ લખવાનુ સામાન્ય રીતે મન થાય, પરતુ ઇતિહાસ તેમજ પુરાતનતાની દૃષ્ટિએ પહેલુ વર્ણન નગરાનુ કરીશુ ખભાતથી ત્રણ ચાર માઇલ ઉત્તરમા આ ગામ આવેલુ છે અને આજે પણ ખભાતના સારી સ્થિતિના ગામોમા તે ગણાય છે ખભાતથી નગરા સુધીનો રસ્તો ઝાડવાળો અને રળિયામણો છે નગરા એટલે જૂના નગરના ખડેરો[1] મોઢેરાની પેઠે આ ગામ પણ પ્રાચીન ખભાતને સ્થળે જે નગર હતુ તેના ટેકરાઓ ઉપર વસેલુ છે, પરતુ છુટા ટેકરાઓ ઉપર હોઈ મોઢેરાની જેમ દૂરથી દેખાતું નથી આ ટેકરાઓમા પ્રાચીન નગર દટાએલુ છે એમાથી દોઢ ફૂટ લાબી મોટી પુરાતન ઇટો ઘણીવાર નીકળી આવે છે

આ નગરતું નામ એક વખતે નગરક હતુ એમ નગરામા આવેલા જયાદિત્યના મદિરના લેખ ઉપરથી જણાય છે નગરક મહાસ્થાન અને નારદે વસાવેલુ તે ઉપરથી મોટુ બ્રાહ્મણ સસ્થાન હોઇ ઘણુ પ્રાચીન હોવાનુ આગળ જોઈ ગયા છીએ હાલના ટેકરાઓ ઉપર વસેલા નગરા ગામની આસપાસ અને ખાસ કરીને ઉત્તર બાજુ દોઢ બે માઇલ સુધી અનેક ખડેરો જણાઈ આવે છે, એટલે આ પ્રાચીન નગરનો વિસ્તાર કેટલો હશે તેનો ખ્યાલ આવે છે

**બ્રહ્માની મૂર્તિઓ**

નગરામા કેટલાક જોવાલાયક સ્થળો છે અને ગુજરાતના ઇતિહાસના અભ્યાસીને એ હાલના ખભાત કરતા પણ વધારે મહત્ત્વના છે સૌથી પહેલા બ્રહ્મદેવની પ્રતિમા જોવા જેવી છે પ્રતિમાવિધાનની દૃષ્ટિએ એનુ વર્ણન કરેલુ છે આ મૂર્તિ નગરા ગામની પાસેથી નીકળેલી છે અને મોટી મનુષ્યાકૃતિના કદની છે ત્રણે મુખ જે દેખાય છે તેને દાઢીમૂછ છે આસપાસ બ્રહ્માજીની બે સ્ત્રીઓની જુદી મૂર્તિઓ છે બ્રહ્માની મૂર્તિ આ રીતે હિંદુસ્તાનમા આ ત્રીજી કહી શકાય એક પુષ્કરજીમા, બીજી ખેડબ્રહ્મામા અને ત્રીજી નગરામા મૂર્તિ જોતા કોઈ બીજા દેવના મદિરમા પેટા દેવ તરીકેની આ મૂર્તિ હોય એમ લાગતુ નથી પરતુ એ સ્થળે બ્રહ્માનુ સ્વતત્ર મદિર એક વેળાએ હશે એમ લાગે છે બ્રહ્માની પૂજા થતી નથી એમ જે માનવામા આવે છે તે ભૂલ છે જોકે હાલ બ્રહ્માના સ્વતત્ર મદિરો ફક્ત ઉપર કહ્યા તે બે જ છે પણ નગરાની મૂર્તિથી સ્પષ્ટ થાય છે કે બીજા પ્રાતોમા ગમે તેમ હશે પણ ગુજરાતમા તો બ્રહ્માની પૂજા ખાસ હશે આ મૂર્તિને હાલ એક નાના ઘરમા રાખેલી છે અને એના ઉપર ગદા કપડા પહેરાવી એના સુદર શિલ્પને ઢાકી દેવામા આવે છે બ્રહ્મા

[1] પ્રભાસપાટણની આજુબાજુમા જૂના પ્રભાસના દટાઈ ગએલા ખડેરો રહેલા છે તેને પણ નગરા કહે છે



**નગરાના પ્રાચીન અવશેષો**

(૧) નગરામાંથી નીકળેલી પ્રાચીન બુદ્ધમૂર્તિ; (૨) એ જ મૂર્તિનું બાજુથી દર્શન; (૩) નગરામાં જયાદિત્યના મંદિર પાસેથી નીકળેલી મૂર્તિ; (૪) નગરાની બ્રહ્મા અને બ્રહ્માણીની બીજી આરસમૂર્તિઓ, જે અખંડ હોવાથી એક ઘરમાં રાખી તેની પૂજા કરવામાં આવે છે; (૫) આરસની ગણેશમૂર્તિ; (૬) જુમા મસ્જિદમાંથી મળેલા પથ્થર ઉપરની મૂર્તિ; (૭) ખંભાતની જુમા મસ્જિદનું સમારકામ કરતાં પહેલાં ખંડિયેરમાંથી મળેલી મૂર્તિઓ; (૮) નગરા પાદરના કોટેશ્વર મહાદેવના કુંડમાં ઊતરતાં જમણી બાજુની દિવાલ પરની શેષનાગની ખંડિત મૂર્તિ; (૯) કોટેશ્વરનો કુંડ; (૧૦) કોટેશ્વર મહાદેવનું દેવાલય : ખાડાની જમીન ચડી ગઈ જણાય છે.

ની પૂજા આ સ્થળે સારા પ્રમાણમાં હશે એનો બીજો પુરાવો નગરા ગામથી ખંભાત બાજુ જતાં એક ઝાડ નીચે બ્રહ્માની બીજી ખંડિત મૂર્તિ પડેલી છે. આ મૂર્તિ પણ પહેલી મૂર્તિ જેવી જ સુંદર છે અને કદમાં પણ એવડી જ મોટી છે.[૨]

**જયાદિત્ય**

એ જ રસ્તે જરા આગળ જતાં નગરા ગામની હાલની હદમાં જ જયાદિત્યનું સૂર્યમંદિર છે. ઈ.સ.ની બારમી સદીની પહેલાં ગુજરાતમાં સૂર્યપૂજા ઘણી હતી. કાઠિયાવાડમાં અને કિનારા ઉપર સૂર્યપૂજા ઘણી હતી એ હાલનાં મંદિરોનાં અવશેષોથી માલૂમ પડે છે. પ્રભાસમાં સૂર્યમંદિર આજે પણ ઠીક સ્થિતિમાં છે. મોઢેરાનું સૂર્યમંદિર ગુજરાતનાં ઉત્તમ મંદિરોમાં ગણી શકાય. એ ઉપરથી સૂર્યપૂજાનું એ સમયનું મહત્ત્વ સમજાય છે. સાબરમતીના કિનારા ઉપર ઘણાં સૂર્યમંદિરોના ઉલ્લેખો પુરાણોમાં મળે છે.[૩] ખંભાત પણ આ બધા ભાગનું અંગ છે અને જયાદિત્યનું મંદિર ખંભાતમાં સૂર્યપૂજા થતી હતી એ સિદ્ધ કરે છે. એ જયાદિત્યનું મંદિર અતિવૃષ્ટિથી પડી જવા જેવું થવાથી મહામાત્ય વસ્તુપાલે સમરાવેલું એવો લેખ મળેલો છે.[૪] એટલે તેરમી સદીમાં જયાદિત્યનું મંદિર સારી સ્થિતિમાં હશે. મૂર્તિ લગભગ ૭ ફીટ ઊંચી અને સુંદર છે. આ મૂર્તિ ઉપરથી એનું મંદિર મોઢેરાના સૂર્યમંદિર જેવડું હશે એમ કલ્પના થઈ શકે. ઘૂંટણ સુધી શિકારીના જેવા જોડા પહેરેલા સૂર્યનારાયણ વીરત્વના દેવ છે. એની પૂજા બંધ થઈ ત્યારથી ગુજરાતમાંથી વીરત્વ ગયું.

**કોટેશ્વર**

નગરા ગામથી ઉત્તરે એકથી દોઢ માઈલ છેટે કોટેશ્વર મહાદેવનું મંદિર છે એ પણ જોવા જેવું છે. જોકે ત્યાં કારીગરી કાંઇ નથી. પાસે એક પ્રાચીન કુંડ છે. એનાં પગથિયાં આગળ જમણે હાથે સરસ્વતીની એક નાની મૂર્તિ છે. એનું શિલ્પ સુંદર અને બૌદ્ધ સમય જેટલું જૂનું જણાય છે. અહીં સુધી નગરાની જગ્યાએ આવેલા પ્રાચીન નગરની ઉત્તર હદ હોય એમ જણાય છે.

**ભગવાન બુદ્ધદેવની મૂર્તિ**

નગરા ગામની વચ્ચે એક ટેકરા ઉપર ભૂરા પથ્થરની બનાવેલી ભગવાન બુદ્ધની એક મોટી મૂર્તિ છે. આ મૂર્તિ રોજ ગામલોકના જોવામાં આવતી છતાં બહાર તે બાબત કાંઈ જણાએલું નહિ. મુંબાઇના આર્કીઑલૉજીના ખાતાને પણ આ બાબતની ખબર આજ સુધી નહોતી, તો ગેઝેટીઅર કે બીજા એ વિષયના લેખકને ક્યાંથી હોય ? મૂર્તિ ઘણા વખતથી બહાર ખુલ્લામાં પડેલી હોવાથી એના કેટલાક ભાગ અને ખાસ કરીને મુખના કેટલાક ભાગ ઘસાઇ ગયા છે. ગામના લોકો એને બુદ્ધનાથ

---

૨ આ મૂર્તિને બ્રહ્માની પેઠે મુખ છે. તેમાં ત્રણ મોં દેખાય છે. વચલું મોં પહેલી મૂર્તિ જેવું છે. તેને દાઢી, મૂછ વગેરે છે, પણ આસપાસનાં બે મુખ દાઢી વગરનાં અને સ્ત્રી જેવાં છે. આનો ખુલાસો કોઈ પ્રતિમાવિધાનશાસ્ત્રી કરશે એવી આશા છે.

૩ સાબરમતી તીરે ખંડાયત ગામમાં કોટચર્કનું મંદિર છે. એ ખડાયતાના ઇષ્ટદેવ છે. એ સૂર્યની પૂજા આજે કોટચર્ક વિષ્ણુ તરીકે થાય છે. બીજા ઘણા ઉલ્લેખો મળે છે. ખંભાતમાં બીજું સૂર્યમંદિર બાલાદિત્યનું હતું (કો. ખં. ૪૬)

૪ ભાવનગર પ્રાચીન લેખસંગ્રહ ભા. ૧.

તરીકે ઓળખે છે અને કેટલાક લોકો મરણ પછી ત્યા આવી અમુક ક્રિયા કરે છે.[૫] ગૂજરાતમાં આ જાતની બુદ્ધમૂર્તિ મળી આવે એ એક અસાધારણ બનાવ છે. ગૂજરાતમા ખાસ કરીને કિનારાના ભાગમા બૌદ્ધોનુ જોર એક વખતે હતું એનો આ એક વધારાનો પુરાવો મળ્યો છે. ગુફાઓ વગેરે મળેલું, પરતુ ઘોઘા પાસે પીરમમા એક મૂર્તિ મળેલી તે પછી આ મૂર્તિ મળી છે. ગૂજરાતના ધાર્મિક અને સામાજિક ઇતિહાસના અભ્યાસીએ આ મૂર્તિની ખાતર પણ ખભાત આવી નગરા જવા જેવુ છે. રાજ્ય તરફથી એ મૂર્તિની આસપાસ ખોદકામ કરેલુ છે, પરંતુ કાઇ ખાસ જાણવા જેવુ મળ્યુ નથી. શિવમંદિરના થોડા અવશેષો માત્ર નીકળ્યા છે. મૂર્તિ ત્યાં જ મૂળથી હશે કે આસપાસની કોઈ જગ્યાએથી ત્યા આણેલી હશે તે કહી શકાતુ નથી.

### પૌરાણિક સ્થળો

સ્કંદપુરાણ કૌમારિકા ખડમા આપેલા તીર્થોમાથી કેટલાકનો આજે પત્તો નથી લાગતો. કેટલાક આજે નગરામા અને કેટલાક ખંભાત શહેરમા છે. ખભાત શહેરમા તો હાલનુ શહેર વસ્યા પછી અને નગરા તૂટયા પછી ખાસ જાણીતા તીર્થોને લાવી પધરાવ્યા હશે એમ સમજાય છે. આ મદિરોમા જોવાલાયક કાઇ નથી, છતા કુમારનાથનુ મદિર, પતગેશ્વરનુ મંદિર, સોમનાથ, સ્તંભેશ્વર વગેરે શિવમદિરો અને વડા વાસુદેવની પોળમા એક જીર્ણ ઘરમા વૃદ્ધ વાસુદેવનું મદિર એટલુ જોવુ તો ખરૂ. આ મદિરોમાંથી કેટલાકમાં કેટલીક પ્રાચીન નાની મૂર્તિઓ લાવીને મૂકેલી છે.

### શહેરની અંદર અને બહારનાં પરચુરણ સ્થળો

ખંભાત શહેર પહેલાં ઘણુ મોટુ હતું, પણ ગઈ સદીમા ઘણુ ઘસાઇ ગયુ હતું એમ આગળ કરેલાં વર્ણનોથી જણાશે. પરતુ આજે એનામાં આજના બીજા સુધરેલાં શહેરોની રોનક આવતી જાય છે. રેલવે સ્ટેશનથી ગવારાને રસ્તે થઇ શહેરમાં જતાં વહોરાઓનાં મકાનોની હાર અને એનો દેખાવ આકર્ષક છે. શહેર એકંદરે સ્વચ્છ અને રસ્ના સારા જણાય છે. માણેકચોક હાલ ચોક નથી, પણ માત્ર એક લત્તો છે. ત્રણ દરવાજા અને એના ઉપર બુરજ કરી ઘડિયાળ મૂકેલુ છે એ નામદાર સદ્‌ગત નવાબ સાહેબના વખતમા થએલુ છે. ત્રણ દરવાજા ઉપર લેખ છે.ને હી.સં. ૯૯૨-ઈ.સ.૧૫૮૪નો અકબરના વખતનો છે. માણેકચોક અને ત્રણ દરવાજા પાટણ અમદાવાદની પેઠે અકબરના સમયથી પ્રાચીન છે. અકબરના સમયમા મરામત થઈ હશે. હાલ પણ મરામત થએલી છે. ત્રણ દરવાજામાં પેઠા પછી દેખાવ કાઇક ભવ્ય લાગે છે. ખુલ્લી મેદાન જેવી જગ્યામાં ડાબી બાજુ દીવાન સાહેબને રહેવાનુ સરકારી મકાન છે. તે એકા ઘાટનુ પણ સારી સગવડવાળુ છે.

---

૫ આ મૂર્તિ ઈ.સ. ૧૯૩૨ના જુલાઈ માસમા બહારના લોકને પહેલી નજરે પડી લોકો એને બુદ્ધનાથ કહે છે એ માટે મુંબાઈની બુદ્ધ સોસાએટીના સભાસદ અને સર્વ ધર્મતત્ત્વના પ્રખર વિદ્વાન ખભાતના દીવાન સાહેબ શ્રી નર્મદાશંકરભાઈ કહે છે કે 'બુદ્ધનાથ' નામ શૈવ અને બૌદ્ધમતનું થએલુ મિશ્રણ બતાવે છે આજે લોકો મરણ પછી મકડ બાળી બુદ્ધનાથ પાસે દીવો કરી પ્રાર્થના કરે છે એ મહાયાન બૌદ્ધોની બુદ્ધકાય અગર બોધિચિત્તની માન્યતા છે આ જગ્યા પ્રથમ શૈવ જણાય છે કારણકે મૂર્તિની આસપાસ ખોદકામ કરતા શિવલિંગ, ગણેશ અને દેવીની મૂર્તિઓ તથા શખ વગેરે નીકળ્યા હતા નાથ શબ્દ એ નાથ સપ્રદાય જે પાશુપતો પછી થયો તે ઉપરથી થયો છે એમા મત્સ્યેન્દ્રનાથ, ગોરક્ષનાથ વગેરે સમર્થ મહાત્માઓ થઈ ગયા.

અંગ્રેજી હાઈસ્કૂલનું મકાન જમણી બાજુએ આવેલું છે.

**જુમામસ્જિદ**

સામે પશ્ચિમ બાજુએ જુમામસ્જિદ આવેલી છે. એનું વર્ણન સ્થાપત્યના પ્રકરણમાં થઇ ગયું છે. ખંભાત શહેરમાં એ સૌથી વધારે આકર્ષક અને ભવ્ય મકાન છે અને ઐતિહાસિક દૃષ્ટિએ ખાસ જોવા જેવું છે. અંદરના લેખ પ્રમાણે અમદાવાદની મસ્જિદોથી આ મસ્જિદ વધારે જૂની છે એટલે સ્થાપત્યના અભ્યાસકને પણ જોવાલાયક છે. મસ્જિદની બાજુમાં દરબારગઢ છે. નામદાર નવાબ સાહેબ હાલ નવા બીજા મહેલમાં રહે છે, પરંતુ અસલ રાજમહેલ આ છે અને જૂના વખતની બેઠી મોગલાઈ બાંધણીનો ઉત્તમ નમૂનો છે. એનું વર્ણન પણ આગળ કરેલું છે. આ મહેલ અને આખા ખંભાત શહેરનો દેખાવ બંદર આગળથી ઘણો મનોહર લાગે છે.

**અંગ્રેજી કોઠી**

રાજમહેલ પછી અંગ્રેજી કોઠી ખાસ જોવાલાયક મકાનમાં ગણી શકાય. આ કોઠી ખંભાતના સ્થળને કુમારિકા ક્ષેત્રનું નામ આપનાર કુમારિકા દેવીના મંદિરના સ્થાન ઉપર છે એમ મનાય છે. કોઠીનું મકાન અંદરથી કિલ્લા જેવું અને ઓરડા ઠંડકવાળા, સારા, મોટા અને સગવડવાળા છે. હાલ એમાં નામદાર નવાબ સાહેબ અને દીવાન સાહેબની ઑફિસો છે. કોઠી આળીસ હજાર રૂપિયાથી મુંબાઇના ખરશેદજી પેસ્તનજી મે.દીએ વેચાતી રાખેલી તેમની પાસેથી નામદાર નવાબ સાહેબે ખરીદી લીધી છે. પહેલાં એમાં યુરોપીયનોને ઉતારો અપાતો. કોઠીનું મકાન ઈ.સ. ૧૬૧૩માં બંધાયું છે.

**બગીચા અને તળાવો**

શહેરની બહાર લાલબાગ ખાસ જોવાલાયક છે. સ્થાન ઘણું રમણીય છે. એમાં મોગલાઈ ઘાટનાં બે બેઠાં મકાનો છે અને એની સામે પાણીથી ભરેલા મોગલ ઢબના હોજ છે એથી શોભામાં વધારો થાય છે. બાગ અને મકાનો ઇ.સ. ૧૭૪૭માં મીરઝાં બાકરે બાંધ્યાં છે. બાગની પાસે જ નારેસર તળાવ આવેલું છે. એને કિનારે પાણીની ટાંકી છે જ્યાંથી શહેરને પાણી પૂરું પડે છે. ખંભાતનો આ આખો યે ભાગ ઘણો જ મનોહર છે. તળાવમાં પાણી ભરેલું હોય છે ત્યારે તે ઘણું જ સુંદર લાગે છે. સામે કિનારે વૈષ્ણવ સંપ્રદાયની બેઠક છે. નારેશ્વરને પુરાણમાં નારદે બનાવેલું નારદસર કહે છે. એને નારંગસર પણ કહે છે. નગીના નામની ગાનારીએ પોતાના નામના અક્ષર 'ન'થી શરૂ થતાં નવ તળાવ ખંભાત પાસે બંધાવ્યાં તેમાંનું મુખ્ય તે નારંગસર એવી દંતકથા છે. પરંતુ તે આધાર વગરની જણાય છે. લોકોમાં નારેસર નામ બોલાય છે તે પુરાણના નારદીય સરને વધારે બંધ બેસે છે. માદલા અથવા પાણીઆરી દરવાજા બહાર માદલા તળાવ છે. અહીં વિચિત્ર હાલતમાં દિલખુશ બાગ છે. એમાં ઈ.સ. ૧૮૦૨માં મુંબાઇના ગવર્નર મિ. ડંકનના માનમાં એક મકાન બાંધવામાં આવેલું. આ બાગનું ચિત્ર અને અંદરના મકાનની તે વખતની સ્થિતિ ફૉર્બ્સે (૧૭૭૫–૮૦) પોતાના ઓરીએન્ટલ મૅમૉઇર્સ નામના ગ્રંથમાં આપેલું છે. ગઈ સદીના મધ્યમાં બ્રિગ્ઝ લખે છે કે 'ફૉર્બ્સના વર્ણન ઉપરથી ઉત્તમ મોગલાઇ બાંધણીનું મકાન સમજીને હું દિલખુશ બાગમાં ગયો, પણ ત્યાં તો પશ્ચિમની ઢબનું એ વખતના સર્વેયર જનરલ કર્નલ ચાર્લ્સ રેનૉલ્ડ્ઝનું

બાંધેલું મકાન દીઠું અને એ મકાન પાછળથી દરબાર સાહેબે ખરીદી લીધેલું.[૬] આ મકાનને સુધરાવી હાલ ત્યાં મુસ્લીમ હૉસ્ટેલ કરવામા આવી છે. આ સિવાય ખભાતમા હુસેની બાગ, સ્ટેશને જતાં એડવર્ડ બાગ, નવો બાગ અને ત્રણ માઇલ દૂર નેજા ગામ છે ત્યા નામદાર નવાબ સાહેબનો બંગલો તથા બાગ પણ જોવાલાયક છે. ફતેહ દરવાજા બહાર શહેરની વાયવ્ય દિશામા એક તળાવ છે. ત્યાં એક નાનું ઘર છે તેને કલ્યાણરાયના ઘર તરીકે ઓળખાવાય છે.[૭]

### કોટ અને દરવાજા

ખભાતનો કોટ જૂનો છે અને ચાર ચોરસ વાર જમીનની આસપાસ વીંટાએલો છે. ઉત્તરમા ફતેહ અને પીઠના દરવાજા છે. પૂર્વમા માદલા, ચક અને ગવારાના દરવાજા છે. આ ગવારાનો દરવાજો અને પશ્ચિમનો ફુરજાનો તથા મક્કાઇ દરવાજો એ ત્રણ દરવાજા ખભાતના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. ગવારાની બહાર મોટુ બજાર ભરાય છે. દક્ષિણનો મક્કાઈ દરવાજો પહેલા મક્કા તરફના વહાણમા એ દરવાજેથી જવાતુ માટે કહેવાતો, અને ફુરજા દરવાજો જકાતને માટે હતો.[૮] એ દરવાજાનો ઇતિહાસ આગળ જોઇ ગયા છીએ. પશ્ચિમે ચાકામલી દરવાજો છે. શહેરનો હાલનો દેખાવ એકંદરે સારો અને હિંદમા સુધરેલા શહેરને શોભે એવો છે.

### વડવા

માદલા તળાવથી આગળ દોઢેક માઇલ દૂર વડવાની વાવ છે. ઉત્તર ગુજરાતની બીજી વાવો જેવી એ સુદર અને મનોહર કારીગરીવાળી નથી, છતા સામાન્ય રીતે મોટી વાવ છે અને રાતા પથ્થરથી બાંધેલી છે. આ વાવ સુલતાન મહમ્મદ બેગડાના સમયમા બંધાએલી છે. વડવા એટલે 'વટકૂપ'. પ્રાચીન હિંદુ સમયમા બદર ઉપર બધા મોટા દડા ઉપર ધજા ફરકતી તેને 'વટકૂપ' (big mast) કહેતા. એ ઉપરથી 'વડવા' પ્રાકૃત થયુ. એ જગ્યાએ પ્રાચીન બદર હશે. ભાવનગર પાસે પણ એ રીતે વડવા છે. વાવ વિ. સં. ૧૫૩૯માં તમોળી ધનદે લોકકલ્યાણ માટે બાંધી એનો લેખ પરિશિષ્ટમા આપ્યો છે.

---

૬ અહીં બ્રિગ્ઝની સમજમા કાઇક ગોટાગો સમજાય છે (જુઓ Briggs Cities of Gujarashtra પ્ર ૭ અને ૮) ખભાતની આસપાસ ઘણા બાગ હતા એમ પૂર્વે આવેલા મુસાફરો વર્ણન કરી ગયા છે ફૉર્બ્સ મિ ડકન પહેલા વીસ વર્ષ અગાઉ આવેલો, એટલે બ્રિગ્ઝ કહે છે તે મકાન ફૉર્બ્સના વખતમા નહિ હોય લોમ્મ કહે છે કે માદલા તળાવ ઉપર સાત માળનો મહેલ હતો તે તોડી પાડવામા આવેલો છે ફૉર્બ્સના વર્ણનને બ્રિગ્ઝ બહુ વજન નથી આપતો એક જૈન મંદિરને એણે હિંદુ મદિર લખેલુ છે બ્રિગ્ઝ પણ કેટલીક એવી નાની ભૂલો કરે છે આ બને લેખકોએ અઢારમી સદીના અતનુ અને ઓગણીસમીના પૂર્વાર્ધના ખભાતનુ એકંદરે સારૂ વર્ણન આપેલુ છે અને પરદેશીઓના વર્ણનમા એ બને સૌથી લાંબા છે માદલા તળાવનુ પાણી કપડા ધોવામા ખાસ વખણાય છે

૭ Bom Gaz VI 240 પરતુ આ કયુ તળાવ તે નામ ગેઝેટીઅરના લેખકે નથી આપ્યું

૮ ગેઝેટીઅરમા આપેલા આ દરવાજામા પાછળ ફેર જણાય છે એક હકીકતમા ઉત્તરમા ગવારા, ફતેહ અને લાલ, પૂર્વમા પાણીઆરી, દક્ષિણમા ફુરજા અને મક્કાઇ તથા પશ્ચિમમા ચાકામલી અને મહમદજી એમ આઠ દરવાજા છે દિલખુશ બાગનુ નામ આ હકીકતમા માદલા બાગ આપ્યુ છે



(૧) શ્રીમદ્ રાજચંદ્રનું ધામ (૨) વડવા વાવની અંદરનો એક ગોખલો
(૩) વડવા વાવ અંદરથી (૪) વડવા વાવનો બહારનો દેખાવ

## જૈન મંદિરો

ખંભાતમાં પ્રથમથી જ જૈનોની મોટી વસ્તી હોવાથી એ બાંધકામની શોખીન અને ધનવાન કોમે ઘણાં મંદિર બાંધ્યાં છે. પ્રાચીન મંદિરોનું તો આજે કાંઇ નિશાન નથી, પરંતુ કેટલાંક પ્રાચીન મંદિરોની પ્રતિમાઓ ભોંયરાંઓમાં સંભાળપૂર્વક રાખેલી છે તે અદ્ભુત છે. પાંચ ભોંયરાંવાળાં મંદિરો, ઉપરથી ગમે તેવા દેખાવ છતાં, ખંભાતમાં ખાસ જોવાલાયક છે. આમાં શ્રી ચિંતામણ પાર્શ્વનાથના જૂના ભોંયરાના દેવાલયનું વર્ણન યુરોપીય મુસાફરો કરી ગએલા છે. છેક ગઈ સદીના પૂર્વાર્ધની આખરે આવેલો બ્રિગ્ઝ લખે છે કે પાર્શ્વનાથનું ભોંયરાવાળું મંદિર ઉપરથી સામાન્ય ઘર જેવું છે. ભોંયરામાં ઉતરવાનું કઠણ છે.[૯] આજે તો આ મંદિરો શિખરબંધ નવાં થએલાં છે અને ભોંયરાં અજવાળાવાળાં થયાં છે. સાગોટા પાડાનું, રસ્તા ઉપરનાં ચિંતામણજીનાં મંદિરો તેમજ આલીપાડાનું શાંતિનાથનું મંદિર જોવા જેવાં છે. ખંભાત સાથે જેમનું નામ જોડી ભ્રમ ઉત્પન્ન કર્યો છે એવા થામણા (થંભણપુર)ના શ્રી સ્તંભન પાર્શ્વનાથ (થામણા પારસનાથ)ની નીલમની પ્રતિમા પણ જોવા જેવી છે. માણેકચોકમાં આવેલા ચિંતામણ પાર્શ્વનાથ અને આદીશ્વરના ભોંયરામાં ખંભાતના ધનવાન સોની તેજપાલે, પ્રભાવક શ્રી હીરવિજય સૂરિના શિષ્ય શ્રી વિજસેન સૂરિને હાથે વિ. સં. ૧૬૬૧માં પ્રતિમાની પ્રતિષ્ઠા કર્યાનો લેખ છે.[૧૦] સાગોટા પાડાનું મંદિર ત્રણ દરવાજેથી થોડે જતાં આવે છે. એમાં સ્તંભન પાર્શ્વનાથની મોટી પ્રતિમા છે. આ મંદિર પ્રાચીન છે. આગળ વહાણવટાની હકીકતમાં જોઇ ગયા એ શાહ વજિયા અને રાજિયાએ વિ. સં. ૧૬૪૪માં આ મંદિર કરાવ્યું છે અને પ્રતિષ્ઠા શ્રી વિજસેન સૂરિના હાથે થઇ છે.[૧૧] કડાકોટડીનું શાંતિનાથજીનું મંદિર પણ જોવા જેવું છે; અને જીરાલા પાડાનું ચિંતામણ પાર્શ્વનાથનું મંદિર તો ખાસ જોવા જેવું છે. એ ભાટવાડાના રસ્તા ઉપર આવેલું છે. પાંચ શિખરવાળું અને ઉત્તમ પથ્થરનું બાંધેલું આ દેવાલય શેઠ પોપટભાઈ અમરચંદે બંધાવ્યું છે.[૧૨] ખંભાતની બહાર વડવાની વાવ પાસે શ્રી રાયચંદજીનું ધામ બાંધેલું છે. એ જગ્યા શાંત અને ઉત્તમ છે.

## બીજાં હિંદુ-મુસલમાન ધામો

*ખંભાતની પશ્ચિમે આજાખદર સાહેબનું જુરાણું ધામ છે. ત્યાં ભાંગેલાં વહાણોમાંથી બચેલા મુસલમાનો* બાધા મૂકવા આવે છે. નારેસર તળાવ પાસે બાલેશા પીરનું મોટું ધામ છે, ત્યાં પાલણપુર બાજુના વહોરા (ધાનદારિયા) ફાગણ સુદ પૂનમે ઓરસ વખતે એકઠા થાય છે. પાસે આચાર્ય મહાપ્રભુની

---

૯ Cities of Gujarashtra, Briggs. પાર્શ્વનાથજીની પ્રતિમાને બ્રિગ્ઝ ભાવ વગરની (without expression) કહે છે. આમ જૈન પ્રતિમાઓને પણ યુરોપીય વિવેચકો સમજવામાં ભૂલ કરે છે, કેમકે એ લોકોને ધ્યાનમુદ્રાનું ભાન હોતું નથી.

૧૦ ખંભાતનો ઇતિહાસ અને ચૈત્ય પરિપાટી પૃ. ૪૬.

૧૧ એ જ, પૃ. ૫૨.

૧૨ એ જ, પૃ. ૫૫-૫૬. ખંભાતનો ઇતિહાસ અને ચૈત્ય પરિપાટી એ નામનું લઘુ પુસ્તક ચૈત્ય વ્યવસ્થાપક કમિટિએ છપાવેલું છે. જૈનોને યાત્રા માટે આ પુસ્તક ઉપયોગી હશે. એમાં ખંભાતમાં આવેલાં બાવન જૈન મંદિરો તથા પ્રતિમાઓની સંખ્યા સાથે ટૂંક વર્ણન સાથે આપેલું છે પરંતુ એની ગોઠવણી એવી છે કે જૈનેતરને એમાં સમજણ ઓછી પડે. ખંભાતના જૈન સમાજનો હેવાલ એમાં ઠીક આપ્યો છે તે જેને ઇચ્છા હોય તેણે જોઈ લેવો.

બેઠક છે ખભાત પાસે પીર અસુ તાનેસ સાહેબનો રોજો છે એ સાહેબ પીરાણાના ઇમામુદ્દીન સાહેબના વંશના લગભગ ૭૫ થી ૮૦ વર્ષ ઉપર ખભાત આવેલા એમના સ્ત્રી ખભાતમા દતારા વાડામા રહેતા હતા અસુ તાનેસ સાહેબનુ મરણ ખંભાતમા થયુ એમનો ઉરસ વરસમા બે વખત- એક હોળી ઉપર અને બીજો મુસલમાન તારીખ પ્રમાણે ઉજવાય છે આ રોજામા ઇસ ૧૮૦૬મા ધોળમાના સૈયદાએ લૂટ કરી આગ લગાડી માલમત્તા લૂટી લીધી હતી આ સદીની શરૂઆતમા સૈયદાનો રાસડો ગૂજરાતમા ઘેરઘેર ગવાતો તેમા એની વિકરાળ મુદ્રા, ક્રૂરતા અને ખભાતની જેલ તોડીને તે નાઠો વગેરે ગવાતુ

**કાકા કેલા**

ખભાતથી ત્રણ માઇલ દૂર કાકા કેલાની કબર છે કાકા કેલા અને એમની સ્ત્રી મામી કની ખભાત પાસે ખેતરમા કામ કરતા હતા એ વખતે અરબસ્તાનથી મુસ્લા અમદલ્ના નામનો માણસ આવ્યો અને એમની પાસે પીવા માટે પાણી માગ્યુ કૂવામા પાણી હતુ નહિ તેથી મામીએ આપ્યુ નહિ અમદલ્નાએ જો કાકા મુસલમાન થાય તો કૂવામા પાણી લાવવા કહ્યુ અને તીર મારી પાણી કાઢ્યુ કાકા અને કાકી આ ચમત્કાર જોઈ મુસલમાન થયા એ પછી લગભગ ઘણા હિંદુઓ મુસલમાન થયા, એ વહોરા કહેવાયા ૨૬૦ રતલ જનોઈ એ વખતે ઉતરી એમ કહેવાય છે કાકાની કબર ખભાત પાસે વહોરાઓનુ મોટુ ધામ ગણાય છે ૧૩

**ખભાતથી દૂર આવેલા સ્થળો**

ખભાતની પશ્ચિમે જૂનું બદર અને દીવાદાડી હતી એમ કહેવાય છે આગળ થોડા માઇલ છેટે વહૂચી માતાનુ સ્થાન આવે છે ૧૪ સ્કદપુરાણની વટયક્ષિણી દેવી તે આ વહૂચી માતા આગળ જતા સાબરમતી સગમ નજીકમા વડગામ પાસે બોરના ટેકરાઓ પાસે દરિયામા ધનકા તીર્થ છે ત્યા દર ૨૬ વર્ષે દરિયાનુ પાણી ખસી જાય છે અને અદરથી શિવલિંગ નીકળે છે વડગામથી ૭ માઇલ પાણીમા જવાનુ છે આ મૂર્તિ છેલ્લી સ ૧૯૭૯મા દેખાઈ હતી દરિયામા એક ગગવો કૂવો છે એનુ પાણી મીઠું છે ખભાતની આસપાસના સ્થળોમા ગુડેલ ગામ પાસે લૂણેશ્વર મહાદેવ જોવાલાયક છે પેટલાદથી ખભાતની હદમા પેસતા તારાપુર નામનું મોટુ ગામ આવે છે ખભાત રાજ્યનુ એ મોટુ ગામ છે કાર્તિકેય-સ્કદે એ જગ્યાએ તારકાસુર દૈત્યનો વધ કર્યો એથી તારકપુર તારાપુર નામ પડ્યુ એમ કહેવાય છે ગામમા દૈત્યનો ટેકરો બતાવવામા આવે છે.

ખભાતને સામે કિનારે મહી નદીને તીરે કાવી તીર્થ જોવાલાયક છે પુરાણમા એને કુમારિકા ક્ષેત્રમા ગણ્યુ છે પુરાણમા છેક અમદાવાદ પાસેના ગતાડના ગયત્રાડેશ્વરી માતાનુ વર્ણન કુમારિકા ક્ષેત્રમા આવે છે, પરંતુ એ બધા સ્થાન ખભાત સસ્થાનની સીમાની બહાર હોઈ અહીં વર્ણનની જરૂર નથી

---

૧૩ કોઈ કાકા કેલાને બ લે કાકા અક્ના-એકલા હતા તેથી-કહે છે આ દતકથાને વધ રે ત્ર ચારની જરૂર છે કહે છે કે રૉયલ એશિયાટિક સોસ એટીમા આ બાબતના અહેવાલવાળી ચોપડી છે પણ આ લખતી વખતે તે જોવામા આવી નથી

૧૪ વહૂચી માતાનુ સ્થળ ગૂજરાતમાં સાબરમતીને કાઠે પીપળજ ગામમા પણ છે

# પ્રકરણ અઢારમું

## હાલનો સમય અને નામદાર નવાબ સાહેબ બહાદુરની અભિલાષાઓ

વીસમી સદીના પહેલા પાદના અંત ભાગમાં આખા જગતને માટે એવો સમય આવ્યો કે દરેક દેશના રાજકીય, આર્થિક અને સામાજિક ઇતિહાસમાં થોડોવધતો ફેર પડે જ. ઈ.સ. ૧૯૧૪માં શરૂ થએલા યુરોપીય મહાયુદ્ધે ૭ વર્ષમાં એવી તો ભારે અસર કરી કે તેના ભરતીઓટની પરંપરામાં સપડાએલું વિશ્વનું રાજકીય અને આર્થિક વહાણ હજી સુધી પણ છૂટયું નથી. આપણા દેશમાં પણ એની અસરો સારા પ્રમાણમાં થઈ છે. ખંભાતના ઇતિહાસમાં ઇ. સ. ૧૯૧૫થી તે ૧૯૩૦ સુધીનો આ સંક્રાંતિસમય બ્રિટિશ સરકાર તરફથી નીમાએલા અમલદારોના વહીવટમાં ગયો તે આગળ જોઈ ગયા.

વાવાઝોડામાંથી પસાર થઈ બંદરે સહીસલામત આવતા વહાણને લેવા ને વધાવવા તેનો માલિક જાય તેમ વિશ્વવિગ્રહથી ઉત્પન્ન થએલા આર્થિક વાવાઝોડામાંથી પાર ઊતરી આવેલા રાજ્યના વહાણને લેવા ઈ.સ. ૧૯૩૦ના ડિસેંબરની ૧૩મી તારીખે હાલના નામદાર નવાબ સાહેબ હુસેન-યાવરખાન સાહેબ બહાદુર સંપૂર્ણ ઉત્સાહથી આગળ આવ્યા. એ તારીખે એ નામદાર સંપૂર્ણ સત્તા સાથે તખ્તનશીન થયા.[1]

નામદાર નવાબ સાહેબનો જન્મ ઈ.સ. ૧૯૧૧ના મેની ૧૬મી તારીખે થયો હતો.[2] એમના રાજકુટુંબની રીત પ્રમાણે ઉર્દુ વગેરે કેળવણી લઇને તેઓ રાજકોટ રાજકુમાર કૉલેજમાં અભ્યાસ માટે ઈ.સ. ૧૯૨૮ના એપ્રિલ સુધી રહીને પોતાના શિક્ષક સાથે ઇંગ્લંડ પધાર્યા,[3] અને ત્યાં એક વર્ષ રહી સ્વદેશ પાછા આવી ૧૯૩૦ના ડિસેંબરની ૧૩મી તારીખે તખ્તનશીન થયા. તખ્તનશીન થયા પછી એકબે વર્ષમાં જ નામદાર નવાબ સાહેબે દરેક ખાતાના વહીવટમાં એવી તો ઝીણવટ અને ઉત્સાહ બતાવ્યાં કે રાજ્યને હાલનાં સુધરેલાં સંસ્થાનો સાથે સરખાવી શકાય તેવો સમય પાસે લાગવા માંડ્યો. બ્રિટિશ હિંદના વહીવટમાં અવનવા સુધારા કરવાનું કાર્ય કેટલાક સમયથી ચાલી રહ્યું છે તેમાં દેશી રાજ્યો પણ ભાગ લે એમ ઠર્યું છે. તે માટેની એક કમિટી (States Enquiry Committee) ઇંગ્લંડથી નીમાઈ આ સમયમાં જ આવી. તે પહેલાં દેશી રાજ્યોએ બ્રિટિશ હિંદ સાથેના ફેડરેશનમાં જોડાવું કે નહિ તેની વાટાઘાટ કરવા માટે હિંદના પાટનગર

---

૧ Cambay Administration Report 1931-32.p. 2. ખંભાત રાજયની મુલાકાત મુંબાઇના ગવર્નર અને વાઇસરૉય બંને લઈ શકે છે અને ૧૧ તોપોનું માન અપાય છે.

૨ આ તારીખ અંગ્રેજી તારીખ છે. તા. ૧૬મી સપ્ટેંબર ૧૯૩૩ના ટાઇમ્સ સપ્લિમેન્ટના અંકમાંથી લીધેલી છે. દેશી તારીખમાં તા. ૧૭ જમાદીઉલ અવ્વલ મહિનો આવે છે.

૩ ટાઇમ્સ સપ્લિમેન્ટ—૧૬ સપ્ટેંબર ૧૯૩૩.

દિલ્હીમાં નરેન્દ્ર મંડળની સભાઓમાં નામદાર નવાબ સાહેબે ઘણા રસપૂર્વક ભાગ લીધેલો અને કમિટી આગળ પણ ખંભાત રાજ્યના હક્ક સારી રીતે જળવાય એવી દરખાસ્તો મૂકી[૪] આવા સમયમાં દી બા નર્મદાશંકરભાઈ જેવા વિદ્વાન અને કાર્યકુશળ પુરુષની દીવાનપદ ઉપર નિમણુંક કરી એ જ નામદાર નવાબ સાહેબની દીર્ઘદૃષ્ટિ અને કુનેહ સિદ્ધ કરે છે

ગાદીએ આવતા જ નામદાર નવાબ સાહેબ બહાદુરે રાજ્યમાં સારા અને ઉપયોગી રાજકીય સુધારા (healthy and useful reforms) દાખલ કરવાની જાહેર અભિલાષા બતાવી પ્રધાન મંડળ સાથે જોખમદાર તંત્ર (Join Cabinet responsibility) જેવું તંત્ર શરૂ કર્યું અને એ તંત્રનું શુભ પરિણામ આવ્યું છે એમ કહેવાય છે[૫] ખંભાત બંદર વધારવા માટે આજ સુધી જે જે થયું છે તે જોઈ ગયા નામદાર નવાબ સાહેબે બંદરને હાલની ઢબ પ્રમાણે મોટી સ્ટીમરો નજીક આવી શકે તેવી રીતે સુધારવા ભારે ખર્ચ કરીને મોટો પ્રયત્ન કર્યો છે અને બંદર માટે એઓશ્રીની અભિલાષાઓ બંદર ખુલ્લું મૂકતી વખતે કરેલા ભાષણ ઉપરથી જણાઈ આવે છે ખંભાત બંદર એની પૂર્વની જાહોજલાલીમાં આવે એ જોવાને દરેક ગૂજરાતી અભિમાનથી તૈયાર હશે[૬]

આજે ખંભાત રાજ્ય નામદાર નવાબ સાહેબ બહાદુરના અમલમાં એક સુધરેલા રાજ્યની માફક પ્રગતિ કરતું જાય છે નામદાર નવાબ સાહેબ બહાદુરમાં તેમના પિતાના બધા સદ્‌ગુણો છે એઓશ્રી શાંત અને ઉત્સાહી છે, સ્વભાવે મળતાવડા છે પ્રજાની દરેક જાતોને સમાન દૃષ્ટિથી જોવાનો એમનો સિદ્ધાન્ત છે પ્રજા સુખી થાય અને ખંભાતની સમૃદ્ધિ તથા આબાદી વધે એ એઓશ્રીના રાજ્યઅમલનું મુખ્ય ધ્યેય છે અને એ અભિલાષા પૂર્ણ થાય એવા ચિહ્નો એઓશ્રીના આજ સુધીના વહીવટમાં દેખાઈ આવે છે ગૂજરાતનું આ પ્રાચીન બંદર એની અસલની ખ્યાતિમાં ફરી આવે એવી દરેક ગૂજરાતીની પણ શુભ અભિલાષા છે

---

૪ Cambay Administration Report 1931 32 P 3 4 આ દરબારોમાં (૧) ગ ૨૧૯૨૪ની વાર્ષિક ખંડણી રદ કરવી (૨) મીઠું પકવવાના હક્કની રકમમાં સુધારો કરવા અગર મીઠું પકવવાની છૂટ આપવી (૩) બંદની ઊલ વણીમાં સંપૂર્ણ છૂટ (૪) ચલણી નાણાંને લગતા કરાર ફરી સુધારવા

૫ એ જ પૃ ૩ આ બાબતની વિગત ૧૯૩૨ પછીના રીપોર્ટમાં આવશે એમ મજકુર રીપોર્ટમાં જણાવેલું છે સુધરાઈમાં આ પહેલું પગથિયું છે એમ કહે છે

૬ સુલેહના હક્ક પ્રમાણે ખંભાત બંદરને બ્રિટિશ બંદર જેવા બધા હક્ક હતા અને તે મુજબ કામ ચાલુ હતું પરંતુ ૧૯૩૩ની ૮મી એપ્રિલે હિંદી સરકારના નાણાંખાતાએ ખંભાત બંદરને પરદેશી બંદર તરીકે જાહેર કરી જૂના હક્ક બંધ કર્યાં અને જકાત ના નાકાં બેસાડ્યાં આ માટે દરબાર તરફથી હિંદી સરકારને અસલની શરતોની રૂએ જૂના હક્ક કાયમ રાખવા માટે હકીકત રજુ કરવામાં આવેલી છે હજુ સુધી પરિણામ આવ્યું નથી વિગત માટે જુઓ ટાઈમ્સ સપ્લિમેન્ટ તા ૧૬ સપ્ટેંબર ૧૯૩૩



યાકુત મંઝિલ

(નામદાર નવાબ સાહેબનો બંગલો)

# પરિશિષ્ટ અ

## ખંભ-સ્કંભતીર્થ, લિંગપૂજા અને લાટ દેશ

ખંભાત-ખંભાયત નામ સ્તંભતીર્થને બદલે સ્કંભતીર્થ ઉપરથી નીકળ્યું છે, એ ગયા પ્રકરણમાં જોયું. સ્કંભ અને સ્તંભનો અર્થ થાંભલો જ થાય છે. વિદ્વાનો હેમચંદ્રે કરેલા વિકલ્પના આદેશથી સ્તંભતીર્થ ઉપરથી સાક્ષાત જ ખંભાઇતનું રૂપ ઉપજાવે છે.[1] ડૉ. બુલર સ્કંભતીર્થ નામ યથાર્થ માને છે. પરંતુ ખંભાતમાં આવેલા સ્તંભેશ્વરનું શિવલિંગ ખંભાત નામનું કારણ માની સ્કંભ સાથે મેળ મેળવવામ ગુંચાય છે.[2] આ વિષય ઉપર જેટલી ચર્ચા વિદ્વાનોમાં થઇ છે એ બધા વે, શિવનો પર્યાય સ્કંભ શબ્દ કોઇ પણ સપ્રમાણ લેખ કે ગ્રંથમાં ન હોવાથી સ્કંભમાંથી ખંભાત નામ સ્વીકારતાં ખચકાય છે.[3] પરંતુ નામ એટલું તો સૂચવે છે કે સ્કંભ કે સ્તંભ ગમે તેમાંથી નામ થયું હોય; છતાં તેનો શિવના સ્તંભાકાર સ્વરૂપ સાથે કાંઇક સંબંધ છે. ડૉ. બુલર શિવનું નામ સ્થાણુ છે અને એનો અર્થ થાંભલો થાય છે એ ઉપરથી શિવનું એવા સ્વરૂપમાં લિંગ ખંભાતમાં હોવાનું ધારે છે.

### ખંભાત નામ, સ્કંભ-સ્તંભ અને વૈયાકરણો

ખંભાતના સ્તંભતીર્થ નામના ઉલ્લેખ પહેલાં એનું પ્રાકૃત સ્વરૂપ ખંભાયત બે સદીઓથી વપરાતું હતું એ જોયું. હેમચંદ્રાચાર્યે એમનું વ્યાકરણ રચ્યું તે પહેલાં પણ ખંભાતનું પ્રાકૃત નામ દોઢથી બે સદીઓથી વપરાતું હતું અને ખંભાત સમૃદ્ધ બંદર હતું, એમ આરબોના ઉલ્લેખથી સિદ્ધ થાય છે. હેમચંદ્રના સમય પહેલાં ઘણી સદીઓથી સંસ્કૃત ભાષા બોલાતી ભાષા તરીકે બંધ થઇ હતી.[4] એટલે સ્કંભ શબ્દ ઉપરથી ખંભાયત ઉપજાવવું વધારે કુદરતી લાગે છે; છતાં એ વૈદિક શબ્દ કોઇ કારણથી સૂરિજીના ખ્યાલમાં ન આવ્યો હોય એમ સંભવે.[5] એટલે સ્ત નો ख અને थ નો વિકલ્પ ખંભાયત નામના પ્રાચીન ચાલ્યા આવતા પ્રયોગને પણ લગાડ્યો હોય. એ જાતના વૈકલ્પિક આદેશોમાં, બોલાતી ભાષા સિવાય કોઇ ખાસ નિયમ હોતો નથી. દાખલા તરીકે સ્ત ના અમુક અર્થના શબ્દોમાં थ જ

---

૧ વ્યાકરણ સંબંધી ચર્ચા સં. ૧૯૬૯-૭૦ના 'વસંત'માં અને ૧૯૧૫ના 'બુદ્ધિપ્રકાશ'માં શ્રી નરસિંહરાવભાઈ અને સી. ડી. દલાલ વચ્ચે ચાલેલી તે જોઈ લેવી. અહીં શ્રી નરસિંહરાવભાઇનો મત માન્ય રાખેલો છે.

૨ ખંભાત ગેઝેટીઅર (મુંબાઈ ગેઝેટીઅર ભાગ ૬. પૃ. ૨૧૧-૧૨).

૩ શ્રી નરસિંહરાવભાઈ ખરી શંકા કરે છે કે હાલ ખંભાતમાં શિવનું મંદિર છે માટે વિશેષક લક્ષણ તરીકે એ ઉપરથી ગામનું નામ ન પડે. શિવમંદિરો તો બધે છે. એટલે એ નામ પડવાનું કારણ પ્રાચીન અને કોઇ છે એ બતાવવાનો આ પરિશિષ્ટનો હેતુ છે; પરંતુ કારણ તો સ્કંભ જ છે.

૪ ઉપર જણાવેલી ચર્ચામાં શ્રી નરસિંહરાવભાઈનો મત. પ્રાકૃત ભાષા પણ વેદસમય જેટલી જૂની છે એવો કેટલાક ભાષાશાસ્ત્રીઓનો મત છે.

૫ આ બાબતમાં શ્રી નરસિંહરાવભાઈ લખે છે કેઃ 'બાકી એ તો ખરૂં જ કે ખંભ રૂપ થવામાં સ્તના 'ત'કારનો ખરો સંબંધ નહિ જ હોય, સ્કંભનાक દ્વારા જ એ વિકલ્પ ઉત્પન્ન થએલો. પરંતુ એ તારતમ્ય હેમચંદ્રે લાઘવાર્થે કે ગમે તે કારણથી તજી દઇને સ્તના વૈકલ્પિક આદેશો મૂકીને એક સૂત્ર કર્યું હશે.' 'વસંત'માં આવેલી ચર્ચા.

થાય છે અને અમુક અર્થના શબ્દોમા વિકલ્પ થાય છે એવો આદેશ છે [૬] આપણે ગૂજરાતીમા ખર શબ્દ બોલીએ છીએ તેનુ સસ્કૃત સ્તર છે પરતુ તેનો વિકલ્પ ખર થતો નથી કદાચ એ નિયમ ઘડ નારને ખર શબ્દનો અર્થ નહિ ગમ્યો હશે સ્થાણુ નુ થાણુ અને ખાણુ રૂપ બને છે [૭] પણ શિવના અર્થમા તો થ જ થાય, ખ નહિ એમ આદેશ છે સ્કભ અને સ્તભનો અર્થ એક જ છે તેથી વિકલ્પને સરળતા મળી છે એમ લાગે છે પરતુ સ્કભ ઉપરથી મૂળ ખભ શબ્દ બનેલો અને એ વૈદિક શબ્દ લુપ્ત થવાથી અને અર્થનુ સામ્ય હોવાથી स्तंभ ના स्त નો વિકલ્પ યોજાયો હશે

## થભ-ખભ અને હિંદની પ્રાંતભાષાઓ

આ બાબતની વિશેષ માહિતી હિંદુસ્તાનની બીજી પ્રાતભાષાઓમા સ્તભ માટે વપરાતા શબ્દો અને એના અર્થો ઉપરથી મળે છે ગૂજરાતીમા થભ થાભલો અને ખભ બન્ને છે, પરતુ ઘરમા ટેકાના સ્તભને થાભલા જ કહે છે ખભ શબ્દ લોકભાષામા બહુ વપરાતો નથી માત્ર એનુ નાનુ સ્વરૂપ કરી પાળીઆને ખાભી કહે છે મરાઠીમા સ્તભને ખાભ કહે છે મારવાડી, કચ્છી, સિંધી અને પજાબીમા થભા જ કહે છે બગાળીમા થામ વપરાય છે પણ ખામ શબ્દ ગૂજરાતીમા ખભની પેઠે ઓછો વપરાતો છે ખરો જામનગરનુ ખભાળીઆ ખભ શબ્દ ઉપરથી છે તેના ઈષ્ટદેવ ખામનાથ મહાદેવમા ખામ શબ્દ આ અર્થમા ખાસ સૂચક છે ઓડિયા ભાષામા સ્તભને ખુટ કહે છે અને ગૂજરાતીમા ખાલીને ખુંટો કહે છે અને ખુટ શબ્દ બીજા અર્થમા પણ કાઇક નાના સ્વરૂપમા સરખા અર્થમા છે એમ કહી શકાય હિંદી ભાષામા 'ખભા' શબ્દ વધારે વપરાય છે આ શબ્દને માટે ખરી દિશા તો દ્રાવિડી ભાષાઓ બતાવે છે તેલગુ ભાષામા સસ્કૃત સ્તભ શબ્દ વાપરે છે, પણ કભમુ શબ્દ પણ છે તામિલ ભાષામા થાભલાને તૂણ કહે છે તે સસ્કૃત સ્થુણા ઉપરથી છે પરતુ બીજો શબ્દ 'કબમ્' છે [૮] મલયાલમ ભાષામા પણ તામિલ પ્રમાણે છે કાનડી ભાષામા 'ખભ' શબ્દ છે હિંદની પ્રાતભાષાઓમા તામિલ સવથી જૂની અને સસ્કૃતથી સ્વતત્ર છે સસ્કૃતના શબ્દો એણે લીધેલા છે ખરા, પણ સ્તભ અને સ્કભનો સૂક્ષ્મ ભેદ એણે જાળવી રાખ્યો છે તામિલમા ઘરના ટેકાના થાભલા માટે તૂણ શબ્દ વપરાય છે, કબમ્ શબ્દ કોઈને ટેકવ્યા વગર ઊભેલા થાભલા માટે વપરાય છે તારનો થાભલો કે જેના ઉપર ઘર કે પાટડો ટકવેલો નથી તેને, અગર જમીનમા ખુદેલો થાભલો હોય તેને કબમ્ કહે છે લાઠી-લાકડી પણ કબમ્ શબ્દનો અર્થ છે રસ્તા ઉપર ચિહ્ન તરીકે મૂકેલા નાના થાભલાને પણ કબમ્ કહે છે ધ્યાનમા રાખવાનુ એ છે કે કબમ્ શબ્દ તૂણ સ્તભની પેઠે ટેકો આપનાર અર્થમા કદી વપરાતો નથી, પણ તૂણ સ્તભ અને કબમ્ બન્ને અર્થમા વપરાય છે ગૂજરાતીમા ઘરમા પાટડા નીચેના થાભલાને ખભ કહેતા નથી, પણ થાભલો અગર થભ શબ્દ દરેક અર્થમા વપરાય છે આ બતાવી આપે છે કે કબમ્ અને ખભ શબ્દનુ મૂળ એક છે અને જમીનમા

---

[૬] સિદ્ધ હૈમ ૮-૨-૮મા સૂત્રના પ્રકરણમા આ સૂત્ર છે તેમા સ્પષ્ટ લખે છે કે આ વિકલ્પ સ્તભનો અર્થ થાભલો થાય ત્યારે જ કરવાનો તે પછીના એટલે ૮-૨-૯ સૂત્રમા લખે છે કે स्त दाभाव वृत्तौ स्तंभे स्तस्य थठौ भवत ॥ એટલે સ્તભનો અર્થ અટકાવવુ-ગતિ ન હોવું-એવો થાય ત્યારે ख થતા નથી પણ थ અને ठ થાય છે આ ઉપરથી વિકલ્પો કેવી રીતે થયા છે તે સમજાશે એટલે ભાષામા સ્કભનુ પ્રાકૃત રૂપ ખભ સ્વતત્ર ચાલુ હશે અને એનુ મૂળ સસ્કૃત લુપ્ત જેવુ થવાથી ચાલુ સસ્કૃત શબ્દ स्तंभ ઉપરથી વિકલ્પ કરવા પડ્યા હશે

[૭] વધુ જાણવા માટે જુઓ પડિત બહેચરદાસભાઈનુ પ્રાકૃત વ્યાકરણ અને પાઇઅસદ્દ મહણ્ણવો

[૮] પજાબીમા ખભ શબ્દ છે પરતુ આપણી પેઠે બહુ વપરાશમા નથી તામિલમાં મૂળાક્ષર ઓછા હોવાથી ક ખ ગ ઘ ને બદલે એક જ અક્ષર લખાય-બોલાય છે એ જ પ્રમાણે પ ફ બ ભ માટે સમજવુ એ રીતે ખભમનુ કબમ્ વપરાય છે



હિઝ હાઇનેસ નજમુદ્દૌલા, મુમતાઝ-ઉલ-મુલ્ક, મોમીનખાન બહાદુર
દિલાવરજંગ નવાબ મિર્ઝા હુસેનયાવરખાન બહાદુર
ખંભાત

સીધા ઊભેલા સ્વતંત્ર સ્તંભને જ ખંભ કે કંભમ્ કે કંબમ્ કહેવાય છે.[૯]

## વૈદિક સ્કંભ

વૈદિક સાહિત્યમાં સ્તંભને બદલે સ્કંભ શબ્દ વાપરેલો છે. એના પર્યાય તરીકે સ્તંભ શબ્દ જ મુકાય છે. એ શબ્દ જ્યાં વપરાયો છે ત્યાં ઉપર લખ્યો તેવા અર્થમાં વપરાયો છે. પાટડો ટેકવનાર થાંભલો એવો અર્થ નીકળતો નથી.[૧૦] જે આધાર આપે તે બધા થાંભલા એ સામાન્ય અર્થમાં બન્ને શબ્દ એક હોય તે વાત જુદી છે. આપણે તો એ પર્યાય શબ્દોના અર્થની સૂક્ષ્મતાનો જ વિચાર અહીં કરીએ છીએ; અને એ અર્થમાં સ્કંભનો અર્થ શિવલિંગ થાય કે નહિ તે જોવાનું છે.

## અથર્વવેદમાં સ્કંભ

ઋગ્વેદમાં સ્કંભ શબ્દ સામાન્ય ખંભના અર્થમાં છે (થંભ નહિ). પરંતુ અથર્વવેદમાં એને સૌથી મોટા દેવનું[૧૧]—જગદાધારનું–સ્વરૂપ પ્રાપ્ત થાય છે. એને બ્રહ્મ, સનાતનતમ દેવ વગેરે કહે છે. એકદમ ખંભ–સાદા ખુલ્લા થાંભલામાંથી સર્વથી મોટા દેવનું સ્વરૂપ ક્યાંથી આવી ગયું એ ગૂંચવે એવી બીના છે. સ્કંભ એટલે સ્તંભ અને એ દરેક વસ્તુને આધાર આપે છે તેથી વિશ્વને આધાર આપનાર પરમાત્મા, એ લાક્ષણિક અર્થથી સ્તંભના અર્થનો સ્કંભ એમ એકાએક તો બની શકે નહિ. સ્કંભ—જેને આપણે ગુજરાતીમાં હવે 'ખંભ' અગર ખુલ્લો થાંભલો કહીશું—ની એના સ્થૂળ સ્વરૂપમાં પૂજા ઘણા લાંબા સમયથી થતી હોવી જોઇએ; અને તેને પરિણામે એને સનાતનતમ દેવ તરીકે વેદમાં સ્થાન મળેલું હોવું જોઇએ.

અથર્વવેદમાં ઉપરોક્ત સ્કંભસૂક્તમાં લાક્ષણિક દૃષ્ટિએ તો પૌરાણિકોએ શિવને જે મહેશ્વરનું રૂપ આપેલું તેવું રૂપ આપેલું જણાય છે. પરંતુ એકલો લાક્ષણિક અર્થ કામમાં આવે નહિ. એ સૂક્તના એક મંત્રમાં સ્કંભને જલમાં ઊભેલો સુવર્ણનો વેતસ કહ્યો છે.[૧૨] અહીં વેતસનો સામાન્ય અર્થ નેતરની લાકડી એ કોઇ પણ રીતે બેસતો નથી. એ જ મંત્રમાં એને ગુહ્ય પ્રજાપતિ કહ્યો છે. ઋગ્વેદના એક મંત્રમાં અને શતપથ બ્રાહ્મણની ઉર્વશીની કથામાં આ શબ્દ લિંગના[૧૩] અર્થમાં વપરાયો છે.[૧૪] એટલે અથર્વ

---

૯ આ દ્રાવિડી ભાષાઓમાં કંભમ્ અગર કંભમ્ શબ્દ છે, પણ એનું મૂળ ત્યાં પણ લુપ્ત થયું છે, એમ એ ભાષાઓના વિદ્વાનોને પૂછતાં સમજાયું છે. પરંતુ કંબમ્ શબ્દ અને સ્તંભાર્થ સામાન્ય શબ્દમાં રહેલા સૂક્ષ્મ અર્થભેદ એ ભાષાઓએ સારી રીતે જાળવી રાખ્યા છે. એમ કહેવાય છે કે તામીલમાં એક કવિએ કંબર નામનું કાવ્ય લખ્યું છે. કવિનું બીજું નામ પણ એ જ હતું અને એ પરમ શિવભક્ત હતો. એણે કાવ્યનું અને પોતાનું એ નામ ઈષ્ટદેવ ઉપરથી પાડ્યું એમ લખ્યું છે. જો આ વાત ખરી હોય તો પ્રાચીન તમિલોમાં કંબમ્ શબ્દ શિવના અર્થમાં મનાતો હોય. જોકે અત્યારે શિવલિંગના અર્થમાં કોઈ માનતું નથી. આ લખતી વખતે એ કાવ્ય જોવડાવી આ બાબતની ખાતરી હું કરી શક્યો નથી. મલયાલમ્ ભાષામાં કંબમ્નો એક અર્થ મશાલ પણ થાય છે.

૧૦ ઋગ્વેદ ૮–૪૧–૧૦ || ૧–૩૪–૨ || ૪–૧૩–૫ ||

૧૧ અથર્વવેદ સંહિતા, કાં ૧૦, સૂ. ૭ અને ૮. स्कम्भ इति सनातनतमो देवो ब्रह्मणोप्याद्यभूतः || આઠમા સૂક્તમાં स्कम्भने तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः એમ લખ્યું છે.

૧૨ અથર્વ. ૧૦–૭–૪૧. यो वेतसं हिरण्ययं तिष्ठन्तं सलिले वेद । स वै गुह्यः प्रजापतिः ||

૧૩ હવે પછી જ્યાં લિંગ અગર લિંગપૂજા શબ્દ એકલો વાપર્યો છે ત્યાં એનો અર્થ શિશ્ન અથવા શિશ્નપૂજા (Phallus worship) એવો કરવો. શિવના લિંગ માટે લિંગ શબ્દ જ્યાં વાપર્યો છે ત્યાં શિવલિંગ એમ સ્પષ્ટ લખ્યું છે.

૧૪ જુઓ ઋગ્વેદ, ૧૦–૯૫–૪ અને ૫; શતપથ બ્રાહ્મણ ૧૧–૫–૧–૧. निरुक्त ૩–૨૧ પ્રમાણે यास्कनो મત લખે છે કે:

વેદે સ્કંભને આપેલુ સર્વશ્રેષ્ઠ દેવનુ સ્વરૂપ, તેને માટે વાપરેલો પ્રજાપતિ શબ્દ, અને લિંગના અર્થમા વાપરેલો વેતસ શબ્દ—જે નેતર કરતાં ગત્રાર્થમાં વધારે બધ બેસે છે—એ બધુ સ્કંભને શિવના જ્યોતિર્મય લિંગના અર્થમાં લેવા માટે વિદ્વાનોને પ્રેરે છે

## સ્તંભ અને લિંગપૂજા

આમાંથી બીજા પ્રશ્ન ઉત્પન્ન થાય છે એક તો સ્કંભનો શિવના લિંગ સાથે સબધ કેવો અને કેવી રીતે થયો? બીજુ સ્વતન્ત્ર લિંગપૂજા (Phallus worship)નો સ્કંભ અને શિવલિંગ સાથે કાઇ સબધ હશે? ત્રીજું સ્વતન્ત્ર લિંગપૂજાને સ્તભપૂજા સાથે સબધ હશે કે નહિ? અને એ બનેનો સ્કંભ અને શિવલિંગપૂજા સાથે સબધ થયો હશે કે નહિ? આ પ્રશ્નોને લીધે દુનિયાના પ્રાચીન સમાજમા સ્વતન્ત્ર લિંગપૂજા (Phallus worship) અને સ્તભપૂજા કેવી હતી તેનો ટૂકામાં વિચાર કરવો પડશે

સ્વતન્ત્ર લિંગપૂજા ઘણા પ્રાચીન કાળમા દુનિયાના ઘણા ભાગમા હતી.[૧૫] એનો શિવપૂજા અને શિવના લિંગમાં અધ્યારોપ ક્યારે અને કેવી રીતે થયો એ નક્કી કરવુ બહુ મુશ્કેલ છે[૧૬] ભૂમધ્ય સમુદ્રના કિનારાથી હિંદની પૂર્વે આવેલા દેશો સુધી એ પૂજા અથવા એમાથી નીકળેલી અન્ય પૂજાઓનો પ્રચાર હતો ઋગ્વેદમાં લિંગને પૂજનારાઓની નિંદા કરેલી છે [૧૭] એટલે વૈદિક આર્યોનો કેટલોક ભાગ અગર ઇંદ્રપૂજકો એ પૂજાને ધિક્કારતા હતા એમ સમજાય છે મોહેન જો ડેરોમાથી જે લિંગ નીકળ્યા છે તે જોતા અને એનો સમય વિચારતા વૈદિક સમયની લગભગ હિંદુસ્તાનમાં આર્ય નહિ તો બીજી કોઇ જાતિ લિંગપૂજા કરતી એમ સ્પષ્ટ થાય છે.[૧૮] આથી એમ પણ કહી શકાય કે હિંદુસ્તાનમા લિંગપૂજા આર્યોથી સ્વતન્ત્ર અને કદાચ એમના હિંદમાં આવતા પહેલાની હોય પરન્તુ હિંદમા એની ઉત્પત્તિ કેવી રીતે અને ક્યારે થઇ એ જણાતુ નથી લિંગ પ્રતીકમાં હાલની માફક કોઇ પણ વખતે અશ્લીલતાનો ખ્યાલ પૂજનારાઓને આવ્યો હોય એમ સિદ્ધ થયુ નથી

## પશ્ચિમ એશિયાના દેશોમાં સ્તંભપૂજા અને એનું મૂળ

પશ્ચિમ એશિયાથી હિંદ સુધીના ભાગમાં પૂજાતા ઘણા દેવો અને દેવીઓમાં લિંગની ભાવના મૂળરૂપે હતી એ કારણથી એ બધા દેવોને મૂર્ત સ્વરૂપ સ્તભમા મળતુ સ્તભ ભૂમિમા દાટેલ—ઊભો

---

शेपो वैतस इति पुस्प्रजननस्येति निरुक्तम् ॥ સાયણ ॥ वैतसो दड पुव्यगस्यनाम ॥ આ હિરણ્યમય વેતસ શબ્દ ઋગ્વેદમાં ૪–૫૮–૫મા ઘૃતદેવના સૂક્તમા આવે છે એ સૂક્તમાં દેવ સબધી ગોટાળો જ છે છેવટ ઘૃતદેવ ગણ્યો છે આખા સૂક્તનો ખરો અર્થ સમજાય તેવો નથી (obscure છે) સાયણાચાર્યનો મત પાશ્ચાત્ય વિદ્વાનો સ્વીકારતા નથી સાયણ હિરણ્યવેતસનો અર્થ અપ્સભવ અગ્નિ એટલે વિદ્યુત એવો કરે છે, પરતુ તે બધ નથી બેસતો ઘૃતના પૂરમાં હિરણ્યવેતસ ઊભુ છે એમ મન્ત્ર કહે છે પાશ્ચાત્ય વિદ્વાનો કાંઈ ખુલાસો કરતા નથી પરપરા લુપ્ત થવાથી અર્થ લુપ્ત થયો જણાય છે એટલે અથર્વવેદના હિરણ્યવેતસ સાથે એને કાઇ સબધ હોય તો વધુ શોધખોળથી પ્રકાશ પડે

૧૫ Phallism by E S Hartland Enc of Rel and Ethics IX 815 831

૧૬ W Crooke Hinduism Enc Rel Ethics VI P 700 'The origin of the cult in India is obscure"

૧૭ शिश्नदेवा ॰ ઋ ૭–૨૪–૫ આ મન્ત્રમા ઉપસ્થને પૂજનારાઓને પાસે ન આવવા દેવા ઈંદ્રને સ્તવે છે અને બીજામાં ઈંદ્રે શિશ્નને પૂજનારાઓનુ શહેર જીતી લઈ તેની સમૃદ્ધિ લઈ લીધાનું લખે છે

૧૮ Marshall Mohenjo Daro pp 58 63 એનો સમય ઈ સ પૂર્વે ૩૦૦૦ વર્ષ પહેલાનો ગણાય છે પૃ ૫૫મા લખે છે કે અવશેષોમાથી જડેલી મૂર્તિ એ ઐતિહાસિક શિવ પહેલાંના પ્રાગૈતિહાસિક શિવની મૂર્તિ હશે

રહે છે તેથી એ લિંગનું-શિશ્નનું પ્રતીક મનાવા લાગ્યો. પશ્ચિમ એશિયાના દેશોમાં કોઇ દેવને ઊર્ધ્વ અગર ટટાર erect, high, એવાં વિશેષણો લગાડેલાં જણાતાં તો એનું મૂળ લિંગની ભાવનામાં મનાતું.[૧૯] કેટલીક વાર ભિન્નભિન્ન દેવોનું સ્તંભાકારમાં પૂજન થતું તો કેટલીકવાર એક જ દેવતાનું પશ્ચિમ એશિયાના જુદાજુદા દેશોમાં જુદેજુદે નામે પૂજન થતું.[૨૦] પરંતુ એ બધાનો આકાર સ્તંભ સ્વરૂપ જ હતો. એસીરિયા અને બૅબિલોનમાં સ્તંભપૂજા બહુ જૂની હતી. ત્યાંની 'અશિર્તુ' (Ashirtu) નામની દેવતાનું પૂજન, અને એ દેવતાનું ફીનિશિયા અને દક્ષિણ અરબસ્તાનમાં 'અથિરત' (Athirat) નામથી થતું પૂજન સ્તંભાકાર મૂર્તિથી થતું.[૨૧] ઉત્તર સેમેટિક પ્રદેશની પેઠે દક્ષિણ સેમેટિક પ્રદેશ એટલે અરબસ્તાનની આસપાસના ભાગોમાં પણ આપણા સ્કંભની માફક એ શબ્દ (Athirat) પ્રથમ સ્તંભના અર્થમાં અને પછી દેવના અર્થમાં વપરાવા માંડયો.[૨૨] સ્તંભનાં એ દેશોનાં ઉપર જણાવેલાં નામોમાં થોડા થોડા ફેરફાર માલૂમ પડે છે. હિબ્રુ અને ફિનિશિયન બોલીમાં એને 'આશેરા' (Asherah) પણ કહે છે. આ 'આશેરા'ની મૂર્તિ એ પાતળા સ્તંભ જેવી હતી અને એના ઉપર કોઇવાર બાલચંદ્રની કલા અને કોઇવાર સૂર્ય જેવું બિંબ કરતા. હિબ્રુ લોકમાં સ્તંભ સંપ્રદાય (cult of post) હતો અને એ કોઇવાર મનુષ્યાકૃતિ અને કોઇવાર લિંગ (શિશ્ન)ની આકૃતિમાં પૂજતા.[૨૩] કેટલાક પાશ્ચાત્ય લેખકોનું માનવું છે કે હિંદુઓની શિવલિંગપૂજા સ્વતંત્ર સ્તંભપૂજામાંથી આવી હોય. પછી તે વેદોના યજ્ઞનો સ્તંભ કે દ્રાવિડી લોકની સ્તંભપૂજા એ નક્કી થઇ શકતું નથી.[૨૪] આ મત ધરાવનાર એક લેખક કહે છે કે સ્વતંત્ર સ્તંભપૂજાનું કાંઇ પ્રમાણ આજે હિંદુસ્તાનમાં મળતું નથી. આ બાબતમાં એ લેખકનો કેટલોક ભ્રમ છે. સ્તંભપૂજા શિવલિંગપૂજામાં એવી તો ઓતપ્રોત થઇ ગઇ છે કે સ્વતંત્ર પુરાવા આજે ન મળે. છતાં એવી પૂજા હતી એટલું નક્કી કરવા પુરતો પૂરાવો તો મળશે અને એની ચર્ચા આપણે આગળ કરીશું.

એક લેખક કહે છે કે હિંદમાં અશ્મ (પથ્થર) જુદેજુદે સ્વરૂપે પૂજાય છે. સામાન્ય પથ્થરથી માંડી કોતરેલા સ્તંભની પૂજા થાય છે. એ રીતના સ્તંભ કે એવા આકારની પ્રાચીન અશ્મપૂજાને પાછળથી

---

૧૯ જુઓ: Poles & Posts: G.A. Barton: Enc. Rel. & Ethics X. 91-98; Westroph: Ancient Symbolism and Phallus worship; W. Crooke: Hinduism, Enc. Rel. & Ethics VI. 700.

૨૦ Westropp: Ancient Symbol Worship and Influence of Phallic Idea etc.

૨૧ Poles & Posts: by G.A. Barton: Enc. of Religion & Ethics Vol. X. pp. 91-98.

૨૨ એ જ. એ લેખક એક લેખમાં લખે છે કે ખાસ કરીને અરબસ્તાનમાં ઇસ્લામના પહેલાંની મૂર્તિપૂજાના અવશેષોનો ઇસ્લામનાં પ્રચાર પછી એવો ભારે નાશ થયો છે કે મૂર્તિઓના સ્વરૂપ માટે સાહિત્યના ઉલ્લેખો સિવાય સ્થૂલ આધાર ક્વચિત જ મળે.

૨૩ એ જ પૃ ૯૪. લેખક કહે છે કે અરબસ્તાનની પેઠે એ દેવદેવીના સ્વરૂપમાં મનાવા લાગ્યો. પરંતુ આ બધામાં તે સમયમાં અર્થની ગૂંચવણ એવી હતી કે શેમાંથી શેનું સ્વરૂપ થયું તે સમજાતું નથી. પરંતુ બંનેની મૂર્તિ સ્તંભાકાર હતી. It is probable that wherever the name of post became the name of a divinity, it was because of such confusion, but it is certain that among the Amorites and in Arabia the name of the post passed into the name of a goddess, and it is quite possible that it was so in Israel. આ ગૂંચવણ હિબ્રુ માટે હશે.

૨૪ એ જ પૃ. ૯૪. સ્તંભપૂજાનો શિવલિંગ સાથે શો સંબંધ એ ચર્ચા આગળ કરીશું.

સ્વયભૂ શિવલિંગ તરીકે માનવા લાગ્યા [૨૫] દક્ષિણ હિંદમા કોઇપણ દેવ એક પથ્થરનો સ્તભ ઊભો કરીને પૂજતો ખેતર અને ગામની હદ તરીકે વપરાતા નાના સ્તભાકાર પથરા ક્ષેત્રપાલ તરીકે પૂજાતા પ્રાચીન અરબસ્તાનમા એવા પથ્થરોના પૂજન થતા [૨૬] આખી સેમાઇટ (Semites) પ્રજા સ્તભ ઊભા કરી પૂજવા માટે જાણીતી હતી [૨૭] કેનાનાઇટ પ્રદેશોના દરેક મદિરમા સ્તભ (Asherah)ની પૂજા એ મુખ્ય વસ્તુ હતી [૨૮] મોહેન જો ડેરોની શોધોથી સિદ્ધ થયુ છે કે એક ધર્મ ન માનીએ તો દેવ દેવીઓ અને પૂજનવિધિઓની એક પ્રકારની સમાનતા હિંદના પશ્ચિમભાગથી શરૂ થઇ ઇજિપ્તમા નાઇલ નદીના પ્રદેશ સુધી હતી [૨૯] 'મસ્સેબોથ' (massebhoth) અગર આરબોનો massebhah એ લિંગા કારના નાના સ્તભ જેવા પથ્થરો છે ફિનિશિયનો દરેક મદિરમા એની પૂજા કરતા [૩૦] સીરિયામા (આરમેનિયા) 'હદાદ' (Hadad) નામના દેવની મોટી પૂજા થતી [૩૧] આસપાસના દેશોમા પણ એ પૂજાતો [૩૨] એ દેવનુ વર્ણન આપણા રુદ્ર શિવને મળતુ આવે છે આરમેનિયનોની પૂજનની વસ્તુઓમા કોણાકારના પથ્થરો વપરાતા હતા 'હદાદ'ના એક લેખમા કહ્યુ છે કે આરમેનિયનો પૂજનમા સ્તભ (nesib)નો ઉપયોગ કરતા બીજા લેખમા 'મશેબાહ' (massebhah)ના ઉપયોગનુ લખ્યુ છે. એને એ પણ સ્તંભ (stele)ના અર્થમા વાપર્યો છે [૩૩] ઇજિપ્ત વગેરે દેશોમા 'હરમીસ' (Hermes) નામે દેવ સરહદ વગેરેના દેવ તરીકે ગણાતો અને એ સ્તભાકારે પૂજાતો એનુ વર્ણન કેટલેક અશે

---

૨૫ જુઓ Stones by Hartland Crooke Barton અને Gardner આ લેખકોનો અશ્મપૂજા ઉપર Enc of Religion and Ethicsમાં આપેલો નિબધ

૨૬ એ જ પૃ ૮૭૬

૨૭ એ જ પૃ ૮૭૯-૮૮૦ The Semites were among the most assiduous raisers of Pillars' in the ancient world But it is as sacred stones signs representation or habitations of deity that pillars are of the most conspicuous importance among the Semites'

૨૮ Enc Bri Phoenicia P 456 એમા લેખક કહે છે કે મદિરના ચોકમા સ્તભ ખાસ રખાતો, પરતુ કેનાનાઇટ પ્રદેશો (એશિયા માઇનોરના કેટલાક પ્રાચીન ભાગો)મા એનુ પૂજન ચોક્કસ થતુ

૨૯ Sir John Marshall Mohenjo Daro P 50

૩૦ Phoenicians Enc of Rel & Ethics pp 887 897 by Lewis Bayles એમનો કેનાનાઇટ પ્રજામા સમાવેશ થાય છે આ લેખમા Asherahનુ નામ Ashtart આપ્યુ છે જેને અરબીમા નસબ (Nusb) કહે છે Nesib પણ એ જ અર્થમા છે નશબનો અર્થ પણ સ્તભ છે આશેરાનો અર્થ પાછળ જોયા છે કહે છે કે Ashtartના માનમા કુવારી અને પરણેલી સ્રીઓ પોતાની પવિત્રતાનો ભગ કરે છે આ બીના આ સ્તભાકાર દેવીનું મૂળ શિશ્નપૂજા Phallus worshipમા છે એમ બતાવે છે આ દેવીનુ એક બિરુદ Elot છે અને એને આરબની અલ લાત નામની દેવતા સાથે સબધ હોવાનું જણાવે છે અલ લાત અગર લાત બાબત આગળ જોઇશુ ખરી રીતે પશ્ચિમ એશિયાના દેવદેવીઓમા દરેક દેશના નામોમા બહુ ગોટાળો છે

૩૧ Syrians or Armanians Enc of Rel & Ethics Vol XII P 166 7

૩૨ Phoenicians Enc of Rel. & Ethics Vol. IX P 887 897

૩૩ Syrians or Armanians. Enc of Rel & Ethics Vol XII P 166 7 ઈ સ પૂર્વે આઠમી સદીના Senjirliના લેખ મુજબ હદાદ (Hadad)નુ નામ દેવામા પહેલું છે હદાદની સ્રીનું નામ 'એતરગતિસ (Atargatis) છે સિરિયાની એ મુખ્ય દેવી છે અને એનું બીજુ નામ અલ લાત છે પાછળથી હદાદની પૂજા સૂર્ય પૂજામાં મળી ગઇ

ક્ષેત્રપાલને મળતું છે.[૩૪] વેસ્ટ્રૉપ નામના એક લેખક કહે છે કે હિંદુસ્તાનમાં શિવલિંગની પૂજા એ સ્તંભપૂજાનું સ્વરૂપ છે.[૩૫] હિબ્રુ અને ફિનિશિયન લોકોમાં શનિ (Saturn)ની પૂજા સ્તંભના આકારમાં થતી;[૩૬] અને એનાં જુદાંજુદાં નામ હતાં. હિબ્રુઓના મૂળ પુરુષ એબ્રેહામને સૂર્યપૂજા સાથે મેળવે છે. મોઝીઝ એને જ્વાલામય સ્તંભરૂપે દેખે છે અને એ જ્વાલામય સ્તંભ હિબ્રુઓને દોરે છે.[૩૭] ઇજિપ્તમાં 'સેથ' Seth નામનો દેવ હતો. એને 'સેત' (Set), અગર સાત (Sat) અગર થોથ (Thoth) પણ કહેતા. એનો અર્થ ઊર્ધ્વ સ્તંભ થાય છે અને એનું મૂળ લિંગપૂજામાં છે.[૩૮] 'સેત' અગર 'સેટ'ના પહેલા અક્ષરનો ફેર થઇ 'તેટ' (Tet) થાય છે અને એને શનિ સાથે જોડે છે. બૅબિલોનમાં એલ (El) મોટો દેવ હતો અને એને પણ શનિ સાથે જોડે છે.[૩૯] મી. વેસ્ટ્રૉપ લખે છે કે શનિ આમ કેટલાક દેવો સાથે એક હોઇ તેનું આયુધ ત્રિશૂળ હતું, અને એનું (શનિનું) પ્રતીક હિંદુસ્તાનમાં શિવના લિંગ તરીકે આવ્યું. શનિના 'કિવન' (Kivan) નામને શિવ સાથે જોડવાનો યત્ન કરી શનિ અને શિવની લિંગ-સ્તંભાકાર પૂજાનું મૂળ શિશ્નપૂજા સાથે જોડે છે.[૪૦] ટૉલેમીના મત પ્રમાણે એસિરિયા અને ઈરાનમાં લિંગપૂજાનું[૪૧] યુકેટન (Yucaton)—મંદિરની સામે ઊર્ધ્વ સ્તંભ (upright pillar)—એ લિંગ હતું.[૪૨] આ બધા દેવો પાછળથી સૂર્યદેવમાં સમાઈ ગયા; તેથી સ્તંભ એ બધા દેવોનું પ્રતીક હોવાથી એનો સૂર્ય સાથે પણ સંબંધ છે.[૪૩] અને સૂર્ય સાથે જોડાવાથી એમનું મૂળ શિશ્નપૂજામાં હતું એ કાળે કરીને ભૂલાઈ ગયું.[૪૪]

આ પ્રમાણે જુદાજુદા દેશોમાં સ્તંભપૂજન જુદેજુદે રૂપે અને નામે હતું. હિંદુસ્તાનમાં એ શિવના લિંગસ્વરૂપમાં આવ્યું એમ આ પાશ્ચાત્ય વિદ્વાનોનો મત છે.[૪૫] મિ. વેસ્ટ્રૉપ શનિના સ્તંભાકાર સ્વરૂપ અને 'કિવન' નામને શિવ સાથે જોડે છે તે માટે કોઇ સબળ આધાર આપતા નથી. પરંતુ શૈવોના વ્યાપક સંપ્રદાયે હિંદુસ્તાન અને બહારના ઘણા સંપ્રદાયો તથા દેવદેવીઓને પોતાનામાં લઈ લીધાં છે.[૪૬] હિંદના પશ્ચિમ કિનારાના દેશો અને અરબી સમુદ્રના કાંઠાના દેશો તથા પશ્ચિમ એશિયાના

---

૩૪ Ancient Symbol-worship: Influence of the Phallic idea in the religions of antiquity: by Hodder M. Westropp and C. Staniland pp. 49-52.

૩૫ એ જ પૃ. ૫૧.

૩૬ એ જ પૃ. ૫૩-૫૪. શનિને Kivan કહેતા.

૩૭ એ જ પૃ. ૫૪. જ્વાલામય સ્તંભની વાત શિવલિંગની પૌરાણિક ઉત્પત્તિને મળતી છે.

૩૮ એ જ પૃ. ૫૬, ૫૯, ૭૫.

૩૯ એ જ પૃ. ૫૯.

૪૦ એ જ પૃ. ૭૫.

૪૧ એ જ પૃ. ૨૫.

૪૨ એ જ પૃ ૨૫. અહીં મિ. વેસ્ટ્રૉપ મિ. સ્ટીવન્સનો મત ટાંકે છે.

૪૩ એ જ પૃ. ૬૦.

૪૪ એ જ પૃ. ૬૧. જુદાજુદા નામવાળા આ સ્તંભદેવો સૂર્યદેવમાં સમાઈ ગયા. મૂળ ભૂલાઈ જવાથી પાછળથી મોટા દેવો તરીકે પૂજાવા લાગ્યા.

૪૫ એ જ પૃ. ૫૧. In Linga of India we have another instance of the use of Pillar-Symbol. આગળ એના phallic સંબંધ માટે લખે છે.

૪૬ શૈવધર્મ એટલો વ્યાપક છે કે એણે ખાસ કરીને આર્યેતર પ્રજાઓમાં ભિન્નભિન્ન સંપ્રદાયો અને એમના ભિન્નભિન્ન

દેશોને અનેક પ્રકારનો એવો તો નિકટનો સબધ હતો[૪૭] કે ઉપર જણાવેલી કોઈ પ્રકારની સ્તભપૂજા સિંધ અને ગૂજરાત કાઠિયાવાડને કિનારે આવી હોય તો નવાઈ નથી, અને જ્યારે લિગપૂજા શિવના લિગની પૂજા સાથે અને રુદ્રશિવના મત સાથે જોડાઈ ગઇ ત્યારે એવા સ્તભો શિવલિગ તરીકે પૂજાયા હોય એ પણ અસભવિત નથી[૪૮] શનિની સ્તભાકાર પૂજા માટે એક વિચિત્ર દાખલો પુરાણમા મળે છે સ્કદ પુરાણ કહે છે કે શનિએ મહીસાગર સગમ ઉપર શનિદેશમા શિવનુ લિગ પૂજ્યુ[૪૯] વળી ગ્રહભક્તિમાં શનિની સ્તુતિમાં શનિને સૌરાષ્ટ્ર દેશનો કહ્યો છે સ્કદ પુરાણનુ વર્ણન માહેશ્વર ધર્મોની વૃદ્ધિ માટે હોવાથી શનિએ શિવલિગ પૂજ્યુ એમ લખ્યુ છે પરતુ ઉપરની વાતને આ પૌરાણિક વાત સાથે ઘટાવતાં શનિનો શિવલિગ સાથે સબધ થવામાં ગૂજરાતના કિનારા ઉપર પણ આ સ્તંભપૂજા કારણભૂત હોય અને ખરી પરપરા લુપ્ત થઇ હોય

## હિંદમાં સ્તંભપૂજા

હિંદુસ્તાનમાં સ્તભપૂજા હોય અને પાછળથી તે શિવલિગપૂજામા મળી ગઈ હોય એમ માનવાને કારણ મળે એવા દાખલા છે પજાબમાં એક ગામમાં સ્તભ સ્વતત્ર રીતે પૂજાય છે અને એને થમજી અગર થમસાહેબ કહે છે[૫૦] આબુમાં સિદ્ધાચલ પાસે એક મદિરની બહાર એક લિગાકાર પથ્થર છે, અને તે શિવનુ લિંગ નથી, પરતુ એને 'કભસ્તભમ્' કહે છે. આ શબ્દમા કભ—સ્કભ અને સ્તભ બન્ને પર્યાય ભેગા વાપર્યા છે એ ખાસ સૂચક છે વધ્યા સ્ત્રીઓ સંતાનપ્રાપ્તિ માટે એને પૂજી આલિગન દે છે આ હકીકત એનુ મૂળ સ્તભપૂજા અને શિશ્નપૂજામાં છે એમ સૂચવે છે કાઠીઆવાડમા પણ એક મહાદેવની એ રીતે પૂજા થાય છે, પણ એને શિવલિગ તરીકે હાલ માને છે[૫૧] સ્કદપુરાણમાં તારકાસુર દેવોને હરાવી મહીસાગર ઉપર પોતાના નગરમાં ગાદીએ બેઠો ત્યારે દેવોના અધિકાર પોતાના દૈત્યોને સોપ્યા એમા પોતે ઇદ્રનો અધિકાર લીધો અને નિમિને અગ્નિનો, કાલનિમિને યમનો, નિઋતિને સ્તભનો

---

દેવદેવીઓને એક કરી નાતજાતના ભેદ વગર પોતાના વાડામા લઇ લીના છે આ માર્ગનુ સાહિત્ય છૂટુંછૂટુ અને વિપુલ છે એનો ઇતિહાસ ઉત્તર કરતા દક્ષિણ હિંદના આગમ કે પુસ્તકોમાથી મળે છે શિશ્નપૂજકોને રુદ્ર શિવ સપ્રદાય એક થયા પછી વૈદિકોએ ગ્રહણ કર્યા હશે અને એ પૂજકો અસલના જગલીઓ હશે એમ ડૉ ભાડારકર એમના Vhaishnavism & Shaivism નામના નિબધમા કહે છે પરતુ પતજલિના સમયમા લિંગપૂજા નહોતી એમ એ લખે છે એનો અર્થ વૈદિકોમા નહોતી એટલો જ થાય

૪૭ Sir J Marshall Mohenjo Daro I પ્રકરણ ૫, ૭ અને ૮

૪૮ Crooke Hinduism Enc. of Rel & Ethics VI A J Evansનો મત ટાકતા લખે છે કે અશોકનો સ્તભ શિવલિગ તરીકે પૂજાય છે Vol XI મા R W Frazerનો Shaivism ઉપર લેખ છે (પૃ ૯૧થી ૯૬) એમા દક્ષિણ હિંદમા સાધુઓની સમાધિઓ શિવમદિરોમા (લિંગ તરીકે) પૂજાવા લાગી એમ લખે છે, કારણ કે એ સમાધિ અગર વિરક્તનો આકાર લિંગ જેવો છે Barth એમના Religion of India પૃ ૨૦૧મા પણ અશોકના સ્તભો શિવલિંગ તરીકે પૂજાતા એ માટે લખે છે આમ હોવાથી બીજા સ્તભો પણ શિવલિંગો તરીકે પૂજાયા હોય

૪૯ સ્ક પુ કૌ ખ અ ૧૩ શ્લો ૧૫૮ शनिश्चसगमावर्तें जगनाथेतिनाम च। शनिदेशे मध्यरात्नौ महीसागरसंगमे॥

૫૦ આ હકીકત પડિત હીરાનદજી જે પજાબના Government Epigraphist for India છે એમણે આપી છે

૫૧ કાઠીઆવાડ સર્વસગ્રહ પૃ ૪૯૪ પ્રાચી કુડ આગળ સરસ્વતીને તીરે બટેશ્વર મહાદેવ છે લિંગ ઘણુ જ મોટુ છે અને વંધ્યા સ્ત્રીઓ તેને ભેગી શકે તો સતાન થાય

અને મહિષને વરુણનો એમ અધિકાર આપ્યા.[૫૨] આ સ્તંભ એ કયો દેવ? જો આ શબ્દ એ કોઇની ભૂલ ન હોય તો પુરાણકાર અહીં કોઇ પ્રાચીન પરંપરા નોંધે છે કે જેની—એને પોતાને પણ—ખબર નથી. આમાં ગૂંચવણ એ છે કે તારકાસુરના બીજા અસુરોની પેઠે ઇષ્ટદેવ શિવ છે. એટલે સ્તંભદેવનું સ્થાન એ ખૂંચવી લે નહિ. એટલે આ ઉલ્લેખમાં કાંઇ પણ વજન હોય તો તે સ્તંભપૂજા શિવલિંગ-પૂજામાં સમાઇ ગઇ તે પહેલાંની પ્રાચીન પરંપરાનું સૂચન કરે છે. મહીસાગર સંગમ ઉપર સ્તંભતીર્થ શિવના સ્તંભાકાર લિંગને લીધે થયું એમ પુરાણાદિથી મનાય છે[૫૩] તે સાથે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે ત્યાં દેવીનો સ્તંભ હતો તેથી સ્તંભતીર્થ નામ પડ્યું એવી પણ એક દંતકથા છે.[૫૪] આ પરસ્પર વિરુદ્ધ કથાઓ ઘણા પ્રાચીન કાળમાં સ્વતંત્ર સ્તંભપૂજા હોઇ પાછળથી શૈવ મતની વૃદ્ધિ પછી શિવના સ્તંભાકાર લિંગમાં ફરી ગઈ હોય એમ કેમ ન સૂચવે?

## સ્કંભ અને શિવલિંગ

સ્તંભપૂજા ઉપર આટલી ચર્ચા કર્યા પછી હવે સ્કંભ ઉપર આવીએ. સ્કંભનો અર્થ લિંગ–શિશ્ન થઇ શકે એ ઉપર જોયું. એનો અર્થ શિવનું લિંગ થાય કે નહિ તે જોવાનું. સામાન્ય સ્તંભ (ખુલ્લો સ્તંભ)ના અર્થમાં વપરાતા આ વૈદિક શબ્દને અથર્વ વેદે મોટા દેવનું સ્વરૂપ આપ્યું. પણ એમાં એને શિવ સાથે સંબંધ જોડી શકાય એવો ઇશારો પણ કર્યો નથી. આ વસ્તુ એક જ વાતનું સૂચન કરે છે કે ઉપર જોયું તેમ ઇજિપ્તથી હિંદના પશ્ચિમ કિનારા સુધી અનેક દેવોની પૂજા ઘણા પ્રાચીન સમયમાં સ્તંભના રૂપમાં થતી હતી તેને વેદના વાડામાં લઇ લેવા થાંભલાના વૈદિક શબ્દને દેવ માન્યો. થાંભલો અગર સ્કંભમાં આ પ્રમાણેનો પરમેશ્વરપણાનો અધ્યારોપ બીજા વૈદિક સાહિત્યમાં નહિ, પણ અથર્વ વેદમાં થયો છે એ પણ ભૂલવા જેવું નથી; અને એ ચોથા વેદે આર્યેતર સંસ્કૃતિઓને અપનાવવાનો કેવો ભારે પ્રયત્ન કર્યો છે એ પણ ભૂલવાનું નથી.[૫૫]

## શૈવધર્મની પ્રાચીનતા

ઇજિપ્તથી હિંદના પશ્ચિમ કિનારા સુધીના વિશાળ પ્રદેશમાં જેમ પ્રાચીન કાળથી અનેક દેવતાઓની અનેક રૂપે પૂજા થતી હતી તેમ શિવની પૂજા પણ થતી હતી. સ્તંભ સ્વરૂપ સ્વતંત્ર લિંગપૂજાની પેઠે

---

૫૨ સ્કં. પુ. કૌ. ખં. અ. ૨૧. શ્લો. ૩૦૯: स्वयमिंद्रो निमिर्वह्निः कालनेमिर्यमोऽपि च । स्तंभश्च निर्ऋतिस्थाने महिषो वरुणस्तथा ॥

૫૩ સ્કં. પુ. પહેલાં સ્કંદે કરેલા વિજયસ્તંભ અને સ્તંભેશ્વર મહાદેવની વાત અને પછી ગુહક્ષેત્રે સ્તંભ એટલે ગર્વ કર્યો એ બીજી વાત એ બે કારણ પુરાણે સ્તંભતીર્થ નામ માટે આપ્યાં છે.

૫૪ રાજા અભયકુંવરને શહેરના નાશની ખબર મળતાં મૂર્તિ લઇ સમુદ્રમાં ગયો અને મૂર્તિની કૃપાથી બચ્યો. સ્તંભની મદદથી સહીસલામત પાછો આવ્યો અને શહેર વસાવ્યું. (ખંભાત ગેઝેટીઅર પૃ. ૨૧૪). કર્નલ ટૉડ પોતાના Western India ગ્રંથમાં લખે છે કે જૂનું શહેર ઠીક ન લાગ્યાથી રાજકુંવરે નવું શહેર અખાતને કાંઠે દેવીના નામનો સ્તંભ ઊભો કરી વસાવ્યું. આ વાતમાં દેવીનો સ્તંભ છે. ઉપરની અભયકુંવરની વાતમાં મૂર્તિ લખ્યું છે, પણ કોની મૂર્તિ એ લખ્યું નથી. એટલે સ્તંભ કયા દેવનો એ આ વિરોધી ત્રણ વાતોથી નક્કી થતું નથી. એટલે લુપ્ત થએલી પરંપરાનો કોઇ પ્રાચીન સ્તંભ એમ ઉપરના અનુમાનને ટેકો મળે છે.

૫૫ અથર્વવેદ બાબતની ચર્ચા માટે જુઓ જીવરાજ શાસ્ત્રી કૃત Asura in India P. 57. હિંદનો પશ્ચિમ કિનારો અને પશ્ચિમ એશિયા સુધીના દેશોની ધાર્મિક સમાનતા માટે જુઓ Sir J. Marshall સંપાદિત Mohenjo Daro Chap. V. લો. મા. તિલક ભાંડારકર મેમોરિયલ વૉલ્યુમમાં લખેલો અથર્વવેદને લગતો લેખ પણ જોવો.

આ શિવપૂજા પણ વેદકાળ જેટલી જ જૂની અને વેદથી સ્વતંત્ર થતી હતી એ મોહેન જો ડેરોના અવશેષો[૫૬] અને પાશુપત સંપ્રદાયનો ઈતિહાસ સિદ્ધ કરે છે[૫૭] વેદના રુદ્ર આર્યોના દેવ છે કે આર્યેતર દેવ એ મતભેદનો વિષય છે.[૫૮] પરંતુ સ્વતંત્ર શૈવ મતો અને વૈદિક રુદ્ર જ્યારે એક થઇ પૌરાણિક રુદ્રશિવ થયા તે પહેલાં વૈદિકો શૈવ મતોનો સતત વિરોધ કરતા હતા[૫૯] આ બે મતોના સમાધાન અને વિરોધની ઐતિહાસિક પરંપરાની નોંધરૂપ શૈવ પુરાણોનો ઉદ્ભવ થયો એમાથી સ્તંભની ભાવનાનો શિવના લિંગમાં અધ્યારોપ થયો તેની ઝાંખી માલૂમ પડે છે

## પુરાણો પ્રમાણે લિંગપૂજાની ઉત્પત્તિ

લિંગપૂજાની ઉત્પત્તિ આપણાં પુરાણો પ્રમાણે બેત્રણ રીતે મનાય છે એટલે એને માટે પણ ખભાતના સ્તંભતીર્થ નામની પેઠે પુરાણ પોતે જ એકમત નથી એ વસ્તુસ્થિતિ જ કોઇ પ્રાચીન સ્વતંત્ર લિંગ પૂજાના અસ્તિત્વનુ સૂચન કરે છે આપણે સ્તંભાકાર લિંગપૂજન સાથે જ અહીં સબંધ છે લિંગ પુરાણાદિ શૈવ પુરાણોએ એ કથા આપી છે એક સમયે બ્રહ્મા અને વિષ્ણુ વચ્ચે કોણ મોટુ એ બાબતમા ભારે યુદ્ધ થયુ એવામા એમની સામે પ્રચંડ તેજવાળુ જ્યોતિર્મય લિંગ અમેય સ્તંભ જેવુ ખડુ થયુ[૬૦] બને દેવો ચકિત થઇ આ પદાર્થ શું છે તેની શોધ કરવા લડતા બંધ પડયા બ્રહ્મદેવે હંસનુ રૂપ લઇ આ સ્તંભ–લિંગનો ઉપરનો છેડો શોધવા અને વિષ્ણુએ વરાહ થઇ એનો નીચેનો છેડો શોધવા ઠગંળ્યુ સમય જતાં બને થાકીને પાછા આવ્યા, પણ છેડા જડયા નહિ બનેએ એ જ્વાળામય સ્તંભની સ્તુતિ કરી, અને શિવ પ્રગટ થયા બ્રહ્મા અને વિષ્ણુ નમ્યા એવી અમેય સ્તંભમાથી ઉત્પન્ન થએલી શિવમૂર્તિને લિંગોદ્ભવ મૂર્તિ કહે છે[૬૧] આ બને આદિ દેવો નમ્યા એ મહાદેવ સર્વથી

---

૫૬ જુઓ Mohenjo Daro Chap V

૫૭ એ માટે જુઓ ડૉ ક શાસ્ત્રીકૃત શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ ૪૮ પુરાણો પાશુપતાચાર્ય લકુલીશને શ્રીકૃષ્ણ વાસુદેવના સમકાલીન માને છે એનો અર્થ ભાંડારકરાદિ વિદ્વાનો એ મતને પાંચરાત્રનો સમકાલીન માની ઈ સ. પૂર્વે બીજા શતકમાં શરૂ થયો કહે છે પરંતુ મને લાગે છે કે આ મત હવે ફેરવવો જોઇએ કદાચ પુરાણનો મત ખરો ઠરે અને શૈવ મત વેદકાળ જેટલો પ્રાચીન ગણાય મોહેન જો ડેરોમાથી જડેલી ત્રિમુખ શિવની મૂર્તિ પશુઓથી વીંટળાએલી છે અને એને શિવના પૂર્વરૂપ કોઈ અજ્ઞાત દેવની મૂર્તિ કહે છે લિંગ પણ જડયા છે આ બધુ આર્યોએ શિવપૂજા ગ્રહણ કર્યા પહેલા સેંકડો સૈકાથી શિવપૂજા—અગર એ પૂજા જેમાથી નીકળી હશે તે મૂળ એ જાતની પૂજા—થતી હતી એમ કહેવાય છે જૈનોમા જેમ મહાવીર પહેલા બીજા તીર્થંકરો થઈ ગયા હતા, તેમ કાયાવરોહણવાળા લકુલીશાચાર્ય પહેલા ઘણા શૈવાચાર્યો થએલા એ લકુલીશ એમનામા છેલ્લા મહાચાર્ય. જોકે પ્રણાલિકા લકુલીશાચાર્ય પછી કોઈ અઢાર અને કોઇ અઠ્ઠાવીસ આચાર્યો ગણાવે છે તાત્પર્ય એ છે કે પાશુપત મત એના પ્રાચીન સ્વરૂપમાં લગભગ વેદકાળ જેટલો જૂનો છે "

૫૮ શ્રી અનંતપ્રસાદ બૅનરજી શાસ્ત્રી રુદ્રને અસુર જાતિનો દેવ માને છે

૫૯ એ ચર્ચા માટે જુઓ ડૉ ગોપીનાથ રાવનુ Ele of Hindu Icono પુ ૨ ભા ૧ પૃ ૫૦–૫૫ દક્ષના યજ્ઞમા શિવને આમંત્રણ નહોતુ એ કથા એ વિરોધનુ સૂચન કરે છે

૬૦ જુઓ લિંગપુરાણ અ ૧૭મો एतस्मिन्नतरे लिंगमभवत्प्रावयो पुर । ज्वालामाला सहस्राढ्य कालानलशतोपमम्। क्षयवृद्धि विनिर्मुक्त आदिमध्यान्तवर्जितम् ॥ શ્લો ૩૩–૩૪.

૬૧ જુઓ ડૉ ક શાસ્ત્રીકૃત શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ ૪૨ ' આ હિરણ્યવેતસ એ જ સ્કંભ અને ' સલિલમધ્ય રહેતુ હિરણ્યવેતસ એ જ યોનિ વચ્ચે સ્થાપેલુ લિંગ એમ ઘટાવવું તદ્દન બંધ બેસે છે જ્યોતિર્મય લિંગના છેડાઓ બ્રહ્મા વિષ્ણુ નથી જોઈ શકતા એમ જે પુરાણો વર્ણવે છે તે પણ આ હિરણ્યસ્કંભનો વિસ્તાર હશે '



**સ્કંભ અથવા લિંગોદ્ભવ મૂર્તિ**

આ મૂર્તિ આંધ્રદેશમાં નીકળેલી છે. તે પટ્ટે ફીટ ઊંચી દેખાય છે તે જોડે ઊભેલી મનુષ્યાકૃતિથી જણાશે. ઉપરાંત જમીનમાં તેનો અમુક ભાગ હશે તે જુદો.

મોટા કહેવાયા. વેદના સ્તંભસ્વરૂપ સનાતનતમ પરમેશ્વર સ્કંભદેવ ઉપરથી શિવના લિંગની પૂજાનું મૂળ પુરાણોએ આ જ્વાળામય અમેય સ્તંભલિંગરૂપે ઉપજાવ્યું છે.[૬૨] એમાં સ્વતંત્ર સ્તંભપૂજા અને એના મૂળરૂપ લિંગ (શિશ્નપૂજા)નો સમાવેશ થાય છે. પ્રજનનકાર્યમાં તત્પર એવા સ્કંભમાંથી પુરાણ-પુરુષ હિરણ્યગર્ભ થયા, અને જળમાં ઊભેલા હિરણ્યમય વેતસરૂપ એ ગુહ્ય પ્રજાપતિ છે એ વેદના શબ્દો પુરાણોએ શિવને પ્રજાપતિ કહ્યા છે તેને ટેકો આપે છે.[૬૩] પ્રજાપતિ થતાં પોતાના જેવાં પ્રાણીઓ ઉત્પન્ન કર્યાં અને બ્રહ્મદેવ અપ્રસન્ન થયા તેથી શિવે લિંગનો ત્યાગ કર્યો અને લિંગ પૂજાવા લાગ્યું, એવી કથા છે.[૬૪] આ બધી કથાઓ સ્કંભનો શિવલિંગમાં અધ્યારોપ થયો એ સૂચવે છે.

## પુરાણો પ્રમાણે સ્કંભ અને શિવ

સ્કંભ શબ્દ શિવના પર્યાય તરીકે જડતો નથી એ ખરું છે, પરંતુ શિવનાં નામોમાં વિષ્કંભિન્ શબ્દ છે અને એનો અર્થ સ્તંભ પણ થાય છે.[૬૫] એ શબ્દમાં ધાતુ સ્કંભ્ છે. એટલે સ્કંભને રુદ્ર શિવની સંધિ થયા પછી શૈવ શબ્દકોષમાં દાખલ નથી કર્યો એમાં સ્કંભના મૂળ અર્થની પરંપરા તે સમયના બ્રાહ્મણોને ખબર હોય અને વૈદિકોનું મન મનવવા એમ કર્યું હોય. પરંતુ આડકતરી રીતે વિષ્કંભિન્ નામમાં ધાત્વર્થ તરીકે એ શબ્દ રહ્યો છે એ એનો સંબંધ વ્યક્ત કરે છે. *શિવનાં નામોમાં આવી રીતનાં અનેક* વિચિત્ર નામો શિવની ઐતિહાસિક પરંપરાને રસમય બનાવે છે.[૬૬]

---

૬૨ ઉપરના વર્ણન મુજબ અમેય લિંગમાંથી શિવ ઉત્પન્ન થયા એ જાતની પ્રતિમાને લિંગોદ્ભવ મૂર્તિ કહે છે. એવાં લિંગો આજે ભીટામાં અને મદ્રાસ પાસે ગુડીમાલમાં છે. આ બંને લિંગો ડૉ. ગોપીનાથ રાવ અને બેનરજીના મત પ્રમાણે ઘણાં પ્રાચીન છે અને એમને ઈ.સ. પૂર્વે પહેલા શતકનાં માનવામાં આવે છે. લિંગોનો આકાર કુદરતી ઉપસ્થના આકારનો છે અને વચ્ચે શિવની મનુષ્યાકૃતિની મૂર્તિ છે. એનાં ચિત્રો ડૉ. ગોપીનાથે એમના Ele. of Hind. Ico. પુ. ૨ ભા. ૧ માં આપ્યાં છે તે ખાસ જોવા જેવાં છે. આ સ્તંભલિંગ કુદરતી ઉપસ્થ આકારનાં છે એ વાત સ્વતંત્ર સ્તંભ—સ્વતંત્ર લિંગ–સ્કંભ–અને શિવપૂજાનો આખો ઇતિહાસ વ્યક્ત કરે છે. લિંગને કુદરતી ઉપસ્થ જેવું બનાવવાનું પાછળથી બંધ કરી ચોક્કસ લંબગોળ રૂપ (Conventional) પાછળથી અપાયું હશે, એવું એક લિંગ બેઝવાડામાં મેં જોયું છે. એ ભૂરા આરસનું સીધું સ્તંભાકાર છે. વચ્ચે શિવની મૂર્તિ હરણ અને પરશુ લઈ ઊભી છે. ઉપર બ્રહ્મા હંસરૂપે અને નીચે વિષ્ણુ વરાહરૂપે છે. લિંગ જમીનની ઉપર સાડાપાંચ ફીટથી વધારે છે. સ્કંભની પૌરાણિક ભાવનાવાળાં સ્તંભલિંગનો આ નમૂનો જોવાલાયક છે. એનું ચિત્ર બહાર ન પડેલું હોવાથી અને સ્તંભલિંગનો ખ્યાલ લાવવાની અહીં જરૂર હોવાથી અહીં એનું ચિત્ર આપ્યું છે. એ આંધ્રમાં અમરાવતીનાં ખંડેરોમાંથી નીકળ્યાનું કહેવાય છે. એટલે છઠ્ઠી સદીનું હશે.

૬૩ ગોપીનાથરાવ. Ele. of Hindu. Ico. II. P. 57·58. It is this same स्कम्भ that has given birth to the Puranic story of Shiva's appearence as a blazing Pillar between ब्रह्मा and विष्णु.

૬૪ આ કથા સાથે બીજી કથા પુરાણમાં એવી છે કે તાપસોના વનમાં એમની સ્ત્રીઓ પાસે શિવ નગ્નસ્વરૂપે ભિક્ષાર્થે ગયા. તેથી તાપસોએ લિંગ ખરી પડો એવો શાપ દીધો. તેથી ઉત્પાત થવાથી દેવોએ લિંગ પૂજવા માંડ્યું. એમાં સ્પષ્ટ લખે છે કે દેવોએ એને "સ્થાને" મૂક્યું અને બ્રહ્માએ "તદાકાર" એટલે કુદરતી ઉપસ્થ જેવું લિંગ હાટકનું બનાવ્યું ને પૂજ્યું એ હાટકેશ્વર મૂળ હાટકેશ્વર માટેનો આ ઉલ્લેખ ગુજરાતમાં આવું લિંગ હોવાનું સિદ્ધ કરે છે. આ બાબતની વધુ ચર્ચા પરિશિષ્ટ ઉ 'નાગ. જાતિ'માં કરી છે તેમાં ખાસ કરીને નોટ અંક ૮૩ જુઓ.

૬૫ વિષ્કંભિનનો સ્તંભ અર્થ સંસ્કૃત કોષમાં છે. જુઓ આપ્ટેનો કોષ.

૬૬ જુઓ મહાભારત શાંતિપર્વ. દાનધર્મમાં આપેલાં નામો. એમાં અહીં ખાસ આ નોંધવા જેવાં છેઃ સ્થાણુ, ધ્રુવરેતસ્, ઊર્ધ્વલિંગ, મેઢ્રજ, મહાલિંગ. બીજાં વિચિત્ર નામો આગળ જોઇશું.

### પાછળની ચર્ચાનો સાર

આ લાંબી ચર્ચા ઉપરથી એટલું ફલિત થાય છે કે પ્રાગૈતિહાસિક સમયમાં નાઈલથી નર્મદાના મુખ સુધીના પ્રદેશમાં ચાલતી કેટલીક પ્રજાઓમાં એક પ્રકારની એકતા હતી બધા લોક તેવી એકસરખી પૂજા ન કરતા હોય તો તેવી પૂજા કરનાર જાતિઓ એ સમસ્ત પ્રદેશમાં વસતી હતી આ પ્રદેશમાં આવેલા લોકો ભિન્નભિન્ન નામે અનેક દેવોને પૂજતા અને એમાંના ઘણાનાં લક્ષણો એક હતાં આ બધા દેવો અને દેવીઓનાં પ્રતીક મોટે ભાગે પથ્થરના સ્તંભ અગર સ્તંભાકાર ઝાડનાં થડ હતાં આ રીતે સ્તંભ પૂજન પ્રાચીન કાળથી વ્યાપક બનેલું હતુ સ્તંભાકાર દેવોનું મૂળ લિંગપૂજા (Phallus Worship)મા હતુ સ્વતંત્ર લિંગપૂજા પણ હતી અને પૌરાણિક શિવના પૂર્વાવતાર જેવા એક દેવની મૂર્તિ પણ પૂજાતી આ લિંગપૂજા એ શિવના પૂર્વાવતાર દેવના લિંગ તરીકે કે સ્વતંત્ર લિંગપૂજારૂપે થતી એ નક્કી થવુ મુશ્કેલ છે પરંતુ મોહેન જો ડેરોમાથી નીકળેલાં કુદરતી ઉપરથના આકારનાં લિંગ અને હિંદુસ્તાનમાં પાછળથી શિવલિંગનો એક સ્પષ્ટ નિશ્ચિત આકાર થવા માંડ્યો તે પહેલાંનાં શિવલિંગ જોતાં ખાતરી થાય છે કે લિંગપૂજાનો આર્યોએ સ્વીકાર કર્યો તે પહેલાં એનુ મૂળ શિશ્નપૂજામાં હતુ સ્કંભની ભાવનાવાળી લિંગોદ્ભવ મૂર્તિએ કુદરતી ઉપસ્થાકારના લિંગને સ્તંભાકાર બનાવી, અદૃશ્યથી શિવની મનુષ્યાકૃતિ મૂર્તિનો ઉદ્ભવ કરે છે ૬૭ લિંગપૂજાની ઉત્પત્તિનાં પૌરાણિક કારણોમાં મતભેદ હોવાથી અને વેદમાં સ્કંભને શિવપૂજા સાથે સ્પષ્ટ રીતે ન જોડવાથી લિંગપૂજા અને સ્કંભની ભાવનાનો સબંધ સ્વતંત્ર સ્તંભપૂજા અને શિશ્નપૂજા સાથે હોઇ પાછળથી શિવના લિંગ સાથે એ બધુ જોડવામાં આવ્યુ એમ સમજાય છે સામાન્ય થાંભલાને હિંદની ભાષાઓમા સંસ્કૃત સ્તંભ ઉપરથી કે બીજી રીતે ઉપજાવ્યા છતાં સ્કંભ–ખંભ એટલે ખુલ્લો સ્વતંત્ર થાંભલો એ અર્થ હિંદની ભાષાઓએ જાળવી રાખ્યો છે અને ગૂજરાત અને દ્રાવિડ દેશોની ભાષાઓએ એ અર્થ વધારે સ્પષ્ટ રીતે જાળવ્યો છે આ વાત આ સ્વતંત્ર સ્તંભ લિંગપૂજા હિંદના પશ્ચિમભાગમાં સર્વથી પ્રાચીન કાળમાં હતી અને દ્રાવિડીઓની સાથે દક્ષિણમાં ગઇ એમ સૂચવે છે ૬૮ આ પ્રકારના સ્તંભ–લિંગોને મૂળ સ્કંભ સાથે સબંધ હોવાથી કુદરતી રીતે પ્રાકૃતમાં ખંભ કહે પરંતુ એ શબ્દ સ્તંભનો પર્યાય હોવાથી અને સ્કંભ વૈદિક સાહિત્ય પછીના સાહિત્યમાં ન દેખાતો હોવાથી એનો વપરાશ લુપ્ત થયો અને એ કારણથી વૈયાકરણોએ સ્તંનો થ અને સ્મા વિકલ્પ યોજ્યો ૬૯

### ખંભાત અને સ્તંભપૂજા

ખંભાતના સ્તંભતીર્થ નામનુ કારણ ઉપજાવી કાઢતાં પુરાણકાર બે ભિન્ન કારણો આપે છે તે જોઇએ નવાઇની વાત તો એ છે કે સ્કંદે તારકાસુરને જીત્યો અને ત્યાં વિજયસ્તંભ થયો તેથી સ્તંભતીર્થ નામ પડ્યુ એમ કહેતા પહેલાં પણ પુરાણકાર કહે છે કે પહેલાં સંગ્રામમા દેવો હાર્યા અને તારકે મહીસાગર ઉપર

---

૬૭ શ્રી. ગોપીનાથરાવે એમના પ્રતિમાવિધાનના પુસ્તકમા (પુ ૨ ભા ૧)મા લિંગોદ્ભવ મૂર્તિની વિસ્તૃત ચર્ચા કરી છે અને એવા લિંગોના ચિત્રો પણ આપ્યા છે

૬૮ ઐતિહાસિક સમયના શૈવ મતો આપણી તરફ અને દક્ષિણમા જુના છે પરંતુ પ્રાગૈતિહાસિક સમયમાં દક્ષિણની દ્રાવિડ સસ્કૃતિનાં કેટલાંક તત્ત્વો ગૂજરાત બાજુથી ગયાં છે તેની ચર્ચા ગૂજરાત અને અસુરોના પરિશિષ્ટમાં કરીશુ મ્હૈસુરની કેટલીક દંતકથાઓનું મૂળ ગૂજરાતમા છે એમ સમજાય છે તે પણ જોઇશુ

૬૯ શૈવ મતો અને દૈત્યોની સલાહ પછી સ્થાણુ શબ્દ સ્તંભવાચક હોવા છતા શૈવપંથમા લીધો જણાય છે વેદમા એનો અર્થ સ્તંભ જણાય છે જુઓ Vedic Index II 487 અથર્વવેદ ૧૦–૪–૨

સ્તંભપુરમાં જઈ રાજ્ય કર્યું.૭૦ આ વિરોધ બતાવે છે કે પુરાણકારને ખંભપુર કે સ્કંભતીર્થ નામની પરંપરાની ખબર નથી. સ્તંભાકાર શિવલિંગ ઉપરથી એ નામ પડેલું એની સાથે બીજી અનેક પરંપરાઓ મેળવીને કારણો આપેલાં છે. સ્તંભ નામના દેવનો પુરાણકારે કરેલો ઉલ્લેખ ઉપર જોયો. આ બધું સિદ્ધ કરે છે કે પુરાણકારે આપેલાં કારણો ખરાં નથી. પરંતુ ખંભાતને સ્થળે પહેલાં સ્વતંત્ર સ્તંભ કોઇ પણ દેવના સ્વરૂપમાં પૂજાતો હશે. સ્કંભ અગર લિંગોદ્ભવ મૂર્તિના રૂપમાં પણ પૂજા થવાનો સંભવ છે. કાળે કરીને થએલા કુદરતી દંતરો આદિ ઉત્થાનોમાં એ પૂજા લુપ્ત અગર ગુપ્ત થતાં જ્યારે રુદ્ર શિવ સાથે લિંગપૂજા મળી ગઈ ત્યારે જે જે સ્વરૂપમાં સ્તંભો પૂજાતા તે બધાં શિવનાં લિંગ ગણાવા લાગ્યાં૭૧ સ્વતંત્ર શિશ્નપૂજા પણ શિવલિંગપૂજામાં સમાઇ ગઇ. પ્રાચીન પાશુપત સંપ્રદાય જ્યારે લકુલીશાચાર્યે છેવટના રૂપમાં સ્થાપ્યો ત્યારે ગુજરાતનો કિનારો એ મતનું મુખ્ય કેન્દ્ર બન્યું.૭૨ નર્મદાના કિનારાથી સિંધુના મુખ સુધી અને મારવાડથી મૈસુર સુધી એ મત ખૂબ વ્યાપ્યો. એ સમયમાં આવા અનેક લિંગ–સ્તંભો સ્વયંભૂ શિવલિંગ તરીકે પૂજાવા લાગ્યા.

## સ્તંભ–ખંભ. લિંગોદ્ભવ મૂર્તિ

સ્કંભની ભાવનાવાળી લિંગોદ્ભવ મૂર્તિને સ્તંભાકાર કરવાનો પ્રતિમાવિધાનના શાસ્ત્રમાં આદેશ છે. સ્તંભપૂજામાંથી ઉદ્ભવેલાં આવા પ્રકારનાં લિંગો જ્યાં પૂજાતાં હોય તેવાં સ્થળોનું નામ ખંભ ઉપરથી થએલું એમ માની શકાય. ગુજરાતનો કિનારો એ રીતે સ્તંભ પૂજાના સંસર્ગમાં પ્રાચીન કાળથી હોવાથી અને પાશુપત મતનો લકુલીશાચાર્યે કરેલો પ્રચાર પણ ગુજરાતમાં હોવાથી આ દેશમાં દરેક જાતનાં લિંગની સ્થાપના બીજા સર્વ દેશો કરતાં વધારે હતી;૭૩ અને ખંભ નામથી શરૂ થતાં બે નામો દ્રાવિડ પ્રાંતોમાં મળે છે તે ઉપરાંત એવાં નામો ફક્ત ગુજરાત કાઠીઆવાડમાં જ વધારે છે. ખંભાળીઆમાં તો ત્યાંના શિવના લિંગને જ ખામનાથ કહે છે અને ખામનો અર્થ થાંભલો તે આગળ જોયું. સ્કંભ ઉપરથી ખંભ નામવાળાં૭૪ ગામો ગુજરાતમાં વધારે છે તે માનવા સાથે ગુજરાતમાં ૫૦૦૦ વર્ષ પૂર્વે વસ્તી હતી એમ માનવું પડશે. મોહેન જો ડેરોની શોધથી જણાય છે કે અરબી સમુદ્રના આખા યે કિનારા ઉપર વસ્તીના પરસ્પર સંબંધ હતા. અને ગુજરાતમાં ખંભાતના અખાતમાં નર્મદાના મુખ સુધીનો સિંધુની સમાન સંસ્કૃતિ હોવાનું મનાય છે.૭૫ એ ચર્ચા આગળ કરીશું. આ પ્રમાણે ખંભાત નામ ખંભાતના

---

૭૦ સ્કં. પુ. કૌ. ખં. અ. ૨૧. પછીના અધ્યાયમાં એને શાર્દૂલતીર્થ કહે છે.

૭૧ એવા કેટલાક સ્તંભો શિવલિંગો તરીકે પૂજાયાનું આગળ જણાવી ગયા છીએ.

૭૨ પાશુપત મત નર્મદાકિનારે ડભોઇ પાસે આવેલા કાયાવરોહણ–કારાવણ–માંથી શરૂ થયો અને ઐતિહાસિક લકુલીશાચાર્ય ત્યાં થઈ ગયા એ હવે સિદ્ધ વાત છે. જૂના વખતમાં દક્ષિણના નાગપટ્ટણ અને કુંભકોણમને કાયાવરોહણ કહેતા. એ બતાવે છે કે શૈવોના આ મતના સ્થાપક મુખ્ય સ્થળનું નામ ભક્તો જ્યાં ઠીક લાગ્યું ત્યાં લઈ ગયા. ઉત્તરમાંથી આવાં નામ દક્ષિણમાં ગયાં છે તે બાબત આગળ જોઇશું. (ગોપીનથ રાવ. II. I. P. 18.)

૭૩ સ્તંભ–લિંગપૂજાનો શિવલિંગપૂજા સાથે ઐતિહાસિક સમયમાં સંબંધ પાશુપતોએ નર્મદાકિનારે પ્રફુલ્લ કર્યો. બ્રહ્માએ પહેલું લિંગ હાટકેશ્વરનું સ્થાપ્યું એ આનર્તમાં. લિંગપૂજાના આ દેશ સાથે આવા પ્રાચીન સંબંધથી નર્મદામાં કંકર એટલા શંકર મનાયા.

૭૪ એક કરતાં વધારે ખંભાળીઆ અને ખાંભા; ખંભાલી, ખંભોળજ, ખંભળાવ, ખંભાળા અને ખાંભડા. આટલાં ગુજરાત-કાઠીઆવાડમાં છે. થંભ નામવાળું થભાણા સિવાય એકે નથી. દક્ષિણમાં મદુરા જીલ્લામાં કંબમ્ અને કરનુલમાં કુંભમ્ છે.

૭૫ Marshall: Mohenjo Daro. I. P. 95: કેટલીક ચીજો કાઠીઆવાડ વગેરેમાંથી જડી છે તે ઉપરથી લખે છે કેઃ

સ્થળને પ્રાગૈતિહાસિક સમયમાં મૂકી શકે ખભાતનુ સ્થળ એ સમયની દક્ષિણ એશિયાની પ્રજાઓમા એવુ તો મધ્યમાં છે કે એ માન્યતાને ટેકો આપે છે એનાં અનેક નામો એમ સૂચવે છે કે વારવાર ચઢતી પડતી ભેએલાં શહેરો એ સ્થળે થઈ ગએલાં, અને સૂર્ય પૂજાના કેન્દ્ર તરીકે એ શહેરની નજીક જ એક સ્થળ પ્રાચીન કાળથી ચાલ્યુ આવેલુ

## લાટ દેશ

આ ચર્ચાના પ્રસગમાં એક બીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે એ કે લાટ દેશ કયો અને એ નામ પાડવાનુ કારણ શું? આપણે સામાન્ય રીતે મહી અને નર્મદા અગર તાપી સુધીના ભાગને લાટ દેશ કહીએ છીએ પહેલા પ્રકરણમા જોયુ તેમ ખભાતનુ સ્થળ લાટ, સૌરાષ્ટ્ર અને આનર્ત એ ત્રણે પ્રાચીન દેશોની હદ ઉપર એવી રીતે આવેલુ છે કે એને કયા દેશમાં ગણવુ એ નક્કી કરવુ મુશ્કેલ છે પરતુ એનો સબધ મહી નદી સાથે વધારે હોવાથી એને લાટમા ગણી શકાય પણ લાટ નામ શાથી પડ્યુ એ હજી નક્કી થયુ નથી[૭૬] વિદ્વાનોએ એને માટે અનેક તર્ક કરેલા છે તો એક અનુમાન ઉમેરવુ અપ્રાસગિક નહિ ગણાય

## લાટ શબ્દની ઉત્પત્તિ

લાટ નામ સસ્કૃત નથી એમ માનવામા બધા વિદ્વાનો એકમત છે ઘણા રાષ્ટ્ર ઉપરથી લાટ થયાનુ માને છે[૭૭] પણ ગૂજરાતના દક્ષિણ વિભાગનુ નામ રાષ્ટ્ર કેમ તેનુ કોઇ નિવારણ કર્યુ નથી લાટ શબ્દ આપણા પ્રાતને માટે સસ્કૃત લેખકોએ તો મોડો વાપરવા માડ્યો મોટે ભાગે પરદેશીઓએ એ શબ્દ વાપરેલો છે પરદેશીઓ લાટને લાર નામથી જાણે છે, અને એની સરહદ આપણે હાલ માનીએ છીએ એટલી નહિ પણ છેક મુબાઇના દક્ષિણ સુધીના કિનારાને લાર કહેતા. અરબી સમુદ્રનુ નામ લારનો સમુદ્ર હતુ—દેશની અંદરના ભાગમા છેક ઉજ્જૈન લાટની હદમાં ગ્રીક લેખકે ગણેલુ છે[૭૮] આ રીતે લાટ અગર લારની હદ કોઈ વખતે નિશ્ચિત રહી નથી વળી કનિંગહામ સિંધના દક્ષિણ ભાગને લાર કહે છે[૭૯] સિંધના ઉત્તર ભાગમાં સિંધુને પશ્ચિમ કિનારે લારખાના નામનો જીલ્લો છે ઇરાનની દક્ષિણે લારીસ્તાન નામનો પ્રાંત અને એનુ શહેર લાર નામનુ છે આ બધુ જોતાં અને એ નામ પહેલુ પરદેશીઓએ વાપરેલુ છે એ જોતા લાર અગર એનુ સસ્કૃત રૂપ લાટ રાષ્ટ્ર કરતાં કોઇ બી ન મૂળમાથી ઉત્પન્ન થયુ જણાય છે

## લાટ અને સ્તભ

લાટનો આપણી હાલની ગૂજરાતી અને હિંદી ભાષાઓમાં અર્થ સ્તભ થાય છે પાટડો ટેકવવાના થભને

---

'This civilization extended in a South esterly direction (from Indus) atleast as far as the gulf of Cambay'

૭૬ એ એસ અલ્તેકર (His. of Imp Towns & Cities in Guj & Kath) લાટ નામ હિંદુઓનુ નથી એનું મૂળ પરદેશી હોય હજી એ કોઇને જડ્યુ નથી રાષ્ટ્ર ઉપરથી એ પડ્યુ નથી. રાષ્ટ્રકૂટો ગૂજરાતમા આવ્યા તે પહેલેથી એ નામ છે એટલે એ સાથે પણ સબધ નથી એમ લખે છે

૭૭ પડિત ભગવાનલાલ ઇંદ્રજીનો તથા હાલ પડિત બહેચરદાસભાઇનો એ મત છે સસ્કૃતમા મહાસરના લેખમાં અને વાત્સ્યાયન સૂત્રમા એ નામ છે એટલે ત્રીજી સદી પછીનું પણ બૃહત સહિતામા નથી એટલે ત્રીજી સદી પહેલા નથી અરબી મુસાફરો મુબાઇ સુધીના કિનારાને લાટ કહે છે અને અલ મસુદી સા લારી ભાષા બોલાતી એમ લખે છે

૭૮ ટોલેમી અને પેરિપ્લસ (Larike) જુઓ Mc Crdndls Ptolemy P 38 (Bengal Ed)

૭૯ Cunninghams Ancient Geo of India (Bengal Ed.) P 318

લાટ નથી કહેતા પણ ખુલ્લા ઊભેલા ખંભને લાટ કહે છે, એ ખાસ ધ્યાનમાં લેવા જેવી વાત છે. હિંદીમાં અશોકના સ્તંભને અને ફિરોઝશાહના સ્તંભને લાટ[૮૦] કહે છે. એકલા ઊભેલા મિનારાને પણ લાટ કહે છે. બૌદ્ધ સ્તૂપને 'બુદ્ધકીલાટ' કહે છે. એટલે સ્તૂપને પ્રચંડ લિંગ કે સ્તંભ સમજી એમ કહેતા હશે. ગૂજરાતીમાં સ્તંભ જેવા પાતળા લાકડાને લાટ કહે છે. દાખલા તરીકે ઘાણીની લાટ, ચીંચવાની લાટ. એ શબ્દ કયી ભાષાનો એ હજી સુધી નક્કી નથી થયું. હિંદી અને ગૂજરાતીમાં ક્યાંથી અને કેવી રીતે આવ્યો તે પણ જણાયું નથી. જુદાજુદા દેવોને સ્તંભાકારે પૂજતી પ્રજાઓમાં સ્તંભ અગર તે તે દેવોનાં નામો જોયાં તેમાં સ્તંભનો પર્યાય લાટ કોઇ પ્રજામાં હોવાનું જણાયું નથી. કદાચ તે પ્રજા અગર તો એ શબ્દપ્રયોગ ત્યાં લુપ્ત થયો હોય. પરંતુ લાટ એટલે ખંભ એ તો સ્પષ્ટ જ છે.

કાળે કરીને સ્તંભપૂજા પશ્ચિમ એશિયાના દેશમાંથી અસ્ત થતી ગઈ. પણ હિંદના પશ્ચિમ કિનારે એનું જબરૂં થાણું સ્થપાયું હતું. લાર શબ્દનો પ્રયોગ આપણે ટૉલેમી એટલે ઇસ્વીસનની બીજી સદીથી જોઇએ છીએ. તે પહેલાં કેટલીક સદીઓથી પાશુપત મત પશ્ચિમ હિંદમાં સ્થપાયો હતો. એટલે જે કિનારે ખંભાકાર શિવલિંગોની પૂજા ઘણા જોરમાં ચાલુ રહી એ પ્રદેશને પરદેશીઓએ લાર અગર લાટ નામ આપ્યું હોય એવો સંભવ દેખાય છે. એ પૂજા જેમ જેમ સંકોચાતી ગઇ, તેમ તેમ લાટની સીમા પણ સંકોચાતી ગઇ, અને નર્મદાતટે પાશુપતાચાર્યનું ઉદ્‌ભવસ્થાન હોવાથી અને ગૂજરાત કાઠીઆવાડનો ખંભાતના અખાતનો એ કિનારો લિંગસ્થાપનથી ભરપૂર હોવાથી[૮૧] એ ભાગનું નામ લાટ રહી ગયું.

### 'લાટ એટલે સ્તંભ' એ હિંદની બહારનો શબ્દ

પાછળ ઈજીપ્ત વગેરે જગ્યાએ સેથ અગર સેત અગર સાત (Seth, Set or Sat) કે જેનો પહેલો અક્ષર ફરી જઇને તેટ (Tet) થયું એની સ્તંભાકારે પૂજા થતી. મિ. વેસ્ટરૉપ લખે છે કે હિંદુસ્તાનમાં સ્તંભના અર્થમાં અશોક, બુદ્ધ વગેરેના સ્તંભને માટે 'લાટ' શબ્દ વપરાય છે તે માત્ર આ ફિનિશિયન સેમેટિક દેવ તેટ, સેટ કે સેથનું બીજું રૂપ છે.[૮૨] અહીં 'સ' અગર 'ત'નો 'લ' શી રીતે થયો તે મિ. વેસ્ટરૉપ સમજાવતા નથી. જો લાટ શબ્દ પશ્ચિમ એશિયાની કોઇ ભાષામાંથી આવ્યો હોય અગર તે ભાષાઓમાંથી કોઈ શબ્દનું ભ્રષ્ટ રૂપ હોય અને એનું સંસ્કૃત ગ્રંથકારોએ લાટ નામ આપ્યું હોય તો તે ભાષાઓમાં અક્ષરોના ફેરફારના નિયમો સમજવાથી ખબર પડે. આ વાતનો નિર્ણય તો ઇજીપ્તથી હિંદ સુધીની બધી જૂની નવી ભાષાઓ એકસાથે જાણનાર ભાષાશાસ્ત્રી કરી શકે. પરંતુ મિ. વેસ્ટરૉપનો અભિપ્રાય ભાષાશાસ્ત્રીની દૃષ્ટિએ નહિ તો બીજી રીતે પણ ખરો હોય એમ લાગે છે અને હિંદના પશ્ચિમકિનારાનો પશ્ચિમ એશિયાના દેશો સાથેનો પ્રાચીન સંબંધ, સ્તંભપૂજા અને લિંગપૂજાની વ્યાપકતા–એ બધું સાથે લેતાં લાટ

---

૮૦ હિંદી શબ્દકોષો લાટને સંસ્કૃત યષ્ટિ ઉપરથી ઉપજાવે છે, પણ એ વ્યુત્પત્તિ ખોટી છે એમ વિદ્વાનોનો મત છે.

૮૧ ભાગવત સ્કં. ૩ અ. ૧ શ્લો. ૧૮.

૮૨ Hodder M. Westropp: Ancient Symbol Worship. પૃ. ૭૫. "The Columns said to have raised by Asoka have reference to the inscribed pillars of Seth. The remains of an ancient pillar, supposed to be a Buddhist LAT is still to be seen at Benares; the word LAT being merely another form of the name Tet, Set or Sat given to the Phoenician or Semitic deity. In the central pillar of the so-called Druidical cirelcs, we have, doubtless a reference to the same primitive superstition, the idea intended to be represented being the combination of the male and female principles."

શબ્દ મિ. વેસ્ટર્ગૅપ કહે છે તેમ સ્તંભાકાર 'સેથ' વગેરે શબ્દોમાંથી આવ્યો હોય એમ સમજાવે અને ગૂજરાતના કિનારાનું લાટ નામ છે એનાં જે કારણો આજસુધી આપવામાં આવ્યાં છે તે કરતાં આ વધારે બંધ બેસતું લાગે છે.[૮૩]

સ્કંદપુરાણમાં સ્તંભતીર્થ નામ પડવાનાં કારણોના પરસ્પર વિરોધથી, અરબી સમુદ્રના આખા યે કિનારા ઉપર સ્તંભ-લિંગપૂજાની વ્યાપકતાથી, સ્તંભપૂજાને સ્કંભની ભાવનાની એકતાથી, લાટ શબ્દની ઉપર કરેલી ચર્ચા અને એનો સ્તંભ-લિંગ અર્થ ખરો માનીએ તો લાટ દેશના મધ્યસ્થ કેન્દ્રમાં ખંભાતનું સ્થળ આવેલું છે તે ઉપરથી, અને સ્તંભપૂજા-સ્કંભ અને શિવના લિંગની પૂજાનું પાછળથી તાદાત્મ્ય થવાથી ઉપર જણાવેલા વ્યાકરણના વિકલ્પ કરતાં સ્કંભમાંથી ખંભ થવાનું સ્વર અને અર્થ બંને જોતાં વધારે કુદરતી સિદ્ધ થવાથી સ્પષ્ટ થશે કે ખંભાત નામ સ્તંભતીર્થ ઉપરથી નહિ પણ સ્કંભતીર્થ ઉપરથી નીકળ્યું છે.[૮૪]

---

૮૩ પશ્ચિમ એશિયાના દેશોમાં લાત નામની દેવીનો ઉલ્લેખ આગળ કર્યો. આ દેવીએ કેટલાક ગોટાળો ઉત્પન્ન કર્યો છે. એ દેશોમાં એને અનેક દેવીઓ સાથે મેળવે છે. કોઈ દેશમાં મુખ્ય દેવી તરીકે કે કોઈમાં સામાન્ય દેવી તરીકે આવે છે. તે દરેકનું વર્ણન કરવાનું અહીં સ્થળ નથી. એની મુખ્ય પૂજા સિરિયામાં થતી હતી અને એ એક વાટવાનો પથ્થર હતો એમ બુખારી શરીફ અને અરબી ગ્રંથો ઉપરથી એક વિદ્વાનનું માનવું છે. Enc of Religion & Ethics Vol. I માં પ્રાચીન આરબો ઉપરના લેખમાં એ દેવીને સૂર્યનું રૂપ ગણે છે અને સૂર્ય નારીજાતિ ગણાતો એમ કહે છે. બેબીલોનમાં સૂર્ય નરજાતિ અને દક્ષિણ અરબસ્તાનમાં નારીજાતિ મનાતો (Babylonians By H. ZIMMERN) અરબસ્તાનમાં 'કાસી' (qassi) નામની જાતિની એ ખાસ દેવી હતી. ગ્રીક ઇતિહાસકાર Herodotus એને અલિલાત (Alilat) કહે છે અને ચન્દ્રપૂજા સાથે જોડે છે. એનાં Allat, Halat વગેરે નામો માલૂમ પડે છે. એ બધાં અલ લાત ઉપરથી થયાં છે. અલ એ અરબી ભાષાના શબ્દોને આગળ લાગે છે. લાત નામ મુખ્ય છે. લાત દેવીનો 'હદાદ' અને Ashtart 'અશતાર્તે' સાથેનો સંબંધ પાછળ જોયો. આ બધા દેવો સ્તંભાકાર થવા અને એ બધા સૂર્યમાં સમાયા એ પણ જોયું. લાતની મૂર્તિ ઉપર ચંદ્રની કલા કે સૂર્યકિરણ થતાં. આ સંબંધો ઉપરથી લાત સ્તંભાકાર પથ્થરની મૂર્તિ હતી એમ સમજાય છે. હવે હબી બુથીર (Elliot IV 181) લખે છે કે (શેખ ફરીદુદ્દીન અત્તારને આધારે) મહમૂદ ગઝનવીના લશ્કરે સોમનાથમાં જે મૂર્તિ જોઈ એનું નામ લાત હતું. આ ઉલ્લેખ ઉપરથી ડૉ. બર્ડ લખે છે કે (Bird's Hist. of Guj B 39) સોમનાથમાં આરબોની લાતની મૂર્તિ પૂજાતી અને અરબસ્તાન અને હિંદમાં પ્રાચીન ધર્મ એક હતો. અરબીના વિદ્વાનોનો મત એવો છે કે આ ઉલ્લેખ અર્થહીન છે અને મુસલમાન લેખકોએ અરબસ્તાનમાં ઇસ્લામના પ્રચાર પછી લાત વગેરે મૂર્તિઓનો નાશ કર્યો તે મૂર્તિ ત્યાંથી આવી સોમનાથમાં પૂજાય છે એમ નિરાધાર કલ્પનાથી ઠરાવેલું છે. લાત અને સોમનાથને સંબંધ નથી એ ખરૂં છે, પરંતુ ફરીદુદ્દીન અત્તારના ઉલ્લેખમાં મહમૂદના લશ્કરે એ મૂર્તિ જોઈ એમ લખ્યું છે એ ખરૂં હોય તો લાતની સ્તંભાકાર મૂર્તિને એ લશ્કરમાંના કોઇ જાણતા હોય અને સોમનાથના સ્તંભાકાર લિંગને જોઈ એ સરખાપણું લાગ્યું હોય. મહમૂદે તોડયા પહેલાં એ મૂર્તિ અગર લિંગ કેવું હશે તે આપણે જાણતા નથી. પણ સોમનાથ એક વખત પ્રભુપૂજાનું મોટું ધામ હતું એટલે એ તોડયા પહેલાનું પ્રાચીન લિંગ સ્તંભ જેવું અગર લિંગોદ્ભવ મૂર્તિ જેવું હોય એમ લાગે છે. કેટલાક એનું વર્ણન લિંગ જેવું અને કેટલાક મનુષ્યાકૃતિ જેવું કરે છે. તે એવું હોય તો જ બંધ બેસે. લાત સાથેની સરખામણી પણ ટેકારૂપ છે. તો લાત સ્તંભાકારે હોય તો ફારસી શબ્દ લાર અને સંસ્કૃત શબ્દ લાટને એની સાથે સંબંધ હશે ? સ્તંભાકાર લિંગ સાથે એને સરખાવે છે એ શું સૂચવે છે ? આ વાતનો નિર્ણય તો સબળ આધાર વગર ન થઇ શકે.

૮૪ રુદ્રશિવના પૂર્વાવતાર વૈદિક રુદ્રની ઉત્પત્તિ અગ્નિમાંથી છે એમ વર્ણનો ઉપરથી સિદ્ધ થઈ શકે છે. શિવલિંગ પણ વેદી અને અગ્નિ ઉપરથી નીકળ્યું હશે એમ ઘણા વિદ્વાનો માને છે. પરંતુ પૌરાણિક ઉલ્લેખો અને આગમોના ઉલ્લેખો અને લિંગ ઘડવા માટે શિલ્પનું વિધાન વગેરે સરખાવતાં તેમજ ઉપરની ચર્ચામાં કુદરતી આકારના લિંગો ધ્યાનમાં લેતાં શિવલિંગ પૂજાને લિંગપૂજા (Phallus Worship) સાથે જ સંબંધ છે એમ સ્પષ્ટ થાય છે. એની સપ્રમાણ વધુ ચર્ચા માટે જુઓ Ele of Hindu Ico II I P 58 to 65 સિદ્ધાન્ત સારાવળી અને કામિકાગમના ઉલ્લેખો (P 62)

# પરિશિષ્ટ આ

## સરસ્વતીનો પ્રવાહ

## એની સાથે ખંભાતના અખાતનો સંબંધ

હિંદુસ્તાનના ઇતિહાસમાં બનેલી સત્ય બીના છતાં જેમાં અનેક શંકાઓ ઊઠે છે અને જેને માટે વેદથી માંડીને પૌરાણિક પરંપરાઓના આધારો લઈ અનુમાન માત્ર કરવાં પડે છે તે સરસ્વતીના પ્રવાહની વિચિત્ર ઘટના છે. વાગ્દેવતા તરીકે સરસ્વતીનું નામ કોઈ હિંદુથી અજાણ્યું નહિ હોય. એ નામની નદીઓ છે એ તો ભૂગોળ ભણનારાઓ જાણે છે. પરંતુ એ નદી ક્યાંથી નીકળી ક્યાં ક્યાં વહીને ક્યાં કોને મળી અને એનો વાગ્દેવતા સાથે કાંઈ સંબંધ ખરો કે નહિ એ માટે આજે આપણે છુટક આધારો ભેગા કરી ચર્ચા કરવી પડે એ હિંદુસ્તાનના ઇતિહાસ–ભૂગોળની એક વિચિત્રતા છે.

**સરસ્વતી નદી–દેવી**

સરસ્વતી એટલે પાણીવાળી. કોઈ પણ નદી–પ્રવાહનું એ વિશેષણ થઈ શકે. પણ અહીં ખરી વાત એમ નથી. હિંદુસ્તાનની એ સૌથી પવિત્ર અને મોટી પ્રાચીન નદી હતી. ઋગ્વેદના સમયમાં એનું સ્થાન મોટી નદીઓમાં હતું. સરસ્વતીની સ્તુતિઓ વેદમાં થએલી છે. જુદી સ્વતંત્ર નદી તરીકે એનું વર્ણન છે. એને નદીઓમાં દેવી સ્વરૂપે માની સ્તુતિ કરેલી છે.[1] વાચાદેવી તરીકે સરસ્વતી ઋગ્વેદના સમયમાં મનાતી નહોતી. જે એકબે મંત્રોમાં એવો ધ્વનિ નીકળે છે તે ખેંચીને કાઢવો પડે છે. બાકી તો બધી જગ્યાએ એને નદી–દેવી તરીકે માનેલી છે.[2] એ નદી–સરસ્વતીમાં વાચાદેવીનો અધ્યારોપ પાછળથી થએલો છે.[3]

**હાલની ત્રણ સરસ્વતી**

આપણે હાલ ત્રણ સરસ્વતી નદીઓ જાણીએ છીએ: એક કાશ્મીરના ડુંગરોમાંથી નીકળી પતિયાળાના રણમાં અદશ્ય થતી. બીજી ગુજરાતમાં અંબાભવાની પાસે કોટેશ્વર પાસેથી નીકળી કચ્છના રણમાં મળતી. ત્રીજી ગીરના જંગલમાંથી નીકળી પ્રભાસ ક્ષેત્રમાં શ્રીકૃષ્ણના દેહોત્સર્ગ તીર્થ પાસે મળતી નદી. સરસ્વતી અને એનાં તીર્થોનાં વર્ણન દરેક પુરાણમાં ઓછાવધતા પ્રમાણમાં આવે છે. કેટલાંક પુરાણો આ ત્રણે સરસ્વતીને એક જ માને છે. પાશ્ચાત્ય વિદ્વાનો[4] અને એમને માનનારાઓ મૂળ વૈદિક સરસ્વતી પતિયાળાના રણમાં વિનશન તીર્થમાં લુપ્ત થઈ તેને જ માને છે. બીજી સરસ્વતીઓ તો એ મૂળ ઉપરથી બીજી નાની નદીઓનાં નામ પડયાં એમ માને છે.

---

૧ ઋગ્વેદ–સંહિતા. ૨–૪૧–૧૬. अंबि तमे नदी तमे देवी तमे सरस्वति ॥

૨ યાસ્ક સરસ્વતીને દેવતા અને નદી એમ બે રૂપે માને છે. દેવતા એટલે નદી દેવના વિગ્રહ સ્વરૂપમાં; વાગ્દેવના નહિ. तत्र सरस्वतीति एतस्य नदीवद्देवतावच्च निगमा भवन्ति ॥ સરસ્વતી એટલે પાણીવાળી એમ પણ નિરુક્તમાં કહેલું છે. સરસ્વતીને વાચાદેવી સાથે જોડી દેવાનું ઋગ્વેદ ૧–૩–૧૨. महो अर्णः सरस्वती अचेतयति केतुना । धियो विश्वाः विराजति ॥ એ ઉપરથી કેટલાક ધારતા હશે. પરંતુ એ મંત્રનો સરસ્વતીનો વાચાદેવી તરીકેનો અર્થ સંબંધ વગરનો છે.

૩ ઋગ્વેદ પછી એ અધ્યારોપ થએલો જણાય છે. Muirs Sanks. Texts V. 342.

૪ મૅકડોનેલ વગેરે.

## વૈદિક સરસ્વતી

વેદમા સરસ્વતી નદીનુ વર્ણન વાંચતાં એ નદી હાલના ઉપર ગણાવેલા ત્રણ વહેળાઓમાથી એકે નથી એમ સ્પષ્ટ સમજાય છે[5] વેદમાં પર્વતથી સમુદ્ર સુધી અસ્ખલિત પ્રવાહથી વહેતી નદી એને કહી છે[6] વિનશન તીર્થ કે બીજી કોઇ જગ્યાએ એને ગુપ્ત થતી કહી નથી એને એની બધી સખીઓમા સર્વથી મોટી કહી છે[7] એને રણમાં મળનારી કે કુમારી નદી કહી નથી એને અન્ન, દ્રવ્ય, વિજય આપનારી કહી છે[8] વીર પત્ની કહી છે[9] બહુ વેગવાળા પ્રવાહવાળી અને સમુદ્ર જેવી કહી છે[10] સિંધુ નદીથી એનુ વર્ણન કોઈ રીતે ઊતરતુ નથી[11] એથી કરીને કેટલાક યુરોપીય વિદ્વાનો એને સિંધુનુ બીજુ નામ માને છે[12] પરતુ વેદમા એ બે નદીઓ સ્પષ્ટ જુદી લખેલી છે[13] પવિત્રતામા સિંધુ કરતા એ ચઢે છે હાલ ગગાનુ જેટલુ પાવનત્વ મનાય છે તે બધુ વેદકાળમા સરસ્વતીનુ મનાતુ ગગાનુ નામ ઋગ્વેદમા બે જ વાર આવે છે[14] સિંધુ અને સરસ્વતીનુ નામ ઘણીવાર આવે છે અને સરસ્વતીની સ્તુતિના તો

---

૫ ઋગ્વેદ ૧-૩-૧૨, ૬-૫૨-૬, ૨-૪૧-૧૬માં નદીઓમા સૌથી મોટી, નદીતમા કહી છે તે જોવુ ૬-૬૧-૨ અને ૮મા જબરદસ્ત પ્રવાહ માટે ઉલ્લેખ છે

૬ ઋ ૭ ૯૫-૨ एका चेतसरस्वती नदीना शुचिर्यतीगिरिभ्यऽआसमुद्रात् ॥

૭ ઋ ૭-૯૫-૧ प्रक्षोदसा धति सृजमा विश्वाऽअपोमहिनासिंधुरन्या ॥

૮ ઋ ૭-૯૫ આખુ સૂક્ત, ૧૦-૩૦-૨ અને ૧-૮૯-૩ અને ૧-૧૬૪-૪૯, ૭-૯૬-૩ સરસ્વતીને वाजिनीवती કહી છે તેનો અર્થ ઘોડાવાળી નહિ પણ દ્રવ્યવાળી એવો કહે છે કેમકે સરસ્વતી અને સિંધુ મારફતે એ સમયમા ઘોડા હિંદુસ્તાનમાં આવતા હતા

૯ ઋ ૬-૪૯-૭ આમા સાયણાચાર્ય પ્રજાપતિ એવો અર્થ કરે છે તે બરોબર નથી ઋ ૧-૧૦૪-૪મા સરસ્વતીને માટે એકલો વીર પત્ની શબ્દ વાપરેલો છે

૧૦ ઋ ૬-૬૧-૧૩ अप्सा अपस्तमा ॥ ૭-૯૫-૧ અને ૨, ૭-૯૬-૧ अर्ण શબ્દ સરસ્વતીને માટે વાપરેલો છે અર્ણવ શબ્દ અર્ણમાથી થયો છે કેટલાક અર્ણ એટલે બહુ પાણી એટલો જ અર્થ કરે છે તે માટે આગળ ચર્ચા કરીશુ

૧૧ એને સપ્ત સ્વસા—સાત બહેનોવાળી કહી છે અને બધી નદીઓમા મોટી કહી છે જુઓ ઋ ૬-૬૧-૧૦ અને ૭-૩૬-૬ आवत् साक यशस पापशाना सरस्वती सप्तथीसिंधुमाता ॥ સપ્તસિંધુની પેઠે સપ્ત સારસ્વત પણ કહેવાય છે

૧૨ Zimmer એ પ્રમાણે માને છે સરસ્વતી વેદના વર્ણન સાથે હાલ સિંધુ સિવાય બીજી કોઈ નદી બધબેસતી ન આવવાથી ઝીમરે આવી રીતે ટૂંક ઉકેલ આપ્યો છે હિલબ્રેન્ટ (Hillebrant) એને આર્કોસિયા (Archosia)માં આવેલી નદી માને છે લૅસન એને હાલની સરસ્વતી માને છે મૅક્ષમુલર લૅસનના મતને મળી ઉમેરે છે કે હાલની સરસ્વતી વેદકાળ પછી બદલાઈ ગઈ, અને તે રણમા થઈ સમુદ્રને મળતી મૅકડોનેલ પારાવતો એને તીરે હતા તે ઉપરથી હાલની સરસ્વતી છે તે જ માને છે અને રણમા નાશ પામી એમ કહે છે વેદમા સમુદ્રને મળવાનો સ્પષ્ટ ઉલ્લેખ છે તેને માટે એ એમ કહે છે કે વૈદિક ઋષિને એના પ્રવાહની અને મુખની ખબર નહિ હોય ઉપરનો ઝીમરનો મત તો હાલ કોઈ માનતુ નથી

૧૩ ઋ વેદ ૧-૧૨૨-૬, ૧-૧૨૬-૧, ૪-૫૪-૬, ૫-૫૩-૯, ૭-૯૬-૧, ૮-૧૨-૩, ૧૦-૬૪-૯, ૧૦-૭૫-૫

૧૪ સરસ્વતીની દેવી અને નદી તરીકે જે પ્રાર્થનાઓ છે એવી સિંધુની નથી ઉપર જણાવેલા બધા વેદમંત્રોમાં સરસ્વતીની સ્તુતિ આવે છે વિશ્વેદેવોમા એને સ્થાન છે એને લીધે બ્રહ્માવર્ત પવિત્ર ગણાયુ ગગાનું નામ ઋગ્વેદમા બે જ વખત (૬-૪૫-૩૧ અને ૧૦ ૭૫ ૫) આવે છે વૈદિક સરસ્વતી લુપ્ત થયા પછી એનુ સઘળુ પાવનત્વ ગગા ઉપર આરોપાયુ એમ જણાય છે જે મ્યૂર (O Sanks Texts V 336) લખે છે કે "The Saraswatı thus appears to have been to the early Indıans what the Ganges became to their descendants' સ્રોતા, સ્વર્ગમાથી ઊતરેલી, પાવન કર

જુદાં સૂક્તો પણ છે.[૧૫] અને વિશ્વેદેવોની સ્તુતિઓમાં સરસ્વતીને સ્થાન મળેલું છે.

**પૌરાણિક સરસ્વતી**

સરસ્વતીના પૌરાણિક વર્ણનમાં મૂળ વૈદિક સરસ્વતી અને હાલની ત્રણ જુદી જુદી સરસ્વતીઓને એક ગણવાનો પ્રયત્ન થએલો છે. આ પ્રયત્નમાં કેટલુંક અસંગતપણું છે. પરંતુ એમાં કેટલીક પરંપરા પણ જળવાઈ રહેલી છે. એ બધા વર્ણનનાં પૌરાણિક સ્વરૂપની પાછળથી એટલું સત્ય જણાઇ આવે છે કે સરસ્વતી મૂળ એક જ નદી અને તેનો પ્રવાહ લુપ્ત છે. હાલ ત્રણ જુદાજુદા મૂળમાંથી નીકળતી[૧૬] સરસ્વતીને પર્વતથી સમુદ્ર સુધી અસ્ખલિત વહેતી અસલ સરસ્વતી સાથે ઘટાવવાને આ ગુપ્ત થવાની બીનાએ પૌરાણિકોને બહુ મદદ કરી છે. હિંદુઓએ કર્મનાદથી જેમ સંસારની વિષમતાનો ફડચો કરી નાખ્યો છે તેમ પૌરાણિકોએ વડવાનલથી ગુપ્ત થતી સરસ્વતીના હાલ જુદા પણ મૂળ એક એવા પ્રવાહનો ફડચો પણ કરી નાખ્યો છે. અને એ કારણથી નદીઓ હડાવી દેવાની મળેલી સ્વતંત્રતાને લીધે હિમાલયમાંથી નીકળતી સરસ્વતીને પ્રભાસ પાસે લાવીને સમુદ્રમાં મેળવી છે.

મૂળ આગળ તો વૈદિક અને પૌરાણિક સરસ્વતી એક જ છે. પૌરાણિક સરસ્વતી વિનશન તીર્થમાં નાશ પામી–ગુપ્ત થઇ ગઈ. ત્યાંથી કુરુક્ષેત્ર અને પુષ્કરમાં થઇને અર્બુદારણ્યમાં આવી. ત્યાંથી અનેક તીર્થો આગળ વહીને વડવાનલને ધારણ કરીને આવતી સરસ્વતી શ્રીલાણ તીર્થ આગળ આવી અને ત્યાંથી સમુદ્ર દેખાવા માંડ્યો પણ તેમાં વડવાનલને નાખ્યો નહિ પણ ગુપ્ત થઈ સરસ્વતી આગળ ચાલી. ત્યાંથી કુષ્માંડેશ્વર આદિ તીર્થો વટાવી શત્રુમર્દન અને કૃતસ્મર પર્વતો પાસે થઈ પ્રભાસ આગળ સરસ્વતી સમુદ્રને મળી, વડવાનલને એ સમુદ્રમાં પધરાવ્યો. પ્રભાસ આગળ પૌરાણિક સરસ્વતી સાગરસંગમ મનાય છે. આ પ્રમાણે સરસ્વતીના પ્રવાહની હિમાલયથી સમુદ્રસંગમ સુધીની પરંપરા છે. આ લાંબા પ્રવાહમાં

---

વગેરે બધું ગંગાને લગાડ્યું. સગર પુત્રોને તારવા માટે ભગીરથે ઉતારેલી ભાગીરથી ગંગા તે હાલની ગંગા નહિ પણ સરસ્વતી. તે ચર્ચા આગળ કરીશું. ગંગા, સિંધુ અને સરસ્વતી વગેરે સાત પ્રવાહો સપ્તર્ષિઓ માટે ભાગીરથીએ બનાવ્યા એમ પુરાણો કહે છે. એટલે ગંગાની પેઠે સરસ્વતી પણ ભાગીરથી થઈ. હાલ ભાગીરથી એકલી ગંગાને કહે છે. શાંતિપર્વ કહે છે કે બ્રહ્મર્ષિઓ તપ કરતા હતા ત્યારે બ્રહ્માનો શબ્દ કાને પડ્યો અને સ્વર્ગમાંથી સરસ્વતી ઊતરી. આ બધા ઉલ્લેખ અને વેદમાં ગંગાનું ગૌણ સ્થાન સિદ્ધ કરે છે કે સરસ્વતી વૈદિક કાળમાં મુખ્ય નદી હતી અને તે લુપ્ત થયા પછી ગંગાનું માહાત્મ્ય વધ્યું.

૧૫ સરસ્વતીના ઉલ્લેખો તો વેદમાં અસંખ્ય છે. સિંધુના પણ એટલા નથી. પરંતુ સરસ્વતીને માટે જુદાં સ્તુતિનાં સૂક્તો છે. (૬–૬૧, ૭–૯૫ અને ૯૬) એ સિવાય વિશ્વેદેવોનાં સૂક્તોમાં એના મંત્રો છે. સરસ્વતીને વિદ્યાદેવી અને કુમારી આજે આપણે માનીએ છીએ તેને બદલે ઋગ્વેદમાં આ વર્ણનો શું બતાવે છે ? વિદ્યાને બદલે દ્રવ્ય વગેરે સમૃદ્ધિ, પત્ની, સંતાન, રક્ષણ, રૂપળુપતા વગેરે માટે સરસ્વતીને સ્તવે છે. (ઋગ્વેદ ૭–૮૫ અને ૯૬) કુમારિકાને બદલે એનો પતિ સરસ્વાન કહ્યો છે અને વીર પત્ની કહી છે. સરસ્વતીની પરંપરા તદ્દન લુપ્ત જેવી થઈ છે એમ આ વાત વ્યક્ત કરે છે.

૧૬ ઋ. ૬–૬૧–૧૨માં સરસ્વતીને ત્રણ મૂળમાંથી નીકળતી કહી છે. ૧૧મા મંત્રમાં આકાશ અને પૃથ્વી ભરી દીધાં એમ લખે છે. સાયણ આનો અર્થ ત્રણ લોકમાં રહેનારી એવો કરે છે. પરંતુ આ વર્ણનસરસ્વતીનું તે ગંગાને પાછળથી લાગ્યું એમ ગ્રીફીથનું માનવું ઠીક જણાય છે. (Tr. of R. Veda I. 632 note) અથર્વવેદ ૬–૧૦૦માં તિસ્રઃ સરસ્વતી એમ વિષ ઉતારણના સૂક્તમાં પહેલા મંત્રમાં છે. આનો અર્થ સમજાતો નથી. પરંતુ ઉલ્લેખ ભૌગોલિક પણ હોય. નંદલાલ દે એમના ભૌગો.લિક કોષમાં એનો અર્થ આર્કોસિયા, અફઘાનિસ્તાન અને કુરુક્ષેત્ર એમ ત્રણ સ્થળની સરસ્વતી એવો કરે છે. સરસ્વતીનો અસુરો વગેરે સાથેનો સંબંધ આગળ બીજા પરિશિષ્ટમાં ચર્ચીશું. વૈદિક સમયની હિમાલયમાંથી નીકળતી ત્રણ નદી સરસ્વતી સાથે એક પ્રવાહે મળીને વહેતી એટલે ત્રણ મૂળ કહે છે એમ જણાય છે.

અનેક તીર્થો અને અનેક ઋષિમુનિઓના આશ્રમોનાં વર્ણનો છે દરેક પુરાણના વર્ણનોમાં કાંઈ ને કાંઈ ફેર તો આવે છે.[૧૭]

### વેદકાળ અને સરસ્વતી લુપ્ત થયાની પરંપરા વચ્ચેનો મોટો સમય

વેદમાં સરસ્વતી ગુપ્ત થવાનો ઉલ્લેખ નથી પરંતુ વિનશન આગળ સરસ્વતીનો પ્રવાહ લુપ્ત થવાની વાત ઘણી પ્રાચીન છે એટલે વેદકાળ પછીના સમયમા સરસ્વતીનો પ્રાચીન પ્રવાહ બદલાયો અને લુપ્ત થતો ગયો સરસ્વતીના ઉલ્લેખો આખા યે સંસ્કૃત સાહિત્યમાં ઓછાવધતા પ્રમાણમા છે પણ એના તીર્થોનાં સવિસ્તર વર્ણન સાથે તો મહાભારતમાં મળે છે મહાભારતના હાલના સ્વરૂપની શરૂઆત અને વેદના મંત્ર સમયના અંત વચ્ચે સમયનો મોટો ગાળો પડે છે એવડા મોટા ગાળામાં ગમે તેવી પરંપરાઓમાં પણ સુધારાવધારા અને ઉમેરા થાય એટલે સરસ્વતીના પ્રવાહની પરંપરામા મહાભારત અને બીજા પુરાણોમાં જે ભેદ પડે છે તે કુદરતી છે[૧૯] મહાભારતના વનપર્વમાં તીર્થયાત્રાપર્વમાં સરસ્વતી સમુદ્રસંગમનું તીર્થ ગણેલું છે[૨૦] એટલે પુરાણોએ સમુદ્ર સુધી સરસ્વતીને લાવ્યા છતાં કુમારિકા ગણી છે અને વડવાનલને સાગરમા નાખી પોતે પાછી વળી છે એમ લખ્યું છે એ માત્ર પાછળની કલ્પના છે એમ સિદ્ધ થાય છે પુરાણોની પેઠે મહાભારત શલ્યપર્વમાં બલદેવ તીર્થયાત્રા વર્ણનમાં સરસ્વતીને સમુદ્ર સુધી લાવે છે અને પ્રભાસ પાસે જ સંગમ થવાનું કહે છે એ વર્ણનમાં પ્રભાસથી સરસ્વતીનો આખો પ્રવાહ વર્ણવ્યો છે આ બધા વર્ણન ઉપરથી સરસ્વતી હિમાલયમાંથી નીકળી પ્રભાસ પાસે સમુદ્રને મળતી હતી એવી એક પ્રાચીન પરંપરા ચાલી આવેલી છે, અને હાલની માફક હાલનાં પુરાણોનાં છેવટનાં સ્વરૂપ લખાયાં ત્યારે પણ પરંપરા ચાલુ હોવા છતાં પ્રવાહ ન હોવાથી સરસ્વતી તીરનાં તીર્થોની પરંપરાઓ ભેગી કરી તે તે તીર્થો આગળ સરસ્વતીને પ્રગટ અને ગુપ્ત થતી લાવીને એક પ્રવાહની કથા ઊભી કરેલી છે

### હિમાલયથી કાઠીઆવાડના કિનારા સુધી વહેવાનો કોયડો

આ બધી પૌરાણિક ભૂલભૂલામણીમાંથી ખરો પ્રવાહ કયો અને કયાં થઈને વહેતો હતો અને કાઠીઆવાડની હાલની ભૌગોલિક સ્થિતિ જોતાં એ પ્રવાહ ઉત્તર હિંદમાંથી ઊતરી આવીને કાઠીઆવાડમાં પ્રભાસ પાસે

---

૧૭ સરસ્વતીના પૌરાણિક ઉલ્લેખો ઘણા છે છુટક તીર્થો સરસ્વતીના કિનારે આવેલા ઘણા પુરાણોમા કહેલા છે મહાભારત વનપર્વમા પણ છે પરંતુ ઠીક કહી શકાય તેવું વર્ણન સ્કંદપુરાણ પ્રભાસખંડમા, મહાભારત શલ્યપર્વ–બલદેવ તીર્થયાત્રા પર્વમા છે અને પદ્મપુરાણ સૃષ્ટિ અને ઉત્તરખંડોમાં છે આ સિવાય સિદ્ધપુર અને પાટણ બાજુ સરસ્વતી માહાત્મ્ય જુદ કથા તરીકે કહે છે તે ઉપરના ગ્રંથોમાથી ગોઠવીને બનાવેલુ લાગે છે

૧૮ મહાભારત અને મનુસ્મૃતિ (હાલના સ્વરૂપમા છે તે) જે સમયે રચાઈ તેટલી જૂની અગર તેનાથી સહેજ જૂની સરસ્વતી વિનશન આગળ લુપ્ત થયાની પરંપરા ચાલેલી જણાય છે જોકે લુપ્ત તો તેથી વહેલી થઈ હોવી જોઈએ જે રણમા એ ગુપ્ત થાય છે એના ઉલ્લેખ પ્રાચીન ગ્રંથોમા આવતા નથી શ્રૌત સૂત્રો જેટલી જૂની એ વાતને કેટલાક માને છે

૧૯ મહાભારત સરસ્વતીને રણમા ગુપ્ત થતી ગણવા છતા એને દરિયામા લો મેળવે છે, અને તે પણ પ્રભાસ આગળ પરંતુ મહાભારતમાં સરસ્વતી માહાત્મ્યની પેઠે સિદ્ધપુર વગેરે ઉત્તર ગુજરાતના તીર્થોના વર્ણન નથી

૨૦ મહાભારત (નિર્ણયસાગર) વન ૫ અ ૮૦ શ્લો ૫૭મા આબુથી નીકળી શ્લો ૬૦માં પ્રભાસ જવાનું લખે છે અને શ્લો. ૬૧ થી ૬૩મા સરસ્વતી સાગરસંગમે જવા કહે છે ત્યાથી વરદાન તીર્થ, ત્યાથી દ્વારવતી (દ્વારકા) ત્યાથી પિંડારકતીર્થ અને ત્યાથી સિંધુસાગર સંગમ જવા કહે છે આ ઉપરથી સરસ્વતી અને સિંધુના મુખ અને સંગમ જુના પણ એક જ ભૂમિ વિભાગમા હોવાનુ જણાય છે

કેવી રીતે આવ્યો એ એક મોટો કોયડો ઉકેલવા જેવું છે. આ કારણથી ઘણા સરસ્વતીને વિનશન આગળ જ લુપ્ત થઈ માને છે. ઘણા એને ઘગ્ઘર નદીના પ્રવાહ સાથે જોડે છે, અને સતલજ સાથે મેળવે છે.[૨૧] કેટલાક મૂળથી જ એને સિંધુની શાખા અને સિંધુને મળતી જણાવે છે તથા વૈદિક વર્ણનને માન્ય રાખનારા કેટલાક છેવટે એટલે સુધી માને છે કે મૂળ વૈદિક સરસ્વતીનો પ્રવાહ કચ્છના રણને મળતો.[૨૨] કચ્છનું રણ એ વખતે સમુદ્ર હતો.[૨૩] સિંધુ અને સરસ્વતીની વચ્ચે હાલનું રાજપુતાના અને થરનું રણ આવેલું છે તેનો વિસ્તાર બહુ નાનો હતો. અગર તો ત્યાં રણ હતું જ નહિ અને એને બદલે ફળદ્રુપ જમીન હતી.[૨૪] રાજપુતાનાના રણમાં થઈ સરસ્વતી કચ્છના રણમાં મળતી. આ બધા મતના લેખકો પૌરાણિક વર્ણનને હસી કાઢે છે. સિદ્ધપુર–પાટણ પાસેની સરસ્વતી અને પ્રભાસ પાસેની સરસ્વતી એ માત્ર જુદી નાની નદીઓ અને ગંગા વગેરે પવિત્ર નદીઓનાં નામ બીજી નદીઓને આપવાનો અને એ નદીઓનાં તીર્થોનાં બીજે સ્થાપન કરવાનો રિવાજ પ્રાચીન કાળથી હતો એમ એ માને છે અને ગૂજરાતની હાલની બે સરસ્વતી નદીઓને વૈદિક સરસ્વતી સાથે સંબંધ નથી એમ સ્પષ્ટ કહે છે.

હવે એ પ્રાચીન સરસ્વતીનો પ્રવાહ ક્યાં હશે એ બાબત બીજાં ઉપલબ્ધ સાધનોથી થોડો વિચાર કરવા પ્રયત્ન કરીએ. સરસ્વતી નદી હિમાલયમાંથી નીકળતી એ વાત સત્ય છે. એ સ્વતંત્ર રીતે સમુદ્રને

---

૨૧ આ માટે નંદલાલ દે કૃત Geographical Dictionary of Ancient Indiaમાં સરસ્વતી શબ્દ જુઓ. યુરોપિયનો જ આ મત માને છે. નંદલાલ બાબુ ફક્ત સરસ્વતીઓ જુદી ગણાવે છે.

૨૨ Pargiter: Anc. Indian His. Tradition; અને Anantprasad Banerjee Shastri: Asura in India. Gates of India: 137: Sir Thomas Holdich P. 27, 144. હોલ્ડીશ અને ગેઝેટીઅરોના લેખકો સરસ્વતીને કચ્છના રણમાં સ્વતંત્ર નહિ તો સિંધુ જે કચ્છના રણમાં મળતી હતી એમ એ લોક માને છે તેને સરસ્વતી મળતી હતી એમ છેવટે માને છે.

૨૩ Sir T. Holdich P. 144. Cutch Gaz. P. 15. ઇ.સ. પૂર્વે સિકંદરે ચઢાઈ કરી ત્યારે એ વહાણમારફતે સિંધુમાંથી કચ્છના રણના સમુદ્રમાં આવેલો. હાલ રણ છે તે મોટા સરોવર જેવો દરિયો હતો એમ એના વર્ણનમાં લખેલું છે. પેરિપ્લસના વર્ણનમાં કાદવ છતાં વહાણો જઈ શકે એવું હતું. (ઈ.સ. ત્રીજી સદી). પેરિપ્લસ પછી એક હજાર વર્ષ પછી પણ સિંધુનો મોટો ભાગ કચ્છના રણમાં થઇ દરિયામાં જતો, વધુ માટે જુઓ કાઠીઆવાડ ગેઝેટીઅર પૃ. ૭૫. કચ્છ ગેઝેટીઅર પૃ. ૮માં લખે છે કે પશ્ચિમ હિંદના રેતાળ પ્રદેશો કેવી રીતે બન્યા તેનો ખુલાસો કચ્છની ભૂમિથી જડતો નથી. કચ્છની ભૂમિ દરિયાઈ કીચડ (silt) અથવા જળમળથી બની હોય એમ સિદ્ધ થતું નથી. દરિયાઇ તત્ત્વોનું કાંઈ અશ્મીભૂત અવશેષ (fossiles) કચ્છમાં જડતું નથી. તેથી ઊલટું નદીના અવશેષો જડે છે. એ ઉપરથી કચ્છ સિંધુ આદિ પંજાબની નદીઓથી બન્યો હોય એ સંભવ મજબૂત બને છે.

૨૪ Sir T. Holdich P. 144. આ લેખક રણ હતું પણ સિંધુ અને સરસ્વતીની વચ્ચે બહુ નાનું હતું એમ લખે છે. પાર્ગીટર પણ એમ માને છે પણ ત્યાં છીછરો સમુદ્ર હોવાનું માને છે. ખરી રીતે સિંધુ, બીઆસ આદિ નદીઓ ખસી ગઇ અને સરસ્વતી આખી ઊંડી ગઈ તેથી મોટું રણ થયું. હસ્તિનાપુરથી દ્વારકાં સરસ્વતીને રસ્તે જતાં મહાભારતાદિમાં રણનો ઉલ્લેખ મળતો નથી અને રણ હતું જ નહિ એ મત વધારે સબળ લાગે છે. એ જગ્યાએ ફળદ્રુપ ભૂમિ હતી. રજપુતાનાના રણના દક્ષિણ ભાગમાં સમુદ્ર નહોતો. એ માટે જુઓ Ind. His. Qurt. VIII. 2. 354. મહાભારત અને ભાગવતમાં સૌવીરસારસ્વત વગેરે ભાગોમાંથી જતાં રણનો ઉલ્લેખ મળતો નથી. રણ નદીઓ ગયા પછી થયું છે. ભિન્નમાળ આગળ સમુદ્ર હોવાની દંતકથા છે તે સિંધુની શાખા કે બીઆસ હોવાનો સંભવ છે. એ જગ્યાએ કચ્છનું રણ પાસે હોવાથી મુખ હોવાને લીધે નદી સમુદ્ર જેવડી પહોળી હશે.

મળતી અને તે દક્ષિણ-પશ્ચિમનો સમુદ્ર એ પણ સત્ય છે[૨૫] વૈદિક સમયમા કચ્છનુ રણ અને સિંધુ તથા સરસ્વતીના મુખપ્રદેશ સિવાયનો હિંદુસ્તાનનો બધો ભાગ હાલ છે તેથી કોઈ રીતે ખાસ જુદા આકારનો નહોતો અને જળસ્થલ વિભાગોમા ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ થવાના ફેરફારો થઈ ચૂક્યા હતા[૨૬] એટલે સરસ્વતી જે સમુદ્રને મળતી તે સમુદ્ર કાં તો અરબી સમુદ્ર અગર તો એનો કોઈ ભાગ એ વાત પણ સત્ય જ છે

**પ્રભાસ સુધીનો રસ્તો**

હવે આ સરસ્વતી પ્રભાસ આગળ સમુદ્રને મળતી એમ મહાભારતાદિ કહે છે[૨૭] મહાભારતના શલ્યપર્વમા એ વાત સ્પષ્ટ લખેલી છે પરતુ વનપર્વમા પુષ્કરથી તીર્થો ગણાવતા અર્બુદ પછી પ્રભાસ, તે પછી સરસ્વતી સાગરસગમ, તે પછી દ્વારકા અને તે પછી સિંધુ સાગરસગમ એમ કહે છે[૨૮] એટલે સરસ્વતી

---

૨૫ પુરાણો અને માહાત્મ્ય અને મહાભારતમા જ્યા સરસ્વતીના ઉલ્લેખો છે ત્યાં તે વડવાનલને નાખવા પશ્ચિમ—દક્ષિણ સમુદ્રમા જાય છે એવો ઉલ્લેખ છે

૨૬ અમરનાથદાસ (India & Jambu Island) અને કેટલાક યુરોપિયનો ટૉલેમીનો ભૂલવાળો નકશો લેઈ એ વખતે (ઈ.સ. બીજી સદી) હિંદનો આકાર એવો હતો અને હાલનો આકાર દાઢ હજાર વર્ષ પછી થયો એમ માને છે પરતુ આ ભ્રમ છે ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ વૈદિક સમય (ઈ સ. ૫૦૦૦ પૂર્વે) પહેલા સેંકડો વર્ષ અગાઉ હિંદનો હાલનો આકાર પશ્ચિમ કિનારાના નાના ભાગ સિવાય થઇ ચૂક્યો હતો અને અરવલ્લીની ઉપરનો સમુદ્ર જતો રહી હિમાલય બની ચૂક્યો હતો જુઓ દેરાસરીકૃત ભૂસ્તરવિજ્ઞાન ભા ૨, ખ ૩ પૃ ૧૪૯ પાર્જીટર (પૃ ૨૬૦) ધુન્ધુ દૈત્યને ઝીણી રેતીથી પુરાએલા સમુદ્ર આગળ મરાયાનું લખે છે તે રજપુતાનાનો સમુદ્ર એમ માને છે એવું નામ ઉલ્લેખક લખે છે પરતુ એમ માનવાને આધાર નથી આપ્યો. એ કચ્છના રણનો જ ભાગ સભવે છે

૨૭ સ્કદપુરાણ પ્રભાસખડ અ ૨૭ થી ૨૯ મહાભારત શલ્યપર્વ અ ૩૫. ચદ્રને ક્ષયરોગના નાશ માટે શિવની આરાધના કરવા માટે કહેવામા આવે છે કે समुद्रं पश्चिमं गत्वा सरस्वत्यब्धिसगमम् ॥ आराधयत्तुदेवेशं तत्र कान्तिमवाप्स्यसि ॥ ७७॥ सरस्वतीं तत सोम सजगामर्षि शासनात् ॥ प्रभासं प्रथम तीर्थं सरस्वत्या जगामह ॥७८॥

૨૮ જુઓ પાછળ નોટ ૨૦ મહાભારત વનપર્વ તીર્થયાત્રાના આ ઉલ્લેખોની નોંધ પાર્જીટરે Ancient Ind His Tradition પૃ ૨૧૧ નો ૧મા લીધી છે એમા મહાભારતના આ અનુક્રમને પાર્જીટરે ખરો માની લીધેલો જણાય છે પાર્જીટર લખે છે કે "આબુથી 'દક્ષિણે' પ્રભાસ અને ત્યાથી ઉત્તરે સરસ્વતી સાગરસગમ, ત્યાથી 'દક્ષિણે' દ્વારકા, અને ત્યાથી સિંધુના મુખ આગળ થઇ સિંધુ દ્વારા ઉત્તરમાં જવુ. આ મુસાફરી થોડી જમીનમાર્ગે અને થોડી જળમાર્ગે થઇ હશે" પાર્જીટર આ શા આધારે લખે છે તે સમજાતુ નથી સરસ્વતી સાગરસગમ કચ્છના રણમા હશે એમ ધારીને આ લખાણ થયુ જણાય છે પરતુ મહાભારતે લખેલી જગ્યાઓમા અનુક્રમ જેવુ કાંઈ છે જ નહિ એ લખાણનો અર્થ સાંનિધ્ય કે સાહચર્ય એથી વધારે થતો નથી. વનપર્વમા તીર્થયાત્રામા પુષ્કરથી ઉપડી એકદમ જબુમાર્ગ કહી સ્થાણુતીર્થાદિ બેચાર તીર્થો ગણાવી એકદમ (શ્લો. ૫૫) દક્ષિણોદધિને મળનારી નર્મદાનું તીર્થ કહે છે અને તે પછી તરત જ ચર્મણ્વતી (શ્લો ૫૬) ચબલ-નદી ગણાવે છે ચંબલ રજપુતાનામા અને નર્મદાનું મુખ ગૂજરાતમા એ સૌ જાણે છે ચંબલ પછી (શ્લો. ૫૭) આબુ અને તે પછી તરત જ (શ્લો. ૬૦) પ્રભાસ કહે છે આ ઉપરથી મહાભારતમાં ક્રમ ભૌગોલિક સ્થિતિ પ્રમાણે નથી. કોઈપણ યાત્રાળુ આબુથી દક્ષિણે પ્રભાસ જઈ ત્યા પાસે આવેલુ દ્વારકા મૂકી દઈ પાર્જીટર કહે છે તેમ સરસ્વતી સગમે ઉત્તરમા જઈ દ્વારકા માટે પાછો દક્ષિણમા ઊતરે અને સિંધુના મુખ માટે પાછો ઉત્તરમાં ચડે, એવુ બને નહિ અને એવો ગાંડો યાત્રાળુ હોય પણ નહિ અર્થાત્ પાર્જીટર સરસ્વતીનુ મુખ ખોટી જગ્યાએ ધારીને આવો અસભવિત તર્ક કરે છે સરસ્વતીનું મુખ પ્રભાસની પાસે જ હોય તો તે ત્યા અને પાસે જ આવેલા દ્વારકામા જાય એ સભવિત છે આ વાત સરસ્વતીનું મુખ ગોપનાથ પાસે કે પ્રભાસ હોય છે ત્યા કે

અને સિંધુનાં મુખ જુદાં હતાં એ સિદ્ધ થાય છે. બીજું સરસ્વતી પ્રભાસ, દ્વારકાં વગેરેની નજીક સમુદ્રને મળતી હતી એ પણ સિદ્ધ થાય છે. આ તીર્થવર્ણનમાં કોઈ જાતનો અનુક્રમ જાળવેલો જણાતો નથી. એટલે પ્રભાસ હાલ ગણાય છે તેમ સરસ્વતીના મુખ આગળ જ તે સમયે હતું કે છેટું હતું તે સિદ્ધ થતું નથી. શલ્યપર્વની બલદેવની યાત્રાના વર્ણનમાં એ મુખ આગળ જ હતું એમ સ્પષ્ટ લખે છે. પરંતુ વનપર્વમાં ત્યાં અગ્નિતીર્થ જ આવેલું છે એમ કહે છે, જ્યારે શલ્યપર્વમાં સોમ થયેલા શાપનું વર્ણન અને શૈવતીર્થ હોવાનું લખેલું છે. આ ઉપરથી વનપર્વવાળો ભાગ શલ્યપર્વવાળા ભાગ કરતાં વહેલો લખાયો હશે. અને પ્રભાસ શૈવતીર્થ તરીકે ન મનાતું હોય એટલી પ્રાચીન પરંપરા વ્યક્ત કરે છે. પુરાણ અને તે ઉપરથી લખાએલું સરસ્વતીનું માહાત્મ્ય શલ્યપર્વવાળી વાતનું સમર્થન કરી સરસ્વતીને પ્રભાસ આગળ જ લાવે છે. આ ઉપરથી સમજાશે કે સરસ્વતી પ્રભાસની નજીકમાં સાગરને મળતી એ પરંપરા મહાભારતના છેલા થરથી માંડી પુરાણો હાલના સ્વરૂપમાં લખાયાં ત્યાં સુધીમાં બરોબર દૃઢ થઈ ગઈ હતી. ઈ.સ. ૧૦૩૦માં અલબરૂનીએ આપણાં પુરાણો વગેરે અને પ્રાચીન ભૂગોળ વગેરેનો સારો અભ્યાસ કરેલો. એ પણ સોમનાથ પાસે સરસ્વતીનું મુખ છે એમ લખે છે. પરંતુ વધુ ખુલાસો એણે કરેલો નથી.[૨૯]

પુરાણોએ કરેલા સરસ્વતીના હિમાલયથી પ્રભાસ સુધીના પ્રવાહના વર્ણનમાં ભૌગોલિક દૃષ્ટિએ હાલ એક મોટો વાંધો આવે છે. સરસ્વતી વિનશન આગળ ગુપ્ત થઈ ઘગ્ઘર[૩૦] સાથે તેનો પ્રવાહ મળી ગયો એ મત તો હવે ખોટો પડ્યો છે. ગુપ્ત થતી અને બહાર આવતી સરસ્વતી એક વખત અસ્ખલિત પ્રવાહથી કચ્છના રણને મળતી એમ ઘણા વિદ્વાનોએ માન્ય કર્યું છે. પરંતુ સરસ્વતી કચ્છના રણના પૂર્વાવતાર સમુદ્રને મળતી એ સ્વીકારીએ તો પૌરાણિક આખી યે પરંપરાને વાંધો આવે છે. બીજી બાજુથી જોતાં કાઠીઆવાડ એક વખતે બેટ હતો. એને ગુજરાત સાથે જોડાયાને બે હજાર વર્ષ પણ હજી થયાં નથી.[૩૧] સરસ્વતીને લુપ્ત થયાને બે હજારથી વધારે વર્ષ થયાં છે. તો પ્રશ્ન એ થાય છે કે રાજપુતાનાની ભૂમિ વચ્ચેથી દક્ષિણમાં આવતી સરસ્વતી ગુજરાત કાઠીઆવાડ વચ્ચેનો જલપ્રદેશ ઓળંગી ગીરનાં જંગલ વચ્ચેથી પ્રભાસ પાસે સમુદ્રને મળવા શી રીતે ગઈ? આ વાંધો સરસ્વતી ગુજરાતના દક્ષિણ પ્રદેશ સુધી આવતી જ નહોતી એમ માનનારાઓને ટેકો આપે છે. પુરાણકાર તો પુષ્કર અને અર્બુદારણ્યમાંથી આવેલી સરસ્વતી પશ્ચિમમાં સમુદ્રને દેખી (કચ્છના રણનો સમુદ્ર) ત્યાં વડવાનલને મૂકવાની આજ્ઞા ન હોવાથી ગુપ્ત થઈ દક્ષિણ સમુદ્રમાં જવા માટે કાઠીઆવાડમાં પ્રગટ થઈ એમ લખી આ ગુંચવણનો નિકાલ લાવી દે છે. આ બન્ને પૌરાણિક વાતોથી સ્પષ્ટ થાય છે કે સરસ્વતી કચ્છના રણના સમુદ્રને મળતી નથી પણ તેની

---

એટલામાં અને દ્વારકાં મૂળ દ્વારકાં પાસે કે એટલામાં હોય તો વધારે બંધ બેસે. જોકે અનુક્રમ તો મહાભારતનો ખરો છે જ નહિ અને એ ગ્રંથે જાળવ્યો પણ નથી. પાર્જીટર દ્વારકાને પણ હાલના દ્વારકાંની જગ્યાએ માનતા લાગે છે.

૨૯ Sachau's Al Baruni I. 261. (Trubner's) અલબરૂની પાછળનાં પુરાણોને માનતો લાગે છે. સોમનાથથી એક તીર પડે એટલે છેટે સરસ્વતીને માને છે. પરંતુ નવાઈની વાત એ છે કે અલબરૂની (ઇ.સ. ૧૦૩૦) સરસ્વતી અને ગંગાના મુખની વચ્ચે નર્મદાનું મુખ ભરુચ પાસેનું આવેલું છે એમ લખે છે. આમાં છેટું કેટલું એની એને ગમ નથી પરંતુ સરસ્વતી નર્મદાના મુખથી પશ્ચિમમાં મળતી એટલું ચોખ્ખું થાય છે.

૩૦ પંજાબની એ જ નામની એક નદી. એનો પટ પણ આજે સુકાએલો છે. કેટલાક એને જ સરસ્વતી માને છે.

૩૧ કાઠીઆવાડ ગેઝેટીઅર પૃ ૫૫૯. × × × "And Probably so recently as two thousand years ago this Peninsula was an island." પુરાણો હાલના સ્વરૂપમાં લખાયાં તે સમયે કાઠીઆવાડ ગુજરાતની ભૂમિ સાથે જોડાવાની શરૂઆત થઇ હોવી જોઇએ અને ગુજરાત કાઠીઆવાડ વચ્ચે પહેલાં શું હતું એ પરંપરા ભૂલાઈ હોવી જોઇએ.

પાસે થઈ દક્ષિણમા ઊતરે છે બીજુ રણ પારેના ભાગમાથી કાઠીઆવાડમાં સરસ્વતીને લઈ જવાનો રસ્તો ન જડવાથી પુરાણકાર એને ગુપ્ત કરી ઉડાવીને પ્રભાસ પાસે લઈ જાય છે આથી એટલુ પણ સ્પષ્ટ થાય છે કે સરસ્વતી કચ્છના રણથી આગળ દક્ષિણમા કેઇ સ્થળે સમુદ્રને મળે છે અને એ સ્થળ કયુ તેની પુરાણકારને ખબર નથી પ્રાચીન પરપરાને આધારે પુરાણકાર પ્રભાસ આગળ મુખ ધારે છે

## નદીઓના પટમાં થએલો ફેરફાર

આ વસ્તુ નક્કી કરવા માટે પૌરાણિક પરપરાને વધુ ઝીણવટથી તપાસવાની જરૂર છે, અને તે સાથે પશ્ચિમ હિંદના રેતાળ પ્રદેશમા થએલા ફેરફાર અને એ પ્રદેશમા થઈને વહેતી નદીઓના પ્રવાહમાં થએલા ફેરફાર તપાસવાની પણ જરૂર છે એમાં પહેલી અગત્યની વાત એ છે કે સરસ્વતી વડવાનલને લઈને સમુદ્રમા મૂકવા જાય છે અને એના તાપથી કેઈ જગ્યાએ ગુપ્ત થઈ જાય છે આ વડવાનલ એ જ્વાલામુખીથી થએલા ઉત્પાતોનુ પૌરાણિક સ્વરૂપ છે [૩૨] એથી સ્પષ્ટ થાય છે કે સરસ્વતીનો પ્રવાહ નાશ પામવામાં જ્વાલામુખીના ભૂકપ આદિ ઉત્પાત એ ઘણા કારણોમાનુ એક અગત્યનુ કારણ છે. પશ્ચિમ હિંદુસ્તાન અને ગુજરાતના ભાગમા વારવાર ધરતીકપ થતા અને તેથી જલ-સ્થલમા ફેરફાર થઈ ગએલા એવા દાખલા છે [૩૩] આવાં કારણોથી અને અતિવૃષ્ટિથી થતા જળપ્રલય જેવા બનાવોથી ખાસ કરીને રેતાળ પ્રદેશમા નદીઓના પ્રવાહ ઉપર બહુ અસર થાય છે પજાબ, સિંધ, રાજપુતાના અને ગુજરાતની નદીઓના પ્રવાહમા આ રીતે ઘણો ફેરફાર થએલો છે [૩૪] વધારામા ઉત્તર ગોળાર્ધમા ઉત્તરદક્ષિણ વહેતી નદીઓ ખાસ કરીને

---

૩૨ વડવાનલ એટલે જ્વાળામુખી એમ વિદ્વાનોનુ માનવુ છે (જુઓ ન દે મહેતાકૃત શાક્ત સપ્રદાય) વડવાનલને પૃથ્વીના પડમાં કે સમુદ્રમા રહેલો અગ્નિ કહે છે એને ઔર્વાનલ પણ કહે છે મહાભારતમા પ્રભાસ આગળ અગ્નિતીર્થ કહે છે અને પ્રભાસ પાસે સરસ્વતી સગમની પરપરા છે એટલે સરસ્વતી વડવાગ્નિને લાવી સમુદ્રમા નાખે છે એને કાઇ સબધ હોવો જોઇએ વરાહમિહિર હિંદુસ્તાનના દેશો ગણાવતા નૈઋત્યમાં વડવામુખ આવેલું કહે છે આ વડવામુખ પૌરાણિકમત પ્રમાણે સમુદ્રમા છેટે નહિ પણ ભારતવર્ષના દેશ તરીકે છે એટલે સરસ્વતીના મુખ આગળ જતા વડવાગ્નિને સમુદ્રમાં નાખ્યો તે ભાગ વડવામુખ પ્રદેશ કહેવાતો હોવો જોઇએ પ્રભાસ પાસે અગ્નિતીર્થ એ વાતને ટેકો આપે છે વડવામુખ આખો પ્રદેશ એટલે પ્રભાસમા જ નહિ પણ આસપાસનો ભાગ પણ હોઈ શકે (વરાહમિહિર બૃ સ નક્ષત્રકૂર્મવિભાગ) વડવાનલ, ઔર્વાનલ અને એના પાર્જીટરે કરેલા અર્થની ચર્ચા કરવાને અહીં સ્થાન નથી એના અર્થમા પાછળથી ઘણી ગુચવણ થએલી છે

૩૩ સ્કદપુરાણ નાગરખડમા હાટકેશ્વર ક્ષેત્ર એટલે આનર્ત દેશમા આવા ભૂકપના ઉત્પાતોના ઉલ્લેખો આવે છે અ ૭૧ શ્લો ૨૩ यदा वै भूमिकपस्तु सप्रजात सुदारुण ॥ रक्तशृंग प्रचलित स्वस्थानादतिवेगत ॥ આ બનાવ તારકાસુરને સ્કદે માર્યો ત્યારે તે પડયો તે વખતે બન્યો અને તે વખતે ચમત્કારપુરના ઘર પડી ગયા એમ લખ્યુ છે વળી જુઓ Briggs Cities of Gujarastra VII તારકાસુરનો અને ખભાતના સ્થાનો સબધ આગળ જોયો છે

૩૪ જુઓ River Courses of the Punjab & Sind R B Whitehead (Ind Ant. Sept. 1932) આ ગૃહસ્થે સરસ્વતીના પટ માટે 'હકરા' નદીના નામથી ઠીક પ્રકાશ નાખ્યો છે આ નદીએ ના વિષયમા મેજર રેવર્ટી આધારભૂત ગણાય છે ઉપરોક્ત લેખમા મી વ્હાઇટહેડે નદીઓના પટના ફેરફાર માટે ઉત્તમ ચર્ચા કર્યા છતાં સરસ્વતી માટે પ્રાચીન પરંપરા ઉપર ધ્યાન ન આપવાથી બધા જેવી ભૂલ કરી છે, અને હાલની નદીઓની ચર્ચા કરી છે સરસ્વતીના ગુપ્ત થવાનુ કારણ સરસ્ એટલે તળાવોવાળી નદી અને તળાવો એની માટે કરેલા તેથી એ નદી કદી સમુદ્રને પહોંચી જ નથી અને ગુપ્ત થઈ છે એમ લખે છે પરતુ 'હકરા' અગર એક એવી મોટી નદી અદ્રશ્ય થઇ છે કે જેને કદાચ સિંધુ પણ મળતી હોય અને પજાબની બીજી નદીઓ અને જમના મળતી હતી એમ લખે છે જે માટે લેખ વાચવા જેવો છે રેતાળ જમીનમા નદીઓના પટ વીસથી ત્રીસ માઇલ પહોળાઈમા ફેરફાર થાય છે એમ મેજર રેવર્ટીનુ માનવુ છે એ લખે છે કે સતલજ ત્રીસથી પચાસ માઇલ પશ્ચિમમા ખસી છે ચીનાબ રાવી વગેરેનુ પણ એવી રીતે થયુ છે

રેતાળ પ્રદેશમાં પૂર્વ તરફથી પશ્ચિમ તરફ પૃથ્વીના પોતાની ધરી ઉપરના દૈનિક ભ્રમણને લીધે ધસતી જાય છે. આમ પંજાબની નદીઓના પ્રવાહ હાલ છે એવા પૂર્વે નહોતા. સિંધુ આદિ નદીઓ હાલ કરતાં ઘણી પૂર્વમાં વહેતી અને સિંધુ પોતાની શાખાઓ સાથે કચ્છના રણમાં મળતી.[૩૫] બીઆસ નદી સ્વતંત્ર કચ્છના રણના સમુદ્રને મળતી.[૩૬] સતલજ સરસ્વતીની કે બીઆસની શાખા હતી.[૩૭] જમના સરસ્વતીને મળતી એમ માનવાને કારણ છે.[૩૮] સિંધુ અને એની શાખાઓ, બીઆસ અને એની શાખાઓ હાલ છે તેનાથી ઘણી પૂર્વમાં વહેતી એટલે સરસ્વતીનો પ્રવાહ પણ હાલ મનાય છે ત્યાંથી પૂર્વમાં હતો. સરસ્વતી પુષ્કરમાં થઈને વહેતી એમ બધાં પુરાણો કહે છે, અને પુષ્કર પ્રાચીન કાળથી અજમેરની પાસે છે એ સિદ્ધ થએલી વાત છે. એટલે ઉપરનો સિદ્ધાંત માન્ય રાખીએ તો સરસ્વતી હિમાલયમાંથી

---

૩૫ એ જ પૃ. ૧૬૮. મેજર રેવર્ટીનું માનવું છે કે એક વખત સિંધુ નદી હકરાની (ઘગ્ઘર અથવા સરસ્વતી) શાખા હતી. મિ. વ્હાઇટહેડ લખે છે કે એલેકઝાંડરના આવ્યા પછી સિંધુ અને ગંગાના પ્રવાહ અને મુખમાં ઘણા ફેરફાર થયા છે. આ હકીકત ઘણી અગત્યની છે. જુઓ અમરનાથદાસ કૃત India and Jambu Island P. 124,21. દાસ તો એટલે સુધી કહે છે કે હાલનો સિંધુનો પ્રવાહ તે પ્રાચીન કાબુલનો પ્રવાહ છે. સિંધુ તો ઘણી પૂર્વમાં વહેતી.

૩૬ River Courses of the Punjab & Sind: Whithead (Ind. Ant. 1932. Sept). શ્રીયુત અમરનાથ દાસ બીઆસ (વેદની વિપાશા) સતલજ (વેદની શતુદ્રી) જમના અને ભાગીરથી પાસેપાસે વહેવાનું લખે છે. એપોલોનીસસ ઓફેઇસે બીઆસ મારફતે સમુદ્રમાં મુસાફરી કરી હતી અને એણે બીઆસના મુખ પાસે દૂરથી સિંધુનું મુખ જોયું હતું. એટલે બીઆસ અને સિંધુ કચ્છના રણને મળતી હોવી જાઇએ. રા. દાસ આ ઉલ્લેખોમાં બીઆસની પાસે એ મુસાફરે કહેલી ભાગીરથીનો ઉલ્લેખ કરે છે તે જોકે સ્પષ્ટ કરેલો નથી પરંતુ એ પોતે જ લખે છે કે એ નદી સરસ્વતી હોવી જોઈએ અને તે ખરું છે. એઓ ધારે છે કે બીઆસ સ્વતંત્ર દરિયાને ન મળતી હોય તો સરસ્વતીને મળતી હતી અને તેની મારફતે વહાણમાં જવાનું. પરંતુ બીઆસ સ્વતંત્ર સમુદ્રને મળતી એ પરંપરા વિચિત્ર રીતે તારીખે હાફીઝ અબ્રુ (Illiot IV) માં જળવાઈ રહી છે. એમાં 'બીઆ' નદીને 'ખંભાત'ના રાજ્યમાં થઇને સમુદ્રમાં પડતી લખી છે અને જમનાને ગૂજરાતમાં થઈ સમુદ્રમાં પડતી લખી છે. જમના સરસ્વતીને મળતી અને સરસ્વતી નાશ થયા પછી ગંગાને મળી એ આગળ જોઈશું. ઉપરોક્ત તવારીખમાં જમના ગૂજરાતમાં આવતી એમ લખ્યું છે.

૩૭ Whitehead:–River Courses of the Punjab & Sind. 'The Sutluj was a tributary of the Hakra.' કલકત્તા રીવ્હયુમાં મિ. ઓલ્ડહામે તો હકરાને જ સતલજ ધારેલી છે. હકરા એ હાલની ઉત્તરની સરસ્વતીનું બીજું નામ છે તે જોયું છે.

૩૮ એ જ. "Hakra was fed by both Satlaj and Jumna." મિ. વ્હાઇટહેડ લખે છે કે ખેતીવાડી ખાતાના મિ. નીકલસનના મત પ્રમાણે (૧૯૧૬) એમ સિદ્ધ થયું કે ચૌતાંગ નદીનો માઇલ પહોળો પટ એ જમનાનો જૂનો પટ છે. આગળ જમના ચૌતાંગ મારફતે હકરાને મળતી એમ લખે છે. આ ચૌતાંગ (Chautang) એ વૈદિક દૃશદ્વતી નદી છે જે સરસ્વતીની શાખા હતી અને જેની અને સરસ્વતીની વચ્ચેનો ભાગ બ્રહ્માવર્ત કહેવાતો. એની પછી તરત જ જમના નદી આવે છે. જમના સરસ્વતીને મળતી તે માટે વધારામાં જુઓ. Oxford Survey of Br. Empire Asia P. 17. By Herberton and Howarth (Geology). રા. અમરનાથદાસ લખે છે કે ટૉલેમીના વખતમાં સરસ્વતીના ઉપલા અને નીચલા પ્રવાહ જુદા થઈ ગયા અને વચ્ચેનો ભાગ અંતઃશીલાને નામે ઓળખાવા લાગ્યો જેને પુરાણો વિનશન અથવા સરસ્વતી ગુપ્ત થઈ એમ કહે છે. હકરાનો સૂકો મોટો પટ ભાવલપુર રાજ્યમાં થઈ બીકાનેરના રણમાં આવે છે. હકરા એટલે નીચી સપાટીનું રણ. આ ઉપરથી મીહરાન નદી (Eastern Nara) પંજાબની કઈ નદી હશે તે કહેવું મુશ્કેલ છે. કદાચ સિંધુની પશ્ચિમની શાખા હોય. આ નદી છેક પંદરમી સદી સુધી હતી (જુઓ મે.હેન જો ડેરો અને ઈન્ડસવેલી–સર જોન માર્શલકૃત), તે હાલ નથી એટલે એ નદી પણ લુપ્ત થઈ છે.



**રા. બ. માધવરામ હરિનારાયણ વ્યાસ**
દીવાન : તા. ૧૭-૪-૧૮૯૪ થી તા. ૨-૭-૧૯૧૩



**એસ. અબ્દુલ લતીફ ખાન**
દીવાન : તા. ૨૯-૭-૧૩ થી તા. ૨૧-૯-૧૩



**કે. આર. ખમનજી**
દીવાન : તા. ૨૨-૯-૧૩ થી તા. ૨૧-૧-૧૫
ઍડમિનિસ્ટ્રેટર : તા. ૨૨-૧-૧૫ થી તા ૨૨-૪-૧૮



**વી. કે. નામજોશી**
ઍડમિનિસ્ટ્રેટર : તા. ૨૩-૪-૧૮ થી તા. ૧૦-૬-૨૯



**જી. એચ. ગુગ્ગાલી,** આઈ સી. એસ.
ઍડમિનિસ્ટ્રેટર : તા. ૧૧-૬-૨૯ થી તા. ૧-૭-૨૯

છેવટનું મુખ હતું એમ પણ ગ્રીક લેખકોના મત ઉપરથી વિદ્વાનો માને છે.૪૧ એનો અર્થ એટલો જ છે કે સિંધુ અને એની બીજી સહચરીઓ પૂર્વમાં રાજપૂતાનાના રણમાં પશ્ચિમ ભાગ સુધી વહેતી હતી. વેદમાં સાત સાત સખીઓવાળી ત્રણ મહાનદીઓ કહેલી છે.૪૨ તેમાં પહેલી સિંધુ, બીજી સરસ્વતી, અને ત્રીજી ગંગા સાથે અહીં સંબંધ નથી. સિંધુ અને સરસ્વતી પોતાની સાત સાત શાખાઓ સહિત સ્વતંત્ર રીતે સમુદ્રને મળતી. એટલે સિંધુનાં મુખ હાલના કચ્છના મોટા રણની જગ્યાએ માનીએ તો સરસ્વતી પણ એ જ દિશામાં સમુદ્રને મળતી હોવાથી કચ્છના રણના નીચલા ભાગમાં કે એથી સહેજ દક્ષિણે એનું મુખ હોવું જોઈએ એમ માનવું પડે.૪૩ મહાભારત પ્રમાણે સિંધુ અને સરસ્વતીનાં મુખ છેક પાસેપાસે નથી, અને સરસ્વતીના મુખને સિંધુના મુખ કરતાં પ્રભાસનું સાહચર્ય વધારે છે અને પુરાણો એને ટેકો આપે છે તે જોતાં કચ્છના રણમાં જ ઉપર નીચે સિંધુ અને સરસ્વતી બન્ને સમુદ્રને મળતી એમ માનવાને વાંધો આવે છે. બીઆસ નદી સ્વતંત્ર રીતે સમુદ્રને મળતી અને એનું મુખ સિંધુના મુખની પાસે હતું

---

૪૧ Ptolemy's Ancient India: Mcerindle: (Bengal) P. 33-37. ટૉલેમી સિંધુનાં સાત મુખ ગણાવે છે તેમાં પૂર્વ તરફનું મુખ કચ્છના રણમાં પૂર્વોત્તર ખૂણામાં પડતી લૂણી નદીને 'લોણીબારા' એ નામથી કહે છે. ટૉલેમી (ઈ.સ. ૨૫૦ લગભગ) સરસ્વતીને ધ્યાનમાં લેતો લાગતો નથી. સિંધુ પછી ગંગાનાં મુખ ગણાવે છે. આ ગણત્રીએ ઘણાને ભ્રમમાં નાખ્યા છે. ટૉલેમીની ભૂગોળને અક્ષરશઃ સત્ય માનીને અમરનાથ દાસે જે ગોટાળો ઊભો કર્યો છે તે આગળ જોઈશું. પરંતુ મેક્ક્રીંડલ પણ ગોટાળામાં પડે છે. ટૉલેમી કહે છે કે ગંગાનાં મુખમાં જમણું અથવા પશ્ચિમનું મુખ 'કૅમ્બીસોન' (Kambyson) છે. અને ડાબું અગર પૂર્વનું મુખ કંબેરિખોન છે. મેક્ક્રીન્ડલ ટૉલેમી ઉપર ચર્ચા કરતાં કહે છે ટૉલેમી (પૃ. ૧૦૧) ગંગાની આ ત્રણ મુખ્ય શાખાઓને ગંગાનો સરસ્વતી સાથેનો સંબંધ ત્રિવેણી આગળ થાય છે ત્યાંથી જુદી પાડે છે. ત્રિવેણીથી સરસ્વતી કૅમ્બીસોન મુખમાં પશ્ચિમમાં ગઈ, અને જમના જુદી પડી વચ્ચેનાં મુખમાં ગઈ; અને પૂર્વ તરફની ગંગા તે હાલની પદ્મા નદી. હવે આ ત્રિવેણીને ઉપલી અસંભવિત ઘટના બંધ બેસાડવા બંગાળમાં શોધે છે, અને કોઈપણ ત્રણ નદીઓ મળી તેને ત્રિવેણી કહેવાના રિવાજને ભૂલી બંગાળમાં ત્રિવેણીને લાવે છે. ટૉલેમીના વર્ણન ઉપરથી તો પ્રસિદ્ધ અલ્હાહાબાદની ત્રિવેણી જ છે. આ આખા વર્ણનમાં ટૉલેમીથી આજ સુધીનો ગોટાળો ચાલેલો છે. ઊલટું એનું વર્ણન બતાવે છે કે એણે સિંધુ પછી તુરત ગંગાનાં મુખ ગમે તેમ લીધાં છે અને પોતે હિંદ આવેલો નથી એટલે સાંભળેલું લખ્યું છે. એટલે સિંધુથી હિંદની આખી પહોળાઈમાં ગંગાનાં મુખ પાથર્યાં છે અને કૅમ્બીસોનમાં મધ્ય હિંદમાંથી છૂટી પડી પશ્ચિમમાં આવેલી ગંગા અથવા ભાગીરથી તે સરસ્વતી એ પરંપરાને ટેકો આપે છે. એને હાલ બંગાળના ઉપસાગરમાં ખોળવી એ ભ્રમ છે. કૅમ્બાીસોન પણ સ્કંભતીર્થ કે સ્કંભપુરને કેમ ટેકો ન આપી શકે? ભાગીરથી ગંગા સરસ્વતીનું જૂનું નામ છે તે આગળ જોઈશું. સરસ્વતીનું પાવનત્વ ગંગા ઉપર ગયું અને ગંગા પૂર્વમાં ગઈ તે સાથે કેટલીક પરંપરા પણ પશ્ચિમમાંથી પૂર્વમાં ગઈ.

૪૨ ઋગ્વેદ ૧૦-૭૫. આમાં प्र सप्त सप्त त्रेधा हि चक्रमुः એમ સાતસાતના ત્રણ મહાનદીઓના પ્રવાહનો ઉલ્લેખ છે, અને સિંધુને મોટી કહેલી જણાય છે. અનુક્રમ ગંગાથી પશ્ચિમ તરફનો લીધો છે. इमंमे गंगे यमुने सरस्वती शुतुद्रि स्तोमं सचता परुष्ण्या ॥ असिक्न्या मरुद्वृधे वितस्तयार्जीकीये शृणुह्या सुषोमया ॥ એ પછી રસા સિંધુ કુભા, ગોમતીઆ ઈત્યાદિ નામ આપે છે. આ સૂક્ત પાછળનું હોઈ ગંગાયમુનાના પ્રદેશની પાર આર્ય સંસ્કૃતિ ગયાનું સૂચવે છે. આ નદીઓનાં નામ હાલની નદીઓની સાથે બેસાડવા પ્રયત્ન થયા છે, પરંતુ તે બધા સફળ થએલા નથી. આ સૂક્ત વૈદિક ઋષિનું ભૌગોલિક જ્ઞાન બતાવે છે.

૪૩ કચ્છના રણના ઉપલા ભાગમાં સિંધુ અને બીઆસનાં મુખ હતાં અને કચ્છનો અખાત સરસ્વતીનું મુખ હોય એમ કોઈ કહે પરંતુ એમાં આખી યે પૌરાણિક પરંપરા અને પ્રભાસ આગળના સંગમને વાંધો આવે. સિદ્ધપુરવાળી સરસ્વતીને સરસ્વતી માનનારા કચ્છનો અખાત સામો જ હોવાથી એને એનું મુખ માને છે.

એવો એક ઉલ્લેખ મળે છે તે જોવું એ ઉપરથી સરસ્વતી કચ્છના રણમાં નહોતી મળતી એ વાતને વધારે ટેકો મળે છે કવિ રાજશેખર ઉત્તરાપથ અને પશ્ચિમ દેશની ભૂગોળ લખતા તે બન્નેમાં સરસ્વતી નદી લખે છે[૪૪] એ ઉપરથી આ બે નદીઓ હાલ દેખાય છે તે પ્રમાણે તદ્દન જુદી કે એક જ પ્રવાહ એ નક્કી થતુ નથી તેમજ પશ્ચિમ દેશની સરસ્વતી તે પાટણ સિદ્ધપુરવાળી કે પ્રભાસવાળી તે પણ રાજશેખરના લખાણ ઉપરથી સ્પષ્ટ થતુ નથી.[૪૫] પણ રાજશેખર પછી એકાદ સદી પછી અલબરૂની પશ્ચિમ દેશમા પ્રભાસની સરસ્વતીનો જ ઉલ્લેખ કરે છે એ ગમે તેમ હોય તોપણ એ બન્ને સરસ્વતીઓ જુદી નદીઓ હોવાનો જેટલો સંભવ છે તેટલો જ સભવ એક જ નદી હોવાનો છે. દાખલા તરીકે ભૂગોળનો લેખક ગોદાવરીને મહારાષ્ટ્રમાં પણ લખે ને આધ્રમાં પણ લખે મુબાઈ ઈલાકામાં પણ લખે ને મદ્રાસ ઈલાગમા પણ લખે એથી કરીને ગોદાવરી એક જ છે તેમ સરસ્વતી પણ એક ગણી હોય અને રાજશેખરે એમ લખવામાં પૌરાણિક પરંપગ પણ લક્ષ્યમાં રાખી હોય

## સરસ્વતી અને ઉત્તર ગૂજરાતની નદીઓ

વડવાનલ અથવા જ્વાલામુખી અને ધરતીકપને લીધે અને અતિવૃષ્ટિને લીધે પશ્ચિમ હિંદની નદીઓમા જે મોટા ફેરફાર થઈ ગયા[૪૬] તેમા કેટલીક મોટી નદીઓના પ્રવાહ બદલાયા ઉપરાત કેટલીક નદીઓના ટુકડા પણ થઈ ગયા સરસ્વતી આખી યે લુપ્ત થયાથી એને મળનારી કેટલીક નદીઓ સિધુને અને કેટલીક ગંગાને મળી[૪૭] નીચાણના રેતાળ પ્રદેશમા એના ટુકડા પણ થઈ ગયા અને ગૂજરાતમા બનાસ, પાટણની સરસ્વતી, સાબરમતી વગેરે નદીઓ બની ગઈ.[૪૮] એટલે પ્રાચીન સરસ્વતીની બધી પરપરાઓ આ બધા પ્રદેશમા વહેતી નદીઓને ઓછીવધતી લાગુ પડી અને એના તીર્થો એ બધી નદીઓએ વહેંચી લીધાં આ રીતે સરસ્વતીનાં કેટલાક તીર્થ સાબરમતી ઉપર આવ્યાં છે[૪૯] સરસ્વતી લુપ્ત થયા પછી

---

૪૪ રાજશેખરકૃત काव्यमीमासा (Baroda Oriental Series) આ ઉલ્લેખ નવમી સદીના અતનો એટલે અલબરૂની થી એક સૈકો જુનો કહી શકાય

૪૫ ઉત્તરાપથમા જે સરસ્વતી કવિ રાજશેખર લખે છે તે હાલની સરસ્વતી કહેવાતી નાની નદી અને વિનશન (પતિયાલા)મા ગુપ્ત થતા સરસ્વતી છે આ વિનશન પાસે સ્થાનેશ્વર અને ત્યા પૃથૂદક એટલે ઉત્તરાપથ અને મધ્ય દેશ તથા પશ્ચિમ દેશની સરહદનું સ્થાન, એટલે રાજશેખર બે સરસ્વતી લખે છે પરતુ રાજશેખરની ભૂગોળ બહુ ટૂકામા છે એટલે કાઈ સ્પષ્ટ થતુ નથી. પણ પરપરાને એ કવિએ ધ્યાનમા તો લીધી જ હશે વિનશન તીર્થ એટલુ જૂનુ છતા એનો ઉલ્લેખ નથી કર્યો

૪૬ ગૂજરાતના ભાગમા આ કારણોથી ફેરફાર થયા, જ્યારે ઉત્તર હિંદમા આ કારણો ઉપરાત મુસલમાન સમયના શરૂઆતના ભાગમાં ખોદાએલી નહેરોથી પણ ફેરફાર થયા છે પ્રાચીન મુસલમાન લેખકોએ કરેલાં પજાબ અને પશ્ચિમ મધ્ય હિંદની નદીઓના વર્ણનમા આજે ઘણો ફેરફાર દેખાય છે એટલે છેલ્લા હજાર વર્ષમા પણ પજાબની નદીઓમા ફેરફાર થયા છે

૪૭ India & Jambu Island A Das P 121 સરસ્વતીના ટુકડા થયા બાબત રા દાસનુ લખાણ વાચવા જેવુ છે એનુ દરિયા સાથેનુ મુખ ઉપરના પ્રવાહથી કપાઈને જુદુ પડી ગયુ સિંધુ છેક પશ્ચિમે જવાથી સતલજાદિ સરસ્વતીને બદલે સિંધુને મળવાથી સિંધુ સાથેનો સબધ છેક તૂટી ગયો, સતલજ, બીઆસ બધી સિંધુને મળતી થઇ ગઇ અને જમના ગગાને મળતી થઇ સરસ્વતીનું પોતાનુ પાણી ઘગ્ઘરમા જઈ સુકાઈ ગયુ

૪૮ ગૂજરાતની હદમાં ઉત્તર હિંદમાથી કોઈ મોટી નદી આવતી હતી એમ ભુસ્તરશાસ્ત્રીઓનું માનવુ છે હાલની ગૂજરાતની નદીઓ એના કકડા છે એ આગળ જોઇશુ

૪૯ જુઓ પદ્મપુરાણાતર્ગત साभ्रमती माहात्म्य કપાલમોચન તીર્થ, સપ્તસારસ્વત તીર્થ, સોમતીર્થ, વગેરે સાબરમતીને કિનારે આવ્યાં છે મહાભારત શલ્યપર્વ વગેરેમા સરસ્વતીના પ્રભાસ સિવાય ઉપરના બધાં તીર્થ કુરુક્ષેત્રની લગભગમા જ કહ્યાંછે તેમ છતા

જેમ એનું પાવનત્વ ગંગામાં ગયું તેમ એનાં તીર્થો કુરુક્ષેત્રથી ગૂજરાત સુધીમાં વહેંચાઇ ગયાં. સ્કંદ-પુરાણમાં એક કથા આ વાતને ટેકો આપે છે. વિશ્વામિત્રના શાપથી રુધિરવાળી થએલી સરસ્વતીનું જલ ચોખ્ખું કરવા માટે અર્બુદારણ્યમાં વસિષ્ઠે એકીવખતે બે નદીઓ ઉત્પન્ન કરી તે એક સરસ્વતી અને બીજી સંભ્રમથી ઉત્પન્ન થઈ માટે સાભ્રમતી–સાબરમતી.[૫૦] એથી જણાય છે કે અર્બુદારણ્ય છોડયા પછીનો મૂળ સરસ્વતીનો પ્રવાહ પાટણની સરસ્વતી અને સાબરમતીના સાંનિધ્યવાળા ભાગમાં હોવો જોઇએ અને વડવાનલ–જ્વાલામુખી[૫૧]–ભૂકંપ–થી એ પ્રવાહ ઊડી જઈ આ નાની નદીઓ થઈ ગઈ.

## ગૂજરાત અને કાઠીઆવાડ વચ્ચે સરસ્વતીનો પ્રવાહ

પૌરાણિક પરંપરા અને તીર્થવર્ણન ધ્યાનમાં રાખતાં અર્બુદારણ્ય મૂકીને સરસ્વતીનો પ્રવાહ સિદ્ધપુર આદિ સ્થળો પાસે થઈ પશ્ચિમ તરફ વહી ઝીંઝુવાડાની લગભગથી દક્ષિણ તરફ વળ્યો એમ માની શકાય. ત્યાંથી નળકંઠો[૫૨] અને ખંભાતનું રણ[૫૩] જેને દરિયાની ખાડીનો પુરાએલો ભાગ માનવામાં આવે છે તે

---

યે કુરુક્ષેત્રથી પ્રભાસની વચ્ચે તીર્થો નહિ હોય એમ માનવાને કારણ નથી. એથી ઊલટું શલ્યપર્વનો એ ભાગ તીર્થોની પરંપરા યાદ હોવાથી અને સ્થળ ભૂલાઈ જવાથી બધાંને એક જગ્યાએ મૂક્યાં જણાય છે. પ્રભાસ આજ સુધી પ્રસિદ્ધ હોવાથી એને તો બીજે મૂકાય તેમ હતું નહિ. પદ્મપુરાણ આ બાબતમાં ખરું પણ હોય. જોકે એ માટે નિશ્ચિત તો કોઈ કહી શકે તેમ નથી. સાબરમતી અને સરસ્વતી તટનાં તીર્થ એક એ વાત બહુ સૂચક છે.

૫૦ સ્કંદપુરાણ નાગરખંડ અ. ૧૭૩. સિદ્ધપુરવાળી સરસ્વતી અને સાબરમતીનું ઉત્પન્ન થવાનું આમ એક મૂળ અને એક જ સમય તથા વ્યક્તિ એ બહુસૂચક છે. પદ્મપુરાણ સાભ્રમતી એટલે ભ્રમતી ગંગા કહે છે. સ્કંદપુરાણ સરસ્વતીને ફરી સ્વચ્છ કરતાં સંભ્રમથી સાભ્રમતી વસિષ્ઠે ઉત્પન્ન કરી એમ કહે છે. એ બતાવે છે કે પરંપરાની ઝાંખી હોવા છતાં એક જ મહાનદીના ટુકડા હોવાની વાત પુરાણકાર ભૂલી ગયા છે. પરંતુ ભ્રમતી ગંગા અને સંભ્રમ એ બંને વાત સરસ્વતી જે મૂળ ગંગા જ છે તે વાતને ટેકો આપે છે. संभ्रमं परमं गत्वा विश्वामित्रस्य चोपरि ॥१०॥ रंध्रद्वयेन विप्रेन्द्रा लोचनाभ्यां निरीक्षणात् ॥ एकस्य सलिलं क्षिप्तं यत्रजाता सरस्वती ॥१२॥ द्वितीयस्तु प्रवाहोयः संभ्रमात्तस्य निर्गतः॥ साच साभ्रमती नाम नदी जाता धरातले ॥१४॥

૫૧ ગૂજરાતના, કચ્છ કાઠીઆવાડના, સિંધ વગેરેના ભાગ વારંવાર ભૂકંપથી પીડાયાનું આગળ જોઈ ગયા. અંબાજી માતા પાસે આરાસુર વગેરે તથા આબુ વગેરેમાં ભૂકંપ વારંવાર થાય છે તે આજે પણ જાણીતું છે. અંબાજીના પ્રકોપથી કુંભારિયાનાં દહેરાં બળ્યાની આખ્યાયિકા ભૂકંપ અને જ્વાળામુખીનું કાર્ય જ વ્યક્ત કરે છે. ગૂજરાતમાં સો વર્ષ ઉપર–ઈ.સ. ૧૮૧૯માં જે પ્રચંડ ભૂકંપ થયો તેમાં કેટલા ફેરફાર થયા તે જાણીતી વાત છે. કચ્છમાં સિંધુની છેલ્લી શાખા લખપત બંદર આગળ થઇને વહેતી હતી તે હમેશને માટે લુપ્ત થઈ અને રણમાં ઘણા ભાગ ઊંચાનીચા થઈ ગયા. એ ભૂકંપ નજરે જોનારા કહે છે કે એ વખતે જમીન નદીના મોટા તરંગોની પેઠે ઉછાળા લેતી હતી. (જુઓ કચ્છ ગેઝેટીઅર–ભૂકંપનું વર્ણન). છેલ્લાં સો વર્ષમાં પણ ગૂજરાતમાં ધરતીકંપ ત્રણથી ચાર વખત થયાનું નોંધાએલું છે. આબુના ભાગમાં તો ઘણીવાર થયા છે. આમ સો વર્ષ પહેલાં ફેરફાર થઈ નદી ખસી ગઈ તો છેલ્લાં ત્રણ હજાર વર્ષમાં ફેરફાર થાય તેમાં નવાઈ નથી. છેલ્લા ધરતીકંપે (૧૮૧૯) પણ એટલું બધું બદલી નાખ્યું છે કે પહેલાંનું સમજાય નહિ. જુઓ વ્હાઇટહેડનો પંજાબની નદીઓનો લેખ.

૫૨ કાઠીઆવાડ અને ગૂજરાતની વચ્ચે અને ખંભાતના અખાત અને કચ્છના રણના અગ્નિ ખુણાની વચ્ચે આ નળ સરોવર આવેલું છે. ૧૮૨૭માં મિ. મેલવીલ (Melvill) કહે છે કે એની અને રણની વચ્ચેનો ભાગ એટલો નીચો છે કે કોઇ વસ્તીવાળો ભાગ ભાગ્યે જ એટલો નીચો હોય. નળ અને ભોગાવો નદીનો નીચલો પ્રવાહ મળીને નજીકના ભૂતકાળમાં દરિયાનો ફાંટો હશે એમ ગેઝેટીઅરના લેખકોનું માનવું છે. અતિવૃષ્ટિ વખતે કચ્છના રણનું પાણી નળમાં આવે છે અને વધીને ખંભાતના અખાતમાં પણ જાય છે. એ વખતે કાઠીઆવાડ આજે પણ બેટ બની જાય છે. નળને કાંઠે કોણે કોતરેલા મોટા પથ્થર

રસ્તે એ પ્રવાહ ખંભાતના અખાત આગળ આવતો ગૂજરાત અને કાઠીઆવાડની વચ્ચેનો આ પટો દરિયાઈ ખાડી જ પહેલા હશે અને સુકાએલી નદીનો પટ નહિ હોય એમ સિદ્ધ કરવાને કારણ નથી[54] રેતાળ પ્રદેશમાં ઉત્તર દક્ષિણ વહેતી નદીઓ પોતાનો પટ ૨૦થી ૩૦માઈલ આઘોપાછો બદલે છે અને પટ જતો રહે છે તેમ તે જગ્યાએ રણ થઈ રહે છે[55] એ પટનુ પાણી ખારૂ રહે છે તેથી પણ તે દરિયો જ

---

નીકળે છે જેને વહાણના પ્રાચીન વખતના લગર કહેછે ઇ સ ૧૭૮૮ સુધી પર્તણવાડ (Partanvada) મીઠાપુર સુધી ભાવ નગરના વહાણ મીઠું લઇ આવતા અને ભાલનુ રૂ લઇ જતાં કાઠીઆવાડ ગેઝેટીઅરનો લેખક આ ભાગ પુરાવાનુ કારણ ખંભાતનો અખાત પુરાતો ગયો એમ માને છે એ કારણ થોડે અંશે હોય ખરૂ કારણકે અખાતના હાલના ભાગમા ભરની અને નર્મદા વગેરેના પ્રવાહથી જળમળ ઘસડાઈ જાય પણ નઠ અને તેની નીચેના ભાગમા મોટી નદીઓ ન મળવાથી જળમળ ભરાતો જાય અમદાવા॰ ગેઝેટીઅરમા આ વિભાગ પુરાવાનુ કારણ એક આખ્યાયિકા કે જેમા ટીટોડીનુ ઈંડુ તણાયુ હતું અને ગરુડે સમુદ્ર સુકાવ્યો હતો એ આપે છે એટલે કોઇપણ રીતે ત્યાથી સમુદ્ર અથવા સમુદ્ર જેવડો જલ સમૂહ સુકાયો એટલુ તો સ્પષ્ટ થાય છે વહાણના લગર મળે છે તે પ્રાચીન સમના છે તે પણ સૂચક છે (જુઓ અમ દા॰ ગેઝેટીઅર પૃ ૧૬ અને કાઠીઆવાડ ગેઝેટીઅર પૃ ૫૫)

૫૩ ખંભાતનું રણ નળકાંઠાની નીચેથી ખંભાતના અખાત સુધી જાય છે એનુ વર્ણન આગળ કરેલુ છે

૫૪ નદીઓ ખસવાથી રણ થયાના દાખલા પશ્ચિમ હિંદમા જ ખાસ મળે છે જુઓ આગળ જણાવેલો મિ વ્હાઈટહેડનો લેખ "Subsequently the rivers deserted their ancient beds, retreated to the North West (પંજાબ તરફ), and a vast tract of country became a waterless desert" ×× 'A huge river system which once flowed down from mountains through Bhavalpur, and which has wholly disappeared' આ મહાનદી લુપ્ત થઈ તેનુ છે તુ ચિન્હ છેક અઢારમી સદી સુધી હતુ એમ એ લેખક લખે છે આ રણના રસ્તા ઉપર પહેલા ફળદ્રુપ જગ્યાએ આવેલાં નદીતટના શહેરો ને ગામોના ઉજ્જડ ટેકરા આજે પણ પડેલા છે કાઠીઆવાડ ગેઝેટીઅર પૃ ૭૮ (Geology)મા કાઠીઆવાડ ગૂજરાત વચ્ચેના આ પટાને માટે આ પ્રમાણે લખ્યુ છે " In tertiary and Post tertiary times Kathiawar was an Island The Indus or *some other large river,* flowed into an arm of the sea, which probably streached nearly if not quite as far as Lahor When the Indus or the *other river changed its course,* and entered the sea through the lesser run Jhalawad was a shallow muddy lagoon connected with the sea both through the gulfs of Cutch and Cambay" પછી લખે છે કે ખંભાતનો અખાત પાછો હઠતો ગયો તેમ ભાલનો પ્રદેશ બંધાતો ગયો અને સિંધુ હાલની જગ્યાએ ગઈ ત્યારે ઝાલાવાડ ફળદ્રુપ બન્યો કા ગેઝેટીઅરનો લેખક કાઠીઆવાડને જ્વાળામુખીથી ઉત્પન્ન થયો ગણે છે જ્યારે ઇમ્પીરીઅલ ગેઝેટીઅર (Vol 1 pp 37 38 (Geology) અરવલ્લી જે જૂનામા જૂનો છે તેટલો જૂનો કાઠીઆવાડ ગણે છે પરતુ રજપુતાનાના રણમા દરિયો હોવાનુ જણાવે છે ભૂસ્તરશાસ્ત્ર પ્રમાણે હિંદુસ્તાનનુ હાલનુ સ્વરૂપ બંધાતા પહેલા હિમાલય થતા પહેલા રજપુતાનામા ભલે દરિયો હોય પરતુ વૈદિક સમયમા ત્યા દરિયો નહોતો એ ભૂલી ગયા. આ બાબત વૈદિક સમયને લાગુ પાડે તો ગેઝેટીઅરના લેખકો સરસ્વતીને ધ્યાનમા નથી લેતા એ જ કારણ છે એટલે જેમ પતિયાળ નું રણ ભાવલપુરનુ રજપુતાનાનુ તેમ ગૂજરાતમા રાધનપુરથી ગૂજરાત કાઠીઆવાડ વચ્ચે આવેલો નળકાંઠો અને ખંભાતનુ રણ એ બધુ મહાનદી ખસી જઈ લુપ્ત થવાથી રણ થઈ ગયુ એ સળગ પટામા ઉત્તરની પેઠે દક્ષિણમા પણ નદી જ ખસી ગઈ નેરણ થયુ સમુદ્ર સુકાઇને નહિ વધુ આગળ જોઈશુ

૫૫ આગળ વ્હાઈટહેડના લેખના પંજાબની નદીઓના ઉલ્લેખમા વીસથી ત્રીસ માઈલ પહોળા પટમા નદીનો પ્રવાહ અદલાયા કરે છે અને એંશી માઈલ છેટે પણ જાય છે તે જોયુ તે જોતા રાધનપુર અને કાઠીઆવાડ ગૂજરાત વચ્ચેનો રણનો પટો સમુદ્ર

હશે એમ માની શકાય નહિ. જે ફેરફારો અને ઉત્પાતોથી સરસ્વતી આખી ને લુપ્ત થઈ ગઈ તે જ ફેરફારોથી અને ઉત્પાતોથી કચ્છ અને ખંભાતના અખાતોનાં મુખ પહોળાં થઈ સમુદ્રનાં પાણી નદીના પટમાં પેસે અને તેથી પાણી ખારૂં થાય. વળી મોટી પહોળી નદીઓ પોતાના મુખથી ઘણા માઈલ સુધી ખારી હોય છે એ તો આજે પણ જોવામાં આવે છે.

**ખંભાતનો અખાત**

હવે સરસ્વતી ખંભાતના રણને રસ્તે ઊતરી આવતી હોય એમ માનીએ તો પણ તે ખંભાતના અખાતને મળતી નહોતી. ખંભાતનો અખાત પોતે જ સરસ્વતીનું પહોળું થઈ ગએલું મુખ છે. ખંભાતના અખાતમાં આવેલા પીરમ બેટના[૫૬] અશ્મીભૂત અવશેષોથી સિદ્ધ થાય છે કે ખંભાતનો અખાત પૂર્વે હાલ છે તેથી કાંઈક જુદા સ્વરૂપમાં હતો. એ અવશેષો અને ભૂસ્તરશાસ્ત્રના આધારથી બ્રીગ્સ એમ માને છે કે ખંભાતનો અખાત એ સાબરમતીનું પહોળું થઈ ગએલું મુખ છે, અને એક વખત નર્મદા તાપી વગેરે નદીઓ સાબરમતીને મળતી. આ વાત સાબરમતી જેવડી ટુંકી નદીને માટે માનીએ તે કરતાં સરસ્વતીને માટે વધારે બંધ બેસે છે.[૫૭] સરસ્વતીને એના લાંબા પ્રવાહમાં જે જે નદીઓ મળતી આવી એમાં નર્મદા[૫૮] પણ

---

કરતાં નદીનો સુકાએલો પટ હોવાનું વધારે બંધ બેસે છે. આગળ જોયું તેમ કચ્છના રણમાં જેમ સમુદ્રનાં અશ્મીભૂત અવશેષો (fossils) નથી મળતાં પણ નદીનાં મળે છે, તેમ આ પટમાં પણ સમુદ્રનાં અવશેષ મળ્યાનો ઉલ્લેખ નથી. જોકે કચ્છના રણ જેટલી ઝીણી સર્વે આ ભાગની થઈ નથી.

૫૬ પીરમના અશ્મીભૂત અવશેષો માટે જુઓ Ahmedabad Gaz. (Bom. IV.) P. 350. આ અવશેષોમાં ઘણાં પ્રાણીઓના અવશેષોમાં ખાસ કરીને મીઠા પાણીના કાચબાના અવશેષ ખાસ ધ્યાનમાં લેવાના છે. હરણ, ઘોડા, હાથી મગર વગેરે પ્રાણીઓના અવશેષો છે. એટલે એ કિનારો મૂળ ખારા પાણીના અખાતને બદલે મીઠા પાણીની નદીનો કિનારો કેમ ન હોય ?

૫૭ Briggs Cities of Gujarashtra Chap. VII. "There are various traditions extant respecting this gulf—one, particularly, tells of the Kahıawar territory having, centuries ago, bordered upon the Surat line of Coast, with merely the Sabermati flowing between, the separation not wider than at Wauta; that the Narbadda as well as the Tapti fell into this thirsty stream which drinks the waters of so many rivers in its lengthy course; that successive earthquakes, to which Gujarat is susceptible, allowed the waters of the Indian Ocean to burst upon the land—and then, as conclusive evidence for the truth of this legend the foosils remains of Perim are quoted." આ અવશેષો કાશ્મીરના શીરમુરના ટેકરા અને સિંધુના પ્રદેશોમાં મળે છે તે જાતના હતા એમ ભૂસ્તરશાસ્ત્રીઓનું માનવું છે. એ પછી ઇ. સ. ૧૮૩૬માં કૅપ્ટન ફુલજેમ્સે ઘોઘા આગળ ટેકરા ખોદાવી તપાસ કરી બંગાળની રૉયલ એશિયાટિક સોસાયટીને લખી મોકલેલું તે માટે લખે છે અને ભૂસ્તરશાસ્ત્રીઓના મતભેદ માટે લખે છે. આગળ ઉમેરે છે કે: "Among many speculations in respect of the gulf of Cambay, I have heard it urged that the waters of the Indus will at sometimes break hither by the Runn of cutch, similarly to the irruption of the Black Sea into the Thracian Bosphorus and thus render Kathiawar insulated." બ્રીગ્સના ભૂસ્તરશાસ્ત્રીઓને આધારે કરેલા આ ઉલ્લેખોથી એટલું સ્પષ્ટ થાય છે કે ખંભાતનો અખાત કોઈ નદીનું પહોળું થઈ ગએલું મુખ છે. વળી ભવિષ્યમાં કોઈ વખત ભૂસ્તરશાસ્ત્રીઓ સિંધુને કચ્છનું રણ તોડી ખંભાતના અખાતમાં આવવાનું ધારે છે તેમાં અને બ્રીગ્સ

મળવા આવી એમ પૌરાણિક ઉલ્લેખ છે તે વાત ખંભાતનો અખાત સરસ્વતીનુ મુખ છે એમ માનીએ તો બંધ બેસે છે ઉત્તર ગૂજરાતમાં ઝીંવાણ તીર્થ છોડયા પછી પ્રભાસ સુધી જતાં ઘણાં થોડાં તીર્થો ગણાવ્યા છે અને તેનો પત્તો લાગતો નથી પણ એ રસ્તામાં એક ઉલ્લેખ શત્રુમર્દન પર્વતનો અને બીજો કૃતસ્મર પર્વતનો છે[૫૯] કૃતસ્મર પર્વત વડવાનલને લીધે ભસ્મ થઈ ગયો એમ પુરાણકાર લખે છે એટલે એનો સવાલ નથી અને શત્રુમર્દન પર્વત શત્રુંજય જ હોઈ શકે કૃતસ્મર પછી પ્રભાસ આવે છે પણ એ પર્વતનો પત્તો લાગતો નથી

## પ્રભાસ અને સરસ્વતીનું મુખ

હવે પુરાણકાર ઝીંવાણથી શુરૂ કરી સરસ્વતીને કાઠીઆવાડમા કાઢે છે સીધી રીતે તો કાઠીઆવાડ રેતાળ પ્રદેશ નહોતો, પથ્થરનો પ્રદેશ હોવાને લીધે સરસ્વતી એને ભેદીને પ્રભાસ પાસે જઈ શકે તેમ નથી તેમજ કાશ્મીરથી ખંભાતના અખાત સુધી નદીના પાણી ખસી જઈ રણ બની ગએલી જમીનનાં જે સળંગ ચિન્હો મળે છે તેવા કાઠીઆવાડમા એને જોડનારા અવિચ્છિન્ન પ્રવાહના ચિન્હો મળી આવતાં નથી એટલે સરસ્વતીનુ મુખ પ્રભાસ પાસે છે એ વાત લાક્ષણિક રીતે જ સમજવાની છે પ્રાચીન કાળમાં પગરસ્તે કાઠીઆવાડ વચ્ચે થઇને હાલની પેઠે પ્રભાસ જવાનો રસ્તો હતો નહિ ખંભાતના અખાતને કિનારે થઈને જવાતુ[૬૦] બહુ પ્રાચીન કાળમા તો સિંધુ અને સરસ્વતીના પ્રવાહ વહાણોના અવરજવર માટે ખાસ વપરાતા એટલે પંજાબ અને બ્રહ્માવર્ત અને મધ્ય દેશમાથી પ્રભાસ આવનારને સરસ્વતી મારફતે આવવુ પડે ગોપનાથ અગર બહુ તો જાફરાબાદ પાસે ખંભાતના અખાતનુ મુખ છે ત્યા સરસ્વતીનુ મુખ માનીએ તો પ્રભાસ જનાર ત્યા સુધી આવી જળ કે સ્થળને રસ્તે તુરત પ્રભાસ જઇ શકતો એટલે મધ્ય દેશ કે ઉત્તર દિશામા બેસીને ભૂગોળ (પૌરાણિક) લખનાર પ્રભાસને સરસ્વતીના મુખ પાસે ગણે એમા નવાઈ નથી આપણી પ્રાચીન પૌરાણિક ભૂગોળ મધ્ય દેશને લક્ષમા રાખીને લખાએલી છે[૬૧] એટલે દૂરનાં અમુક સ્થાન અમુકની પાસે એમ લખે ત્યારે તદ્દન ચોક્કસ કે અડોઅડ સ્થળ ગણવાનાં

---

સાબરમતીનુ મુખ ધારે છે તેમા ભૂલ એટલી જ થાય છે કે આ તર્ક કરતી વખતે એ બધાના મનમા લુપ્ત થએલી સરસ્વતી છે જ નહિ એટલે આ બધુ જોતાં આ વર્ણન સરસ્વતીને લાગુ પડે છે સાબરમતી ઘણી નાની અને સિંધુ તો કચ્છના રણની પશ્ચિમે ખસી ચૂકી હતી આ બાબત અમરનાથ દાસનો મત આગળ જોઈશુ ઘણી મોટી અતિવૃષ્ટિ વખતે ભેગુ થએલુ પાણી સરસ્વતીને જૂને માર્ગ ઉપર કહ્યુ તેમ ખંભાતના અખાતમા આવે

૫૮ India & Jambu Islandમા શ્રીયુત દાસ બ્રહ્મપુરાણ અધ્યાય ૧૨૫ને આધારે લખે છે કે સરસ્વતીને એના નીચલા પ્રવાહમા નર્મદા નદી મળે છે

૫૯ સરસ્વતી માહાત્મ્ય અને સ્કંદપુરાણ પ્રભાસખંડ

૬૦ છેક મુસલમાન સલ્તનતના સમય સુધી કાઠીઆવાડ જવાનો ધોરી રસ્તો પેટલાદ થઈ પશ્ચિમ કિનારે થઈ જવાનો હતો. સોમનાથ જવા માટે મીનળદેવીનું સિદ્ધરાજના વખતમા થાણુ બાહુલોદ (હાલનુ ભોળાદ) હતુ સાબરમતી સમુદ્રસંગમથી થોડું દૂર આવેલુ આ ગામ 'દાણીઆરો' એ નામનું પ્રાચીન વેરો લેવાનુ સ્થળ આજે પણ જાળવી રહ્યુ છે ભોળાદની ઉત્તરે ખંભાતના રણના એક ગામમાં દરિયો હતો અને બંદર હતું એવી માન્યતા અને ચિહ્નો આજે છે

૬૧ પૌરાણિક તેમજ બીજા લેખમા પણ પ્રાચીન પ્રણાલિકાને અનુસરી મધ્ય દેશને ધ્યાનમા રાખીને જ ભૂગોળ લખે છે લેખક બીજા સ્થળનો વતની હોય તોપણ ધ્યાનમા તો મધ્ય દેશ જ રહે છે કેમ પોતાના સ્થળથી જોવાને લીધે દિશાઓમા સ્હેજ ભૂલ કરે છે અને તેથી જ દેશોની દિશામા એકબીજામા વિરોધ જણાય છે તેથી જ સૌરાષ્ટ્રાદિને કોઇ દક્ષિણમા અને કોઇ પશ્ચિમમા અને કોઈ નૈઋત્યમા કહે છે

નહિ. આજે પણ નકશાઓથી ન ટેવાએલો ગુજરાતી રામેશ્વર મદ્રાસ પાસે આવ્યું એમ પૂછે છે અને મદ્રાસી દ્વારકાં અમદાવાદ પાસે આવ્યું અગર મુંબાઈ પાસે આવ્યું એમ સમજે છે.[૬૨] ખરી રીતે એ બન્ને સ્થળો અનુક્રમે ઘણાં દૂર છે અને ઝડપી રેલવે ગાડીથી પણ દોઢ દિવસે પહોંચાય. એટલે નકશા અને અવરજવરનાં હાલનાં સાધનોથી વિમુખ એવા પ્રાચીન સમયમાં મધ્ય દેશમાં ભૂગોળ લખનાર પ્રભાસને સરસ્વતીના મુખ પાસે મૂકે એમાં નવાઈ નથી.[૬૩] ગુજરાત કાઠીઆવાડ વચ્ચેનો જલપ્રદેશ રણ થઈ ગયો. નીચેનો ટુકડો અખાત જેટલો પહોળો થઈ ગયો. રજપુતાનામાં વહેતો પટ પણ રણ થઈ ગયો એટલે પ્રાચીન પરંપરાને ધ્યાનમાં રાખનાર પુરાણકારને સરસ્વતીને વિનશનમાં ગુપ્ત કરી દેવી પડી. વચ્ચેના ભાગમાં એક નાની નદીને અર્બુદારણ્યમાંથી કાઢી સરસ્વતી ઠરાવવી પડી; અને પ્રભાસ આગળ ગીરનાં જંગલમાંથી નીકળતી એક નાની નદીને સરસ્વતી માનવી પડી. આ બીનાને પુરાણો કરતાં વધારે ચોક્કસ અને એકંદરે સારી રીતે પ્રાચીન ગણી શકાય એવો આધાર મળે છે. ખગોળાચાર્ય વરાહમિહિર અમુક અમુક પ્રદેશો ઉપર અમુક ગ્રહોની અસર ગણાવતાં લખે છે કે "आनर्तार्बुद पुष्कर सौराष्ट्राभीरशूद्ररैवतकाः॥ नष्टा यस्मिन्देशे सरस्वती पश्चिमो देशः॥" આ શ્લોક સરસ્વતીના પ્રવાહનો આખો પ્રદેશ સ્પષ્ટ કરે છે અને આટલા દેશોના સાહચર્યમાં સરસ્વતી નદી વહેતી હતી તે નષ્ટ થઇ ગઈ તે પશ્ચિમ દેશ એ તાત્પર્ય છે.[૬૪] આ પ્રદેશ ઉપર શનિની અસર છે એમ વરાહમિહિર લખે છે. અને શનિ ગૂજરાત-સૌરાષ્ટ્રનો અધિષ્ઠાતા ગ્રહ છે.[૬૫] એટલે આ ઉલ્લેખથી સરસ્વતી પુષ્કર અને અર્બુદાદિ પ્રદેશમાંથી આનર્ત્ત અને સૌરાષ્ટ્ર આગળ આવી નષ્ટ થઈ એમ સ્પષ્ટ થાય છે.

### સરસ્વતીનાં તીર્થો

સરસ્વતી નદી વૈદિક સમયના લોકોની સર્વથી વધારે પવિત્ર નદી હતી. પહેલી અસુર, પછી આર્ય અને તે પછી એ બન્નેના મિશ્રણની સંસ્કૃતિઓનું કેન્દ્ર સરસ્વતી ઉપર હતું. એટલે એના તટપ્રદેશનાં તીર્થો એ ભારતનાં સર્વથી પવિત્ર તીર્થો ગણાતાં. સરસ્વતીનો આખો પ્રવાહ લુપ્ત થયો પણ લોકના મનમાંથી એનું પાવનત્વ અને એનાં તીર્થો લુપ્ત થયાં નહિ. એની આસપાસ ઊભી થએલી પરંપરાઓ ભૂલાઈ નહિ. એને મળેલું દેવીનું પદ ભૂલાયું નહિ. એટલે વખત જતાં એ પાવનત્વ અને દેવીપદ ગંગા ઉપર આરોપવામાં આવ્યાં. તીર્થો હિંદુસ્તાનમાં-ખાસ કરીને પશ્ચિમ હિંદમાં છૂટાં વહેંચાઈ ગયાં. પરંપરાઓના ટુકડા થઈ

---

૬૨ આમ પૂછનારા ગુજરાતી અને મદ્રાસી મને ઘણા મળ્યા છે.

૬૩ ખંભાતના અખાતનું મુખ એટલે ઉપર કહ્યું તેમ વૈદિક સરસ્વતીનું મુખ એટલે ગોપનાથની લગભગ પાસેની જગ્યા-એનાથી પ્રભાસ પૂરું સો માઈલ પણ નથી. ખરી રીતે ખંભાતના અખાતનું મુખ ગોપનાથ આગળ પણ નહિ પરંતુ એક બાજુ દમણ અને બીજી બાજુ સામે જાફરાબાદ અગર તો છેક દીવ એ બે સ્થળો આગળ સીધી લીટી દોરીએ ત્યાંસુધી ગણી શકાય. અને સમુદ્રે ધસીને અખાતને પહોળો કર્યો તે પહેલાં એટલે સુધી હોય તો નવાઈ પણ નથી. આજે પણ કાઠી-આવાડના કિનારાનો ખરો વળાંક જાફરાબાદથી શરૂ થાય છે. એટલે ત્યાં મુખ ગણીએ તો પ્રભાસ પચાસ માઈલ પણ છેટું નથી.

૬૪ વરાહમિહિર બૃહત્સંહિતા ૧૬. શ્લો. ૩૧. આમાં શનિના આધિપત્યવાળા ઉપરના દેશો ઉપરાંત વધારામાં ખાસ કુરુ-ભૂમિ, પ્રભાસ, વેદસ્મૃતિ નદી (પારિયાત્ર–અરવલ્લીમાંથી નીકળતી નદી વિશેષ) અને મહી નદીનો તટ એટલું સાથે જ શનિના આધિપત્યમાં ગણાવે છે અને તે ઉપર કરેલી ચર્ચા પ્રમાણે સરસ્વતીના તટપ્રદેશમાં આવી જાય છે. ગૂજરાત કાઠી-આવાડની હદની વચ્ચે થઈ સરસ્વતી વહેતી હોય તો જ સૌરાષ્ટ્ર, આનર્ત્ત અને આભીર એ દેશોને સાથે ગણાવી શકાય.

૬૫ સ્કંદપુરાણમાં આ બાબતનો ઉલ્લેખ આગળ આવી ગયો છે. ગ્રહભક્તિના બીજ સ્તોત્રમાં શનિને સૌરાષ્ટ્રદેશોદ્ભવ કહ્યો છે તે પણ જોઈ ગયા. જ્યોતિષાચાર્ય વરાહમિહિરે તો શનિના આધિપત્યવાળા બધા દેશો ગણાવ્યા.

ઓછાવધતા ફેરફાર સાથે ગયા. ગંગાસિંધુની પેઠે સપ્તસારસ્વત રહ્યું પણ એની સાત સખીઓને જુદે-જુદે નામે ગમે ત્યાં સંબંધ વગર ગોઠવી દીધી.[૬૬] એનાં તીર્થોને કોઈ જાતના ક્રમ વગર ગમે ત્યાં ગોઠવી દીધાં.[૬૭] ઘણાં તીર્થોનો પત્તો લાગતો નથી તે આ નવા પ્રવાહને રસ્તે શોધવામાં આવે તો જડે કારણ સરસ્વતીની સાથે એનાં ઘણાં તીર્થો નાશ પણ પામ્યાં છે. આવાં તીર્થો સરસ્વતીનો નીચલો પ્રવાહ નક્કી ન થવાથી કેટલાક વિદ્વાનો કુરુક્ષેત્રમાં બેસાડી દે છે તે બરોબર નથી. શંખતીર્થ, નાગધન્વનતીર્થ, ગોમતીર્થ વગેરેને કુરુક્ષેત્રમાં મૂકવા માટે કલ્પનાનો પણ આધાર નથી; સરખા અવાજવાળાં સ્થળો પણ ત્યાં નથી. ગુજરાતમાં ઉપર જણાવેલા સરસ્વતીના નાશ પામેલા પ્રવાહની નજીકમાં એવાં નામનાં સ્થળો મળી આવે છે. વઢીઆરમાં શંખપુર,[૬૮] સાબરમતીને કાંઠે ગોમતીર્થ,[૬૯] અને ખંભાતના અખાતને કાંઠે ભાવનગર પાસે નાગધનિબ[૭૦] ગામ પૌરાણિક પરંપરાને વધારે ટેકો આપે છે. ભાવનગરના સિહોર-સિંહપુર-ગામનું પ્રાચીન નામ સારસ્વતપુર છે, અને એ નામ માટે સરસ્વતીના સંબંધ સિવાય બીજું કોઈ કારણ બંધ બેસે તેમ નથી. સારસ્વત બ્રાહ્મણોને ત્યાં સંબંધ નથી.

## સરસ્વતી તટના પ્રાચીન આશ્રમો

ભૃગુ, ચ્યવન, કર્દમ, કપિલ, દધીચિ વગેરે પ્રાચીન ઋષિઓનો સંબંધ ખાસ કરીને હિંદના પશ્ચિમ ભાગ

---

૬૬ શલ્યપર્વ અ ૩૮-૪ સુપ્રભા, કાંચનાક્ષી, વિશાલા, મનોરમા, સરસ્વતી, ઓઘવતી, સુરેણુ, વિમલોદકા એટલાં નામ મહાભારતમાં ગણાવ્યાં છે. આ સાત નામે સરસ્વતીને ઉત્તર હિંદમાં ગયા વગેરે જગ્યાઓએ વહેંચી દીધી છે. પ્રભાસખંડ અને માહાત્મ્યમાં જુદાં નામ છે. આમ આ નામોમાં ફેર ઉપરાંત વહેંચણી જ બતાવે છે કે સરસ્વતીના સર્વસ્વના ટુકડા કુદરતે અને પુરાણકારોએ કરી નાખ્યા છે (નામની વિગત માટે ઉપરનું શલ્યપર્વ ઉપરાંત પૌરાણિક કથાકોષ, પ્રભાસખંડ અને સરસ્વતી માહાત્મ્ય જુઓ)

૬૭ મહાભારતમાં કોઈ જાતનો ક્રમ સાચવેલો નથી. માહાત્મ્ય અને પુરાણમાં કાંઈક ક્રમ છે. શલ્યપર્વમાં તો પ્રભાસથી ઉપડી બેએક તીર્થ ગણાવી એકદમ કુરુક્ષેત્રમાં લઈ જવામાં આવે છે. શલ્યપર્વના લેખકને પ્રભાસ આગળ સરસ્વતીની પરંપરા અને મુખ, તથા કુરુક્ષેત્રથી હિમાલય સુધીનો પ્રવાહ એથી વધારે કાંઈ ખબર નથી.

૬૮ શલ્યપર્વ અ ૩૭ ૨૬. પુ નાગરખંડ અ ૧૧. શલ્યપર્વમાં એને સરસ્વતી તીરે કહ્યું છે. નાગરખંડ આનર્ત દેશમાં વિશ્વામિત્રના આશ્રમ પાસે કહે છે. મહાભારતમાં 'સાગરાનુપે' સાગરની પાસે નીચી જમીનમાં સ્થાણતીર્થમાં વિશ્વામિત્રે તપ કરી બ્રાહ્મણત્વ મેળવેલું એમ લખે છે. એટલે વિશ્વામિત્રના આશ્રમ પાસેનું શંખતીર્થ સાગરની નજીકમાં સરસ્વતી તીરે આવે. કચ્છના રણના પૂર્વવિસ્તાર સમુદ્રની નજીક ઝીલાણતીર્થ પાસે સમુદ્રની નજીક થઈને વહેતી સરસ્વતીના તીરે શંખતીર્થ હોય તો જ 'સાગરાનુપે' બંધ બેસે એવી જગ્યા મહાભારતના આધારે કુરુક્ષેત્રમાં કેટલાક બેસાડે છે તેમ કોઈ બેસાડે તો બંધ બેસે નહિ. શંખપુર વઢીઆરમાં છે તે બરોબર આ જગ્યાએ આવી રહે છે.

૬૯ પદ્મપુરાણ ઉત્તરખંડ અ ૧૫૫. सोमतीर्थं ततो गच्छेत्तुतं साभ्रमती तटे ।। पातालाचन निर्गत्य कालाग्निरुद्रवद्भव ।। સરસ્વતીના માહાત્મ્યમાં સોમતીર્થ સરસ્વતી તટે કહેલું છે. મહા વનપર્વ અ ૮૧માં પણ એને સરસ્વતી તટે કહ્યું છે. તે કેટલાક કુરુક્ષેત્રમાં માને છે તે ભ્રમ છે.

૭૦ શલ્યપર્વ બલદેવ તીર્થયાત્રા. કાઠીઆવાડ ગેઝેટીઅરના લેખકે આ ગામનું નામ ત્યાં નાગનો ધ્વનિ થાય છે માટે નાગ-ધ્વનિ એવું બેસાડેલું છે પરંતુ એ માટે આધાર નથી. ધ્વનિમાં ધને વ જોડેલો છે જ્યારે ધન્વનમાં ધ આખો છે અને નને વ જોડેલો છે અને 'ધનિબ' શબ્દ ધન્વનને વધારે બંધ બેસે છે, ધ્વનિને નહિ. ધ્વનિમાં 'બ'નો ખુલાસો થતો નથી. વર્ણન માટે કા. ગેઝેટીઅર જુઓ.

૭૧ કાઠીઆવાડ સર્વસંગ્રહ પૃ ૫૮૯. સિહોર પૌરાણિક સ્થળ છે. એનું સિંહપુરથી પ્રાચીન આ નામ છે.



**સૈયદ એમ. એસ. મૌલવી એમ.એ.**
ઍડમિનિસ્ટ્રેટર: તા. ૨-૭-૨૯ થી તા ૩૧-૧૦-૩૦



**રાવ બહાદુર એ. કે. કુલકર્ણી બી.એ.**
ઍડમિનિસ્ટ્રેટર: તા ૧-૧૧-૩૦ થી તા. ૧૨-૧૨ ૩
દીવાન: તા. ૧૩-૧૨-૩૦ થી તા. ૨૬ ૬-૩૧



**વી. બી. મહેતા બી.એ.**
દીવાન: તા. ૨૭-૬-૩૧ થી તા. ૩૦ ૧૧-૩૧



**દી. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા બી.એ.**
દીવાન: તા. ૧-૧૨-૩૧ થી તા. ૧૬-૨-૩૪



**ખાન બહાદુર એફ. એસ. માસ્ટર બી.એ.**
દીવાન: તા. ૧-૫-૩૪ થી-તા. ૩૧-૧-૩૫

સાથે છે. તેમાં કર્દમ, કપિલ, અને દધીચિનો સંબંધ તો ખાસ કરીને સરસ્વતી સાથે જ છે. લોકપરંપરા પ્રમાણે પણ કર્દમ અને કપિલના આશ્રમ સિદ્ધપુરની સરસ્વતી અને કાઠીઆવાડની સરસ્વતી બંને જગ્યાએ મનાય છે. દધીચિનો આશ્રમ સાબરમતી અને સિદ્ધપુરની સરસ્વતી ઉપર મનાય છે.[૭૨] વૈદિક ભૃગુઓ અને પૂરુઓનું સ્થાન સરસ્વતીનો તટપ્રદેશ જ હતું.[૭૩] લોકકથા ભૃગુઓને નર્મદાના મુખ પાસે મૂકે છે.[૭૪] યદુ આદિ પાંચ જાતિઓ પશ્ચિમ હિંદના જલના રસ્તાઓની સ્વામી હતી, અને સિંધુ–સરસ્વતી નદીઓ મુખથી મૂળ સુધી એમના કબજામાં હતી.[૭૫] આ જાતિઓનો અને ખાસ કરીને યદુઓનો ગૂજરાત સાથે સંબંધ પરંપરાથી જાણીતો છે. આ બધાનો સાથે વિચાર કરતાં ખંભાતના અખાતના મુખથી હાલના ગૂજરાત અને કાઠીઆવાડની વચ્ચે થઈ આબુ પાસે થઈ વૈદિક સરસ્વતી ઉત્તરમાં હિમાલય સુધી ચાલી જતી એમ સમજાય છે.

## સરસ્વતીનો દરિયા જેવો પ્રવાહ અને પશ્ચિમ હિંદનું રણ

સિંધુ નદીનું નામ સમુદ્રનો પર્યાય થયો તેમ સરસ્વતીનું પુલ્લિંગ સરસ્વાન્ પણ સમુદ્રનો પર્યાય થયો. આ બીના અર્થહીન નથી. આ શબ્દોને લીધે વેદમાં વપરાતો ખુદ સમુદ્ર શબ્દ પણ સાગરવાચક નથી, માત્ર મોટી નદીને માટે છે એમ કેટલાક આપણા તથા યુરોપીય વિદ્વાનો માને છે તે બરોબર નથી,[૭૬]

---

૭૨ પ્રભાસખંડ અને સરસ્વતી માહાત્મ્ય. વળી દધીચિવાળી કથા સાભ્રમતી માહાત્મ્યમાં પદ્મપુરાણમાં પણ આપેલી છે. (પ. ઉ અ. ૧૪૮). પ. ઉ. અ. ૧૫૬માં સરસ્વતીની પેઠે સાભ્રમતીને પણ મારી કહી છે. સરસ્વતી માહાત્મ્યમાં દધીચિની કથા અને આશ્રમ સારસ્વતી તીરે કહેલો છે. (દધિસ્થલી–રથલી પાસે!) અહીં દધીચિને ભાર્ગવ કહ્યા છે. મહા. વન. અ. ૮૧ શ્લો. ૧૮૫–૭માં સરસ્વતી તટે દધીચી તીર્થ કહ્યું છે અને ત્યાં અંગિરસ કુલના સારસ્વત રહેતા હતા એમ લખ્યું છે. ત્યાં નહાવાથી સારસ્વતી ગતિ થાય છે. આ સારસ્વત તે પદ્મપુરાણના પિપલાદ જેનું તીર્થ સોમતીર્થ પહેલાં આવે છે. મહા. વન. અ. ૮૧માં–૧૧૫માં સપ્ત સારસ્વત તીર્થ લખે છે તે જ તીર્થ સાબરમતી તટે સપ્તધાર નામનું લખતાં પદ્મપુરાણ ઉ. ખં. અ. ૧૩૬માં કહે છે કે એનું નામ કૃતયુગમાં સપ્ત સારસ્વત હતું અને ત્રેતામાં મંકિતીર્થ હતું. આ મંકિ મહર્ષિ તે મંકણક મુનિ એમ સમજાય છે કારણ કે એ તીર્થનો એની સાથે સંબંધ છે. સ્કંદ. નાગરખંડમાં આ મુનિએ હાટકેશ્વર ક્ષેત્રમાં અગત્યનો ભાગ ભજવેલો છે. વનપર્વ ઔશનસ તીર્થ લખે છે તેને પદ્મપુરાણ સાબરમતી તટે ખડ્ગધાર તીર્થ પાસે મૂકે છે. આ તીર્થ ગુપ્ત છે. વળી વનપર્વે લખેલું પ્રસિદ્ધ કપાલમોચન તીર્થ પદ્મપુરાણ ઉ. ખં. અ. ૧૩૨ શ્લો. ૬માં સાબરમતીને તટે લખે છે. આ બધું સાથે વિચારતાં એમ સમજાય છે, વનપર્વે શલ્યપર્વે કુરુક્ષેત્રમાં મૂકેલાં તીર્થો બીજી પરંપરા પ્રમાણે ગૂજરાતના સાહચર્યમાં રખાય છે. વનપર્વ અને શલ્યપર્વમાં સરસ્વતીનાં તીર્થો પ્રભાસની પાસે બેચાર ગણાવી બાકીનાં બધાં કુરુક્ષેત્રમાં ભેગાં કરી મૂકી દીધેલાં જણાય છે. આમ થવું અશક્ય છે. પ્રભાસ અને કુરુક્ષેત્ર વચ્ચેના લાંબા પ્રવાહમાં બેચાર તીર્થ હોય એ માનવા જેવું નથી. એટલે એનો અર્થ એ કે વચ્ચેનાં તીર્થો પ્રવાહ લુપ્ત થયા પછી ભેગાં કરી કુરુક્ષેત્રની આસપાસ ગોઠવી દેવાયાં. સરસ્વતીના પ્રવાહના ગૂજરાતની હદમાં ટુકડા થઈ ગયા, ને તેનાં તીર્થ બે જગ્યાએ ગોઠવાયાં. અહીં એ પણ નોંધવા જેવું છે કે સરસ્વતી તીરે આવેલા કર્દમાશ્રમમાં પોતાની પુત્રીને કર્દમને આપી પાછા વળતાં મનુ રથમાં બેસી જતાં સરસ્વતીના બન્ને તટના આશ્રમો જોતા જોતા ગયા એમ ભાગવત લખે છે. (સ્કંધ. ૩. અ. ૨૨.) આનો અર્થ એ કે મનુ રથને બદલે વહાણમાં ગયા. એક કિનારા પર ચાલતા રથમાંથી સરસ્વતી જેવડી નદીના બન્ને કિનારા એક સાથે જોવાય નહિ. વહાણમાં વચ્ચેથી જોવાય. અ. ૨૧માં કર્દમાશ્રમ સરસ્વતી તીરે કહ્યો છે.

૭૩ ઋ. ૭–૯૬–૨. પાંચ જાતિઓ (અસુરોની) માટે ઋ. ૬–૬૧–૧૨ જુઓ. પાંચ જાતિમાં યદુઓને પણ ગણે છે.

૭૪ ખંભાતનો અખાત સરસ્વતીનું મુખ હોય અને નર્મદા એને મળે એટલે ભૃગુઓનું બન્ને સાથે સાહચર્ય ઠરે.

૭૫ Asura in India. By A. Banerjee Shastri. P. 48–51.

૭૬ આ વિષયની વધુ ચર્ચાને અહીં સ્થાન નથી. વિગત માટે જુઓ Indian His. Quarterly Vol. VIII. 2. માં

અને વૈદિક સમયના લોકોને સાગરનુ ભાન નહોતુ એમ માને છે તે પણ ખરુ નથી એ સમયના લોકોને સમુદ્રનુ-સાગરનુ સારુ જ્ઞાન હતુ અને સમુદ્ર શબ્દ કેટલીક જગ્યાએ સ્પષ્ટ સાગરના અર્થમાં વાપરેલો છે સિંધુ અને સરસ્વતી નદી એમના પ્રવાહના નીચલા ભાગમાં ઘણી પહોળી સમુદ્ર જેવી વિશાળ થઈ ગઈ હતી તેથી જ એ બન્ને નદીઓના નરજાતિના શબ્દો સમુદ્રના પર્યાય થઈ ગયા જે નદીઓની વચ્ચે વહાણુ ચાલે તો કિનારા ન દેખાય એવી નદીઓને આજે પણ સાગર કહે છે અને પ્રાચીન કાળ માં સમુદ્ર કહેતા ૭૭ સિંધુ અને સરસ્વતીના નીચલા પ્રવાહ એવા હોવાથી એમનાં નામ સમુદ્રના પર્યાય થઈ ગયા સરસ્વતીનો નીચલો પ્રવાહ રજપુતાનાના દક્ષિણ ભાગથી ખભાતના અખાતના મુખ સુધી એવો પહોળો હશે એમ માની શકાય રાધનપુર બાજુનુ રણ, નળકાંઠો અને ખભાતનુ રણ અને ખભાતનો અખાત એટલુ એ બાબતની સાક્ષી પુરી શકે છે રાજપુતાનાનુ રણ આ વિસ્તાર કરતા મોટુ છે કારણકે એમાથી સરસ્વતીનો પ્રવાહ ખસતો ખસતો લુપ્ત થયો અને સિંધુનો ખસીને દૂર ગયો એટલે એ બધો ભાગ રણ થઈ ગયો ૭૮ રાધનપુર વાળા રણથી ખભાત સુધીમા માત્ર એકલી સરસ્વતી જ લુપ્ત થઈ નળ કાંઠા વાળા ભાગમાં સિંધુના પ્રદેશમાથી નીકળે છે એવા મોટા કાણાવાળા પથ્થરો-જે પ્રાચીન કાળમાં વહાણુને લગર નાખવા માટે વપરાય છે-નીકળે છે ૭૯

શ્રીયુત અમરનાથદાસે હિંદુસ્તાનની પ્રાચીન ભૂગોળના સ્થળનિર્ણયો કર્યાં છે એ નિર્ણયો પ્રાચીન ભૂગોળ ના અભ્યાસીને છેક નકમા છે પરતુ નદીઓના નામના ફેરફાર બાબતના નિર્ણય બાજુએ મૂકતા તેમના પટના ફેરફાર માટેની કેટલીક ચર્ચાનો થોડો ભાગ કામનો છે એ લખે છે કે ખભાતનો અખાત હતો નહિ અને તેને બદલે નર્મદા નદી હાલ અખાતને મળે છે તે ન મળતા ઉત્તર તરફ વળી કચ્છના અખાતને મળતી ૮૦ કોઈ મોટી ખડસ્થ (continental) નદીની કલ્પના ભાવનગર નજીક એઓ કરે છે પરતુ નર્મદાને

---

અભીયકુમાર ચેટરજીનો 'વૈદિક સમુદ્ર' ઉપરનો લેખ

૭૭ Cambridge His of India I. P 80

૭૮ સરસ્વતી અને સિંધુ સિવાય વિપાશા પણ સમુદ્રને સ્વતંત્ર મળતી તે પણ ત્યાથી જ લુપ્ત થઈ એટલે એ બધો ભાગ મોટુ રણ થયો ત્યા સમુદ્ર હતો તે ખસીને રણ થયુ એ માન્યતા ખરી નથી શ્રીમાળ આગળ પણ સમુદ્ર નહિ પણ સમુદ્ર જેવા પ્રવાહવાળી નદી હોઇ શકે ત્યા સમુદ્ર શબ્દ દરિયાના અર્થમા ન સમજવો

૭૯ અમદાવાદ ગૅઝેટીઅર આ વિષે આગળ લખી ગયા છીએ

૮૦ India & Jambu Island A Das. P 105 શ્રીયુત અમરનાથ દાસ પ્રસિદ્ધ એન્જીનીઅર છે નદીઓ સબધી એમનો અભ્યાસ પ્રશસ્ત છે પરતુ પૌરાણિક સ્થળોને ગમે ત્યા ઠોકી બેસાડવામા કાઈ નિયમ રાખેલો નથી. ફક્ત નદીઓના પટનો વિષય તેમનો હોવાથી તે ઉપર ધ્યાન આપવા જેવુ છે બાકીનો ભાગ ટૉલેમી ઉપર ખોટો આધાર રાખી બેસાડેલો છે એ રીતે રા દાસ રાસમાળામા આપેલી ચમારડી ગામ (વળા) પાસે આવેલી ભાવનગરની ખાડીને એક નદી સમજે છે અને ત્યાંથી ઉત્તર તરફ જતો પટો કોઈ નદી સુકાઇ જવાથી થયો એમ માની 'ભાવનગર નદી નુ નામ આપી નર્મદા નદી ટૉલેમીના વખતમા ખભાતના અખાતને રસ્તે ઉત્તર તરફ વહી કચ્છના અખાતને મળતી એમ કહે છે નદીના પટની તેમની આ માન્યતા તદ્દન ખરી છે, પરતુ તે નર્મદાને બેસાડવામા તેઓ ઊંધે રસ્તે જાય છે નર્મદાને ઉપર ચઢાવવા માટે ભૂસ્તર કે બીજો એકે આધાર નથી સરસ્વતીને કચ્છના રણમાં મૂકે છે એટલે એ ખ્યાલ એમને આવતો નથી પરતુ એ પટમા ગઈ મોટી ખડસ્થ નદી એઓ માને છે એ 'એન્જીનીઅરિંગ'ને લગતી મુદ્દાની વાત ધ્યાનમા રાખી એમનો ઉતારો કરીએ—
'From this we find that the Bhavnagar river, *was the lower reaches of a big continental river*, as it was the passage for the argosies from the sea into the country, and the description cannot apply to the present river, if it drained as now a small area of the

ઊંચે ચઢાવી કચ્છના અખાત પાસે લઈ જતા હોવાથી સરસ્વતીને કચ્છના રણના ઉપલા ભાગને મેળવે છે. એ મોટી ખંડસ્થ નદી તે જ નર્મદા એમ માને છે અને જે રસ્તે આપણે સરસ્વતીને કચ્છના રણની નજીકથી ખંભાત અખાતમાં લાવવા પ્રયત્ન કર્યો તે જ રસ્તે શ્રીયુત અમરનાથદાસ નર્મદાને ઊંચે કચ્છના અખાતને મેળવવા ચઢાવે છે. તાત્પર્ય એ છે કે ભાવનગર પાસે થઈ કચ્છના અખાત સુધી કોઈ મોટી નદી છે એટલું તો નક્કી થાય છે. હવે શ્રીદાસ કહે છે તેમ નર્મદાને ઊંચે ચઢવાનો સંભવ નથી અને એમ નક્કી કરવા માટે કોઈ જાતનો આધાર પણ નથી; જ્યારે એ જ રસ્તે સરસ્વતીને નીચે ઉતારવા માટે પરંપરાના અનેક આધારો છે.

**સરસ્વતી એ જ ભાગીરથી ગંગા હોય !**

કપિલમુનિને સરસ્વતી સાથે સંબંધ છે એ જોયું. એ જ કપિલદેવનો પાતાળ સાથે સંબંધ પુરાણો જોડે છે. સાગરપુત્રોએ પાતાળ સુધી ખોદી નાંખ્યું અને કપિલે એમને ભસ્મ કરી નાંખ્યા. એમનો ઉદ્ધાર કરવા ભગીરથે સ્વર્ગમાંથી ભાગીરથી ગંગા ઉતારીને સમુદ્ર સુધી એને લઈ ગયો. આ કથાનું પૌરાણિક પડ ઉકેલવાનું આ સ્થાન નથી. પરંતુ આ બીનાને પૂર્વના ગંગાસાગર સાથે સંબંધ નથી પણ પશ્ચિમના સરસ્વતી સંગમ (અરબીસમુદ્ર) ને સંબંધ છે.૮૧ ગૂજરાતના કિનારાનો પાતાળ સાથે સંબંધ, અસુરોનું સ્થાન અને નાગલોકની ભોગવતી વગેરે બાબતોની આગળ જુદા પરિશિષ્ટમાં ચર્ચા કરીશું. ટુંકામાં સગરોનો સંબંધ પશ્ચિમ સાથે છે, પૂર્વ સાથે નથી. કપિલ સાથેની લડાઈ એમને સરસ્વતી અને ગૂજરાતના કિનારા સુધી લાવે છે, અને

---

Gujarat peninsula, and debouching into the sea in its nabourhood, the mainland lying to the east of the river, the outlet to the sea must have been towards the west, and then north or *south;* thus we have it *that the gulf of Cambay did not exist,* and it was firm land through which the Bhavnagar river entered mainland; its outlet to the sea to its west." (Italics are mine.) આમ ખંભાતના અખાતની જગ્યાએ અખાત નહિ પણ જમીન, પરંતુ એની અંદરથી—એ જ જગ્યાએ—'ભાવનગર' નદી ઉત્તર તરફ વહેતી બતાવી પછી એ નદી તે નર્મદા એમ લખે છે. આ વર્ણનનો પટ તે નર્મદા નહિ પણ સરસ્વતી. શ. દાસનો લખેલો પટ ખરો પણ નદી ખોટી. શ. દાસ આગળ (પૃ. ૧૨૦–૧) લખે છે કે ભાગીરથી ગંગા સરસ્વતી સાથે સંબંધ ધરાવતી. અને પદ્મપુરાણને આધારે એને (ગંગાને) સરસ્વતી સાથે પશ્ચિમ સમુદ્ર તરફ મળતી લખે છે. સરસ્વતી નાશ થયા પછી ગંગા પૂર્વ તરફ વળી. સરસ્વતીના ટુકડા થયા. દરિયાનું એનું મુખ કપાઈ ગયું. ઉપરના પૂર્વ તરફના પ્રવાહ જમના સાથે ગંગામાં ગયા. પશ્ચિમના પ્રવાહ સતલજ સાથે સિંધુમાં ગયા. કેટલુંક પાણી ઘગ્ઘરમાં જઈને સુકાઈ ગયું. રજપુતાનાનું રણ થઈ ગયું. આ પ્રમાણે શ. દાસ જુદી રીતે પણ આપણા અનુમાનને ટેકો આપે છે. ભાગીરથી ગંગા પશ્ચિમ તરફ જતી એ વાત સરસ્વતી પોતે જ મૂળ ભાગીરથી ગંગા અને એનો નાશ થયા પછી એનું નામ અને પાવનત્વ હાલની જાન્હવી ગંગામાં ગયું એ આપણા અનુમાનને પુષ્ટિ આપે છે. અને ટૉલેમીનાં ગંગાના મુખનાં નામોનો ખરો સંબંધ સરસ્વતીના મુખ સાથે હોવાના અનુમાનને પણ ટેકો આપે છે. (કૅમ્બ્રીસૅાન). ઉત્તર ગૂજરાતની નાની નદીઓ એ સરસ્વતીના દક્ષિણ પ્રવાહના ટુકડા.

૮૧ સ્કં. પુ. આવંત્યખંડાન્તર્ગત રેવાખંડ. અ. ૧૭૫. શ્લો. ૧ થી ૧૦. વળી ભાગવત ૫. અ. ૧૭માં વિષ્ણુ પાદોદકી ગંગાના ચાર પ્રવાહોમાંનો એક મેરુ પર્વત ઉપરથી બ્રહ્માની નગરીમાં થઈ ઘણાં શિખરો મૂકી ભરતખંડમાં આવી દક્ષિણ સમુદ્રને મળે છે એનું નામ અલકનંદા. આ નદી તે હાલની ગંગા નહિ પણ સરસ્વતી. પુરાણકારોએ આ સ્વર્ગગંગાને સાત નામે અને સાત રૂપે કહેલી છે તેમાં ભાગીરથી તે સરસ્વતી. સરસ્વતીનાં નામોમાં એનું નંદા નામ છે તે આ અલકનંદાનું ટૂંકું રૂપ છે. હાલની ગંગા એ જાન્હવી ગંગા.

સરસ્વતીને નર્મદાના મુખ સુધી લઈ જાય છે. જેમ અગસ્ત્યે સમુદ્ર પીધો અને બ્રહ્માએ કહ્યુ કે ભગીરથ ગંગાથી એને ફરી પૂરશે એ જલમાંથી સ્થળ અને ત્યાં પાછું જળ એ ઘટનાનું રૂપક છે અને એ પશ્ચિમ હિંદના કોઈ ભાગને લાગુ પડે છે, તેમ ઉતથ્યે સમુદ્રને ઘટ્ટ બનાવી પી જઈ જમીન બનાવી અને સરસ્વતીને કહ્યુ કે તુ અદૃશ્ય થઈ રણમાં જતી રહે અને તારાથી તજાએલો મુલક અપવિત્ર ગણાશે અને સૂકો થઈ જશે એ પણ સરસ્વતી નાશ પામી-ખાસ કરીને એ સમુદ્ર જેટલી વિશાળ હતી ત્યાંથી પણ નાશ પામી અને એ જગ્યા કોરી રણ જેવી થઈ ગઈ એ ઘટનાનું રૂપક છે[૮૨] અને ગૂજરાત રાજપુતાનામાં રહેલા સરસ્વતીના વચલા પટને લાગુ પડે છે. એ મુલક ધર્મશાસ્ત્ર પ્રમાણે અપવિત્ર પણ ગણાય છે. આ સરસ્વતીનું એક નામ ભોગવતી પણ હતુ અને તે એના ગૂજરાતમાં આવેલા નીચલા પ્રવાહનું હોય એમ લાગે છે.[૮૩] એનો વિચાર આગળ કરીશું સરસ્વતી હિમાલયમાંથી આવી ખંભાતના અખાતરૂપે સમુદ્રને મળી એટલી વાત તો સમજાય છે.

---

૮૨ મહાભારત અનુશાસન પર્વ અ ૧૫૪ (બંગાળ આવૃત્તિ) નિર્ણયસાગરની આવૃત્તિમા આ અધ્યાય નથી પરંતુ ભાંડારકર રિસર્ચ ઇન્સ્ટીટ્યુટે મહાભારત બહાર પાડ્યું છે તેમા આ અધ્યાય છે

૮૩ સરસ્વતીનું એક નામ ભોગવતી હતું તેની ચર્ચા ખંભાતનુ એક નામ ભોગવતી હતુ તે બાબતની જુદી પરિશિષ્ટમાં કરી છે સરસ્વતીમા ટુકડા થઈ ઉત્તર ગૂજરાતમા નાની નદીઓ થઈ સાબરમતી, હાલની સરસ્વતી વગેરે પૂર્વોત્તરમાં અને ભોગાવો વગેરે પશ્ચિમમા ટુકડા થયા એમા ભોગાવો નદીએ તો ભોગવતી નામ પણ જાળવી રાખ્યુ છે

# પરિશિષ્ટ ૬

## અસુરો અને ગૂજરાતનો કિનારો

### દેવો અને અસુરો

આપણા દેશની સૌથી પ્રાચીન ઐતિહાસિક પરંપરા એ દેવાસુર સંગ્રામ. દેવો એટલે ઋગ્વેદના સમયમાં હિંદુસ્તાનમાં સૌથી છેલ્લી આવેલી લડાયક જાતિ. એને આપણે આર્યને નામે ઓળખીએ છીએ. આ જાતિ હિંદુસ્તાનમાં આવી તે પહેલાં બીજી એક જાતિ આવીને વસેલી હતી. એ અસુર જાતિ.[૧] એ જાતિની પરંપરા આપણે ભૂલી ગયા કે ઊલટી રીતે સમજ્યા.[૨] એટલે અસુર નામની સાથે વાઘ વરુની પેઠે આપણને ભય પેદા થાય છે. અસુરો એટલે લાંબુ નાક, સિંહ જેવા દાંત અને શિંગડાં વાળાં ભયંકર પ્રાણી નહિ પરંતુ એક વિશિષ્ટ સંસ્કૃતિવાળી, આર્યોના હિંદમાં આવતા પહેલાં સિંધુ અને સરસ્વતીના મુખપ્રદેશથી છેક ઉપરના ભાગ સુધી વસી રહેલી[૩] આપણા જેવી મનુષ્યની જાતિ. આ જાતિ હિંદની જ વતની કે બહારથી આવેલી એ વિષય બહુ વાદગ્રસ્ત હોવાથી અહીં ચર્ચીશું નહિ.[૪]

---

૧ "આ પૃથ્વી પહેલાં દૈત્યો–અસુરોની હતી" ઇત્યાદિ પુરાણવચનનો અર્થ એ છે કે દેવો એટલે આર્યો પાછળથી આવ્યા અને તે આવ્યા ત્યારે અસુરો વસી ચૂક્યા હતા. રામાયણ મહાભારતાદિમાં આ વર્ણનો કરેલાં છે. પૂર્વે સમુદ્રથી વીંટાએલી આ પૃથ્વી દૈત્યોની હતી, પરંતુ દીતિપુત્રોને હરાવી દેવોએ જીતી લીધી. રામાયણ બાલકાંડ–સર્ગ ૪૫માં સમુદ્રમંથન વર્ણનમાં પણ આપેલું છે.

૨ અસુરનો અર્થ યાતુધાનના અર્થમાં કર્યો એટલું જ નહિ પણ વિદ્વાન ટીકાકારો પણ અસુ એટલે પ્રાણ ઉપરથી અસુર શબ્દની વ્યુત્પત્તિ કરવા પ્રેરાયા. વેદના પદ્ધતિસર અર્થ કરનાર સર્વથી પ્રાચીન યાસ્કના પહેલાં પણ ઘણા પ્રયત્નો અર્થ કરવા માટે થયા હતા. એટલે યાસ્ક (ઈ.સ. પૂર્વે સાતમી સદી) પહેલાં પણ વેદાર્થ યથાર્થ રીતે ભૂલાવા માંડયા હતા. પરંતુ અસુરો પૂર્વે દેવો એટલે આર્યોને સ્થાને હતા અને દેવનો અર્થ આજે જે રીતે માનીએ છીએ તે રીતે પણ પૂર્વે અસુરો એ જ સ્થાને હતા. એ પરંપરા ભાષાએ સાચવી છે. જુઓ असुरा दैत्यदनुजेन्द्रारि दानवा।।शुक्रशिष्या दितिसुता पूर्वदेवा सुरद्विषः।। અમરકોશ।। દેવ એ માત્ર માનવાચક શબ્દ જ ગણવાનો. પૂર્વદેવાઃ એ શબ્દ પહેલાં અસુરો આર્યો–દેવો જેટલા માનવાળા ને સત્તાવાળા હતા એમ બતાવે છે.

૩ Asura in India: By Anant Prasad Banerjee Shastri P. 5, 18 વગેરે. આ બાબત ચર્ચા આગળ કરીશું.

૪ અસુર જાતિ આર્યેતર જાતિ હતી એ તો હવે ઘણાખરા વિદ્વાનો કબૂલ કરે છે પરંતુ અસુર જાતિને એસિરિયા સાથે સંબંધ છે અને એસિરિયાનું અશૂર શહેર અસુર જાતિના કાંઈક મોટા સંબંધથી પડેલું વગેરે હાલ મનાવા લાગ્યું છે. વેડેલે મોહેન–જો–ડેરો અને હરપ્પાની મહોરછાપો (seals) ઉકેલવાનો પ્રયત્ન કરી વેદના કદવ, ઔશિજ, કક્ષિવાન વગેરે મુનિઓ એસિરિયાના હતા અને સિંધુના મુખ આગળ આવીને વસ્યા હતા એમ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે. પરંતુ વેડેલની દલીલોને હજી પૂરતું સમર્થન મળ્યું નથી તેમજ એસિરિયા અને હિંદના કિનારાના ભાગ સુધી કોઈ સમાન સંસ્કૃતિનાં લક્ષણ જણાયાનું કબૂલ કર્યાં છતાં પણ એ મહોરછાપો વૈદિક ઋષિઓની છે એવું સર જોન માર્શલ કે મોહેન–જો–ડેરોની શોધ કરનારામાંથી કોઈએ અગર હિંદના કોઈ પ્રમાણભૂત પુરાવિદ હજી કબૂલ કર્યું નથી. એટલે વેડેલનાં અનુમાનો હજી માત્ર અનુમાનો જ રહે છે; અને સિંધુ તટની સંસ્કૃતિનો જન્મ હિંદુસ્તાનની ભૂમિ ઉપર થયો કે એસિરિયા વગેરે દેશોમાં થયો તે હજી સુધી સિદ્ધ થયું નથી. હિંદુસ્તાનમાં સિંધુ તટ ઉપર જન્મેલી સંસ્કૃતિ છેક ભૂમધ્ય સમુદ્રના તટપ્રદેશ સુધી ગઈ એવો એક મત છે; તેવો જ બીજો મત ત્યાંની સંસ્કૃતિ હિંદુસ્તાનમાં આવી એવો પણ છે. મોહેન–જો–ડેરોના લેખો અને મહોરછાપોના સત્ય અને સંતોષકારક ઉકેલ

એ જાતિ પશ્ચિમ-ઉત્તર હિંદમાં ઘણા પ્રાચીન કાળથી વસતી હતી અને ગૂજરાત કાઠીઆવાડ વગેરેનો કિનારો વૈદિક સમયમાં એમના હાથમાં હતો એટલુ બતાવવાનો આ લેખનો ઉદ્દેશ છે એટલુ તો નિશ્ચિત જ છે કે આર્યો હિંદમાં આવ્યા ત્યારે અસુર જાતિ, સરસ્વતી અને સિંધુના મુખપ્રદેશથી અગ્ની સમુદ્રના કિનારે થઈ યુફ્રેટીસ ટિગ્રીસના અંદરના ભાગોમાં ઠેઠ એસિયામાઇનોરના એસિરિયા અને ફિનિશિયા સુધી વસવાટનો અને વેપારનો સબધ ધરાવતી હતી[૫] આ જાતિનો મુખ્ય વ્યવસાય વાણિજ્ય અને વહાણવટુ હતાં જ્યોતિષ, વૈદુ અને સ્થાપત્ય પણ એમની વિશિષ્ટ સસ્કૃતિના ભાગ હતાં સિંધુ અને સરસ્વતીનાં મુખથી ઉપર પ્રવાહે બન્ને કાંઠાઓ ઉપર એમનાં જબરજસ્ત થાણાં હતાં[૬] આ લોકો બાંધેલા શહેરોમાં રહેતા શહેરો અને કિલ્લાઓ બાંધવા એ એમની ખાસિયત હતી[૭]

---

ન થાય ત્યાસુધી આ બાબત શકાઓ રહ્યા જ કરવાની ઋગ્વેદ ૬-૩૨-૫મા ઇંદ્રની સ્તુતિમા કહે છે કે "Indra hath swiftly won the waters from *Southward* Thus set at libery, the rivers flow to their goal incessant and exaustless અહીં Southward માટે दक्षिणत શબ્દ મૂળમા વાપર્યો છે ટીકામા એનો અર્થ યુરોપીય વિદ્વાનો દક્ષિણ તરફનો વરસાદ એવો લે છે એમ જેતા બીજી લીટી બેસે નહિ એનો અર્થ સિંધુ અને સરસ્વતીના દક્ષિણ તરફના પ્રવાહ તે બાજુના અસુર થાણા જીતી તે આર્યોને માટે ખુલ્લા કર્યા એમ જ બેસે

૫ Mohanjo Daro & the Indus Civilization Marshall P 50-58 મોહેન-જો-ડેરો અને હરપ્પાના ખોદકામમા જે જે વસ્તુઓ નીકળી છે તેવી વસ્તુઓ એસિયામાઇનોરથી હિંદના કિનારા સુધીમાં નીકળેલી છે અને તેમની કેટલીક પ્રાચીન કથાઓનુ પણ સમાનપણુ છે આ બધા ઉપરથી એ સસ્કૃતિનો જન્મ ગમે ત્યા હોય પણ એ બધા ભાગમા કાઈક સમાનતા હતી અને જનસમાજ અગર એનો એક ભાગ એકસરખી સસ્કૃતિ અને ધર્મનો હતો એમ મનાય છે સિંધુથી નાઈલ સુધી એક લૌકિક પટ જેવુ લાગવા ઉપરાત સસ્કૃતિ એક હતી એમ મોહેન-જો-ડેરોએ સિદ્ધ કર્યું છે

૬ A Banerjee Shastri Asura in India P 48-41-82-86 પુરુઓ સરસ્વતીની બન્ને બાજુએ રહેતા હતા એ ઉલ્લેખ વેદમા છે (ઋ ૭-૯૬-૨) અને પુરુઓ અસુરો છે એ આગળ જોઈશુ તે જ પ્રમાણે યદુઓ પણ એમના સબધી હોઇ સમાન જાતિના હતા યદુઓનો વસવાટ મથુરાથી કાઠીઆવાડ ગૂજરાતના કિનારા સુધી હતો સરસ્વતીના પ્રવાહના લેખમા જે ચર્ચા કરી છે તે મુજબ વૈદિક સરસ્વતી બ્રહ્માવર્તમા થઇને કાઠીઆવાડ-ગૂજરાતમા આવી સમુદ્રને મળતી હતી તે દૃષ્ટિએ કિનારાનો મથુરા વગેરે ઉત્તરના ભાગ સાથેનો સબધ ઘણો સરળ બને છે જમના-જેના તટે મથુરા આવેલુ છે તે એક વખત સરસ્વતીને મળતી હતી

૭ Asura in India P 18 21 મહા સભાપર્વ-સ્થાપત્ય એ અસુરોનો ખાસ વિષય હતો મયદાનવને નામે સ્થાપત્યના ગ્રથના ઉલ્લેખ એ સિદ્ધ કરે છે પુરાણોમા જ્યા જ્યા અસુરો, નાગો, દૈત્યો આદિના વર્ણનો છે ત્યા એ લોકો ભવ્ય મહેલોમા અને નગરોમા રહેતા અને તેની રચના મયદાનવે કરેલી એમ કહે છે મહાભારતની પ્રસિદ્ધ સભા મયે બાંધેલી તે જાણીતુ છે આનો અર્થ એ કે મયસિદ્ધાન્ત પ્રમાણે બાંધેલી બાંધકામ એ અસુરોની સિદ્ધિ હતી આર્યો તેમા કાંઈ જાણતા નહોતા મોહેન-જો-ડેરોમા જેના પહેલા પથ્થરયુગના જે અજાયબ જેવા બાંધકામના પાયા નીકળ્યા છે તે આર્ય સસ્કૃતિના નથી પણ આર્યેતર સસ્કૃતિના છે એમ સિદ્ધ થયુ છે (જુઓ Mohanjo Daroના ગ્રથમા સચિત્ર વર્ણન છે) મોહેન-જો-ડેરોના ગ્રથના લેખકો એ અસુરોના એમ સ્પષ્ટ કહેતા નથી એ સવાલ જ એમણે વધુ શોધખોળ માટે અધ્ધર રાખેલો છે પરતુ આર્યેતર એટલે અસુર અગર દાસ એ બેમાથી એક જ હોય અને દાસોએ બાંધકામ નથી કરેલા તે માટે આગળ જોઈશુ મય આદિની પૌરાણિક કથાઓ પણ અસુરો બાંધકામમા કુશળ હતા, દાસો નહિ એમ બતાવે છે અસુરપુર એ શબ્દ વૈદિક સાહિત્યમા આવે છે તેવો આર્યો માટે આવતો નથી એ અસુરો બાંધેલા શહેરો અને કિલ્લાઓમા રહેતા હતા એમ બતાવે છે (ઐતરેય બ્રા ૧-૨૩ quoted in A India P 21) સમરાગણ સૂત્રધાર નામનો સ્થાપત્યનો ગ્રથ મયદાનવ ઉપરથી થયો કહેવાય છે

એમના વિરોધી આર્યો એમના પછી હિંદમાં આવેલા. તેઓ સાદા, સરળ, અને કેવળ લડાયક ગુણ વાળા હતા. ખેતરો ખેડવાં અને ઝુંપડાં અગર તો છેક સાદાં મકાનોમાં અણરક્ષાએલાં ગામડાં જેવાં સમૂહોમાં રહેવાની એમની રીત હતી.[૮] આ આર્યો અસુરોને હરાવી દેશના માલીક થઈ દેવો કહેવાયા અને અસુરો અધમ કહેવાયા, એ આગળ જોઈશું. આર્યો માત્ર યુદ્ધ વિદ્યામાં અસુરોથી ચઢીઆતા હતા.

## દાસ જાતિ

આ અસુરો અને આર્યો ઉપરાંત દાસ–દસ્યૂ નામની હિંદની અસલ વતની એક ત્રીજી જાતિ હતી. અસુરો અને આર્યો બન્ને તેની સાથે લડતા અને એ જાતિએ પણ સમય પ્રમાણે બન્નેની સાથે સંપ અને શત્રુતા રાખેલી, અને દેવાસુર સંગ્રામમાં બેમાંથી એક પક્ષે રહી લડેલી.[૯] આ સંગ્રામ વેદકાળના જૂનામાં જૂના સમયમાં શરૂ થઈ ઋગ્વેદના છેવટના સમયમાં લગભગ પૂરો થયો. હિંદના વાયવ્ય પ્રદેશમાં વસતા દાસ લોકોને પહેલાં અસુરોએ અને પછી આર્યોએ પૂર્વ અને દક્ષિણ તરફ નસાડ્યા.[૧૦] આ સંગ્રામને પરિણામે આ ત્રણે જાતિઓ એક બીજા સાથે એવી વિચિત્ર રીતે મળી ગઈ કે એ મેળવણીમાંથી બનેલા હાલના હિંદુ સમાજમાં પોતાને શુદ્ધ આર્ય માનતો બ્રાહ્મણ ગુણ આ ત્રણમાંથી કયી જાતિનો તે પારખી શકાય નહિ. આ ત્રણ જાતિઓની મેળવણીની શરૂ થએલી ક્રિયાને મહાભારતના યુદ્ધે છેવટની મહોર મારી દીધી.[૧૧]

---

૮ Asura in India: P. 18–21. બાંધકામ અસલ અસુરોનું અને પછી દાસોનું ખાસ કાર્ય હતું. આર્યો માટે તેવા ઉલ્લેખો નથી. જુઓ Mohenjo Daroનો ગ્રંથ. આમાં આ બાંધકામ આર્યોનાં નથી એમ લખેલું છે. અસુરોનાં છે એમ સ્પષ્ટ તો નથી લખ્યું. પરંતુ કોઇ આર્યેતર જાતિનાં છે એમ કહેલું છે. અસુરોનો ખ્યાલ આવેલો નથી અગર તેમાંથી નીકળેલા લેખો વંચાય ત્યાંસુધી એ ગ્રંથના લેખકોએ લખવું યોગ્ય નહિધાર્યું હોય. પરંતુ પૌરાણિક પરંપરા પ્રમાણે મય આદિ મોટા બાંધકામ કરનાર અસુરો છે તે જોયું. એટલે એ આર્યેતર જાતિ તે અસુરો જ છે.

૯ Asura in India: P. 36–37. દાસો કાળા અને બેઠેલા ટૂંકા નાકવાળા હતા. એમને વેદ 'અનાસ' નાક વગરના કહે છે. આર્યો સફેદ અને લાંબા તીક્ષ્ણ નાકવાળા હતા. અસુરો હિરણ્ય અથવા સોનેરી અંગના હતા. અસુરોનો વર્ણ હિરણ્ય એમ પ્રો. બેનરજી શાસ્ત્રીએ બતાવ્યું છે. ઋગ્વેદ ૧–૩૫–૧૦માં हिरण्य हस्तो असुरो વગેરે મંત્ર છે. એ સાથે તૈતિરીય અરણ્યકનો સ્કંદપુરાણની પ્રસ્તાવનામાં આપેલો શિવસ્તુતિનો ઉતારો જોવા જેવો છે. नमो हिरण्य बाहवे हिरण्य वर्णाय हिरण्य रूपाय हिरण्य पतयेऽम्बिका पतये उमापतये पशुपतये नमः॥ આમ હિરણ્યહસ્ત વેદનો દેવ, અને હિરણ્યબાહુ પશુપતિ શિવ અને હિરણ્યવર્ણ અસુરોનો એ શું સૂચન કરે છે તે પ્રશ્ન છે. શિવ અસુરોના દેવ એ આગળ જોઇશું.

૧૦ એ જ પૃ. ૩૬–૩૭. બ્રાહ્મણ સમય સુધી ઘણીખરી વૈદિક સમયની ઐતિહાસિક પરંપરાઓ તાજી હતી. છતાં યજુર્વેદ અસુરો માટે જે ઉલ્લેખ કરે છે કે અસુરો અંધકારથી વ્યાપ્ત છે તે જોતાં અસુરોની ઋગ્વેદ કાળની પ્રતિષ્ઠા પાછલા વૈદિક સમયમાં ઓછી થતી આવતી હતી.

૧૧ એ જ પૃ. ૮૩–૮૪. શ્રી અનંતપ્રસાદ બેનરજી શાસ્ત્રી એમના નિબંધમાં અસુરો, આર્યો અને દાસ જાતિનું જે અદ્ભુત મિશ્રણ થયું તેનું સુંદર વર્ણન સપ્રમાણ કરે છે. આજ સુધીના વૈદિક સાહિત્યના લેખકોએ અસુર જાતિને યથાર્થ રીતે સમજવામાં ઘણો ગોટાળો કરેલો છે, અને વેદોના યુરોપીય વિદ્વાનોમાંથી ઘણાએ તો એના રૂપક તરીકે અર્થ કરેલા છે. પાર્જીટર અસુરોને જુદી જાતિ ગણે છે. એમની દલીલો ઉત્તમ છે. પરંતુ એલો માટેની એમની માન્યતા વાદગ્રસ્ત છે; અને તેને લીધે કેટલાંક આર્ય અને અસુર કુલને ઓળખવામાં એમણે શંકા ઉત્પન્ન થાય એવું લખાણ કરેલું. આમ છતાં પણ પ્રાચીનતમ બ્રાહ્મણોને આર્યો કરતાં અસુરો–દૈત્ય દાનવો સાથે ખાસ સંબંધ છે. આર્ય બ્રાહ્મણો છે નહિ. મુખ્ય દેવોએ બ્રાહ્મણ અસુરોને મારી બ્રહ્મહત્યા કરી એમ પુરાણો કહે છે છતાં વૃત્રાદિને મારવા માટે વેદો દેવોનાં વખાણ કરે છે વગેરે વિગત (Ancient Indian His.

**દેવાસુર સંગ્રામ**

ઋગ્વેદના મોટા ભાગમા દેવપ્રાર્થનાઓ ઉપરાંત જે ઐતિહાસિક ટુકડા નજરે પડે છે તે આ દેવાસુર સગ્રામ પુરાણોએ એ ટુકડાને સાંધીને એમાથી એમની રીત પ્રમાણે ઇતિહાસ બનાવ્યો છે એટલે વેદાર્થનુ આ પુરાણો વડે સમુપબ્રહણ થાય તો જ અર્થ બધ બેસે એ વાત સિદ્ધ થએલી છે[12] વેદ સમયના દેવાસુર સગ્રામના એ કરતાં વધારે ભાગ પડે તેમ છે વૃત્રાદિ અહિ અસુરો સાથેનો સગ્રામ સર્વથી પહેલો છે પરંતુ પાછળથી થએલી મેળવણી પછી લખાએલાં પુરાણોએ જેમને આર્ય રાજાઓ તરીકે ગણ્યા છે એવા રાજાઓ અને જાતિ વિભાગોનાં નામ વેદમાં મળે છે, અને એ અસુર જાતિના હતા એમ સિદ્ધ થાય છે[13] વેદમાં જેને દાશરાજ્ઞ કહે છે તે આ જાતિ વિભાગોનાં યુદ્ધોનાં ઉલ્લેખો છે. પાંચજન એ અસુરોની પાંચ વિખ્યાત ટોળીઓ છે.[14] વૃત્ર સાથેનો સગ્રામ આર્યો એમના દેવોને નામે લઢ્યા દાશરાજ્ઞના સગ્રામ પાછળથી એક આર્ય સસ્કૃતિના સગ્રામો તરીકે ઇતિહાસે નોંધ્યા હોવાથી એ મનુષ્યો વચ્ચે થએના યુદ્ધો રૂપે મનાયાં આર્યો તરફથી દિવોદાસ, સુદાસ આદિ રાજાઓ હતા અસુરો તરફથી પુરુઓ, યદુઓ, તુર્વસુઓ, અણુઓ આદિ હતા આ અસુર જાતિમાં દૈત્ય, દાનવ, રાક્ષસ, નાગ

---

Tradition P 304 8 Pargiter) ખાસ નોંધવા જેવી છે પરતુ પાર્જીટર પછી આ બાબત નવો પ્રકાશ પડ્યો છે, અને મોહેન-જો-ડેરોની આર્યેતર સસ્કૃતિની શોધખોળ ઉપરથી આજ સુધી મનાએલી વૈદિક સમયની સમાજવ્યવસ્થાની માન્યતાઓમા ફેરફાર કર્યા વગર છુટકો નથી દાનવો અને દૈત્યો આપણા જેવા માણસો હતા તેને માટે બૅનરજી શાસ્ત્રી ઉપરાત પાર્જીટરના ઉપરોક્ત ગ્રથના પૃ ૨૯૦-૯૧ જુઓ એમા પ્રસિદ્ધ વૈદિક કુળો અસુરો હતા તે સમજાવેલુ છે આ આખો વિષય એક ગ્રથ થાય એવડો મોટો હોવાથી ટુકમા અહીં લખવુ અર્થ વગરનુ થાય શ્રી બૅનરજી શાસ્ત્રી કહે છે કે અસુરો અને દાસો આર્યોથી હાર્યા અને કાળે કરીને એ બન્ને જાતિઓનુ મિશ્રણ થઇને હિંદુ સમાજ એવો બન્યો કે કોણ મૂળ કઇ જાતિનું તે ઓળખાય નહિ આર્યો વિજેતા હોવાથી મિશ્ર સસ્કૃતિ ઉપર મહોરછાપ એમની પડી મહાભારતનુ યુદ્ધ આ મિશ્રણ ક્રિયાનુ છેલ્લુ રૂપ હતુ એમ એઓ માને છે (પૃ ૭૭, ૮૩, ૮૪)

૧૨ આ વૈદિક સમયનો ઇતિહાસ નક્કી કરવા માટે એકલા વેદો નહિ, તેમજ એકલા પુરાણો પણ નહિ પરતુ इतिहास-पुराणभ्यां वेदंसमुपबृंहयत् । बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रहरिष्यति ॥ એ વચન પ્રમાણે વેદાર્થને ઇતિહાસ પુરાણોથી આધાર આપવાનો છે અને તેમ ન થાય તો વેદાર્થનુ ખૂન થાય છે એટલે વેદના ભાષ્યકારો અસુર શબ્દનો અર્થ અસુ એટલે પ્રાણ ઉપરથી કરે કે વૃત્રાદિનો અર્થ વિદ્વાનો મેઘ કે એવી કુદરતી વસ્તુઓ કરે તે ઉપલા વચનનો ભગ કરે છે અને વેદાર્થ યથાર્થ થતો નથી તે સાથે પુરાણો ઉપર દાનનોભી બ્રાહ્મણોએ ચઢાવેલા પડ પણ કાઢી નાખી વેદાર્થને લગાડવાના છે અસુર જાતિ જે વે સમયમા ઉત્તમ સસ્કૃતિ વાળી હતી તે નિંદાને પાત્ર થઇ એ શબ્દ ગાળરૂપે મનાવા લાગ્યો જ્યારે પરદેશી તરીકે આવેલા આર્યો જે મોટે ભાગે બ્રાહ્મણોના દ્વેષી હતા તેમનો આર્ય શબ્દ માનવાચક થઇને એ શબ્દ લગાડવામા જુદ બ્રાહ્મણો પોતે ગર્વ કરવા લાગ્યા બ્રાહ્મણો સર્વોપરિ થયા પછી ગોઠવાએલા પુરાણોમા એ છાપ દેખાય છે

૧૩ પુરુઓ, યદુઓ, ભૃગુઓ અને બીજા ઘણા વૈદિક ઋષિઓ અને રાજાઓ આ જાતમા છે જુઓ Asura in India યદુઓ માટે પૃ ૭૯ થી ૮૬, ભૃગુઓ માટે પૃ ૧૬-૫૫-૬૩ ચ્યવન અને દધીચી પણ એમા આવે છે (પૃ ૫૮) ભૃગુ-શુક્ર અસુરોના ગુરુ એ પુરાણમા પ્રસિદ્ધ છે વેદમા ભૃગુઓ કુલુઓના ગોર છે

૧૪ Asura in India P 16, 60 યદુઓ વગેરે અને ભૃગુને પણ ગણે છે ભૃગુનુ પશ્ચિમ એશિયાની એસિરિયા વગેરેની ભાષામા Phrigian નામ છે 'ભ'નો એ તરફની ભાષામા 'ફ' થાય છે એના દાખલાઓ આપેલા છે ભૃગુઓ અસુરો તે માટે પણ જુઓ પૃ ૧૭ અને ૧૮

આદિ પેટા જાતિઓ હતી.[૧૫] આ બધી જાતિઓ સિંધુના ઉપરના પ્રદેશથી સિંધુ અને સરસ્વતીના મુખપ્રદેશ સુધી વસેલી હતી. આમાંની કેટલીક જાતિઓ સમુદ્ર અને નદીઓનાં નૌયાન માટે જાણીતી હતી. નાગ જાતિમાં બે ભેદ હતા. એક પર્વતવાસી અને બીજી જલવાસી. જલવાસી નાગ જાતિના હાથમાં અસુરોનું વહાણવટું હતું.[૧૬] આ જાતિઓએ સિંધુ અને સરસ્વતીના કાંઠા ઉપર છેક મુખ સુધી, અને સમુદ્રના દ્વીપો ઉપર આધિપત્ય મેળવ્યું હતું. આર્યો નૌયાનમાં છેક અજ્ઞાન હતા.[૧૭] નદી અને સમુદ્રના વહાણવટાથી મળતા દ્રવ્ય અને વૈભવ પડાવી લેવા માટે થએલું વેર એ પણ આ સંગ્રામોનું એક કારણ છે. એ વિભવના મૂળનું જ્ઞાન થતાં સમુદ્રનાં દ્વાર અને નદીઓ કબજે લેવા માટે પણ આ સંગ્રામ થયા છે. સમુદ્રમંથનની પૌરાણિક કથા એ દરિયાઈ વેપારથી પ્રાપ્ત થએલી લક્ષ્મી અને તે લેવા દેવાસુરો લડયા એ ઐતિહાસિક બીનાનું પૌરાણિક રૂપ છે.[૧૮]

## પશ્ચિમ હિંદની નદીઓ અને અસુરો

આ નદીઓના પ્રવાહ કબજે કરવાનાં યુદ્ધો વૈદિક સમયમાં ફક્ત સિંધુ સરસ્વતી અને એમની સખીઓને લાગુ પડે છે. બીજી હિંદની ગંગા વગેરે મોટી નદીઓને તે સાથે સંબંધ નથી. આ બે નદીઓનાં મુખ એ સમયે હાલ છે ત્યાં નહિ પણ જુદી જ જગ્યાએ હતાં. સિંધુ નદી હાલ કચ્છના રણના ઉપલા ભાગમાં જ્યાં પૂર્વે સમુદ્ર હતો ત્યાં મળતી હતી. પશ્ચિમોત્તર હિંદની બધી નદીઓ મોટે ભાગે આ બે મહા નદીઓમાં પોતાનાં પાણી ઠલવતી. એ બન્ને નદીઓ એમનાં મુખથી છેક પંજાબનાં મેદાનોના

---

૧૫ Asura in India: P. 96. પાર્જીટર. A. I. His. Tr. P. 290-91. પાર્જીટર પૃ. ૨૭૭માં રાક્ષસોને દરિયાઈ પ્રજા કહે છે. પૃ. ૩૦૬–૮નું વર્ણન પણ નોંધવા જેવું છે. અહીં પાર્જીટરે આપેલા આધારો લેવા.

૧૬ Asura in Indiaમાં નાગજાતિનું વર્ણન જુઓ. P.P. 92-98. સિંધુ આદિ નદીઓ તેમજ પૂર્વની નદીઓ પણ અસુર નાગોને કબજે હતી. નાગજાતિ એ અસુરોની મુખ્ય પેટાજાતિ હતી એ શ્રી બૅનરજી શાસ્ત્રીનું માનવું છે. નર્મદાકિનારો કર્કોટક નાગોના કુલના હાથમાં હતો, એમનું ભ્રમણ નદીઓના માર્ગથી થતું. પર્વતવાસી નાગો તક્ષક કુલના. શ્રી બૅનરજી શાસ્ત્રી જરાસંધ અને દ્વારકાંના યાદવો નાગકુલના અસુરો હતા એમ માને છે પરંતુ એ માટેનો એમનો આધાર મજબૂત નથી. પરંતુ તે અસુર તો હતા જ.

૧૭ Asura in India: P. 35. "Arya navigation of the sea is unknown, whereas Asuryans is very often connected with the river. આર્યોને સમુદ્રનું ભાન નહોતું એમ જે સામાન્ય અર્થમાં કહે છે તે ગોટાળો કરે છે. અસુરની વાત ધ્યાનમાં લેતા નથી. અસુરો પાસે નદીઓના રસ્તા હતા. (પૃ.૩૬). વેદમાં તુર્વસુ યદુ કુત્સ વગેરેના સંબંધ જલ સાથે છે.વધુ માટે હવે પછીના પરિશિષ્ટમાં જુઓ.

૧૮ સમુદ્રમંથનની કથાને જુદાજુદા વિદ્વાનોએ જુદાંજુદાં રૂપકો આપી અર્થ કરેલા છે. કોઈ તો કુદરતના દેખાવો સાથે એ કથાને સરખાવે છે. પરંતુ નવી શોધખોળથી વેદોના અર્થ (સ્તુતિઓના મંત્રો બાદ કરતાં) નવી દૃષ્ટિથી કરવા પડશે એ વખત હવે પ્રાપ્ત થયો છે. વેદોમાં આર્ય અને અસુરોના જે સંગ્રામો આવે છે તે ઝીણવટથી વાંચતાં સમુદ્રમંથન એ દરિયાઈ વેપાર અને તેનાં કેન્દ્રો તથા માર્ગો હાથ કરવા માટેનો પોતાની સત્તા વધ્યા પછી આર્યોનો એક ભારે પ્રયત્ન કહેવાય. લક્ષ્મી વગેરે રત્નો સમુદ્રમાંથી નીકળ્યાં અને તે માટે દેવો અને દૈત્યો લડયા. મંથન ઘણાં વર્ષ ચાલ્યું. વાસુકિ નાગ વલોણાનું દોરડું–નેતરું–બન્યો વગેરે વાતો લક્ષ્મી પ્રાપ્ત કરવા માટેના દરિયાઇ માર્ગ, ખરી લક્ષ્મી દરિયાઈ વેપારથી થાય છે, એ માટે લાંબું યુદ્ધ વગેરેનું પૌરાણિક સ્વરૂપ છે. અસુરોનું નૌકાખાતું નાગજાતિના હાથમાં હતું. એમનો રાજા વાસુકિ મંથનમાં દોરડું બન્યો એટલે એણે અગત્યનો ભાગ લીધો એમ જ અર્થ છે. હાલનું (૧૯૧૪) મહાયુદ્ધ જેમ વેપાર વગેરે આર્થિક લાભ માટે હતું એમ વેદકાળનું આ આર્થિક યુદ્ધ હતું. આપણા પૂર્વજો ધન માટે નહોતા લડતા, બધા સાધુ હતા એમ માનવાને કારણ નથી. મનુષ્યસ્વભાવ દરેક કાળમાં સરખો જ હતો અને સરખો જ છે.

ઉત્તર પ્રદેશ સુધી વહાણુ ચાલી શકે એવી હતી.[૧૯] એ બન્નેની નાનીમોટી સાત સાત શાખાઓને લીધે છેક ગાંધારથી યમુનાના તટપ્રદેશ સુધીનો વિશાળ પ્રદેશ મહાસાગર પારના દેશો સાથે સીધો અને સરળ વ્યવહાર રાખી શકતો.[૨૦] સરસ્વતી નદી પશ્ચિમમાં સિંધુ અને પૂર્વમાં પારિયાત્ર (આરવલ્લી) પર્વતની હારમાળાને સમાંતર વહી ગૂજરાતની સીમામાં સમુદ્રને મળતી. કચ્છના રણનો ઉપનો ભાગ જેમ સિંધુનાં મુખોથી વ્યાપ્ત હતો તેમ ખંભાતનો અખાત સરસ્વતીનું મુખ હતો એમ માનવાને કારણ છે. એક મત એવો છે કે સરસ્વતી પણ કચ્છના રણને જ મળતી. આ વિષયની ચર્ચા જુદા પરિશિષ્ટમાં કરી છે. આ બન્ને નદીઓનાં મુખને ગૂજરાતની સીમા સાથે નિકટનો સબંધ હતો એ તો નિર્વિવાદ વાત છે. આ કારણથી અને અસુરોના હાથમાં વેદ સમયનો જળવટનો આખો વ્યવહાર હોવાથી ગૂજરાતનો કિનારો અસુર જાતિનાં પ્રબળ થાણાથી ભરેલો હતો.[૨૧]

## દેવાસુર સંગ્રામનો કાળનિર્ણય

વેદના સમયમાં યદુઓ અણુઓ વગેરે જાતિઓ અને નાગ જાતિની જળ સાથે સંબધ ધરાવતી શાખાનો ગૂજરાત સાથે ખાસ સંબધ હતો.[૨૨] દેવાસુર સંગ્રામ—આર્યો અને અસુરોના સંગ્રામમાં હારજીત બન્ને પક્ષની થવા છતાં પરિણામે અસુરો હારતા આવ્યા, અને વખત જતા ઉપર કહ્યું એવું જાતિઓનું મિશ્રણ શરૂ થયું તે અરસામાં છિન્નભિન્ન થએલી અસુર જાતિના છુટા વ્યક્તિગત નેતાઓ પંજાબ અને બ્રહ્માવર્તના પ્રદેશમાંથી નાસી દક્ષિણ અને પૂર્વ તરફ છુટા છુટા પોતાની સત્તા જાળવી રહ્યા હતા.[૨૩] આ

---

૧૯ આ બાબતની વિસ્તૃત ચર્ચા સરસ્વતીના પ્રવાહના પરિશિષ્ટમાં કરી છે.

૨૦ આપણી પ્રાચીન ભૂગોળનો મહાર્ણવ તે અરબી સમુદ્ર, બંગાળી ઉપસાગર નહિ એ ખાસ ધ્યાનમાં લેવા જેવું છે. અહીં પૌરાણિક સપ્ત સમુદ્રોનો અર્થ ગણવાનો નથી. પરંતુ સામાન્ય ભૂગોળનો અર્ણવ ગણવ નો છે. અને તે પૃથ્વીની ભૂગોળ માટે નહિ પણ ભારતવર્ષની. એ રીતે વરાહમિહિરે ભારતની નૈઋત્યે મહાર્ણવને મૂકયો છે તે યથાર્થ છે. પ્રાચીન અસુરો વગેરે હિંદના વતનીઓના નૌયાન આ સમુદ્ર દ્વારા હતાં. મહાર્ણવ માટે જુઓ બૃહતસંહિતા ૧૪.

૨૧ Asura in India P P 84 86 Pargiter A In His Tr P 304 7 આ બાબત વધુ ચર્ચા આગળ કરીશુ.

૨૨ Asura in India P 54, P P 79 96 શ્રી બેનરજી શાસ્ત્રી યદુઓને નાગજાતિના કહે છે અને તે માટેના તેમના આધાર સબળ નથી. નાગજાતિ અસુરોમા ખાસ આગળપડતી અને લડાયક જાતિ હતી, અસુરોનું અને નાગોનું વતન એક જ સાથે પાતાળમાં હતું વગેરે ઘણી વિગતો પુરાણોમા અને વૈદિક સાહિત્યમાં એ બેના સબધ માટે મળે છે. અહિ એટલે નાગ એ શબ્દ અસુરો—દૈત્યો માટે પણ વાપરેલો છે અને વૃત્રાસુરને અહિ કહેલો છે. પરંતુ યાદવોને સ્પષ્ટ રીતે અસુરોના નાગ નામના પેટા વિભાગના હોવાનો વિશ્વસનીય ઉલ્લેખ મળતો નથી. યાદવો અસુર જાતિના હતા એટલુ માત્ર સ્પષ્ટ થાય છે. બલદેવ શેષનો અવતાર ગણાતા અને તેમના મરણ વખતે તેમના મુખમાથી નાગ નીકળ્યો અને સમુદ્રમા પેઠો એ વાતને કેટલું વજન આપવું તે શંકા છે. બલદેવનું મરણ કાઠીઆવાડને કિનારે થયુ એ ઐતિહાસિક વાત ગણી શકાય. ઐતિહાસિક નાગજાતિમાં કર્કોટક નાગો નર્મદાકિનારે વસતા હતા એટલું તો સ્પષ્ટ છે.

૨૩ Asura in India P 16 20 વેદ સમયમા વૃત્ર, બલ, પુરુકુત્સ, રૌહિણ આદિ અસુરો વ્યક્તિગત (Individual) હતા એમ બેનરજી શાસ્ત્રીનું માનવું છે. કારણકે એમના કોઈ પ્રસિદ્ધ કુળના ઉલ્લેખો નથી. વેદકાળના પાછલા ભાગમા જાતિઓના મિશ્રણ વખતે પૃથુ, વૈન્ય, બલિ, ભગદત્ત, જરાસંધ, કંસ, રાવણ વગેરે ઘણા અસુરો ગણાવ્યા છે. મિ બેનરજી શાસ્ત્રીનું માનવું એમ છે કે આર્યોએ જે મિશ્રણ ઉત્પન્ન કર્યું તેમા સામા પડી લડ્યા તે આ વ્યક્તિગત અસુરો પાછળથી ભયંકર પ્રાણી—યાતુધાન—Demonના અર્થમા ગણાયા. પૃ ૭૭. એમના અંત માટે જુઓ પૃ ૯૪. અસુરો અને આર્યોનો ધાર્મિક ભેદ પણ હતો. જ એ લોક આર્યોની ક્રિયાઓ પાછળથી કોઈ કોઈ કરવા લાગ્યા. એમને કર્મ ન કરનારા, અદેવયુ અયજ્વન, અવ્રત વગેરે કહ્યા છે. પાછળના સંપ્રદાયોવાળા પણ વિરૂદ્ધ મતવાળાને આમ દૈત્ય અસુરો ગણવા લાગ્યા.

ઘણા લાંબા સમયના ગાળામાં જુદાજુદા અસુર રાજાઓનો કાળનિર્ણય કરવા માટે કાંઈ સાધન નથી. મોહન-જો-દેરોની શોધખોળોથી વેદનો આજ સુધી મનાતો સમય હવે ઘણો દૂર ગયો છે.[૨૪] જોકે એ ખંડેરોના છેક તળિયાના પટમાંથી મળેલી વસ્તુઓ વેદના લાંબા સમયના માત્ર એક ભાગની ગણી શકાય. એ રીતે જોતાં આ વ્યક્તિગત અસુર રાજાઓનો સમય ઈ. પૂર્વે ૩૫૦૦થી ૨૦૦૦નો માની શકાય.[૨૫] પાણિનિ અને યાસ્કના સમયથી તો એ પરંપરાઓ એટલા સૈકા જૂની છે કે છેવટમાં છેવટ એને ઈ. સ. પૂર્વે ૧૫૦૦ વર્ષથી તો પછી લવાય તેમ નથી.

## અસુરો-પશ્ચિમ હિંદનો કિનારો અને સમુદ્ર

હવે પશ્ચિમ એશિયાના દેશોથી કાઠીઆવાડના કિનારા સુધી પ્રાચીન કાળમાં સમાન સંસ્કૃતિ હતી એ તો સિદ્ધ થયું છે.[૨૬] એ સંસ્કૃતિ અસુર જાતિની હતી એમ પ્રો. બેનરજી શાસ્ત્રી, ડૉ. વેડેલ વગેરે કહે છે, અને કોઈ આર્યેતર જાતિની હતી એમ મોહેન-જો-ડેરોના લેખકોએ સિદ્ધ કરેલું છે. પ્રો. બેનરજી શાસ્ત્રી અને વેડેલ કહે છે તેમ અસુરો એસીરિયાથી હિંદમાં આવ્યા હોય કે હિંદથી એ બાજુ ગયા હોય એ વાદગ્રસ્ત વિષયને અહીં છોડી દેવાની જરૂર છે.[૨૭] મોહેન-જો-ડેરોના લેખકોએ પણ એમને જડેલી 'આર્યેતર' સંસ્કૃતિની જન્મભૂમિ ક્યાં હશે એ ચર્ચા વધુ પ્રમાણો જડે તે માટે મુલ્તવી રાખી છે. પ્રો. બેનરજી શાસ્ત્રી કહે છે તેમ ભવિષ્ય પુરાણના એક ઉલ્લેખ ઉપરથી–'અસુરો સમુદ્ર પારથી આવ્યા હતા'—આ લોકો એસિરિયાથી જ આવ્યા હતા એમ સિદ્ધ કરી શકાય નહિ. પ્રો. બેનરજી શાસ્ત્રી અસુરોની છેલ્લી હાર પછી એ લોકોમાંથી જેઓ આર્ય સંસ્કૃતિમાં ન ભળી ગયા તે પાછા એસિરિયા ગયા એમ કહે છે તેને વધારે આધારની જરૂર છે. તેથી ઉલટું એ લોકો હિંદના દક્ષિણ ભાગમાં અને દક્ષિણ હિંદી મહાસાગરમાં[૨૮] તથા અરબી સમુદ્રના[૨૯] ટાપુઓમાં ગયા એમ માનવાને સબળ કારણો છે. એટલે એ વાદગ્રસ્ત વાત પડતી મૂકી બધાએ સ્વીકારેલું એટલું સત્ય કબૂલ કરવું જોઈએ કે અસુર જાતિ વૈદિક સમયમાં પશ્ચિમ હિંદમાં વતન[૩૦] કરીને રહેલી હતી; અને સમુદ્ર સાથેના તેમના વિશિષ્ટ

૨૪ જુઓ મોહેન–જો–ડેરોના સર જોન મારશલના ગ્રંથનું કાલનિર્ણયનું પ્રકરણ. એમાંનાં મોહરામાં મોડાં અવશેષોને ઇ. સ. પૂર્વે ૩૧૦૦ થી ૩૨૦૦નાં ધારવામાં આવે છે. આ અવશેષો પથ્થરયુગનાં કહે છે. એટલે ઋગ્વેદનો સમય આજથી ૫૦૦૦ વર્ષથી પણ ઘણો પાછળ જાય છે.

૨૫ પ્રો. બેનરજી શાસ્ત્રીએ વૈદિક અને એસિરિયન પ્રમાણો સરખાવી સમયનિર્ણય કર્યો છે. એઓ ઋગ્વેદના સમયના અંતમાં અસુરોની જાતિ તરીકે છેલ્લી હાર માને છે એટલે ઈ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષની લગભગમાં માને છે. એટલે ઋગ્વેદ પછીનાં વ્યક્તિગત અસુર રાજ્યો ઈ. સ. પૂર્વે ૧૫૦૦ની લગભગ માની શકાય. મોહેન–જો–ડેરો અને હરપ્પાની મહોરો ડૉ. વેડેલે વાંચી છે તે ખરી ઠરે તો કેટલાક ઋગ્વેદના ઋષિઓના સમય નક્કી થાય તેમ છે. પરંતુ મોહેન–જો–ડેરોની અસુર સંસ્કૃતિનો સમયનિર્ણય કરવામાં ખાસ મદદ કરે છે.

૨૬ Sir J. Marshall, Mohenjo Daro & Indus Civilization. 1. 50-58.

૨૭ પ્રો. બેનરજી શાસ્ત્રીનું Asura in India અને વેડેલનું Indo Sumerian Seals deciphered.

૨૮ મલાયાના ટાપુઓમાં—જાવા સુમાત્રા—વગેરેમાં.

૨૯ અરબી સમુદ્રમાં લક્ષદ્વીપ, માલદ્વીપ ઉપરાંત બીજા ટાપુઓ હતા તે. Holdich: Gates of India. P. 146.

૩૦ સિંધુમુખેથી ઉપર પ્રવાહે પંજાબ સુધી પણ અસુરોના વસવાટ હતા એમ પૌરાણિક પરંપરા અને વૈદિક ઉલ્લેખોથી સિદ્ધ થાય છે. પરુષ્ણી નદી ઉપર એમની હાર વૈદિક સમયમાં જાણીતી છે. પુરાણોમાં અસુરો અસ્તાચળ ઉપર લશ્કર લઈ ઊભા એમ આવે છે. પરંતુ ખરું આ પ્રમાણે સમજાય છે. વેદમાં ઋગ્વેદ ૧૦–૬૭મા સૂક્તમાં અર્બુદ દૈત્યનો ઉલ્લેખ છે. એને જલનો અસુર ગણેલો છે.

સબધથી,૩૧ અને સિંધુ તથા સરસ્વતી જેવી મોટી નદીઓ કાશ્મીરથી સમુદ્ર સુધી જઈ શકાય૩૨ તેવી તેમની સત્તામાં હોવાથી, તે માર્ગે સમુદ્રપર્યટન કરતા હોવાથી એ નદીઓના મુખવાળા આખા પ્રદેશમાં એમની ખાસ વસ્તી હતી પ્રો. બેનરજી શાસ્ત્રી વૈદિક આધારોથી સરસ્વતી નદી ઉપર અસુરોનાં કેન્દ્રો હતાં એમ કબૂલ કરવા છતાં મુખ્ય થાણું (base) સિંધુમુખમાં હતુ એમ લખે છે એમ ભૂલ થવાનું કારણ એ છે કે સરસ્વતીનું મુખ સિંધુથી જુદુ હતુ એમ એ સ્પષ્ટ રીતે માનતા નથી ખરી રીતે એ બન્ને નદીઓનાં મુખ જુદાં હતા પણ બહુ છેટાં નહોતાં. એટલે એ બન્ને ઉપર અસુર કુળોનાં થાણા હતા ૩૩

## અસુરો અને ગૂજરાતનો કિનારો

આ બન્ને નદીઓના મુખપ્રદેશના જલથી આનર્ત દેશ ઘેરાએલો હતો ૩૪ વૈદિક અસુરોનાં પાચકુલ-પચજના'-માં યદુ ઉર્વસુ, દ્રુહ્યુ, અનુ, પૂરુ અને એમના સહાયક ભૃગુઓ હતા ૩૫ ભૃગુઓનુ સ્થળ પૌરાણિક પરપરા પ્રમાણે નર્મદાના મુખ આગળ એ નામથી પ્રસિદ્ધ ભૃગુકચ્છમાં હતુ એમના મુખ્ય પુરુષ ચ્યવન ભૃગુને આનર્તના શર્યાતિ સાથે વ્હેવાઇનો સબધ હતો ૩૬ એ જ કુળના દધિચી અને એમના કુળના સારસ્વત અગર પિપ્પલાદનાં સ્થળો પૌરાણિક પરપરા પ્રમાણે સરસ્વતીતીરે અને કેટલેક મતે

---

(મત્ર ૧૨). પાંચમા મત્રમાં અસુરપુરી પશ્ચિમમા હતી એમ લખે છે विभियापुरं शययेमपार्ची ઇત્યાદિથી શરૂ થતા મત્રમા સાયણ અપાચી એટલે પશ્ચિમ તરફની અસુરપુરી એવો અર્થ કરે છે, અને ગ્રીફીથ Western Castle અર્થ કરે છે અર્બુદને Watery Demon કહ્યો છે આ અર્બુદ ને અર્બુદ-આબુ સાથે સબધ હશે? પુરાણમા મનુષ્ય વ્યક્તિઓના નામ ઉપરથી દેશોના નામો પડયાના દાખલા ઘણા છે જુઓ બલિના છોકરાઓ અગ, વગ, કલિંગ, પુંડ્ર, સુમ્હ વગેરે છે જે દેશના નામ છે ભારતના નવ ખડના નામ પણ રાજપુત્રોના નામ છે તો અર્બુદ અસુના સ્થાન ઉપરથી અર્બુદ-આબુ નામ કેમ ન પડયુ હોય? આ માટે લેખક સીધો પુરાવો નથી અર્બુદની પાસે થઈને વૈદિક સરસ્વતી આવતી હતી એ પર્વતની બીજી બાજુ કચ્છના રણનો પૂર્વવિતાર સમુદ્ર હતો એટલે બ્રહ્માવર્તમા રહેનાર આર્ય ઋષિને અર્બુદાચલમા રહેનાર અર્બુદ દૈત્ય Watery Demon સ્વાભાવિક રીતે લાગે અપાચીનો અર્થ પશ્ચિમ અને દક્ષિણ બન્ને થાય છે અર્બુદને કાદ્રવેય નાગ જાતિનો કહ્યો છે નાગોના જલ-વહાણવટા સાથેના સંબધથી પણ અર્બુદ Watery Demon કહેવાય

૩૧ Asura in India P 20 જેમ સમુદ્રને નાગોનુ રહેઠાણ કહ્યો છે તેમ મહાભારતમા અસુરોનુ રહેઠાણ કહ્યો છે વળી असुराणा च बाधवम्, असुराणा शरणम् વગેરે સમુદ્રને કહેલુ છે

૩૨ સિંધુ, સરસ્વતી, કાશ્મીરથી સમુદ્ર સુધી જઈ શકાય તેવી હતી તે માટે આધારો સરસ્વતીના પ્રવાહના લેખમા જુઓ

૩૩ આ બધી ચર્ચા પણ સરસ્વતીના પ્રવાહના લેખમા કરી છે Imp Gaz I. ૩૦મા સરસ્વતીનુ મુખ સિંધુમુખ પાસે માનીને ત્યા નાશ પામેલા શહેરોના ઘણાં ચિન્હો હતા એમ લખે છે ખરી રીતે એ પ્રાચીન સિંધુના મુખની વાત છે ત્યા સમૃદ્ધ શહેરો હતાં એટલી વાત નોધવા જેવી છે

૩૪ સિંધુ અને વિપાશાના મુખો કચ્છના રણના સમુદ્રમા અને સરસ્વતીનુ મુખ ખભાત ના અખાત રૂપે એટલે ગૂજરાતનો કેટલોક ભાગ અને કાઠીઆવાડ એ જળથી ઘેરાએલા જેવા આનર્ત એ કાઠીઆવાડના પૂર્વ તરફના કેટલાક ભાગને પણ કહેતા તે જોઈશુ

૩૫ Asura in India P 16 17, 18, 41, 55

૩૬ Pargiter A Ind His Tra P 265, 304, 194 97 દધિચીને ચ્યવનના પુત્ર કહ્યા છે 'Cyavana is always connected with the west of India, the country around the Gulf of Cambay, in or near Sharyati's territory Anarta (P 195) પછી ચ્યવને વૈદૂર્ય પર્વત ઉપર (પશ્ચિમવિંધ્ય) તપ કર્યું એમ લખે છે ખભાતનો ને વૈદર્યનો સબધ લાગતો છે તે પાછળ જોયુ છે

સાબરમતીને તીરે હતાં.[૩૭] આ બાબત સરસ્વતીના પ્રવાહના લેખમાં સાબરમતીનો સરસ્વતીના નીચલા પ્રવાહ સાથેનો સંબંધ ચર્ચ્યો છે. યદુઓનું મુખ્ય સ્થળ આનર્ત દેશની રાજધાની કુશસ્થલી અથવા દ્વારકામાં હતું, અને એ સ્થળ પ્રભાસના સાંનિધ્યમાં સરસ્વતીના મુખની પાસે હતું.[૩૮]

આ પ્રમાણે વૈદિક મધ્યદેશ એટલે પંજાબ અને કંઈક અંશે બ્રહ્માવર્તની ઉત્તરે આર્ય સંસ્કૃતિ, એની દક્ષિણે એટલે વૈદિક નીચ્ય દેશ અને પૌરાણિક પાતાલ અથવા અધોભુવનમાં અસુર સંસ્કૃતિ, અને એ બન્ને સાથે જોરથી ઘસાતી જતી હિંદના મૂળ વતની દાસ લોકો જે બધે પથરાએલા પડ્યા હતા, તેમની સંસ્કૃતિ હતી. એટલે અસુર સંસ્કૃતિ ગૂજરાત કાઠીઆવાડના કાંઠાઓથી રાજપુતાનાના ઉત્તર ભાગ સુધી અને સિંધ તથા પંજાબના કેટલાક ભાગ સુધી હતી. આમ આર્ય અને અસુર બન્ને સંસ્કૃતિઓ અને પાછળથી એમનું થએલું મિશ્રણ—એ બધું હિંદના પશ્ચિમ ભાગમાંથી પૂર્વ અને દક્ષિણ તરફ ગયું છે.[૩૯] પૂર્વમાંથી પશ્ચિમમાં આવ્યું, અગરતો મધ્યદેશમાં જન્મ પામી બધે પ્રસર્યું એ માન્યતા ભૂલ ભરેલી છે. આમાં અસુર સંસ્કૃતિનો સંબંધ પશ્ચિમ એસિયાના દેશોની વાત બાજુએ મૂકી એકલા હિંદની દૃષ્ટિએ જોતાં મૂળથી સિંધ–કચ્છ–ગૂજરાત અને કાઠીઆવાડના કિનારા સાથે જ હતો એમ સ્પષ્ટ થાય છે.[૪૦]

---

૩૭ દધિચીની કથા પુરાણોના સરસ્વતી માહાત્મ્યોમાં આપેલી છે. પદ્મ એ સ્થળ સાબરમતીતટે મૂકે છે અને પિપ્પલાદ તીર્થ પણ ત્યાં પાસે જ મૂકે છે. સ્કંદ પાટણવાળી સરસ્વતીતીરે મૂકે છે. આ બાબત સરસ્વતીના પ્રવાહના લેખમાં ચર્ચા કરેલી છે. પિપ્પલાદની ઉત્પત્તિ બેત્રણ રીતે પુરાણોમાં આપી છે. એને સારસ્વત પણ કહ્યો છે. એના ઉરુમાંથી વડવાનલ ઉત્પન્ન થયો એવી કથા છે.ભૃગુકુલના આ મહર્ષિએ વૈદિક સંસ્કૃતિના ઇતિહાસમાં શો ભાગ ભજવ્યો તે ચર્ચવાની અહીં જરૂર નથી. પણ એ મહર્ષિ ગૂજરાતની ભૂમિ ઉપર થયા એ કહેવાનો હેતુ છે.

૩૮ દ્વારકાનું નામ કુશસ્થળી પણ છે. એ આનર્ત દેશની રાજધાની હતી, અને યાદવોની રાજધાની પણ હતી. હાલ કાઠીઆવાડને સૌરાષ્ટ્ર કહીએ છીએ. પરંતુ પૌરાણિક પરંપરા પ્રમાણે એનો કેટલોક ભાગ આનર્ત કહેવાતો હતો. પૌરાણિક કથાકોના લેખક ગૂજરાતના પશ્ચિમ કિનારાને સુરાષ્ટ્ર અને કાઠીઆવાડને આનર્ત કહે છે તે એક રીતે બરોબર છે. પાર્ગીટરના નકશામાં પણ એ રીતે આપેલું છે, પરંતુ આ બાબતમાં એક જ વાંધો આવે છે તે એ કે પ્રભાસ સૌરાષ્ટ્રમાં મૂળથી ગણાય છે. ઈ. સ. ની શરૂઆત જેટલા જૂના ગ્રીક લેખકો પણ સૌરાષ્ટ્ર (Sarestrene)નો ઉલ્લેખ કરે છે તે સિંધુમુખથી તુરત આવે છે. એટલે અનિશ્ચિત રીતે (vaguely) આ બન્ને દેશો એક ગણાતા હોય કે એક દેશના ભાગ હોય કે સરહદો મળેલી હોય. દ્વારકા તો આનર્તમાં જ હતું. એટલે કદાચ કાઠીઆવાડનો પશ્ચિમ ભાગ સુરાષ્ટ્ર કહેવાતો હશે. ગૂજરાતનો કિનારો કિનારાની અનિશ્ચિતતાને લીધે એમાં ગણાયો હોય. એનું નામ ખરી રીતે અનૂપ અને અપરાંત છે. આનર્ત દેશની દ્વારકાપુરી હાલ છે તે નહિ એ સિદ્ધ થએલું છે. શ્રી દ. કે. શાસ્ત્રી જુનાગઢને દ્વારકા કહે છે. (જુઓ પુરાતત્ત્વ ત્રિમાસિક) જ્યારે બુદ્ધિપ્રકાશમાં ઘણું કરીને મહામહોપાધ્યાય હાથીભાઈ શાસ્ત્રી કોડીનાર પાસે મૂળ દ્વારકાને જ દ્વારકા કહે છે. જે વ્યાજબી લાગે છે.

૩૯ Asura in India: P. 69-77.

૪૦ Asura in India: P. 6, 11, 16, 18, 33, 34, 36, 41, 42, 48, 69, 72, 77. 82–86, 100. આટલે સ્થળે પ્રૉ. બેનરજી શાસ્ત્રીએ અસુરોનાં મુખ્ય સ્થળો સિંધુમુખ અને સરસ્વતીતટ ઉપર હતાં એમ લખ્યું છે એને માટે ઘણા આધાર આપ્યા છે. અહીં મૂળ આધાર લંબાણના ભયથી આપ્યા નથી. સિંધુ અને અને સરસ્વતી એમાંથી મુખ્ય થાણું કઇ નદી ઉપર હતું તે સ્પષ્ટ નથી. પરંતુ ઋગ્વેદ પૂરુઓ સરસ્વતીને બન્ને કાંઠે હતા એમ લખે છે, અને શતપથ બ્રાહ્મણ પૂરુઓ અસુરો હતા એમ સ્પષ્ટ લખે છે. (શત. VI. 8-1-14.) પ્રૉ. બેનરજી શાસ્ત્રી પૃ. ૪૧–૪૨માં સિંધુ અને સરસ્વતી ઉપરનાં ભિન્નભિન્ન અસુરકુલો ગણાવે છે. સરસ્વતીના તટનાં અસુરકુલો, અણુ, દ્રુહ્યુ, યદુ, તુર્વસુ, પૂરુ એમ ઋગ્વેદ VI.61-12 X. 53-4, I. 108-8 વગેરેના આધારે કહે છે. સરસ્વતી તટનાં કુલોને Main Body of Asuras કહે છે અને આ બન્ને નદીઓ માટે આર્યો સાથે Fight for the waterways (પૃ. ૩૦). કહે છે. અને ફેર એટલો જ છે કે પ્રૉ. બેનરજી

## ગૂજરાત અને વ્યક્તિગત અસુરો

વ્યક્તિગત અસુરોનાં થાણાંઓમાં પણ આ વિભાગમાં નામો મળી આવે છે મધુ દૈત્યનુ મધુપુર ગુજરાતમાં[41] તાલધ્વજનુ તાલધ્વજપુર ગુજરાતમાં[42] હિડિંબનુ હિડિંબવન[43] ગુજરાતમાં બલિ રાજાને નર્મદાકિનારે ભૃગુકુળના બ્રાહ્મણોએ યજ્ઞ કરાવ્યો હતો[44] મહિષ જાતિના અસુરોનુ અને પાછળથી કરકોટક નાગ—અસુર જાતિનુ સ્થાન નર્મદાકિનારે-માહિષ્મતી ઉપર[45] તારકાસુરનુ સ્થાન પુરાણ પ્રમાણે ખભાત પાસે[46] બાણાસુરનુ સ્થાન પણ કોઈ દક્ષિણ ગુજરાતમાં મૂકે છે પરતુ એ સ્પષ્ટ નથી[47] પાક નેમી, નિમિ, કાલયવન, આદિનાં સ્થળો અરબી સમુદ્રના નાશ પામેલા ટાપુઓમાં હોવાનુ સમજાય

---

સરસ્વતીને કચ્છના રણમાં સિંધુને મળતી કહે છે અને સિંધુનો એક ફાંટો હાલને સ્થળે વહેતો પણ માને છે જ્યારે ખરી રીતે સિંધુના બધા ફાંટા કચ્છના રણને મળતા વિપાશા સ્વતંત્ર કચ્છના રણને મળતી અને સરસ્વતી સ્વતંત્ર દક્ષિણ સમુદ્રને મળતી આપણા ભૂગોળકારોનો 'મહાર્ણવ' તે અરબી સમુદ્ર અને તેની નીચેનો હિંદી મહાસાગર બગાળી ઉપસાગર સાથે બહુ પ્રાચીન સબધ નથી ભારતની ભૂગોળમાં વરાહમિહિર બૃહત્ સહિતામા નૈઋત્યમા જ महार्णवोऽर्णव એમ કહે છે

૪૧ મધુમતીપુરી મહુઆને કહે છે કોઇ મતે મોઢેરા પણ ગણાય છે એ ચર્ચાને અહીં સ્થાન નથી. બન્ને સરસ્વતીના પ્રવાહ સાથે સબધ ધરાવે છે એ વાત એ લેખ ઉપરથી સમજાશે મધુ દૈત્ય આનર્ત સાથે સબધ ધરાવે છે તે માટે આગળ લખ્યુ

૪૨ તળાજા—તાલધ્વજપુર જુઓ કાઠિઆવાડ ગેઝેટીઅરમાં તળાજા ૬૭૬

૪૩ હિડિંબ વન પાવાગઢ અને ગોધરાનાં જગલોમા ગણાય છે કોઇ કાઠીઆવાડમા કહે છે મ્હેસુર ગેઝેટીઅર મ્હેસુરમા આવેલા ચીતલદુર્ગ તાલુકાના ગામમાં મૂકે છે રાજશેખર (નવમી સદી) કાવ્યમીમાસામા ગૂજરાતની નદીઓ ગણાવતા મહી અને નર્મદાની વચ્ચે હિડિંબા નામની નદી લખે છે જેનો હાલ પત્તો નથી ઢાઢર વગેરે નદીઓની પૂર્વાવતાર કોઇ સ્હેજ મોટી નદી હશે હાલ ગોધરા જીલ્લામાં 'હડપ નદીમા એ નામ જળવાઈ રહ્યુ જણાય છે મહાભારતમા સહદેવ ગૂજરાતમા આવ્યા બાદ ઘટોત્કચને (હૈડિંબ) લકા મોકલે છે અને સ્કદપુરાણ એના પુત્રનો સબધ મહીસાગર સગમ સાથે જણાવે છે આ પરપરાઓ હિડિંબ વનને ગૂજરાતમા મૂકવા માટે ઠીક ગણાય

૪૪ ભાગવત સ્ક ૮ અ ૧૮ શ્લો. ૨૦–૨૧ ભરૂચમાં વિષ્ણુએ વામનરૂપે પૃથ્વી માગી ને તેની વખતે વિરાટ રૂપ લીધુ એ છેતરપડી માટે બલિએ દોષ માર્યું પણ વચન પાળ્યુ બલિએ દૈત્યોને કહ્યું કે જે કાલ આપણા પક્ષમા હતો તે દેવોના (આર્યોના) પક્ષમા ગયો છે કાલને આધીન બધા છે

૪૫ N De's Geographical Dictionary of Ancient India P 119 120 મ્હેસુરને મહિષાસુરપુર અને માહિષ દેશ ઠરાવવા મ્હેસુર ગેઝેટીઅરના લેખક ડૉ રાઈસ વગેરે એ પ્રયત્ન કરે છે તેની વિરુદ્ધ ચર્ચા કરી છે અને તે ખરી છે અશોકે પોતાનો માણસ મોકલેલો અને મહાભારત આદિના આધારથી અનૂપ દેશની રાજધાની માહિષ્મતી, અને ત્યા મહિષ દેશ એમ પુરવાર થયુ છે એને મહેશ્વર—મહેશ્વરપુર પણ કહે છે મહી અને નર્મદાની વચ્ચેનો એ દેશ વિશેષ તારકાસુરને મહિષ અસુરો મદદમા આવેલા તેમનો દેશ પાર્ગીટર ત્યા પાછળથી કરકોટક નાગો આવ્યા અને રહ્યા એમ લખે છે અસુર જાતિનો પ્રવાહ અહીંથી દક્ષિણમા મ્હેસુરમાં જઇને વસ્યો અને એ દેશનુ નામ મહિષાસુરપુર—મ્હૈસુર પડ્યુ

૪૬ સ્કં પુ કૌ ખ સ્તભતીર્થ મહીસાગર સગમ—નાગરખડ તામ્રવતી નગરી બન્ને રીતે ખભાત

૪૭ બાણાસુરનુ સ્થાન હિંદના ચારે છેડે અને વચ્ચે ગમે ત્યા દરેક પ્રાતવાળા મૂકે છે શ્રી નદલાલ દેની Geo Dic of An Indiaમા લગભગ છથી આઠ જગ્યાએ બાણાસુરનુ સ્થાન કહે છે એમા મત્સ્યપુરાણ પ્રમાણે ત્રિપુર નર્મદા કિનારે આવેલુ તે બાણાસુરનુ નગર એમ કહે છે એ જ શોણિતપુર મધ્ય હિંદ, આસામ, હિમાલય—કમૌન જીલ્લો, મદ્રાસ બધે એ સ્થાન મૂક્યુ છે બાણાસુર બલિનો પુત્ર કહેવાય છે અને અસુરોની સામાન્ય પરપરા પ્રમાણે એ પશ્ચિમ હિંદમા જ હોય પણ પ્રસિદ્ધ વ્યક્તિઓને બધે લઈ જવાની આપણા લોકની રીત છે મદ્રાસ પાસે મહાબલિપુર કહે છે તે બલિનુ સ્થાન મનાય છે પરતુ તેનું ખરૂ નામ મહામલ્લપુરમ્ છે

છે.[૪૮] પૌલસ્ત્યો—રાવણ આદિ રાક્ષસ જાતિના અસુરોનું સ્થાન લંકામાં. લંકાનો સ્થળ નિર્ણય વાદગ્રસ્ત હોઈ અહીં કરવો જરૂરનો નથી. પરંતુ હાલનો સીલોનનો ટાપુ લંકા નથી અને લંકા દક્ષિણ સમુદ્રમાં કોઈ સ્થાને હોવું જોઇએ એવો વિદ્વાનોનો મત છે.[૪૯] આ લંકામાં જવા માટે ઉત્તર હિંદમાંથી મુખ્ય ધોરી રસ્તો ગુજરાતનાં બંદરોએ થઇને હતો.[૫૦] આમ અસુર કુલોના મોટા ભાગનો સંબંધ આપણા કિનારા સાથે હતો. વ્યક્તિગત અસુરોમાં જાતિઓના મિશ્રણ વખતે પ્રસિદ્ધ મથુરાનો કંસ, મગધનો જરાસંધ અને પ્રાગ્જ્યોતિષ (આસામ) નો ભગદત્ત, અને ચેદીનો શિશુપાલ એટલા ગુજરાતથી વેગળા હતા. મથુરાથી તો જમના મારફતે સરસ્વતીમાં થઈ ગુજરાતના કિનારા સાથે સીધો સંબંધ સુલભ હતો.[૫૧] એટલે જ પુરાણો અને મહાભારતાદિમાં યાદવો અને પાંડવોનું મથુરા, અને હસ્તિનાપુર તથા ઇંદ્રપ્રસ્થથી દ્વારકા આવવું વારંવાર સહેલાઇથી થઈ શકતું.

## અસુર સંસ્કૃતિ ગુજરાતથી દક્ષિણમાં ગઈ

પશ્ચિમ હિંદ—ગુજરાત બાજુનાં અસુરોનાં મૂળ થાણાંઓમાંથી અસુરો અને એમની વધીઘટી સંસ્કૃતિ હિંદના પૂર્વ અને દક્ષિણ ભાગોમાં ગઈ એ સ્પષ્ટ છે.[૫૨] મ્હૈસુરમાં અસુરોની જે પરંપરા અને સ્થળો બતાવાય

---

૪૮ સહદેવે દિગ્વિજય (દક્ષિણ) કરતી વખતે ભરૂચ બાજુ આવ્યા પછી સમુદ્રના ટાપુઓના વતની અસુરો પાસે કર લાગ લેવા દૂતો મોકલ્યા. કાલયવન આદિ એ બાજુના ટાપુઓના હતા.

૪૯ આ બાબતની ચર્ચા માટે શ્રી નંદલાલ દેની Geo. Dic. of An. Indiaમાં લંકા શબ્દ જુઓ. વળી Indian His. Qur.માં આ ચર્ચા થએલી છે. એક મત અમરકંટક આગળ લંકા અને બીજો માલદ્વીપ આગળ કહે છે. સીલોન લંકા નથી એમ ઘણા પુરાવા મળે છે. સીલોનનું પૌરાણિક નામ તામ્રપર્ણ દ્વીપ છે. એ પછી લાટ દેશના સિંહબાહુના પુત્ર વિજયે, અને બીજે મતે સિંહલકુમારે એનું નામ સિંહલદ્વીપ પાડ્યું. એ નામ પણ પ્રાચીન છે. લંકાનું નામ સિંહલદ્વીપ પડ્યું એ વાત ભ્રમમૂલક છે. રામાયણ દશરથ રાજાના વખતમાં લંકામાં રાવણ અને સિંહલદ્વીપમાં બીજો રાજા કહે છે. પરંતુ પૌરાણિક ભૂગોળ પુરાણો કરતાં વધારે ચોક્કસ લખનાર વરાહમિહિર (પાંચમી સદી) દક્ષિણના દેશો ગણાવતાં अथ दक्षिणेन लंका એમ શરૂ કરી પછી થોડા દેશ ગણાવી સિંહલ ગણાવે છે. એટલે સિંહલદ્વીપ—સીલોન અને લંકા જુદા સમજાય છે. વધુ ચર્ચા ઇન્ડીઅન હીસ્ટોરીકલ ક્વાર્ટરલીમાં બીજા મતના નિરાસ કરીને કરેલી છે. અને એ લેખક લક્ષદ્વીપ માલદ્વીપમાંથી એકને લંકા કહે છે. ગમે તેમ પણ બે દેશ જુદા છે. વરાહમિહિર લંકા અને ઉજ્જનની રેખા (longitude) એક કહે છે ત્યારે સીલોન તો તેનાથી બહુ પૂર્વમાં આવે. સ્કં. પુ. કૌ. ખંડ ૩૯માં પણ સિંહલ અને લંકા જુદાં કહ્યાં છે.

૫૦ મહાભારત સભાપર્વમાં દક્ષિણનો દિગ્વિજય કરી ભરુકચ્છ આવેલા સહદેવે લંકાના રાજાનો કર લેવા ઘટોત્કચને મોકલ્યો.

૫૧ જમના સરસ્વતીને મળતી હતી તે માટે સરસ્વતીના પ્રવાહનો લેખ જુઓ.

૫૨ Asura in India: P. 69. પ્રો. બેનરજી શાસ્ત્રી લખે છે કે અથર્વવેદના સમયમાં (જેને એ બ્રાહ્મણસમયની લગભગ મૂકે છે) અસુરો મધ્ય દેશ થઇને પૂર્વ તરફ ગયા. 'They had left the North and the West far behind.' અથર્વ. X. 1-6માં અંગિરસોને માટેના ઉલ્લેખમાં 'પ્રતીચીન' શબ્દના યુરોપીય વિદ્વાનોએ કરેલા અર્થો અસંગત જણાવી એનો સીધો અર્થ પશ્ચિમના એવો કરે છે." Pratichi (Av. X. 1-6) is an indication that the Asuras had travelled beyond the Sarswati. અથર્વવેદ. XII. ૧—૫માં પ્રાચીનસમયમાં પૃથ્વી ઉપર દેવોએ અસુરોને હરાવ્યા એમ કહ્યું છે. એ પૃથ્વી કે જ્યાં મનુષ્યો પહેલાં જન્મ્યાં. આગળ પૃ. ૭૭માં આ પ્રમાણે લખે છે: "Asura in his greatness and decline has been traced above from the Indus Valley to the east of India from the Arabian Sea to the Bay of Bengal. He came from 'across the sea of salt water', and carried gradually his headquarters on the 'Ganges & Jumna'." यथा देवा असुरेषु श्रद्धा सुग्रेषु चक्रिरे (ઋ. X. 151-3) એ આધારે આર્યો પણ પ્રથમ એમને માન આપતા. શ્રી બેનરજી શાસ્ત્રી દક્ષિણે લંકા, પૂર્વે મગધ

છે તે મૂળ ગુજરાતના અસુર સ્થળો છે ૫૩ અગસ્ત્યે ગમ્ભતીતટેથી દક્ષિણમાં જઈ ત્યાં ધર્મપ્રચાર

---

અને આ સામ, ઉત્તરમાં તક્ષશીલા, એ બધે અસુરો સિંધુમુખ અને સરસ્વતીના પ્રદેશમાંથી ફેલાયા એમ સાબીત કરે છે (પૃ ૩૩) પૃ ૮૭મા મહા. આદિ ૧૩-૭, મત્સ્ય ૪૩, વિષ્ણુ ૪-૧૧ હરિવંશ ૧-૩૩ વાયુ ૯૪, વગેરે બીજા આધારો થી યદુઓ અસુરો હતા એમ સિદ્ધ કર્યું છે પૂરુઓ વૈદિક સાહિત્યમાં અસુરો છે એમ પણ સિદ્ધ કર્યું છે તે આગળ જોયુ યદુઓની સત્તા ગુજરાતથી મથુરા સુધી હતી એમ પણ સિદ્ધ કર્યું છે (પૃ ૮૩) પૃ ૮૫મા હરિવંશની યદુઓ આદિની પરંપરા પાણિનિથી જૂની છે એમ સિદ્ધ કર્યું છે (જોકે હરિવંશ પાણિનિ પછી ભલે લખાયુ હોય) એ પછી આશ્વલાયન ગૃહ્ય સૂત્રનો મહાભારતનો ઉલ્લેખ અને હરિવંશ એની પૂરવણી એ બધુ બતાવીને યદુઓની પેર ણિક પરંપરા વૈદિક સમય સુધી પહોંચે છે એમ સિદ્ધ કર્યું છે ઐતરેય બ્રાહ્મણ VIII ૧૪ ઉપરથી અસુરો મધ્ય દેશની નૈઋત્યે હતા એવુ સૂચન મળે છે એમ પણ કહે છે પછી લખે છે કે "The Hariwansha (૯૪) gives their exact situation—Yadu's father Haryasiva married to the daughter of Asura Madhu called Madhumati founded a new kingdom called Anarta & Surashtra, and also known as Anup on the beautiful sea beach Thus the Yadus must have crossed over the sea to their west. And without doubt it is the Arabian Sea" પ્રો બેનરજી શાસ્ત્રી યદુઓને ગુજરાતમા ઉપરની ચર્ચા મુજબ મૂકે છે તે બરોબર છે એ લોક અરબી સમુદ્રની બીજી બાજુથી આવ્યા તે માન્યતાની ચર્ચા આગળ કરેલી છે યદુનો બાપ હર્યશ્વ કે યયાતિ એ વાદગ્રસ્ત બાબત અહીં ચર્ચીશુ નહિ બન્ને રીતે એ અસુર જાતિનો ઠરે છે યયાતિનો સંબંધ પણ પશ્ચિમ હિંદ સાથે છે આવી જાતની ગુંચો પુરાણોમા છે મધુ દૈત્ય યદુઓનો સગો શ્રીકૃષ્ણ પોતે મધુ ઉપરથી માધવ કહેવાય અને મધુને માર્યો માટે મધુસૂદન આ બધી ગુંચવણના ઉકેલ પાર્જીટરની રીતે કરવાના છે પ્રો બેનરજી શાસ્ત્રી નાગપુર મ્યુઝિયમમા બેબીલોનની Adad (Hadad જે માટે પરિશિષ્ટ અમાં લિંગપૂજા-સ્કંભ વગેરેના લેખમાં ચર્ચા કરી છે)ની એક મહોર (seal) જડી છે એ ઉપરથી પશ્ચિમ એશિયાની અસર બતાવે છે મોહેન-જો-ડેરોએ એ વાત સાબીત કરી છે પ્રો બેનરજી શાસ્ત્રીએ ભૃગુઓ યદુ, તુર્વસુ, પૂરુ આદિ પાંચ જાતિઓના સંબંધી છે એમ પુરવાર કરીને (પૃ ૫૭ થી ૭૦) ભૃગુ અથર્વણ અને અંગિરસ્ એ શબ્દો એક જ વ્યક્તિ માટે છે એમ સિદ્ધ કર્યું છે એ આખી ચર્ચામા ઉતરાય તેમ નથી અથર્વવેદ અસુરોનો વેદ એ વેદ મણો જૂનો અને અથર્વ વેદ પોતે સ્કંભ સૂક્ત (X ૭)મા કહે છે તેમ બધા વેદમા પુરાણો છે લો મા તિલક ભાંડારકર મેમોરિયલ વૉલ્યુમમા અથર્વવેદનુ પશ્ચિમ એશિયાનુ સામ્ય એક લેખ દ્વારા બતાવ્યુ છે એ વેદના કર્તા ભૃગુ. ભૃગુના કુલનું નામ અંગિરસ્ અને એમણે પ્રસરાવેલા મતનું (cult) નામ અથર્વ એટલે એ મતના અથર્વણ કહેવાય ચ્યવનને ભાર્ગવ કહે છે પરંતુ ચ્યવન પોતે જ ભૃગુ છે એવો મત પણ છે દધ્યચ્ અથર્વણ છે અથર્વવેદને અંગિરસ્ ભૃગુનુ નામ મળીને બીજા વેદોથી ભિન્ન વ્યક્તિ ગત કર્તાપણુ એ વેદને મળેલુ છે આ વેદને વૈદિકોએ પાછળથી સ્વીકાર્યો ત્યાંસુધી વેદત્રયી હતી શ્રી જ્યોતીંદ્ર મોહન ચેટરજી કૃત Ethical conception of the Gathasમા પણ આ બાબત ચર્ચા રહેજ જુદી રીતે કરે છે અને જરથોસ્તી ધર્મ ને અંગિરસ્ વેદ ગણે છે એઓ એક સમાન પ્રાચીન ધાર્મિક સંસ્કૃતિના ત્રણ ભિન્ન રૂપના ત્રણ મહાન પ્રચારક પયગંબરો ગણાવે છે અને નરનારાયણના નારાયણ મુનિ એ પોતે જ પારસીઓના પયગંબર જરથોસ્ત એમ સિદ્ધ કરી, પહેલા પયગંબર ભગવાન નારાયણ જરથોસ્ત, બીજા ભગવાન શ્રીકૃષ્ણ ગોવિંદ અને ત્રીજા ભગવાન તથાગત ગૌતમ (બુદ્ધ) એમ કહે છે ત્રણેએ એક જ ધાર્મિક સંસ્કૃતિ ભિન્નભિન્ન રૂપે કહી આમ આખી હિંદુ સંસ્કૃતિની જન્મભૂમિ પશ્ચિમમા છે તે ઇરાનમા જન્મી કે હિંદની પશ્ચિમમા તે કહેવુ મુશ્કેલ છે ખરી રીતે ભારતની પશ્ચિમ સરહદ અનિશ્ચિત છે ભૃગુઓ અથર્વવેદના કર્તા હોય અને ચ્યવન પોતે ભૃગુ હોય તો પછી પશ્ચિમ હિંદ-આનર્ત-મા પૌરાણિક પરંપરા એમને મૂકે પશ્ચિમ એશિયા સુધી એક સંસ્કૃતિ હતી એ સિદ્ધ વાત છે તો તેનો જન્મ કયા એ જ નક્કી કરવાનુ છે હિંદમાથી એ કેમ ન ગઈ હોય ? અને એ આખી અસુર સંસ્કૃતિની જન્મભૂમિ નહિ તો એક વખતનુ કેન્દ્ર ગૂજરાત કાઠીઆવાડનો કિનારો કેમ ન હોય ? આ બાબતો અથર્વવેદની કે તેના કોઈ ભાગની રચના પણ કયા થઈ હશે તે નથી સૂચવતી ?

૫૩ Mysore Gaz I P 273 76 મ્હેસુર રાજ્યમા કમ્મસદ્ર નામનુ ગામ છે તેનું પ્રાચીન નામ સ્તભોદધિ છે ત્યાં

ક્યો.[૪૫] બંગાળી ઉપસાગર ઉપર આસુર સંસ્કૃતિ અરબી સમુદ્ર ઉપરથી ગઈ. આ સંસ્કૃતિ કાળે કરીને મલાયાના ટાપુઓ સુધી પ્રસરી.[૫૫] બલિનું સ્થાન જાવા પાસે ગયું.[૫૬] કંબોજ હિંદની પશ્ચિમેથી બ્રહ્મદેશની દક્ષિણ-પશ્ચિમે ગયું.[૫૭] ખંભાતના અખાત ઉપરનું તામ્રલિપ્ત બંગાળના ઉપસાગર ઉપર ગયું.[૫૮]

### અસુરો અને શિવપૂજા

આ અસુર સંસ્કૃતિના પ્રચારની એક મુખ્ય બીના તે શિવ અને સ્કંદની પૂજા અને તેનો વિસ્તાર. દેવી-પૂજા પણ આમાં ગણી શકાય. ઋગ્વેદમાં રુદ્ર છે જેમાંથી ઐતિહાસિક શિવનું સ્વરૂપ થયું એમ મનાય છે. એ મૂળ અગ્નિ ઉપરથી થવાનું પણ મનાય છે.[૫૯] લિંગપૂજા અનાર્યોની હતી, વેદમાં એની નિંદા છે એમ પણ કહે છે.[૬૦] એ લિંગપૂજા દાસલોકોની હતી એમ એક મત છે. પાછળથી જે મિશ્રણ થયું તેમાં વૈદિક રુદ્ર અને અનાર્યોની લિંગપૂજા મિશ્ર હિંદુ સમાજની પૌરાણિક શિવપૂજા સાથે મળી ગઈ.[૬૧] આમ હોવા છતાં ઋગ્વેદનો રુદ્ર એ આર્યોનો દેવ નથી, પણ અસુરોનો દેવ છે. વેદમાં નીંદેલી લિંગ-પૂજા એ દાસલોકોની હતી કે અસુરોની એ સ્પષ્ટ થતું નથી.[૬૨] પરંતુ લિંગાકાર વસ્તુઓની પૂજા પશ્ચિમ

---

અગસ્ત્યે વાતાપી રાક્ષસને પચાવ્યો એમ કહે છે. ગૌતમ અને કણ્વનાં નામ પણ ત્યાં કાવેરી તટે બતાવે છે. અગસ્ત્ય તામીલ અને કણ્વ તેલુગુ ભાષાના કર્તા ગણાય છે. ત્યાં હરિહર ગામમાં ગુહાસુર, ચિતલ દુર્ગમાં હિડિંબાસુર, અને ચામુંડાની ટેકરી-માં મહિષાસુરનું સ્થાન કહે છે. પરશુરામે દરિયો હઠાવી ત્યાં સાત કોંકણ, કરાટ–વિરાટ–મહારાષ્ટ્ર, કોંકણ, હૈગ, તુલવ, કેરલ —બનાવ્યાં. ત્યાં સોરાબ (Sorab) તાલુકો છે તેને જમદગ્નિની સુરભિનું સ્થાન કહે છે. સુરભિનું સોરાબ થઇ ગયું. ચંદ્રગુટ્ટી પાસે રેણુકાનું મંદિર. કોલાહલમ્મા (કોલાર) પાસે કાર્તવીર્ય અર્જુનને પરશુરામે માર્યો. 'હીરયુગલપુરમાં પરશુનું મંદિર એનું પ્રાચીન નામ ભાર્ગવપુરી. એ ગામમાં જન્મેજયે સર્પયજ્ઞ કર્યો એમ કહી ત્યાં યુ. સં. ૮૯ (ઈ. પૂ. ૩૦૧૨)નો લેખ બતાવી બ્રાહ્મણોને દાન મળ્યાનું કહે છે. મ્હૈસુર ગેઝેટીઅરનો લેખક પોતે જ એ લેખ બનાવટી ધારે છે. આ બધી વિગત ઉપરથી જણાશે કે પરંપરાઓ ગુજરાત બાજુથી કેવી રીતે મ્હૈસુર બાજુ ગઈ છે, અને તેને કેવાં રૂપ મળે છે. આ પરંપરાઓ મ્હૈસુરથી ગુજરાતમાં આવી એમ કોઈ કહે તો તે આખા ઇતિહાસથી અવળું છે.

૫૪ આ બાબત સરસ્વતીના પ્રવાહના લેખમાં ઉલ્લેખ કર્યો છે. ડૉ. કૃ. આયંગરના S. Indian Culture પૃ. ૧૮ જુઓ.

૫૫ Asura in India: P. 33.

૫૬ જાવા પાસે બલિ નામનો ટાપુ જ્યાં હિંદ બહાર હિંદુ ધર્મની આજે એક જ જગ્યા ગણાય છે.

૫૭ કૅમ્બોડીઆ.

૫૮ Asura in India: P. 121-123. Pre-Aryan Pre-Dravidian Maritime people of Indiaની બાબત લખતાં લખે છેઃ "This Pre-Aryan Pre-Dravidian Civilization extands at least from Kamboja in the North west is Cambodge in Indo China, from Tamluk in the gulf of Cambay to Tamluk in the gulf of Bengal." તામલુક તામ્રલિપ્તિનું પ્રાકૃત નામ છે. પ્રો. બેનરજી Weberના Ind. Stud. ને આધારે લખે છે. ખંભાતનું તામ્રલિપ્તિ નામ બીજા સ્વતંત્ર આધારથી આગળ આપણે સિદ્ધ થયું તે જોયું છે.

૫૯ Bhandarker's Shaivizm બુ. કે. શાસનકૃત. શૈવ સંપ્રદાય.

૬૦ એજ, જુઓ. વેદમાં શિશ્નદેવાઃ ને દૂર રાખવા ઇંદ્રને પ્રાર્થે છે. (ઋગ્વેદ).

૬૧ Asura in India: P. 14, 17. રુદ્ર, શિવ ને લિંગપૂજા ભેગી થઈ ગયાના બીજા પણ ઘણા પુરાવા છે. રુદ્ર અ-સુરોનો દેવ છે તે માટે પૃ. ૧૫માં ચર્ચા કરી છે. રુદ્રને ભેષજ કહે છે અને ભૈષજ્ય એ અસુરોની વિદ્યા હતી. આર્યો વૈદકથી અજ્ઞાન હતા. વૈદક, સ્થાપત્ય, જ્યોતિષ વગેરે અસુરોની વિદ્યાઓને અસુરમાયા કહેતા. ઋગ્વેદ ૨–૩૩–૭માં રુદ્રને જલાશ કહ્યો છે તે જલસંબંધી ભૈષજ્યને લગતું એમ પ્રો. બેનરજી માને છે. એકંદરે રુદ્રનો સંબંધ જલ સાથે છે તેનો એ વિશેષ પુરાવો છે.

૬૨ ઋગ્વેદમાં શિશ્નદેવાઃ શિશ્નપૂજકોની નિંદા છે તે આર્યેતર વર્ણની છે. દાસોની છે એમ જે મનાય છે તે માટે આધાર નથી.

એશિયાના દેશોથી હિંદુસ્તાન સુધી સર્વવ્યાપી હતી એ તો સ્પષ્ટ જણાય છે. મોહેન-જો-ડેરોનાં ખંડેરોમાંથી પશુપતિ શિવની અગર જેમાંથી ઐતિહાસિક શિવપૂજા નીકળી એવા તદ્રૂપ દેવની મૂર્તિઓ અને શિશ્ન આકારનાં લિંગો બન્ને નીકળેલાં છે[૬૩] એ સ્થળે અસુરો અને દાસો રહેતા હોય અને બન્નેની ભિન્ન પૂજાની વસ્તુઓ હોય એ જેમ શક્ય છે તેમ અસુરોની કોઈ જાતિ લિંગપૂજા પણ કરતી હોય એ પણ શક્ય છે પૌરાણિક પરંપરા પ્રમાણે અસુરો શિવપૂજક છે નાગલોકો જે અસુરોનો એક ભાગ છે તેઓ આદિલિંગ હાટકેશ્વરના પૂજકો છે[૬૪] એટલે શિવ અને લિંગ બન્ને પૂજા કદાચ અસુરોમાં પણ હોય પાશુપત સંપ્રદાય ઇ.સ. ની શરૂઆત પહેલાં ઉત્પન્ન થયાનું મનાય છે[૬૫] મોહેન-જો ડેરોનાં અવશેષોમાં જે ત્રિમૂર્તિ,[૬૬] શિવની મૂર્તિ અને લિંગો નીકળ્યાં છે એ શિવ અને લિંગની પૂજાઓ એટલા જૂના સમયમાં હોવાનું સિદ્ધ કરે છે. શિવની મૂર્તિ આસપાસ પશુઓ રાખેલાં છે તેથી પશુપતિ નામનું સૂચન કરે છે વળી એ મૂર્તિની કેડે એક ચિહ્ન છે તે જો કંદોરાનો છેડો ન હોય તો ઊર્ધ્વ મેઢ્ર હોવાનું મનાય છે[૬૭] આ બધું એ સમયે શિવ અને લિંગપૂજા ઐતિહાસિક શિવ જેવી નહોતી એમ માનીએ તોપણ એ પૂજાઓ જેમાંથી નીકળી એનાં પૂર્વસ્વરૂપ જેવી હતી એટલું તો ચોક્કસ છે પાશુપત મત શરૂ થયાનો જે સમય કહીએ છીએ તે લકુલીશાચાર્યના સમયને આધારે કહીએ છીએ. પરંતુ પૌરાણિક પરંપરા પ્રમાણે લકુલીશ પાશુપતાચાર્ય તો શિવના છેલ્લા અવતારરૂપ છેવટના આચાર્ય ગણાતા હતા એ પહેલાં ઘણા આચાર્યો થયાનું જણાવેલું છે[૬૮] તો પછી પાશુપત મત અગર તો એ મતના પૂર્વાવતારરૂપ મત

---

પ્રો બેનરજી પણ એમ જ માને છે શિશ્નપૂજકો બાંધેલા કિલ્લા–શહેરમાં રહેતા એમ પણ વેદના એ ઉલ્લેખ ઉપરથી સમજાય છે રુદ્ર–શિવ અસુરોના ખાસ દેવ છે એમ પુરાણો વગેરે ઉપરથી સિદ્ધ થયા પછી, અને સ્કંભની અથર્વવેદની ભાવના સ્પષ્ટ થયા પછી અસુરોની જ કોઇ જાતિ લિંગપૂજક કેમ ન હોય? નાગલોકો લિંગપૂજક હતા એમ માનવાને કારણ છે, અને મોહેન–જો–ડેરોમાંથી લિંગો નીકળ્યાં છે પશ્ચિમ એશિયામાં શિશ્નપૂજામાંથી ઉદ્ભવેલી સ્તંભપૂજા વગેરેની ચર્ચા કરેલી છે સ્ક પુ. કૌ ૩૯માં પાતાળમાં દૈત્યો, નાગો રહેવા છતાં હાટકના લિંગના પૂજક નાગોને કહ્યા છે

૬૩ જુઓ માર્શલના મોહેન–જો–ડેરોના ગ્રંથના પહેલા ભાગનું ધર્મ ઉપરનું પ્રકરણ અને તેને લગતા ચિત્રો.

૬૪ સ્કંદપુરાણનો આ બાબતનો ઉલ્લેખ પાતાલના લેખમાં આપ્યો છે રા માનશંકરભાઇએ નાગરોત્પત્તિના લેખમાં આ બાબતનો ઉલ્લેખ કરેલો છે

૬૫ Bhandarker's Shaivizm (શૈવાઝમ)

૬૬ આ ત્રિમૂર્તિ તે બ્રહ્મા, વિષ્ણુ અને શિવની ત્રિમૂર્તિ નહિ એ પાછળનો ખ્યાલ છે પહેલા શિવને ત્રણ માથાં કરતા એવી શિવમૂર્તિઓના ઉલ્લેખ ડૉ ગોપીનાથ રાવના Elements of Hindu Iconographyમાં આપેલા છે આબુ પાસે દેવાંગણમાં એવી ત્રિમૂર્તિનું મંદિર છે

૬૭ Marshall Mohenjo Daro & Indus P 51 એમાં એ મૂર્તિનું બધું વર્ણન આપેલું છે

૬૮ સ્ક પુ. કૌ ખ. અ ૪૦ આમાં શૈવયોગીઓનાં નામ કહ્યા છે છેલ્લા લકુલીશ કાયાવરોહણમાં થશે એમ કહ્યું છે અહીં ખંભાતના ગુપ્ત ક્ષેત્રને માટે રુદ્રક્ષેત્ર શબ્દ વાપર્યો છે તે ખાસ નોંધવા જેવો છે કાયાવરોહણ નર્મદાતીરે છે આ લિંગ પૂજાના ખાસ પ્રચારને લીધે નર્મદાના કંકર એટલા શંકર ગણાય છે જુઓ સ્ક પુ કેદારખંડ અ ૩૧ શ્લો ૧૦૩ અહીં નર્મદાના કંકર શંકર તુલ્ય એમ કહે છે ને આગલા શ્લો. ૧૦૨માં બધાં લિંગમાં બાણલિંગ ઉત્તમ એમ કહે છે સ્કંદનું એ વચન છે અથર્વવેદ ૪–૬–૪માં અપસ્કંભ નામનો શબ્દ વાપરે છે એનો અર્થ જુદાજુદા કરે છે એ ખરો અર્થ લુપ્ત થયાનું સૂચવે છે બ્લુમફીલ્ડ એનો અર્થ બાણ (arrow) કરે છે (Vedic Index) એને છેડે વિષ છે એમ કહેલું છે આ શિવ લિંગનું કાંઈ સ્વરૂપ હોય? અને એનો સલિલમાં ઊભેલા હિરણ્યવેતસ સ્કંભ ગુહ્ય પ્રજાપતિ સાથે સંબંધ હશે? ખેતરમાં મર્યાદા ચિહ્ન બાણ કરે છે તે, ક્ષેત્રપાલ ક્ષેત્રપાલનો શિવ સાથે સંબંધ, અને લિંગને બાણ કહે છે તે એ બધાનો કાંઈ સંબંધ હોય

વેદકાળ સુધીનો જૂનો હતો એમ આ ઉપરથી જણાય છે; અને અસુરોમાં એ પૂજા હશે એમ પણ સમજાય છે. નર્મદાકિનારે લકુલીશ પાશુપતાચાર્યનું સ્થાન, ગુજરાતનો કિનારો પાશુપતોના જોરવાળો, અને સિંધુ નદી ઉપર આ વસ્તુઓ નીકળી એ બધું ઘણું સૂચક છે. અસુરો નાગો વગેરે લોકોનું રહેઠાણ અને શિવપૂજાનું આદ્યસ્થાન હિંદનો આ પશ્ચિમ કિનારો હતો એમ લાગ્યા વગર રહેતું નથી. શિવનો સંબંધ પર્વત સાથે પાછળથી થએલો છે પરંતુ મૂળ સંબંધ જળ સાથે છે એ ભૂલવું જોઈએ નહિ.[૬૯]

## અસુરો અને સ્કંદપૂજા

શિવપુત્ર સ્કંદ–કાર્તિકેય એ હિંદુ દેવોમાં બહુ ગુંચવણવાળી વ્યક્તિ છે. એના જન્મ માટે પુરાણોમાં જે વાતો આપી છે તેના વિરોધો જોતાં છતાં એનો શિવ સાથે કાંઈક સંબંધ છે એટલું તો વ્યક્ત થાય છે. પરંતુ એની જાતિ માટે અને કુલ માટે કાંઈ નિશ્ચય ન હોવાથી એને શિવપુત્ર કહ્યો જણાય છે. શિવ-પાર્વતિ, અગ્નિ, ગંગા અને કૃત્તિકાઓ; એ ચારેનો એ પુત્ર ગણાય છે.[૭૦] એનો અવતાર તારકાસુરને મારવા માટે થયો છે.[૭૧] એને લગતી પૌરાણિક પરંપરાઓ એને સરસ્વતીના તટપ્રદેશમાં મૂકે છે.[૭૨] પુરાણોમાં મોટામાં મોટું સ્કંદપુરાણ એના નામ સાથે જોડાયું છે. એમાં માહેશ્વર ધર્મનો પ્રચાર સ્કંદે કર્યો એમ લખે છે.[૭૩] સાત દિવસના બાળકે દેવસેનાનું આધિપત્ય લઈને મહીસાગર–ખંભાત–આગળ તારકાસુરને

---

તો કોઈ વિદ્વાન પ્રકાશ નાખશે. આવર્બિંગ હાટકેશ્વર અને લિંગપૂજાની બાબત વધુ બોગવની વાળા પરિશિષ્ટમાં જુઓ.

૬૯ પાનાલના લેખમાં શિવનાં જળને લગતાં નામો જુઓ. જલાશ શબ્દ પણ એ સૂચવે છે. અહિર્બુધ્ન્ય રુદ્રનું એક નામ છે તે ઋગ્વેદ પ્રમાણે જલ સાથે સંબંધ ધરાવે છે. શિવને પર્વત સાથે સંબંધ હોવાનું કાંઈ જડ્યું નથી એમ મોહેન-જો-ડેરોના લેખક પૃ. ૫૬માં લખે છે. ગૂજરાત કાઠીઆવાડને કિનારે વેદકાલમાં અસુરોનો નિવાસ અને આર્યેતર પૂજાઓ અને પાછળથી પાશુ-પતોનો નિવાસ (પૌરાણિક સમયમાં) એટલે ધર્મશાસ્ત્રોએ એ બાજુ જવામાં પ્રાયશ્ચિત્ત આપ્યું. સરસ્વતી બ્રહ્માવર્તમાંથી એ બાજુ આવી એટલે નિષાદ દેશમાં જવાથી નાશ પામી. શૂદ્ર આભીરના પ્રતિદ્વેષથી નાશ પામી એમ મહાભારત (શલ્ય-પર્વ)માં કહ્યું છે. શૂદ્ર આભીર દેશો આનર્ત સૌરાષ્ટ્રના સાંનિધ્યમાં વરાહમિહિરે કહેલા છે.

૭૦ Elements of Hindu Iconography Vol. II. Part II. PP. 415-21. એમાં પુરાણોને આધારે સ્કંદના માતાપિતા કોણ એ ચર્ચા કરેલી છે. અને ડૉ. ગોપીનાથરાવ એ નિર્ણય ઉપર આવ્યા છે કે સ્કંદની જાતિ માટે ગુંચવણ ઊભી થઇ છે. 'Thus then it will be seen a sort of confusion arose about the real parentage of Skanda.' (પૃ. ૪૨૦). ઇલોરાની ગુફાઓમાં રામેશ્વરના મંદિરમાં શિવનાં પાર્વતી સાથે લગ્ન થતા દેખાવની 'કલ્યાણસુંદર-મૂર્તિ' (તામીલમાં કલ્યાણમ્ એટલે લગ્ન) નું શિલ્પ કોતરેલું છે. એમાં શિવ પાર્વતી સાથે લગ્ન કરે છે તે વખતે સાથે ગણેશ અને કાર્તિકેય પણ ઊભા છે! ડૉ. ગોપીનાથરાવ (એ જ. Vol. II. Part I. P. 350.) એમ માને છે કે આ બે દેવો પણ અનાદિ કાળથી હતા અને પાછળથી શિવપાર્વતીના પુત્રો કહેવાયા.

૭૧ સ્કં. પુ. કૌ. ખંડના ઉલ્લેખો જોયા. બીજા બધા પૌરાણિક ઉલ્લેખો એ વાત કહે છે તે જોયું. સ્કંદનું એક નામ જ તારકારિ છે અને પ્રતિમાવિધાન પ્રમાણે એ સ્વરૂપની ભિન્ન મૂર્તિ યોજાય છે.

૭૨ સ્કં. પુ. કૌ. ખં. અ. ૪૭. पुराकिलगुहो विद्वान् पुण्ये सारस्वते तटे ॥ भूतप्रेतपिशाचानामाधिराज्येऽभिषिच्यत ॥८५॥ स च सर्वाणि भूतानि मर्यादा मवधारयत् ॥ આ ઉલ્લેખ સ્કંદનો સરસ્વતી તટ સાથે સંબંધ જોડવા ઉપરાંત સરસ્વતી તટે ભૂતપિશાચો વગેરેની વસ્તી અને એનો સ્કંદ રાજા એમ બતાવે છે. ભૂતપિશાચો તે અસુરો પાછળના બ્રા-હ્મણોએ નાદેલા અને Demonsના અર્થમાં ગણાયા તે લેવાના છે. મહાભારત શલ્યપર્વ પણ સ્કંદનો સરસ્વતી તટ સાથે સંબંધ જોડે છે.

૭૩ સ્કંદપુરાણ. વ્યંકટેશ પ્રેસ આવૃત્તિમાં પ્રસ્તાવનામાં બૃહન્નારદીય પુરાણનો ઉતારો. "यत्र माहेश्वरा धर्माः षण्मुखेन

માર્યો એ આખી કથાના પડ નીચે મિશ્રણ થતા પહેલાંના અને સંક્રાતિકાળના તીવ્ર અસુરો અને વૈદિક આર્યોના યુદ્ધની ઐતિહાસિક તત્ત્વવાળી કથા ઢંકાએલી લાગે છે સ્કંદને શિવભસ્મ તારકને માર્યાનો પસ્તાવો થાય છે[૭૪] સ્કંદ ઐતિહાસિક મનુષ્ય હોય અને વીર પૂજાય છે તેમ પૂજાતો હોય કે પછી ઇંદ્રાદિની પેઠે દેવ જ હોય અને એને નામે યુદ્ધ લઢાયુ હોય એ કહેવુ મુશ્કેલ છે પરતુ એ ગમે તે હોય છતા પોતાની ભૂમિમાથી અસુરો અને નાગોની સાથે એને દક્ષિણમાં જવુ પડ્યુ, અને આજે ઉત્તર હિંદ કે ગુજરાતમા એને કોઈ પૂજતુ નથી એને કુમાર ધારે છે ને સ્ત્રી એનુ દર્શન કરી શકતી નથી જ્યારે દક્ષિણમાં એ મુખ્ય દેવ તરીકે પૂજાય છે અને એનુ માન એના પિતા શિવ કરતા પણ વધારે છે, એને કુવારો રાખવાને બદલે બે સ્ત્રીઓ પરણાવે છે, અને સ્ત્રીઓ દર્શન કરી શકે છે એક જ દેવ માટે રિવાજનો આટલો બધો ફેર કેમ?[૭૫] દ્રાવિડ દેશમા એના અનાર્ય નામો પણ છે[૭૬] પરતુ નવાઈ જેવુ તો એ છે કે એને નાગપૂજા સાથે જોડે છે, અને એનુ સુબ્રમણ્ય નામ નાગનુ નામ પણ કહે છે[૭૭] આ સાથે સુબ્રમણ્ય સહસ્રનામમા આપેલા

---

પ્રકાશિતા ”॥ પ્રભાસખંડ દ્વારકા માહાત્મ્યમા પણ સ્કંદપુરાણ આણ્યુ સ્કંદે બ્રહ્મપુત્ર ભૃગુને કહ્યુ ભૃગુએ અંગિરસને કહ્યુ, એણે ચ્યવનને કહ્યુ, એણે ઋચીકને કહ્યુ એમ પરંપરાથી પ્રાપ્ત થયુ આ વચનમાં ઐતિહાસિક કાંઈ નથી સ્કંદ ઐતિહાસિક વ્યક્તિ હોય કે દેવ હોય તોપણ તે ભૃગુ–ચ્યવન જેટલી પ્રાચીન વ્યક્તિ નથી પરંતુ પુરાણકાર એને દેવ ગણી જે ઋષિઓએ એ પરંપરા પ્રાપ્ત કરી તેમાં ભૃગુ આદિ આગળ જાએલા આપણા પ્રાંત સાથે સબંધ ધરાવતા ઋષિઓના નામ ગણાવે છે એ માત્ર સૂચક છે અને મહેશ્વર ધર્મનો પ્રચાર ક્યાથી થયો તે સૂચવે છે

૭૪ જુઓ સ્કં પુ કૌ ખંડ અ ૩૨ અને ૩૩ એક વખત તો શિવભક્ત જાણી સ્કંદે તારકને માર્યો નહિ પછી વિષ્ણુના કહેવાથી માર્યો ત્યારે પસ્તાવો થયો તેની શાંતિ માટે લિંગ સ્થાપ્યા. કૌમારખંડ અ ૨૯ શ્લો. ૭૬મા તો તારકાસુર દેવાને કહે છે કે 'તમે આ કુમારને મારી સામે શા માટે ધર્યો છે?' એ બતાવે છે કે કુમારને સેનાપતિ બનાવવામા કાંઈક ભેદ છે જે ખુલે ત્યારે સમજાય એમ કહેવાય છે કે હૂમાયૂના એના ભાઈઓ સાથેના યુદ્ધમા નાનો અકબર એના કાકાના હાથમા હોવાથી એને કોટ ઉપર બેસાડ્યો જેથી હૂમાયૂના લશ્કરનાં તીર બંદૂકો અકબરને વાગવાના ભયથી યુદ્ધ ઉપર અસર થાય આ દાખલાથી અહીં અવળુ હોય આર્યેતર જાતિના કોઇ બહુ લાગવગવાળા કુટુંબના બાળકને આર્યો પોતાના શત્રુઓની સામે ધરીને લડવા આવ્યા હોય એમ બને પરંતુ આ અનુમાનને ઉપરના કૌમારખંડના સંદિગ્ધ વાક્ય સિવાય બીજો ટેકો નથી

૭૫ ગુજરાતમા સૌભાગ્યવતી સ્ત્રી સ્કંદના મંદિરમાં જઈ શકતી નથી. બંગાળમા હલકી સ્ત્રીઓ એને પૂજે છે એમ ડૉ. ગોપીનાથરાવ કહે છે ગુજરાતની કથાઓમા સ્કંદને કુવારો માને છે અને ગણેશને બે સ્ત્રીઓ માને છે દ્રાવિડ દેશમા ગણેશ કુવારા અને સ્કંદને બે સ્ત્રીઓ છે આ દેવસેના અને દૈત્યસેના એમ મનાય છે તે રૂપક માત્ર છે દ્રાવિડો વલ્લી નામની અનાર્ય સ્ત્રી સાથે પણ એનો સબંધ જોડે છે અને વલ્લીકલ્યાણસુંદર એનુ નામ કહે છે દૈશિક સુબ્રમણ્ય નામનુ સ્કંદનુ સ્વરૂપ શિવને પણ સ્કંદ બોધ દે છે તેનુ છે મદ્રાસ ઈલાકામા સ્કંદનો મોટો મહિમા છે અને એના મોટા સ્વયપ્રધાન મંદિરો છે એના વરઘોડા બન્ને સ્ત્રીઓ સાથે નીકળે છે

૭૬ મુરગન્–મલ્લી–વલ્લીકલ્યાણસુંદરમ્ વગેરે એના અનાર્ય નામો છે આર્ય નામો સ્કંદ, કાર્તિકેય, ગુહ, ષણ્મુખ, અગ્નિભૂ, તારકારિ, કુમાર, પાર્વતીસુત વગેરે છે

૭૭ Vogel Indian Serpent Lore P 272 દક્ષિણ કનાડા પ્રાંતમા પશ્ચિમ ઘાટના એક શિખર ઉપર નાગનુ મંદિર છે તેનુ નામ સુબ્રમણ્ય છે સુબ્રમણ્ય શબ્દનો અર્થ serpent king નાગરાજ એમ કરેલો છે પર્વતનુ નામ પુષ્પગિરિ અને તેની તળેટીમા ગામ છે તેનું નામ પણ તીર્થ ઉપરથી સુબ્રમણ્ય છે એ સ્કંદના નામોમાનુ એક છે અને દ્રાવિડ દેશમા સ્કંદ મોટેભાગે એ નામે જ ઓળખાય છે આ સાથે સ્કંદના નામોમા જે સર્પ–નાગને લગતા નામો છે તે સરખાવવા વળી ડૉ. ગોપીનાથરાવ એમના પ્રતિમાવિધાનના ગ્રંથમા સ્કંદના સ્વયપ્રધાન મંદિરમા કરવાની પરિવાર દેવતાઓની મૂર્તિઓની યાદીઓ કુમારતન્ત્રના આધારે આપે છે પરિવારદેવતા ૮, ૧૨, ૧૬, ૩૨ એમ કરે છે તેમા નીચેના નામો નોંધવા

સ્કંદનાં નામોમાં ભોગીશ્વર, ભોગિન્, ભોગવત્, મહોરગ, સર્પરાજ, ઉરગેશ્વર, પન્નગ, વગેરે નામો ખાસ નોંધવા જેવાં છે. શિવનો નાગ સાથે સંબંધ જાણીતો છે. પણ શિવનાં નામોમાં આ નામ નથી. પરંતુ સ્કંદના આ નામો તો જાણે એ નાગજાતિનો કોઈ વીર હોય તેવાં જ છે. તારકાસુરને માર્યાનું એને નામે પ્રસિદ્ધ થયું એ ભેદ તો ખુલે ત્યારે સમજાય, પરંતુ એમાં ભેદ છે તે એટલું તો સમજાય છે. અને ધાર્મિક યુદ્ધની કોઈ વિચિત્ર ગુંચવાએલી પરંપરા ગુજરાતના કિનારેથી દક્ષિણમાં ગઈ એમ સ્પષ્ટ થાય છે. ખંભાત આગળ તારકાસુરવધ સ્કંદે કર્યો. એ સ્થળનું નામ કુમારિકાક્ષેત્ર. દક્ષિણમાં હિંદુસ્તાનને છેક છેડે કુમારિકાનું સ્થાન અને પ્રસિદ્ધ મંદિર. કન્યાકુમારિકાના એ સ્થળની તદ્દન પાસે તીરૂચેન્દૂરમાં સ્કંદનું મોટું ધામ; અને ત્યાં સમુદ્ર કિનારે મહેન્દ્રપુર ગામ—જે દરિયામાં લુપ્ત થયું છે એમ મનાય છે—ત્યાં આગળ સ્કંદે તારકાસુરને માર્યો એવી કથા દક્ષિણમાં ચાલે છે.૭૮ બંને જગ્યાએ તારકાસુરને માર્યાની જગ્યા ગુપ્ત અથવા લુપ્ત થઇ છે એમ કહે છે. આ બધું હિંદુસ્તાનમાં જાતિઓ મિશ્રણ પછી આર્યેતર જાતિઓ સરસ્વતીના કિનારા છોડી નાઠી અને વિચિત્ર રીતે મિશ્રણ થએલા રિવાજો અને પૂજાઓ સાથે લેતી ગઈ એમ બતાવે છે. હિંદુસ્તાનના ઈતિહાસમાં અનેક કારણોને લીધે અનેક ભ્રમણયુગો આવ્યા છે. એમાંના ઘણાખરા ભ્રમણયુગોમાં ગુજરાતના કિનારાએ અગત્યનો ભાગ ભજવેલો છે એમ માન્યા વગર ચાલે તેમ નથી.૭૯

---

જેવાં છે:—યક્ષેન્દ્ર, રાક્ષસેન્દ્ર, પિશાચેન્દ્ર, ભૂતરાટ્, ગંધર્વ, કિન્નર, દૈત્યનાયક, દાનવાધિપ. બીજી યાદીમાં:—સૂર્ય, શાસ્ત, યમ, સપ્તમાતૃકા, વરુણ, અગસ્ત્ય, નારદ, દુર્ગા વગેરે છે. ત્રીજી યાદીમાં:—હાથી, બ્રહ્મા, અગસ્ત્ય, નારદ, વગેરે ૧૬ છે. ચોથી યાદીમાં ઉપરના ઉપરાંત ૩૨ કરવા માટે વાસુકિ, અષ્ટારક, ભૂંગી (ભૃગુ ?) દક્ષ, શુક, ભૂ વગેરે ઉમેરે છે. સ્કંદના આ પરિવારદેવતાઓ એનો અસુરો–દૈત્ય દાનવો; નાગો વગેરે સાથે સંબંધ વ્યક્ત કરે છે અને તેમાં અગસ્ત્ય અને નારદનાં નામ નોંધવા જેવાં છે. નારદ અને અગસ્ત્યનો ગુજરાતના કિનારા સાથેનો સંબંધ આગળ જોયો છે. સ્કંદના પરિવાર દેવતાનાં નામોમાં દૈત્યનાયક દાનેવાધિપ વગેરે નામો એ જાતિનો શત્રુ નહિ પણ તેમનો નાયક તેમને અધિપતિ સૂચવે છે ઉપર સરસ્વતીતટે ભૂત પિશાચના રાજ્યનો અધિપતિ તેને કહ્યો તે પણ સૂચક છે. આ જાતિના લોક દક્ષિણમાં જઈ પોતાના વીરની પૂજા સાથે લઈ ગયા અને ઉત્તરમાં તે પૂજા લુપ્ત થઈ. ડૉ. ગોપીનાથરાવ આગળ પુરાણને આધારે સૂર્ય પૂજાનું તત્ત્વ પણ સ્કંદપૂજામાં આવી ગયું છે એમ લખે છે અને સ્કંદની તામીલ દેશમાં થતી પૂજાની સ્તુતિઓનો દાખલો ટાંકે છે. સ્કંદના દ્વારપાલો તરીકે રાજ્ઞ એ સૂર્ય છે અને સૌરા એ શિવ છે એમ કહે છે. દક્ષિણમાં સૂર્યપૂજા સ્વતંત્ર રીતે નથી. ગુજરાતમાં પહેલાં બહુ હતી અને હાલ પણ કોઈકોઈ સ્થળે છે. એટલે સ્કંદની સાથે આ પૂજા દક્ષિણમાં જઇ મિશ્રણ થઇ ગયું હોય એમ સંભવે.

૭૮ સ્કંદનાં પરાક્રમોને લગતી દક્ષિણમાં આવેલી યે પરંપરા સ્કંદપુરાણના કૌમારિકાખંડ કરતાં જુદી છે. દ્રાવિડોને કહીએ છીએ કે સ્કંદે તારકાસુરને ગુજરાતમાં ખંભાત આગળ માર્યો એમ સ્કંદપુરાણમાં લખ્યું છે તો એ લોકો આશ્ચર્યથી ચકિત થઇ જાય છે.

૭૯ શૈવો–પાશુપતોનો પ્રચાર ગુજરાતના કિનારા ઉપર થયો એ જોયું. સ્કંદે એ ધર્મના પ્રચારમાં કોઇ કાળે કોઈ જાતનો ભાગ લીધો હશે એમ સમજાય છે. આ બધું દક્ષિણમાં ગયું. ધર્મશાસ્ત્રો જે સમયમાં રચાયાં તે સમયે આ બ્રાહ્મણો અને વૈદિકો તથા શૈવોની મારામારીઓ ચાલતી હોવી જોઇએ. એટલે જ સરસ્વતી જયાં નાશ થઇ તે શૂદ્ર આભાર નિષાદ આદિ અને પાછળથી सिंधु सौवीर सौराष्ट्रान् तथा प्रत्यन्तवासिनः એ વગેરે દેશોમાં જનારાને ફરી સંસ્કાર કરવો એમ શાસ્ત્રવચન છે. બ્રાહ્મણો સુદ્ધાં વૈદિક ધર્મ છોડી શૈવ ધર્મમાં ગયા, દક્ષે કરેલી શિવની નિંદા, શિવને યજ્ઞભાગ નહોતો મળતો વગેરે કથાઓ વૈદિકો અને પાશુપતોના ઝગડા વ્યક્ત કરે છે. એનું સવિસ્તર વર્ણન ડૉ. ગોપીનાથરાવના ગ્રંથમાં ભા. ૨. ગ્રંથ ૧લા મ પૃ. ૫૦થી ૫૫માં જોવું

### અસુરો અને દેવીપૂજા

અહીં અસુરોની એક બીજી પૂજા—દેવીપૂજા—માટે કહ્યા વગર ચાલે તેમ નથી વૈદિક આર્યોમાં દેવીપૂજાનુ સ્થાન બહુ ગૌણ છે આર્યો અસુરો અને દેવીપૂજાનો વિષય બહુ વિસ્તારથી ચર્ચવા જેવો છે પરંતુ તેને અહીં સ્થાન નથી દેવીપૂજા મૂળથી આર્યેતર વર્ણની છે આર્ય જનસમાજ મૂળથી પિતૃપ્રધાન છે–Patriarchal–અસુર જનસમાજ મૂળથી માતૃપ્રધાન છે,–Matriarchal–એટલે અસુરમાં પુરુષદેવો કરતા સ્ત્રીદેવીનુ મહત્ત્વ વધારે છે[૮૦] પશ્ચિમ એશિયાથી પશ્ચિમ હિંદ સુધીની પ્રાચીન સંસ્કૃતિમા આવી પૂજાનુ મહત્ત્વ સિદ્ધ થએલુ છે[૮૧] એટલે હાલ શક્તિસંપ્રદાય અને દેવીપૂજા જે રીતે ચાલે છે તેનુ મૂળ સ્વરૂપ અસુર લોકોની પ્રાચીન દેવીપૂજામા હોય એમ સમજાય છે[૮૨] આ રીતે જોતા ચંડીએ દૈત્યોને માર્યા એ વાત તારકને સ્કંદે માર્યો એટલી જ વિચિત્ર લાગે છે જાતિઓના મિશ્રણ પછી જ આ વાત ઉત્પન્ન થએલી જણાય છે, અને વિસ્તારના ભયથી એ ચર્ચા અહીં થઈ શકે તેમ નથી[૮૩] દેવીપૂજાનુ

---

૮૦ Asura in India P P 101થી 135 પ્રો બેનરજી શાસ્ત્રીએ આ બાબત બહુ વિસ્તારથી અને મનનયોગ્ય ચર્ચા કરી છે આ લેખમા એ લાંબી ચર્ચાને સ્થાન નથી આખી એ ચર્ચા બહુ રસમય છે વૈદિક દેવીઓ અસુરોની અને પશ્ચિમ એશિયાની દેવીઓ સાથે સામ્ય, વગેરે ચર્ચા પણ કરી છે

૮૧ Marshall Mohanjo Daro Vol I chapter on Religion

૮૨ એ જ I P ૬7 ધર્મે ઉપરનું પ્રકરણ જુઓ મોહેન-જો ડેરોની મહોર છાપો ઉકેલવા કેટલાક પ્રયત્ન થયા છે એમા સંતોષકારક કયો પ્રયત્ન તે તો ભવિષ્ય કહેશે ઈ સ. ૧૯૩૨ના Indian His Qur મા શ્રીયુત ડૉ પ્રાણનાથે એ લિપિ ઉકેલવા નવો પ્રયત્ન કર્યો છે તેનો બીજો ભાગ જોવા જેવો છે એમા શિવ અને દેવીપૂજા વિષે ઉલ્લેખો છે એ તપાસવાનુ આ સ્થાન નથી એ લિપિમા એ લેખકને ગૌરીશ, નાગેશ, નગેશ, શિશ્ન, હ્રીઁ, મ્લીઁ, શ્રીઁ વગેરે બેસાડયુ છે અને સુમેરિયન દેવદેવી ઉપર પણ લખેલુ છે તાંત્રિકપૂજાઓ ઉપર પણ પ્રકાશ નાખ્યો છે મોહેન-જો ડેરોના લેખમા ગૂજરાત અને દ્રાવિડ દેશની દેવીપૂજાનું મૂળ સિંધુની સંસ્કૃતિની દેવીપૂજામા જુએ છે આ પૂજાઓ પાછળની શાક્તોની પૂજાઓથી જુદી છે પરંતુ શાક્તોની પૂજાનું મૂળ એમા હોય આવી ગ્રામદેવતાઓ ગૂજરાત અને દક્ષિણમા ઘણી છે,અને એ બધી આર્યેતર છે કુટુંબ કુટુંબ અને ગામ ગામની જુદી દેવીઓ છે ગૂજરાતમા આવી દેવીઓના મંદિરો ઘણા છે તેમના નામો આર્યભાષાના નથી પણ અનાર્ય મૂળ સૂચવે છે સ્કંદપુરાણમા કૌમારિકાખંડમાં કુમારિકાક્ષેત્ર અથવા સ્તંભતીર્થની આસપાસ એવી દેવીઓના નામો આપ્યા છે અ ૪૭મા ગુહે (સ્કંદ) સિદ્ધામ્બિકાઓ સ્થાપી અને નારદે દક્ષિણમા તારા સ્થાપી ભાસ્કરા, યોગનંદિનીના નામો આપેલા છે તે પછી નારદે નવદુર્ગા સ્થાપ્યાનુ લખે છે એમા ત્રિપુરા અને ભાવબાનુ નામ છે કપાલે શ્વરી સુવર્ણાક્ષીના નામ પણ છે (અ ૬૨) વટયક્ષિણી—વડૂચીની ઉત્પત્તિ પણ ત્યાં કહેલી છે નારદે સ્થાપેલી કુલ ચો૦ સિદ્ધા મ્બિકાઓ લખી છે અ ૬૫મા લોહાણાસ્થ કેનેશ્વરી વત્સરાજના નામ ઉપરથી વત્સેશ્વરી, આ વત્સેશ્વરી અટ્ટાલજ ગ્રામ પાસે વત્સરાજ અટ્ટાલયા નામની રાક્ષસીને મારરો ત્યાં છે આ ગામ તે હાલનુ અડાલજ કહેવાય છે એટલે અહીં કૌમારિકા ક્ષેત્રની હદ અડાલજ સુધી લીધી આગળ મહીસાગરની પાસે ધર્મારણ્યક્ષેત્રમા એ સ્થળ છે એમ લખ્યુ છે એથી અટ્ટાલજ સિદ્ધ થાય છે ગય નામના દૈત્યને મારવાથી ગય ત્રાડેશ્વરી થશે આ ગત્રાડ ગામ અમદાવાદ પાસે છે ત્યા છે અહીં દૈત્યને મારવાની વાત રિવાજ પ્રમાણે પુરાણકારે નાખી છે બાકી આ બધી ગ્રામ દેવતાઓ છે હાલ બે ડિયાર, વિસત વગેરે ઘણી માતાઓ ગૂજરાતમા આર્યેતર મૂળ સ્વરૂપમાં દેવીપૂજાનુ સૂચન કરે છે દ્રાવિડ દેશમા આનુ ઘણુ સામ્ય છે પરંતુ હિંદના બીજા પ્રાંતોમા નથી બીજા પ્રાંતોમા પાછળથી થએલી શાસ્ત્રોક્ત દેવીઓ પૂજાય છે જે ગૂજરાતમા પણ છે પ્રો બેનરજી તો મહી, દુર્ગા વગેરે પણ અસુરોના સબંધની ગણે છે પરંતુ મોહેન-જો-ડેરોના લેખમા એ દેવીઓથી આ ગ્રામદેવતાઓને જુદી પાડે છે

૮૩ પ્રો બેનરજી લખે છે કે સ્ત્રીસન્માનની ભાવના આર્યોમા નહોતી પણ અસુરોમા હતી કારણ અસુરજનસમાજ માતૃ

કેન્દ્ર આજે બંગાળમાં છે. પણ જે આર્યેતર જાતિઓની દેવીપૂજા હતી તેના મૂળ સ્વરૂપનાં ચિન્હો તો હાલ ગૂજરાત અને પશ્ચિમ હિંદને કિનારે દ્રાવિડ દેશ અને મલબાર બાજુ જ છે.[૮૪]

### અસુરો અને બર્બર જાતિ ગૂજરાતમાં

**આ** ચર્ચા પૂરી કરતાં પહેલાં એક બીજી વાત કહી દેવી પડે તેમ છે. એ આપણા પ્રાંતના કેટલાક ભાગમાં ચાલતી બળીઆ દેવની પૂજા અને બાધા. સ્કંદપુરાણમાં આ પૂજાની ઉત્પત્તિ મહીસાગર સંગમે થઈ એમ કહે છે. ભીમસેન પાંડવના પુત્ર ઘટોત્કચ હૈડિમ્બ જે પ્રાગ્જ્યોતિષ પુરની કામકટંકટા નામની રાક્ષસીને પરણ્યો હતો તેનો પુત્ર બર્બરિક થયો.[૮૫] એ મહા પરાક્રમી થયો અને મહાભારત યુદ્ધ પછી શ્રીકૃષ્ણના વચનથી બાળકોના રોગ માટે એનું મસ્તક પૂજાય છે એવી કથા છે.[૮૬] આપણા લોકો બળીઆ થાય છે ત્યારે બળીઆ દેવની બાધા રાખે છે. બળીઆ થાય ત્યારે સામાન્ય રીતે હિંદુસ્તાનના દરેક પ્રાંતમાં શીતલાની બાધા રખાય છે. ફક્ત ગૂજરાતના અમુક ભાગમાં જ આ રીતે પુરુષદેવ–બળીઆ પૂજાય છે. આ બર્બરિક એ પણ આર્યેતર વર્ણના કોઈ વીર પુરુષની પૂજા હોય અને એનો પાંડવો સાથે સંબંધ જોડી દેવાયો હોય એમ સમજાય છે. પણ તે હૈડિંબ હોવાથી અસુરના સંબંધનો તો ખરો જ. કાઠીઆવાડમાં બાબરીઆવાડ જિલ્લો, બાબરા ગામ વગેરેને આ બર્બર જાતિ સાથે સંબંધ છે.[૮૭] એ જાતિના કોઈ

---

પ્રધાન હતો. આ બાબતના એમણે આપેલા દાખલા લંબાણના ભયથી નહિ જોઇએ. પરંતુ એક વાત નોંધવા જેવી છે. રાવણને કવિએ ખરાબ ચીતર્યો છે. પરંતુ સીતા અને રામમાં દેવી અંશ ઇતિહાસની ખાતર બાજુએ રાખી જોતાં શું જણાય છે? રાવણ ઐતિહાસિક વ્યક્તિ છે. એ બહુ બળવાન રાક્ષસ કુળનો રાજા હતો. એ ધારત તો સીતાજીને અંતઃપુરમાં મોકલી શકત. પણ તેમ ન કરતાં અશોકવાડીમાં રાખી. યુદ્ધ થયું તો પણ સીતાની ઇચ્છા વિરુદ્ધ કોઇ જાતનો જુલમ કર્યો નથી. એ રાવણને માટે ઓછું વખાણવાલાયક નથી. આર્ય રામચંદ્રે લોકાપવાદના ભયના બહાને પવિત્ર સીતાજીને વનમાં મોકલ્યાં! પછી કવિ એ બાબત બચાવ ગમેતેમ કરે. મિશ્રણ પછી આર્યોનું જોર થતાં હિંદુસ્તાનમાં સ્ત્રીસમાજ દબાઇ ગયો. ગૂજરાતમાંથી દક્ષિણ અને મલબારમાં એ સમાજ ગયો. ત્યાં સ્ત્રીઓની સ્થિતિ કાંઈ જુદી રહી છે.

૮૪ આ અસુર માતૃપ્રધાન જનસમાજનાં ચિન્હો દક્ષિણ અને મલબારમાં છે. મલબારમાં તો વારસો પણ છોકરીના વંશમાં જાય છે. એ માટે ત્યાં મરૂમુક્કટ્ટયમ્ નામનો કાયદો પણ છે. મામાનો વારસો ભાણેજને મળે છે, રાજાની રાણી તે તેની બહેન. તેના પુત્રને રાજ્ય મળે. અને બનેવી તે માત્ર બહેનનો પરિણીત સ્વામી. રાજા તેનો ભાઈ. રાજાના પુત્રને માત્ર એના મામાની જમીન ભોગવવાની. અસુરોમાં ભાઈબહેનોમાં લગ્ન થતાં એનું આ ચિન્હ છે. એ માટે અસુરલગ્નોની ચર્ચા પ્રો. બેનરજીએ કરેલી છે. દક્ષિણમાં મામાની છોકરીને કોઇનો છોકરો હકથી પરણે છે તે પણ આ રિવાજનું ચિન્હ છે આર્યોના સંસર્ગથી મૂળ રિવાજમાં હાલ છે તે ફેર થયા. મલબારમાં લગ્નબંધન શિથિલ છે. સ્ત્રી જ મુખ્ય વ્યક્તિ છે. એક પત્નીને કાયદા પ્રમાણે બહુ પતિ કરવા એ અસુરરિવાજ હતો. દ્રૌપદીને પાંચેને પરણાવવા માટે એ પ્રાચીન કૌટુંબિક રિવાજ યુધિષ્ઠિરને યાદ હતો એવો મહાભારતમાં શ્લોક છે. આજે એ રિવાજ હિમાલયના કેટલા ભાગ અને મલબાર તથા ટોડા લોકોમાં છે.

૮૫ સ્કં. પુ. કૌ. ખંડ. માં આ કથા અ. ૫૯થી ૬૬માં આપેલી છે.

૮૬ સ્કં. પુ. કૌ. ખંડ. અ. ૬૬.

૮૭ પદ્મપુરાણ ઉત્તર ખંડ. અ. ૧૦૧માં રાહુ શિવ પાસે જાય છે એવા વર્ણનના પ્રસંગમાં શ્લો. ૩૫માં લખે છે કે राहुर्विमुक्तो यस्तेन सोऽपतत् वर्बर स्थले ॥ अतःसवर्बरोद्भूत इति भूमौप्रथांगताः ॥ એની અનુક્રમણિકામાં राहोर्बर्बरदेशोद्भवत्वकथनम् ॥ એમ લખ્યું છે. આ બર્બર દેશ વરાહમિહિર બૃહત્સંહિતામાં હિંદની નૈર્ઋત્યે લખે છે. બર્બરિકનું માથું શ્રી કૃષ્ણના વચનથી પૂજાય છે તે આજે બળીઆકાકાનું માથું પૂજાય છે તેથી સમજાય છે. રાહુનું પણ એકલું માથું છે એમ કહેવાય છે. બર્બર દેશના સાહચર્યથી રાહુ અને બર્બરિક સાથે કાંઈ સંબંધ હશે કે કેમ તે કહેવું મુશ્કેલ છે. કાઠીઆ

વીર પુરુષે ગુજરાતના કિનારા ઉપર ખભાતના અખાતે કાંઈ પરાક્રમ કર્યું હશે તેથી એની પૂજા શરૂ થઈ હોય એ જાતિએ પછી કાઠીઆવાડમાં વાસ કર્યો એમ જણાય છે પશ્ચિમ હિંદના આ તરફના કાંઠે બબરોનુ થાણું ઈ સ ની શરૂઆતથી હતુ એમ ગ્રીક ઉ' લેખોથી જણાય છે ૮૮ બર્બરો આર્યેતર જાતિના હતા એ તો સ્પષ્ટ છે એમના સ્થાનને લીધે અસુર જાતિના પણ હોય બર્બરિક–બગીઆ દેવની પૂજા ફક્ત ગુજરાતમાં છે એ સૂચક છે પુરાણો બર્બરિકને દેવી અને શિવપૂજક કહે છે

આ બધી ચર્ચા ઉપરથી એટલુ જણાશે કે પ્રાચીન સમયમાં ગુજરાતકાઠીઆવાડથી સિંધ સુધીનો કિનારો અસુર જાતિઓના તાબામા હતો, અને શિવપૂજા–લિંગપૂજા–દેવીપૂજા–સ્કદપૂજા–એ બધી પૂજાઓની ચોક્કસ જન્મભૂમિ ગમે તે જગ્યાયે હોય પણ અસુરો દ્વારા એનો ફેલાવો પશ્ચિમ હિંદના આ કિનારા ઉપરથી હિંદના બીજા ભાગોમાં થયો ૮૯

---

વાડમાં બાબરીઆ ભૂમિ એક વખત બળવાન હતા. બર્બરોને જીત્યા વશ કરવામા સિદ્ધરાજ જયસિંહનું નામ પ્રસિદ્ધ છે, એ વાત લોકકથામા બાબરાભૂતને નામે જાણીતી છે બાબરા ગામ કાઠીઆવાડ ગેઝેટીઅર પ્રમાણે અર્જુનપુત્ર બભ્રુવાહનનું ગણાય છે એ માત્ર અવાજ સાદ્રશ્યથી થયુ હશે બળીઆદેવની પૂજા બર્બરિક-રાહુ વગેરેને કેટલો ને કેવો સબધ હશે તે સ્પષ્ટ કહેવુ મુશ્કેલ છે

૮૮ ટૉલેમી અને પેરીપ્લસ બર્બરી અને બર્બરીકોન કહે છે અને એને સિંધુમુખ પાસ મૂકે છે બર્બર દેશ પજાબની ઈશાને અને મેકરણની ઉત્તરે પાણિનિ મૂકે છે બૃહત્સહિતા નૈર્ઋત્યે મૂકે છે Bom Gaz I. Part I P 174 75મા ડૉ બુલરની લાબી નોધ આપેલી છે તેમા પણ આ માટે ચર્ચા કરેલી છે ગમે તેમ પણ બર્બર દેશ ગમે ત્યા મૂકાતો હોય છતા આજે તો કાઠીઆવાડમાં બાબરીઆવાડમા એ નામ જળવાઈ રહ્યુ છે હિંદી બર્બરોને આફ્રિકાના બર્બરો સાથે સબધ હશે કે નહિ એ કહી શકાય નહિ બર્બરોને રાક્ષસ–મ્લેચ્છ જાતિના સિદ્ધરાજના સમયમા માનેલા છે Bom Gaz IX Gujarat Hindu Population P 266 બાબરીઆનો સબધ આહીર સાથે છે

૮૯ કેટલાક એમ માને છે કે પ્રાચીન કાળમા ગુજરાતનુ ઠામઠેકાણુ નહોતુ પરતુ એ ભ્રમ છે ગુજરાત નામ ગમે ત્યારે પડ્યુ હોય પરતુ બીજે નામે એ ભૂમિ ઉપર શૂન્ય જ હતુ એમ કહેવુ તે સત્ય નથી. એમ કહેનારા બૌદ્ધ સાહિત્યમા હિંદના બીજા ભાગ જેટલા આપણા આ ભાગના નામ આવતા નથી એ ઉપરથી એમ માને છે આમ છતા પણ શૂર્પારક ભૃગુકચ્છ આદિને લીધે કિનારો તો પ્રાચીન કાળમા વસવાટ વાળો હતો એમ કબૂલ કરે છે ગુજરાતના ભાગમા વસ્તી નહોતી કે એ ભાગ પ્રસિદ્ધ નહોતો એમ કહેવાને નકારાત્મક દલીલ સિવાય બીજી દલીલ બતાવતા નથી આપણી પ્રાચીન ભૂગોળમા સ્થળોનાં નામ વારવાર બદલાયા છે એટલે પ્રાચીન નામ કયા હશે એ શોધ્યા વગર દેશનુ ઠામઠેકાણુ નહોતુ એમ કહેવુ વ્યાજબી નથી 'સરસ્વતીનો પ્રવાહ', પાતાલ' અને 'અસુરો' એ ત્રણ લેખોની ચર્ચા ઉપરથી એટલુ તો જણાશે કે હિંદના કોઈ પણ ભાગ કરતાં ગુજરાત, સિંધ, અને પજાબનો ભાગ–નામ ગમે તે હોય તોપણ–વહેલો સુધરેલો હતો મોહેન–જો–ડેરોના લેખકોએ ત્યા નીકળેલી અદ્ભૂત સસ્કૃતિનુ ક્ષેત્ર નર્મદા કિનારાથી સિંધુમુખની પશ્ચિમ સુધી હતુ એમ સિદ્ધ કર્યુ છે એ આ વાતની ખાતરી આપે છે

# પરિશિષ્ટ ૩

## ભોગવતી અને પાતાલ

## ..એની સાથે ગૂજરાતના કિનારાનો સંબંધ

### ખંભાતનું ભોગવતી નામ

ખંભાતનાં અનેક નામમાં એક નામ ભોગવતી પણ છે. નામોની ચર્ચા આગળ 'અભિધાન'ના પ્રકરણમાં અને પરિશિષ્ટ અમાં કરી છે. કેટલાંક નામ કેવળ વિશેષણ માત્ર પણ છે. કેટલાંકનાં કારણો મળે છે, અને કેટલાંકનાં મળતાં નથી. ત્રંબાવટી નામનું કારણ ખરૂં અને દંતકથાનું બંને મળે છે તે આગળ જોઈ ગયા. પરંતુ ભોગવતી[1] નામનું કારણ મળતું નથી. તેમજ એ નામ કોઇ સ્થળે વપરાયું હોય એમ પણ જણાયું નથી. ભોગવતી નામ ફક્ત ત્રંબાવટીની પેઠે લોકપરંપરામાં ચાલ્યું આવેલું છે એ સિવાય કાંઈ મળતું નથી. ત્રંબાવટીની પેઠે કોઈ ગ્રંથમાં નામ મળતું નથી. એ નામ વિશેષણ હોય એમ પણ ચોક્કસ કહી શકાય નહિ. એટલે બહુ ભોગવિલાસ ભોગવાય એવું શહેર એમ કહેવાને આધાર નથી. ભોગ-વિલાસની વિપુલતાવાળાં હિંદુસ્તાનમાં ખંભાતથી મોટાં ઘણાં શહેરો હતાં. પરંતુ એમાંથી કોઈનું નામ ભોગવતી પડેલું જણાયું નથી. તો પછી ખંભાતનું નામ વિશેષણ તરીકે ભોગવતી લેવાનું કારણ નથી. ભોગવતી નામ જૂની લોકપરંપરામાં ચાલ્યું આવેલું છે અને તે કાંઈ પણ મુદ્દા વગર તો નહિ કહેવાયું હોય એટલું સમજાય છે. ખંભાતની પૌરાણિક પ્રાચીનતા છે એ તો આગળ જોઈ ગયા. એટલે આ નામ જો ખરેખર પ્રાચીન હોય તો પૌરાણિક પરંપરાની દૃષ્ટિએ એને શોધવું પડે. પુરાણોમાં પાતાલમાં આવેલી નાગલોકોની રાજધાનીને ભોગવતી કહેલી છે. ખંભાતનું નામ લોકપરંપરાથી ભોગવતી કહે છે. પરંતુ કોઈ પુરાણ કે લેખ કે એવા પ્રમાણભૂત સાહિત્યમાં ત્રંબાવટી–તામ્રલિપ્તની પેઠે ભોગવતી નામ ખંભાતને માટે વપરાએલું નજરે પડતું નથી. એટલે અનુમાનને આધારે પૌરાણિક પરંપરાઓનો ટેકો લઈ ભોગવતીને ખંભાત સાથે અગર ગૂજરાતના એ ભાગ સાથે કાંઈ સંબંધ છે કે નહિ તે ચર્ચીએ.

### પાતાલ

સરસ્વતીના પ્રવાહની પેઠે ભારતવર્ષની ભૂગોળની બીજી એક વિચિત્ર ઘટના તે પાતાલ. સરસ્વતીનો પ્રવાહ તો ખરો હતો તે ઊડી ગયો અને તેને માટે પુરાણોએ વિચિત્ર વાત જોડી. પાતાલ પુરાણો જેવું ધારે છે તેવું છે જ નહિ, છતાં પૌરાણિક ભૂગોળનો એ એક ભાગ છે એટલો ફેર એ બે ઘટનાઓમાં છે. પાતાલ જે અર્થમાં લેવાય છે તે અર્થમાં તો પૌરાણિક ભૂગોળકારની એ એક વિચિત્ર કલ્પના છે. અસુરો જેમ[2] આપણા જેવા સામાન્ય મનુષ્ય હતા છતાં પુરાણોએ એમને અર્ધ દૈવી મેલી સત્તાવાળા ભયંકર

---

[1] ત્રંબાવતી પિણ કહિયે, ખંભનગર પિણ લહિયે. 'ભોગવતી' પિણ હોય નગર લીલાવતી જોય. ઋષભદાસ. ભરતબાહુબલિરાસ.

[2] અસુરો માટેના જુદા પરિશિષ્ટમાં આ ચર્ચા કરેલી છે. છેક અર્વાચીન સમયની વાત કેવી વિચિત્ર રીતે બદલાઈ જાય છે તેનો એક વિચિત્ર દાખલો છે. મદ્રાસમાં હેમ્પડન નામના એક યુરોપિયના નામથી પૂલ બંધાયો તે 'હેમ્પડન બ્રિજ' કહેવાતો. તામીલ ભાષામાં બોલવામાં 'હ' અને 'અ'માં ફેર નથી ગણતા. તેથી 'આમ્ડન બ્રિજ' બોલવાનું. તામીલમાં આમ્ડનનો અર્થ ધાંચનો થાય છે. તેથી મૂળ હેમ્પડન ભૂલાઈ 'આમ્ડન'નું 'ધાંચનો પૂલ' પડ્યું. હાલ એ જગ્યાએ જાણી ટ્રામગાડીઓ

પ્રાણી કલ્પ્યા તેમ પાતાલ એ આપણી પૃથ્વી ઉપરનો જ એક ભૂમિવિભાગ છે છતાં પુરાણોએ એને પૃથ્વીના પડની અંદરનો મુલક કલ્પ્યો પરંપરાઓ જળવાયા છતાં એના ઉપર કેવાં ભારે પડ ચઢી ગયાં છે એનો આ એક દાખલો છે

વેદમાં પાતાલ નથી વૈદિક ભૂગોળનું કેન્દ્રસ્થળ પંજાબ અને બ્રહ્માવર્ત હોવાથી એને ઉદ્દેશીને ભૂમિવિભાગ કહેવાતા હતા [3] પૌરાણિક સાહિત્યમાં પાતાલ દેખાવા માંડે છે. પૌરાણિક વર્ણનોમાં પાતાલ પૃથ્વીની ઉપરનો જ કોઈ ભાગ છે એમ વારંવાર જણાઈ આવવા છતાં એ પૃથ્વીના પડની અંદર છે અને વિવર–કાણાંમાં થઈને એમાં જવાનો રસ્તો હોય છે એમ લગભગ દરેક પુરાણોએ સ્પષ્ટ કરેલુ છે કૂવા, તળાવ, નદી, સમુદ્રના તળીઆમાંથી પણ પાતાલમાં જવાય છે એવી માન્યતા છે [4]

**પૌરાણિક પાતાલવર્ણન**

લગભગ દરેક પુરાણો પાતાલને અસુરોનુ રહેઠાણ માને છે [5] ઋગ્વેદના સમય પછી અસુરો હારી જઈ આર્યોના ધિક્કારને પાત્ર બન્યા તે પછીના સાહિત્યમાં એમના રહેઠાણને માટે આર્ય સાહિત્યમા હલકો અભિપ્રાય બંધાતો ગયો આમ છતાં પણ પૌરાણિક પરંપરાએ પ્રામાણિકપણું સાચવ્યુ છે, અને તેથી કરીને આવો હલકો અભિપ્રાય સર્વવ્યાપી નથી આ હલકા અભિપ્રાયનુ મૂળ છેક યજુર્વેદ જેટલુ પ્રાચીન જણાય છે યજુર્વેદમાં અસુરોના સ્થાનને અંધકારથી વ્યાપ્ત કહ્યુ છે [6] આ ઉપરથી વધતેવધતે પુરાણોએ પાતાલની વિચિત્ર કલ્પના યોજી છે એમ જણાય છે

કેટલાંક પુરાણોમાં પાતાલનુ સુંદર વર્ણન આપેલુ છે પાતાલમાં સુંદર બાગબગીચા, મહેલો, અને વિહારસ્થાનો છે [7] સૂર્યનો તાપ નથી છતાં તેજ સારૂ રહે છે [8] સ્વર્ગ કરતા એની શોભા ચઢીઆતી

---

ઉપર Barber's Bridge એવુ પાટિયું લગાડે છે લોકે ત્યા અમદાવાદના એલિસ બ્રિજ પાસે બેસે છે તેમ ધાયલ બેસતા નથી. હાલની વાત આમ ફેરવાઇ જાય છે તો સેંકડો વર્ષની પરંપરા બદલાય તેમા શુ નવાઇ

૩ પતિયાલામા આવેલા સ્થાનેશ્વર સુધી મધ્ય દેશની હદ ગણાતી તેની ઉપરનો ભાગ જ ઉત્તર ગણાતો એટલે મધ્ય દેશ ત્યાથી સરસ્વતી અને પાછળના ભાગમાં યમુના સુધી ગણાતો તેની પૂર્વનો બધો ભાગ પ્રાચ્ય દેશ ગણાતો

૪ નદીમાં ડૂબકી મારી પાતાલમા ગએલાના દાખલા પુરાણોની કથાઓમા છે નાગોના રહેઠાણ તરીકે આ બધાં સ્થાન ઉપરાંત ઝાડ વગેરે પણ ગણે છે પણ જળ મુખ્ય છે જુઓ J Ph Vogel Indian Serpent Lore P 272 દક્ષિણ હિંદમા દરેક કૂવા પાતાલના દ્વાર કહેવાય છે ઊંડા કૂવાને ગૂજરાતમા પણ પાતાલકૂવા કહે છે

૫ જુઓ મહાભારત ઉદ્યોગપર્વ અ ૯૭ થી ૧૦૫ નારદનું પાતાલનુ વર્ણન વિષ્ણુપુરાણ (Quoted by Vogel P 31) ભાગવત ૨૬ ૫ અ ૨૪ લિંગપુરાણ અ ૨૭ સ્કંદપુરાણ કૌ ખ અ ૩૯ અને પૌરાણિક કથાકોશ પાતાલ શબ્દ

૬ શુ યજુર્વેદ ૪૦–૩ (Quoted by A Banerjee Shastri in Asura in India) असुर्यानामतेलोका अंधेन तमसावृता ॥ तास्तेप्रेत्यापिगच्छति ये के चात्महनो जना ॥

૭ જુઓ ભાગવત ૨૬ ૫. અ ૨૪ પાતાલમા ગઢ, ઘર, બાગબગીચા, જળાશયો મય દાનવે બાંધેલા છે એમ લખે છે નારદે પાતાલનું સુંદર વર્ણન કર્યું છે જુઓ Vogel Indian Serpent Lore P. 31 નારદને ઇંદ્રના સ્વર્ગ કરતા સારૂ લાગેલુ

૮ Vogel Indian Serpent Lore P 31 કોઈ પુરાણો એમ પણ કહે છે કે અજવાળુ નાગોના મણિઓને લીધે રહે છે (ભાગવત) પરંતુ સૂર્ય છે પણ તેનો પ્રકાશ માત્ર છે, તાપ નથી એ વધારે ખરૂ છે આનો અર્થ એટલો થઈ શકે કે પાતાલમા એકદમ બહુ તાપ કે ટાઢ નથી આ વર્ણન પંજાબ કે દક્ષિણ હિંદ કે તાર્તરીમાં પાતાલ ધારનારાને ટેકો નથી આપતુ એ જગ્યાઓએ ટાઢ અતિશય છે અને તાપ પણ (તાર્તરી સિવાય) અતિશય છે એટલે સૂર્ય છતા તાપ ન પડે એવા સમશીતોષ્ણ તો ગૂજરાત કાઠીઆવાડનો દરિયાકિનારો છે

છે એમ સ્પષ્ટ કહેલું છે.[૯] એને પૃથ્વીના પડની અંદરનું સ્વર્ગ જ કહેલું છે.[૧૦] અસુરોની અનેક જાતિઓ ઉપરાંત નાગલોકોનું પણ એ રહેઠાણ છે.[૧૧] આવા સુંદર વર્ણનની સાથે દેવ–આર્યો–ના દ્વેષીઓનું સ્થાન હોવાથી એની નિંદા પણ થએલી જણાય છે. પ્રશંસા કરતાં નિંદા પાછળથી થએલી હોવાથી લોક-હૃદયમાં નિંદા વધારે વસેલી છે. આ કારણથી પાછળના ભાષાશાસ્ત્રીઓ 'પાપ કરવાથી જ્યાં પડાય છે તે પાતાલ' એવો અર્થ કરવામાં પ્રેરાયા છે.[૧૨] પરંતુ એ જ ભાષાશાસ્ત્રીઓ અને નીંદનારાં પુરાણો પાતાલને ખરા સ્વરૂપમાં સમજવવાને સહાયભૂત થઇ પડે તેમ છે તે હવે જોઇએ.

ભારતવર્ષની પ્રાચીન વૈદિક સમયની ભૂગોળમાં પૌરાણિક સમયની પેઠે ભિન્નભિન્ન દેશોનાં નામ જડતાં નથી તે જોયું. વૈદિક સમયના અંત ભાગમાં એટલે કે પાણિનિના સમયમાં દેશના[૧૩] નાના ભૂમિવિભાગોનાં નામ જડે છે. ઋગ્વેદના સમયમાં તો બ્રહ્માવર્તને મધ્યસ્થ કેન્દ્ર સમજીને ફક્ત ઉત્તર, પૂર્વ, અને નીચ્ય[૧૪] એવા ભાગ પાડેલા છે. દક્ષિણને બદલે વૈદિક સમયનો આ નીચ્ય શબ્દ બહુ મહત્ત્વનો છે. વૈદિક સમયની તે પ્રદેશની લગભગ બધી મહા નદીઓ આ 'નીચ્ય'–અધોભુવન અગર દક્ષિણ તરફ વહેતી. એટલે એ રીતે પણ નીચ્ય શબ્દ સ્વાભાવિક છે. બ્રહ્માવર્ત એટલે સરસ્વતી અને દશદ્વતી નદીની વચ્ચેનો (પતિયાલાની લગભગનો પ્રદેશ) ભાગ અને પંજાબનો પૂર્વ ભાગ એટલું એ સમયે મધ્ય દેશ તરીકે ગણાતું. યમુનાથી પૂર્વનો પૂર્વ દેશ, અને કાશ્મીર, હિમાલય વગેરે ઉદીચ્ય અથવા ઉત્તર દેશ ગણાતો. સિંધુ અને સરસ્વતીના નીચલા પ્રવાહો–બ્રહ્માવર્તથી તરત જ દક્ષિણથી શરૂ થઈ સમુદ્ર સુધીના દક્ષિણના ભાગો તે 'નીચ્ય' દેશને નામે ઓળખાતા.

**પાતાલ પૃથ્વી ઉપર કે પૃથ્વીની અંદર**

પાતાલના 'અસુરલોક,' 'નાગલોક,' વગેરે પર્યાયોની સાથે 'અધોભુવન' એ પણ પર્યાય છે.[૧૫] અસુરો, નાગ-લોકો અને પ્રાચીન વૈદિક સમયની આખી યે ખરી પરંપરા ઘસાઈ ગઈ. અને એના પડછાયા માત્ર રહ્યા. એટલે

---

૯ એ જ પૃ. ૩૧. ભાગવતનું વર્ણન પણ એ જ કહે છે.

૧૦ ભાગવત સ્કં. ૫, અ. ૨૪. 'પૃથ્વીની ગુફારૂપ સ્વર્ગ' લિંગપુરાણ અ. ૪૫. શ્લો. ૧૧. 'नृपेण वलिना चैव पाताल-स्वर्गवासिना ॥' Vogel: P. 83. નારદવર્ણન. 'ભોગવતી અમરાવતી જેવી હતી.' સ્કંદપુરાણ કો. ખં. અ.૩૯. શ્લો.૪.

૧૧ ઉપર જણાવેલાં તમામ પુરાણો વગેરેમાં પાતાલ, અસુરો, દૈત્યો, દાનવો, રાક્ષસો, નાગો, સર્પો, સુરભી, સુપર્ણ ગરુડો, પણિઓ એટલાનું વાસસ્થાન છે. વાયુપુરાણમાં સાત પાતાલમાં ઉપરની જાતિઓનાં પ્રસિદ્ધ પેટાકુલો ક્યાં ક્યાં રહે છે તેની લાંબી નામાવલિ આપેલી છે. ભાગવતના ઉપર કહેલા અધ્યાયમાં પણ મુખ્ય અસુરોનાં નામ આપ્યાં છે, અને નાગોનાં નામ પણ આપ્યાં છે. લિંગપુરાણમાં પણ ઉપર કહેલા અધ્યાયમાં નામો છે.

૧૨ पतंत्यत्रपापात् ॥ એ રીતે પાપ કરનારા પડે છે તે પાતાલ એમ પાછળથી વ્યુત્પત્તિ કરેલી છે.

૧૩ પાણિનિ ગણપાઠમાં હિંદના ઘણા દેશ અને શહેરનાં નામ આપેલાં છે. પાણિનિના સમયને વેદકાળનો અંત સમય ગણે છે. आनर्त, सौवीर, सुराष्ट्र વગેરે દેશો, અને वलभि, महीनगर વગેરે નગરો સૂત્રોમાં આપેલાં છે. काशिकाએ પાછળથી ઉમેરેલાં એ સમયનાં ગણતા નથી. જુઓ સી. વી. વૈદ્યે પોતાના વૈદિક સાહિત્યના ઇતિહાસમાં પાણિનિએ આપેલાં ભૌગોલિક નામોની યાદી. વલભીપુર એ ઉપરથી ઘણું પ્રાચીન જણાય છે. મહીનગરની ચર્ચા કરી ગયા છીએ.

૧૪ શતપથ અને ઐતરેય બ્રાહ્મણોને આધારે શ્રી અનંતપ્રસાદ બેનરજી શાસ્ત્રીએ પોતાના Asura in India: P. 69માં લખેલું છે. હિંદની પશ્ચિમની મર્યાદા બહુ પ્રાચીન ભૂગોળના ઉલ્લેખોમાં કોઇએ કહી હોય એમ જણાતું નથી એ પણ સૂચક છે.

૧૫ અમરકોશ: પાતાલવર્ગ. अधोभुवनपाताल बलिसद्म रसातलम् ॥ नागलोकोऽथ ઇત્યાદિ.

વૈદિક 'નીચ્ય દેશ'ના સીધા અને સરળ પર્યાય 'અધોભુવન'નો અર્થ પાછળના પુરાણકારો અને કોષકારોએ પૃથ્વીના પડની અંદર આવેલું ભુવન અથવા લોક એવો કર્યો પરંતુ સામાન્ય વિચાર કરવાથી પણ એ અર્થ થાય નહિ એ આ ઉપરથી સમજી શકાશે અસુરો સિંધુ અને સરસ્વતીના મુખ આગળથી ઉત્તર તરફ આર્યો સામે લડવાને ચઢતા એને નીચેથી ઊંચે ચઢતા એમ વેદમાં કહેછેરુ[૧૬]

પાતાળની પરંપરા આમ પ્રાચીન હોવા છતાં અસુરો અને નાગલોકોના આ નીચ્ય અગર અધ પ્રદેશનું નામ પાતાળ તો વૈદિક સમય પછી પુરાણોએ જ પાડયું હોય એમ લાગે છે પરંપરા વેદ જેટલી જ જૂની પુરાણોએ સાચવેલી છતાં નામ તેટલું જૂનું છે કે નહિ એનો પત્તો લાગતો નથી, તેમજ એ નામ પડવાનું ખરૂં કારણ પણ કોઈ ગ્રંથમાં દેખાતું નથી 'પાપ કરનારા પડે' એ વ્યુત્પત્તિ તો પાતાળ શબ્દ વપરાવામાં આવ્યા પછીની સ્પષ્ટ લાગે છે, કારણકે એમ હોય તો એને સ્વર્ગથી પણ ઉત્તમ એમ કહે નહિ પાતાળને સ્વર્ગથી પણ સારૂં કહેવામાં ખરેખરી પરંપરા પુરાણોએ સાચવી છે એક વખત અસુરોની જાહોજલાલી આર્યો કરતાં ભારે હતી અને સ્થાપત્યાદિ કળાઓમાં આર્યોથી અસુરો વધારે સુધરેલા હતા[૧૭]એટલે એમનું રહેઠાણ આર્યોના રહેઠાણથી ઉત્તમ હોય જ એટલે આ અધ અથવા નીચ્ય પ્રદેશનું નામ પાતાળ પડવાનું કારણ એટલું જ સમજાય છે કે આ પ્રદેશ એટલે સિંધુ અને સરસ્વતીના મુખપ્રદેશ પાસે પાતાળ નામનું એક પ્રસિદ્ધ બંદર હતું[૧૮] આ નગરના પ્રદેશીઓના ઉલ્લેખોના સમયનો વિચાર કરતા પુરાણો હાલના

---

૧૬ ઋગ્વેદ ૨-૧૨-૧૨મા द्यामारोहन्तम् એ શબ્દોનો અર્થ ઘણું આકાશમા ચઢતો એમ કરે છે પરંતુ લુડવીગ (Ludwig) ના આધારે પ્રો. ઐનરજી શાસ્ત્રી સિંધુના મુખથી ઉપરના દેશમા ચઢતા—'ascending to the higher tracts' એવો અર્થ કરે છે આ અર્થ વ્યાજબી લાગે છે કારણ આખા સૂક્તમા આકાશનો અર્થ બંધ નથી બેસતો શબર આદિના નામો આવે છે તે પૃથ્વી ઉપર—અને સિંધુના પ્રદેશની આસપાસમા બનેલા બનાવો વ્યક્ત કરે છે નદીઓના પ્રવાહ પશ્ચિમ બાજુથી આ 'નીચ્ય' પ્રદેશમા નીચે ઉતરતા એટલે નદીઓ મારફતે જનાર ઊંચે ચઢવું સમજે

૧૭ મયદાનવ મોટો સ્થપતિ અસુર હતો. વિશ્વકર્માની પેઠે અસુરોની સ્થાપત્યસિદ્ધિ કલ્પિત નથી મોહેન-જો-ડેરોએ એ સિદ્ધ કર્યું છે એ ચર્ચાને અહીં સ્થાન નથી મહાભારતના નારદના વર્ણનમા અને ભાગવતના ઉપર લખેલા ટિપ્પણમા બાધકામના ઉલ્લેખો એ વાત સિદ્ધ કરે છે મોહેન-જો-ડેરોની આર્યેતર સસ્કૃતિનું વર્ણન વાંચવા જેવું છે અસુરોના પરિશિષ્ટમા વધુ ચર્ચા કરી છે ભાગવત લખે છે કે 'પાતાલમાં ઘરના સ્વામીઓ દૈત્ય, દાનવ અને નાગો છે જેમની ઈચ્છા ઈશ્વરથી પણ તોડાતી નથી' (સ્ક ૨૪ સ્ક ૫) અને નારદ, ઈંદ્રના સુખ કરતા અહીં વધારે સુખ છે એમ લખે છે એથી એ વાત સિદ્ધ થાય છે

૧૮ જુઓ Nandalal De's Dictionary of Ancient Indian Geography Conningham s Ancient Geography of Indiaમા પાતાલ શબ્દ અને પાતાલનું વર્ણન. સિંધુના મુખ આગળ પાતાલનગર હતું તે સાથે આખા સિંધુના Deltaને પણ પાતાલ કહેતા આ નગર ઘણું પ્રાચીન હતું ગ્રીક એલચી મેગાસ્થનિસ (ઈ સ પૂ ૩૦૦) પાતાલનો ઉલ્લેખ સિંધુના મુખ આગળ કરે છે (Bom Gaz I Part I P 533) મેગાસ્થનિસ સિંધુ પાસે તેર જાતિઓ ગણાવે છે જેમાં Orostraeને પાતાલના દ્વીપ સાથે જોડે છે ગેઝેટીઅરનો લેખક St. Martinના આધારે આ 'પાતાલદ્વીપ'ને કાઠીઆવાડ સાથે જોડે છે (એ જ પૃ ૫૩૪) અહીં પાતાલને દ્વીપ કહે છે એ ખાસ સૂચક છે એટડે એ નગર તેમજ પ્રદેશ પણ હતો એમ ગ્રીક એલચી લખે છે ઈ સ પૂ ૨૫૦માં ગ્રીક Agatharkhides લખે છે કે હિંદમા પાતાલ સાથેનો વેપાર Sabaeans of Yemenના હાથમાં હતો. (એ જ પૃ ૫૩૫) ઇ સ પૂ ૧૮૦ લગભગમાં Menandros રાજાએ પૂર્વમાં યમુના સુધીનો અને કિનારામા પાતાલથી સુરાષ્ટ્ર સુધીનો કિનારો જીતી લીધો હતો અહીં પાતાલને Pattalene-lower sind એમ લખ્યું છે (એ જ પૃ ૫૩૫) ઈસ. ૨૩-૭૯મા પ્લીની (Pliny) પાતાલનો ઉલ્લેખ કરે છે (એ જ પૃ ૫૩૬) ટૉલેમી (Ptolemy) (ઈ સ બીજી સદી) કાઠીઆવાડના કિનારા પહેલા પાતાલનો ઉલ્લેખ કરે છે (Mecrindles Bengal Ed

સમયમાં ગોઠવાયાં તે પહેલાં ઘણા પ્રાચીન સમયથી પાતાલ આબાદ હતું એટલે વેદના 'નીચ્ય' દેશને પુરાણો એ દેશના કેન્દ્રસ્થળ સાથે યોજે એ સ્વાભાવિક છે. આર્ય–અસુર–અને દાસ એ જાતિઓનું મિશ્રણ ઓળખાય નહિ એવી રીતે થઇ ગયા પછી, એ ત્રણેમાં સર્વોપરી આર્ય સંસ્કૃતિનાં ગુણગાન ગાનાર પુરાણકારોને અસુરો અને નાગોનું પાતાલ મધ્ય દેશમાંથી અધઃ–નીચે લાગે. સમય જતાં આ પરંપરા એટલી બધી ઝાંખી થઈ ગઈ કે અસુરો માણસ મટી ભયંકર પ્રાણી થઈ ગયા; નાગલોકો પેટે ચાલનારા તે જ નામનાં પ્રાણીઓ થઈ ગયા, એટલે એમનું રહેઠાણ પાતાલ એ રાફડા કે કાણાંનું પર્યાય બની ભૂમિના પડની નીચે જતું રહ્યું. પાતાલ સંબંધીના પૌરાણિક ઉલ્લેખોમાં અને વર્ણનોમાં 'ધરાતલે,' 'મહીતલે' વગેરે શબ્દો વાપરેલા છે.[૧૯] એમાં 'તલે'નો અર્થ પૃથ્વીના તલની અંદર એવો શા કારણથી કરાય છે તે સમજાતું નથી. 'તલ' શબ્દનો અર્થ સપાટી ઉપર એવો કેમ ન કરવો? 'કરતલે' એનો અર્થ હથેલીમાં–હથેલીની ઉપર એવો કરીએ છીએ, હથેલીની ચામડીની નીચે એવો નથી કરતા. તો પછી ધરા–કે મહી–કે પૃથ્વી 'તલે'નો અર્થ પણ પૃથ્વીના તલની ઉપર એમ સાદો ને સરળ કેમ ન થાય? બીજું એ પણ ધ્યાનમાં લેવા જેવું છે કે દરેક પુરાણો પ્રમાણે સાતે પાતાલોમાં થઇને દાનવ–દૈત્ય–અસુરો, સુરભી, નાગલોક, સુપર્ણ ગરુડ પક્ષીઓ વગેરે રહે છે.[૨૦] એટલે સવાલ એટલો જ થાય છે કે નાગ કાણાંમાંથી ભૂમિના ગર્ભમાં રહી શકે પરંતુ આ બીજા બધા શી રીતે રહ્યા? એટલે પાતાલ ભૂમિના ગર્ભમાં નથી અને નાગલોક તે પેટે ચાલનારા નાગ નથી. પાતાલ ભૂમિ ઉપરનો ભાગ છે.

### સપ્તપાતાલ

પાતાલ સાત કહેલાં છે. અતલ, વિતલ, નિતલ, ગભસ્તિમત, મહાતલ, સુતલ, અને રસાતલ; આ બધાં પાતાલ કહેવાય છે અને કોઇ ગ્રંથ પાતાલ નામનો આ સાતમાં એક ભાગ ગણાવે છે.[૨૧] પૃથ્વીના

---

P. 146-47 & 139) એ પ્રમાણે પાતાલ નગરના ઉલ્લેખો છે. એરીઅન પણ પાતાલને ત્યાં મૂકે છે. એ નગર હાલના સિંધ હૈદરાબાદ પાસે હતું એમ કનિંગહામ આદિનું માનવું છે. પરંતુ તે માટે મતભેદ છે. સિંધુ હાલ કરતાં પૂર્વમાં વહેતી એટલે એ નગર પૂર્વમાં હોવાનો સંભવ વધારે છે. કચ્છના રણના પૂર્વકિનાર સમુદ્રમાં સિંધુ મળતી તે વખતે સિંધુની એકાદ શાખા ઉપર એ નગર હોવાનો સંભવ છે. Sir T. Holdich. Gates of India. P. 148માં એનું વર્ણન છે. હૈદરાબાદથી ૩૦ માઈલ દક્ષિણ પૂર્વે મૂકે છે.

૧૯ લિંગ પુ. અ. ૪૫–૨૩. (ક્ષ્માતલ); સ્કંદ. નાગર. અ. ૧. એ જ અ. ૩૧–૭. धरणीतल; એ જ શ્લો. ૨૭ અને પછી धरातल અને महीतल; નાગરખંડ અ. ૩૧. શ્લો. ૨૭માં તલ શબ્દ ધરાતલ અને મહીતલ કહી પૃથ્વીની ઉપર અને અંદર એમ બે અર્થમાં વાપર્યો છે.

૨૦ જુઓ પાછળ નોટ ૧૧.

૨૧ કોઈ પુરાણ ગભસ્તિમતને બદલે 'તલાતલ' કહે છે. અલ્બરૂનીએ વાયુ અને આદિત્યપુરાણ પ્રમાણે પાતાલનો કોઠો આપેલો છે તે જોવા જેવો છે. પુરાણોમાં વાયુનું પ્રાચીનત્વ જાણીતું છે. આદિત્યપુરાણે આદિત્યના શરીરના ભાગ મુજબ પાતાલનો ક્રમ આપ્યો છે તેને અલ્બરૂની બીજાં પુરાણો કરતાં ક્રમમાં ઠીક ગણે છે. (Sachan's Al Baruni P. 230–31.) સ્કંદ. કૌ. ખં. અ. ૩૯માં પાતાલનું સારું વર્ણન છે. अतलंवितलं चैव नितलं च रसातलम् ॥ तलातलं च सुतलं पातालं चापि सप्तमम् ॥ પછી એ ભૂમિઓના રંગ આપ્યા છે. તે પછી લખે છે કેઃ तेषु दानव दैतेय नागाश्चैव सहस्रशः ॥ स्वर्लोकादपि रम्याणि दृष्टानि बहुशो मया ॥ आह्लादकारिणो नाना मणयो यत्र पन्नगाः ॥ दैत्यदानव कन्याभिर्महा रूपाभिरन्विते ॥ पाताले कस्य न प्रीति विमुक्तस्यापि जायते ॥ यत्र नोष्णं न शीतं न वर्षं दुःखमेव च ॥ भक्ष्य

પટમાં આ સાત એની નીચે એક એમ આવેલાં છે એવી પૌરાણિક કલ્પના છે આ પાતાલો ભૂમિના પડ નીચે તો નથી જ એ જોયુ તો પછી ભૂમિ ઉપર એ ક્યાં છે તે જોઇએ વિદ્વાનોએ એને માટે ભિન્નભિન્ન તર્ક કરેલા છે કેટલાક પાતાલને દક્ષિણ હિંદ–દ્રાવિડ દેશ–સાથે મેળવે છે કેટલાક પાતાલનો પર્યાય શબ્દ બલિસદ્મ હોવાથી જાવા સુમાત્રા વગેરે પાસે આવેલા બલિ ટાપુને લીધે મલાયાના દ્વીપોને પાતાલ ગણે છે શ્રી નન્દલાલ દેએ લાંબી ચર્ચા કરી પાતાલને અફઘાનિસ્તાન બાજુ તાર્તરી અને ઓક્સસ નદી પાસે[22] મૂકવા પ્રયત્ન કર્યો છે આ બધા પ્રયત્નો એમાં કરેલી દલીલોની ખાતર ધ્યાનમાં લેવા જેવા છતાં એમા આપણાં પુરાણોની પરપરાને બરોબર ધ્યાનમાં લીધેલી નથી

પૌરાણિક પરપરામાં પાતાલ પૃથ્વીના પડની નીચે છે એટલી માન્યતા જ માત્ર કાઢી નાખીએ તો પાતાલ માટે કાંઈક પ્રકાશ પડી શકે છે, અને એ માન્યતા માટેની ચર્ચા આગળ કરી ગયા એ માન્યતા વેદ સમયની અસુરો વગેરેની અને નીચ્ય ભૂમિના અર્થની પરંપરા ઘસાઈ જઇને છેક ઝાંખી થઈ ગઈ તેથી ઉદ્ભવી છે તે પણ જોયુ એટલે પુરાણો તરફથી બીજા ટેકા કયા મળે છે તે જોઇએ

## પાતાલ નાગલોક અને પૌરાણિક ભૂગોળ

પાતાલનો પર્યાય જેમ 'બલિસદ્મ'—અસુરોની ભૂમિ છે તેમ 'નાગલોક' પણ છે પૌરાણિક ભૂગોળમાં જમ્બુ દ્વીપસ્થ ભારતવર્ષના નવદ્વીપો કહેવાય છે[23] એનુ સવિસ્તર વર્ણન આગળ ખાસ પ્રકરણમા કરી ગયા આ દ્વીપોમા દક્ષિણે તામ્રપર્ણ અથવા સિંહલદ્વીપ મૂકયા પછી નૈઋત્યે ગભસ્તિમત અને પશ્ચિમે નાગદ્વીપ

---

भोज्य महाभोग वालोयत्रापि जायते ॥ અહીં પાતાલનું સુખ, શીતોષ્ણની સમાનતા, સ્વર્ગ કરતાં રમ્ય વગેરે નોંધવા જેવું છે

૨૨ બલિસદ્મ શબ્દ પાતાલનો પર્યાય છે તેથી જાવા પાસેના બલિ ટાપુને પાતાલ ગણવા માટે આધાર નથી આગળ ચર્ચીશુ તે મુજબ દક્ષિણમા અસુરો વગેરે પાછળથી—વૈદિક સમયના અત ભાગમાં ગએલા છે શ્રી નન્દલાલ દે પોતાના પ્રાચીન ભૌગોલિક કોશમા અને ઇન્ડીઅન હીસ્ટોરીકલ ક્વાર્ટરલીમા પાતાલ માટે લાંબી ચર્ચા કરે છે હૂણલોગ Te-le કહેવાતા હતા તેનું સસ્કૃત 'તલ' થયુ અતલ વિતલ આદિને જાતિઓના નામ તરીકે આ પ્રમાણે બેસાડે છે A-telites (અતલ), Ab-telites (વિતલ જેનું બગાળી બીતલ કરીને બેસાડેલું જણાય છે), Neph-thalites (નિતલ), To-Charis (તલાતલ), તલાતલને બદલે ગભસ્તિમત્ લઇ એનો Jaxartes કહે છે, અને તલાતલને તક્ષકનુ સ્થાન કહે છે Hai-telites (મહાતલ), Ci-darites or Su-tribes, (સુતલ), આ સુતલને Oxus નદી પાસે મૂકે છે આ લોકને સુરલિ અને સુપર્ણ ગરુડો સાથે મેળવે છે રસાતલને પણ Jaxartes સાથે મેળવી રસા નદીનો પ્રદેશ કહે છે નાગ શબ્દ પ્રાચીન હૂણોનું નામ Hiung-Muનો અપભ્રંશ કહે છે શેષને સોગ્ડીઆનાની Sses જાતિ, અને વાસુકિને Usuivis જાતિ કહી બીજી નાગજાતિના નામ બેસાડે છે રસાતલને દાનવોનું પણ સ્થાન કહીને હિરણ્યપુર નગરને ત્યા મૂકે છે અને કાસ્પીઅન સમુદ્ર હિરણ્યકશિપુના નામ ઉપરથી થયાનું લખે છે ભાગવતની હાટકી નદીને શાકદ્વીપની હિરણ્યવતી નદી સાથે મેળવે છે પણ ભાગવતનું એ. આખું. વર્ણન. ભૂલી. જાય. છે એની. ચર્ચાની. અહીં. જરૂર. નથી. પાતાલતલાતલને. બલ્ખની. પૂર્વે તેને. ઓક્સસને. કાંઠે મૂકે છે આ બધુ લખ્યા છતા હિંદુ પરપરા પાતાલને હિંદુસ્તાનમાં મૂકે છે એમ કબૂલ કરે છે આ અનુમાનો બરોબર નથી તેની લાંબી ચર્ચા અસ્થાને છે પાતાલનો સમુદ્ર સાથેનો સહયોગ સર્વમાન્ય છે એટલે શ્રી નદબાબુનાં અનુમાનો પરપરાની છેક વિરુદ્ધ છે પાતાલનો છેવટનો ભાગ સુપર્ણ ગરુડોને લીધે ઇરાનના દક્ષિણ કિનારા સુધી જાય પરંતુ દરિયાકિનારાથી બહુ ઊંચા પાતાલને લઈ જવા માટે કોઈ આધાર નથી રા નદબાબુ સૂર્ય પશ્ચિમમા નીચો ઊતરે માટે પશ્ચિમનો ભાગ એ ભૂમિનો ગર્ભ અને તે પાતાલ એમ અર્થ કરે છે

૨૩ इन्द्रद्वीप कसेरुमान् ताम्रपर्णो गभस्तिमान् नागद्वीप सौम्यो गधर्वो वरुण कुमारिद्वीपश्चायंनवम રાજશેખરકૃત કાવ્યમીમાસા પૃ ૯૨ વળી વિષ્ણુપુરાણ અને સ્કન્દપુરાણ કૌ ખ અ ૩૯ જુઓ

લખેલા છે. આમાં ઈંદ્રદ્વીપ, તામ્રપર્ણ અને ઉત્તરનાં ગાંધર્વ એટલા દ્વીપોના સ્થળનિર્ણય થઈ ગએલા છે.[૨૪] એટલે પૌરાણિક ક્રમ આ દ્વીપોની બાબતમાં તો ખરો છે. એટલે ગભસ્તિમત અને નાગદ્વીપ ભારતવર્ષની નૈઋત્યે અને પશ્ચિમે છે એ વાત સિદ્ધ થાય છે. હવે પૌરાણિક ભૂગોળમાં દ્વીપોનો અર્થ માત્ર ટાપુ જ થતો નથી પણ પ્રદેશના કે ભૂમિવિભાગના સામાન્ય અર્થમાં પણ દ્વીપ શબ્દ વાપરેલો છે. કોઈ સ્થળે તો એ જ દ્વીપોને માટે ખંડ શબ્દ વાપરેલો છે.[૨૫] હવે પુરાણોમાં પાતાલની કોઈ મર્યાદા નિશ્ચિત કરેલી નથી, પરંતુ એનું વર્ણન અદ્ધર જેવું જ (Vague) છે. પાતાલના સાત ભાગ પાડેલા છે તેનો પણ નિશ્ચિત મર્યાદાનો અર્થ કરવાનો નથી. પ્રાચીન હિંદુઓને સાતનો આંકડો પસંદ હોવાથી સપ્તસિંધુ, સપ્તસારસ્વત, સપ્તગોદાવરની પેઠે જ સપ્તપાતાલ સમજવાનાં છે.[૨૬] કાણાંમાંથી ભૂમિના પડમાં પેસતા સાપ ઉપરથી પાતાલને ભૂમિની અંદર માનનારા પૌરાણિકને નાગો ઉપરાંત અસુરો વગેરે પાતાલમાં હોવાની પરંપરાથી ગુંચવણ ઉત્પન્ન થઈ, પરંતુ નિકાલ ન જડવાથી તે દરેકનાં સ્થાન માટે પાતાલના જ સાત ભાગ પાડયા અને દરેકને જુદાં સ્થાન આપ્યાં. પરંતુ સાત પાતાલમાં એક નામ ગભસ્તિમત છે તે જોયું. આ ગભસ્તિમત ભારતવર્ષના નૈઋત્યે આવેલા એક દેશ-દ્વીપ તરીકે જ ગણેલું છે. એ ઉપરાંત પાતાલનો પર્યાય 'નાગલોક' એ પુરાણનો નાગદ્વીપ જ છે. લોક અને દ્વીપનો અર્થ અહીં દેશ–ભૂમિ વિભાગ એટલો જ સ્પષ્ટ રીતે થાય છે. એટલે ભારતવર્ષની નૈઋત્યે અને પશ્ચિમે આવેલા આ બે ખંડનો સમાવેશ પાતાલમાં થાય છે એમ માનવું પડે. નાગલોક અથવા દ્વીપની પેઠે ગભસ્તિમત પણ નૈઋત્યે આવેલો દ્વીપ અગર ખંડ વિશેષ છે તે સાથે એ સપ્તપાતાલોમાંનું એક પાતાલ પણ ગણાય છે તે જોયું. આ બે નામ ભારતવર્ષના નૈઋત્ય અને પશ્ચિમની ભૂગોળમાં રહી ગયાં છે; અને સપ્તપાતાલની પૌરાણિક કલ્પનામાં રહી ગયાં છે, તે બહુ જ સૂચક છે. અને હિંદના દક્ષિણ પશ્ચિમ કિનારાને પાતાલનો ભાગ કહેવા માટે પૂરતાં છે. પાતાલને ભૂમિના પડ નીચે ધારવાની કલ્પના કરતાં કરતાં પણ આટલી ઐતિહાસિક બારી રહી ગઈ જણાય છે. હવે આ બે દ્વીપો કયા તે પ્રાચીન ભૂગોળના લેખકોએ હજી સુધી ચોક્કસ કરેલું નથી. શ્રી સુરેન્દ્રનાથ મજમુદાર શાસ્ત્રીએ બીજા દ્વીપોના સ્થળનિર્ણય કર્યા છે તે મુજબ આ બન્નેને કચ્છ અને કાઠીઆવાડ, અને મુંબાઈના કિનારા પાસેના બેટો માને છે.[૨૭] વળી પુરાણો વિવર અથવા કાણાંમાં થઇને પાતાલમાં જવાનું દ્વાર કહે છે તે સાથે પાણીમાં થઇને પણ પાતાલમાં જવાય છે[૨૮] એમ કહે

---

૨૪ સુરેન્દ્રનાથ મજમુદાર શાસ્ત્રીનું લખેલું કનિંગહામની પ્રાચીન ભૂગોળમાં પરિશિષ્ટ પૃ. ૭૪૯–૫૪.

૨૫ સ્કં. પુ. કૌ. ખં. અ. ૩૯. શ્લો. ૧૧૨ થી ૧૧૬. पारियात्रस्यचैवार्वाक खंडं कौमारिकं स्मृतम् ॥ सहस्रमेकमेकं च सर्वेखंडान्यमूनि च ॥ દ્વીપ એટલે બે બાજુ પાણી તે. ચાર બાજુવાળો બેટ નહિ. દ્વીપકલ્પ અને દોઆબ દ્વીપ કહી શકાય.

૨૬ આ બધામાં સાતના આંકડાનો ખાસ સાત એવો અર્થ નથી. સપ્તસારસ્વત કેવળ કલ્પિત જ લાગે છે. સપ્તગોદાવરનો પત્તો લગાડવો મુશ્કેલ છે. સપ્તસિંધુ ઉપરથી સપ્ત લગાડવાની પ્રણાલિકા થઈ હશે. સપ્તકોંકણ પણ કહેવાય છે. સપ્તપાતાલની પેઠે આકાશમાં સપ્તલોક પણ કહેલા છે.

૨૭ Appendix I to Cunningham's Ancient Geog. of India By Surendranath Majmudar P.P. 553-54.

૨૮ સ્કં. પુ. કૌ. ખં. અ. ૧૩. બર્બરિક વિવરમાં થઇને નાગલોકમાં રત્નમય લિંગ પાસે જાય છે. નાગરખંડ અ. ૮માં એને વલ્મિક કહે છે. અને Indian Serpent Lore P. 30.માં વલ્મિકને પાતાલનું દ્વાર કહેલું છે. અમરકોષ नागलोकोऽथ कुहरं शुषिरं विवरं बिलम् ॥ छिद्रं निर्व्यथनं रोकं रंध्रं श्वभ्रं वपाशुषिः ॥ એમ નાગલોક એટલે પાતાલનો પર્યાય કહીને પછી કાણાંના પર્યાય ગણાવે છે. મેદિનીકોષ पातालं नागलोके स्यात् विवरे वडवानले ॥ એમ કહે છે. પાતાલને બિલ સ્વર્ગ

છે. વિવર અથવા કાણાંનું તો પરંપરા લુપ્ત થયા પછી પાછળથી જ યોજેલું સ્પષ્ટ દેખાય છે, પરંતુ પાણી મારફતે પાતાલ જવાની પરંપરા સાચી જણાય છે. વેદકાલના નીચ્ય દેશ અથવા અધોભુવનમાં સિંધુ અને સરસ્વતી દ્વારા વહાણોમાં જ જવાતું. સિંધુના મુખ પાસે આવેલું પાતાલનગર પ્રાચીન ભારતનું એક અગત્યનું બંદર હતું. એના ઉલ્લેખો ઈ.સ. પૂર્વે ત્રીજી સદી પહેલાંના મળે છે.[29] એટલે પાતાલનું ખરું નામ કોપકારો કહે છે તેમ અધોભુવન–નીચ્ય પ્રદેશ હોવા છતાં એ પ્રદેશના કેન્દ્રરૂપ પાતાલ બંદર હોવાથી પાતાલને નામે એ બધો પ્રદેશ ઓળખાવા લાગ્યો એમ જણાય છે. સિંધુનાં મુખનો આખો પ્રદેશ (delta) પણ પાતાલ કહેવાતો હતો. આ બધી પરંપરાઓ ધ્યાનમાં લેતાં અને પાતાલના સાત ભાગ એટલે અનિશ્ચિત મર્યાદા કલ્પેલી છે તે ધ્યાનમાં લેતાં સિંધુ અને સરસ્વતીના મુખપ્રદેશ મૂળ પ્રથમ પાતાલમાં–અધોભુવનમાં ગણાતા હશે અને સર્વથી જૂના પુરાણોએ જ્યારે પ્રાચીન પરંપરાઓ ભેગી કરી નોંધી ત્યારે આ પ્રદેશ ઈરાનના કિનારાથી હિંદના આખા પશ્ચિમ કિનારાને પાતાલમાં ગણ્યો હશે એમ સમજાય છે.[30] વૈદિક સમયમાં અફઘાનિસ્તાન, બલુચિસ્તાન અને ઈરાનનો કેટલોક ભાગ પણ એક જ સમાન સંસ્કૃતિનો હતો. એટલે સિંધુના મુખની પશ્ચિમે–અફઘાનિસ્તાન–બલુચિસ્તાન–ઈરાનનો દક્ષિણ કિનારો પણ નીચ્ય પ્રદેશ ગણાવાથી અનિશ્ચિત (Vague) રીતે પાતાલમાં ગણાઈ ગયો હશે. આ ઉપરાંત પાતાલની મર્યાદા અનિશ્ચિત હોવાથી અરબી સમુદ્રના નાશ પામેલા ટાપુઓ અને લક્ષદ્વીપ માલદ્વીપ પણ પાતાલના સામાન્ય નામમાં સમાવેશ થઈ શકે.[31] સાતના આંકડાનો અર્થ મર્યાદાનું અનિશ્ચિતપણું એટલો જ કરવાનો છે.

## પાતાલ હાટકેશ્વર અને ગુજરાતનો કિનારો

હવે પાતાલના સ્થળનિર્ણય માટે બીજી અગત્યની બાબત તે હાટકેશ્વર. હાટકેશ્વરનું સ્થાન પાતાલમાં છે એમ પુરાણો કહે છે. સ્કંદપુરાણમાં તો નાગરખંડ નામનો આખો મોટો ખંડ હાટકેશ્વરક્ષેત્રના મહિમાનો આપેલો છે. નાગરખંડનું આખું યે વર્ણન હાટકેશ્વરક્ષેત્રને આનર્ત દેશ[32] સાથે જોડે છે. એટલે પાતાલ ભૂમિના ગર્ભમાં નહિ પણ પૃથ્વીના પટ પર છે એમ માનીએ તો હાટકેશ્વરક્ષેત્રના યોગને લીધે આનર્ત દેશ કે એનો કોઈ ભાગ પાતાલમાં ગણાતો હશે એમ સમજાય. નાગરખંડ અને બીજે પુરાણોમાં જ્યાં-

---

એટલે કાણાં અથવા ગુફાના સ્વર્ગ કહે છે. ભાગવત એને પૃથ્વીની ગુફારૂપ સ્વર્ગો કહે છે. આ પ્રમાણે બિલ અને વિવરનો પર્યાય શ્વભ્ર એટલે કોતર છે તે પણ સૂચક છે. સાબરમતી નદીનું નામ શ્વભ્રવતી છે અને એના વાંધાંવાળા પ્રદેશનું નામ શ્વભ્ર છે અને રુદ્રદામા ક્ષત્રપના લેખમાં એણે એ શ્વભ્ર દેશ જીત્યાનું લખ્યું છે. આ શ્વભ્ર દેશને વિવર પાતાલ આદિ સાથે સંબંધ હશે ? આગળની ચર્ચા ઉપરથી વાંચનાર સમજી લેશે. જોકે નક્કી કાંઈ કહેવાય તેવું નથી.

૨૯ આ ઉલ્લેખો આગળ નોટ ૧૮માં જોયા. ઍલેકઝાંડરનું આખું નૌકાસૈન્ય પાતાલ બંદરના વિશાળ ડક્કાઓમાં સમાઈ ગયું હતું. (Mecrindle's Ptolemy P. 147) વેપાર અને નૌકાસૈન્ય બન્નેની દૃષ્ટિએ એની ઉપયોગિતા એ સમયે હતી. એ સમયે એરિયન (Arrian) કહે છે કે પાતાલ એ ભાગમાં મોટામાં મોટું શહેર હતું

૩૦ પાતાલ સિંધુના મુખપ્રદેશમાં એટલે એની આસપાસનો બધો કિનારો પાતાલ કહેવાય એના સાત ભાગ ગમે તેમ કર્યા જણાય છે. અસુરોની ભૂમિ તરીકે પણ આ બધો ઈરાન સુધીનો કિનારો પાતાલ કહી શકાય વધારે અસુરોના લેખમાં ચર્ચીશુ

૩૧ ઉપર જણાવેલા મજમુદાર શાસ્ત્રીના નિર્ણયમાં ગભસ્તિમતમાં લક્ષદ્વીપ મલદ્વીપને ગણે છે. આ દ્વીપો પ્રાચીન કાળમાં જોડાએલી ભૂમિ હોવાનો સંભવ છે. અરબી સમુદ્રમાં ગુજરાત કાઠીઆવાડ કચ્છના કિનારા પાસે પ્રાચીન કાળમાં બેટો હતા તે નાશ પામ્યાના ઉલ્લેખો મળે છે

૩૨ સ્કં નાગર. અ. ૧લો, ૪થો વગેરે ઘણા અધ્યાયોમાં છે.

જ્યાં હાટકેશ્વરનો ઉલ્લેખ છે ત્યાં ત્યાં પાતાલ ભૂમિની અંદર છે અને વિવરમાં કે વલ્મીકમાં થઈને એમાં જવાનો રસ્તો છે એમ કહેવાનું પુરાણકાર ચૂકતા નથી. ૩૩ તેમ છતાં પણ ખરી વાત તેમનાથી ઢાંકી શકાતી નથી. નાગરખંડના પહેલા જ અધ્યાયમાં લિંગપૂજાની ઉત્પત્તિ કહેતાં બ્રહ્માએ સ્થાપેલું હાટકેશ્વરનું લિંગ આનર્ત દેશના તાપસોના અરણ્યમાં પ્રથમ પડયું અને પાતાળમાં ગયું એમ વર્ણન છે.[૩૪] તે પછી ચોથા અધ્યાયમાં ત્રિશંકુને ચાંડાલત્વથી મુક્ત કરવા આબુ પર્વત ઉપર ગએલા વિશ્વામિત્રને માર્કંડેય મુનિએ આબુથી નૈઋત્ય દિશામાં આવેલા હાટકેશ્વરક્ષેત્રમાં જવા કહ્યું અને ત્યાં દેવમાર્ગે પાતાળમાં જઈ પાતાળ-ગંગામાં સ્નાન કરી હાટકેશ્વરદર્શનથી તેનો ઉદ્ધાર થયો.[૩૫] આ વર્ણનમાં હાટકેશ્વરક્ષેત્ર આબુથી નૈઋત્યે સ્પષ્ટ કહેવા છતાં દેવમાર્ગે કહીને પૌરાણિક રૂપ આપવા યત્ન થયો છે.[૩૬] આઠમા અધ્યાયમાં તો હાટકેશ્વર-દર્શનથી યજ્ઞયાગાદિ કર્યા વગર સ્વર્ગપ્રાપ્તિ થતાં દેવોને ચિંતા થઈ તેથી હાટકેશ્વરતીર્થનો ઉચ્છેદ કરવા ધાર્યું એમ કહી 'ધરાતલે'ને બદલે સ્પષ્ટ રીતે 'ધરાપૃષ્ઠે'[૩૭] શબ્દ વાપર્યો છે. આથી સ્પષ્ટ થાય છે કે આબુની નૈઋત્યે હાટકેશ્વરક્ષેત્ર એટલે પાતાલ હતું. વળી બ્રહ્માએ શિવલિંગના કુદરતી આકારે સુવર્ણનું લિંગ કર્યું અને તે પ્રથમ લિંગ હતું. એનો ઉચ્છેદ કરવા દેવોએ પ્રયત્ન કર્યો. આ બધાનો અર્થ ઘણા પ્રાચીન કાળમાં લિંગપૂજાની શરૂઆતમાં વૈદિક બ્રાહ્મણો સાથે લિંગપૂજક શૈવોનો-પાશુપતોનો વિગ્રહ અને વૈદિકોએ હાટકેશ્વરક્ષેત્રનો નાશ કરવો, એટલો જ થાય છે. આવો નાશ એ ક્ષેત્રનો બે વખત થએલો જણાય છે. ૩૮ લિંગપૂજા અને પાશુપત સંપ્રદાયનો આદ્ય પ્રચાર ગૂજરાતના કિનારા સાથે છે એ તો જાણીતી વાત છે. એટલે હાટકેશ્વરક્ષેત્ર આનર્ત દેશ અને પાતાળના એક ભાગનું તાદાત્મ્ય સિદ્ધ થાય છે.

---

૩૩ સ્કં. નાગર. અ. ૮-૨૧ અને શ્લો. ૧૨૦-૨૧.

૩૪ લિંગપૂજાની ઉત્પત્તિનાં ત્રણ કારણોમાંનું આ એક કારણ છે, અને તે આનર્ત દેશમાં બન્યું છે. ખંભાતના સ્કંભતીર્થ નામ અને લિંગપૂજાની ઉત્પત્તિને સંબંધ છે અને નર્મદાતટ અને કાયાવરોહણમાં પાશુપત મતનો પ્રથમ સંચાર થયાનું પણ આગળ જોયું છે. એટલે પ્રથમ લિંગપૂજામાં હાટકેશ્વરનું લિંગ થયું એ સૂચક છે. બ્રહ્માએ ॥ ततो हाटकमादाय तदाकारंपितामहः ॥ कृत्वालिंगं स्वयं तत्र स्थापयामास हर्षितः ॥ ६३ ॥ मयाद्यायं त्विदं लिंगं हाटकेन विनिर्मितम् ॥ ख्याति यास्यति सर्वत्र पाताले हाटकेश्वरम् ॥ ६५ ॥ આમાં તદાકાર શબ્દ તો લિંગપૂજાનો શિશ્નપૂજા સાથેનો સંબંધ પણ વ્યક્ત કરે છે. નાગરખંડમાં અનેક જગ્યાએ હાટકેશ્વરક્ષેત્ર આનર્ત દેશમાં અને હાટકેશ્વર પાતાળમાં એમ લખી આખી વાતને પૌરાણિક વેશ પહેરાવી વિવરમાં પેસવાની વાતો કરે છે. પરંતુ એ વિરોધોમાં હાટકેશ્વર અને તેમનું ક્ષેત્ર આનર્તમાં જ છે એ દેખાઈ આવ્યા વગર રહેતું નથી.

૩૫ એ જ અ. ૪થો. एतस्मात्पर्वतात्क्षेत्रं हाटकेश्वर संज्ञितम् ॥ अस्ति नैऋत्यदिग्भागे देशे चानर्तसंज्ञके ॥ ५२ ॥ तत्राद्यं स्थापितं लिंगं हाटकेन सुरोत्तमैः ॥ यत्तत्संकीर्त्यते लोके पाताले हाटकेश्वरम् ॥ ५३ ॥ આ શ્લોકો પૌરાણિક રૂપ મળવા છતાં આનર્ત દેશ એ પાતાલ એમ બતાવે છે. હાટકનું લિંગ એ આદ્યલિંગ હતું. અથર્વવેદના સ્કંભનો મૂળ લિંગપૂજા સાથેનો સંબંધ જોતાં સ્કંભને હિરણ્યવેતસ કહેલ છે અને વેતસનો અર્થ સ્પષ્ટ રીતે શિશ્ન કરેલો છે તે જોતાં આ આદ્યલિંગ હાટકેશ્વરને અને સ્કંભને સંબંધ હશે?

૩૬ એ જ અધ્યાય ૮. શ્લો. ૫૫ થી ૫૯.

૩૭ એ જ અધ્યાય ૮. શ્લો. ૧૮. तीर्थमेतद्धरापृष्ठे हाटकेश्वर संज्ञितम् ॥

૩૮ એ જ અધ્યાય ૮. ઇન્દ્રે બ્રહ્મહત્યાના પાપથી મુક્ત થવા પ્રથમ પૂરેલું વિવર પાછું ઊઘાડીને ત્યાં વલ્મીક થયો હતો. નાગ તે માર્ગે આવતા, ત્યાંથી પાતાળમાં પેસીને હાટકેશ્વરદર્શનથી પાપમુક્ત થયો. અને તીર્થનો આવો મહિમા જોઈ એને ફરી પાંશુથી પૂરવા કહ્યું.

### અસલ હાટકેશ્વરક્ષેત્ર ક્યાં ?

અહીં એક વાત સ્પષ્ટ કરવી જોઈએ. હાટકેશ્વર નાગરોના ઈષ્ટદેવ છે અને એમનુ મૂળ સ્થાન વડનગર હાટકેશ્વરક્ષેત્ર ગણાય છે. નાગરોત્પત્તિ માટે અનેક અનુમાનો થયાં છે, અને એ બધાં ધ્યાનમાં લેતાં અને હમણાં શ્રીદેવદત્ત ભાંડારકરે નાગરો માટે નવી વાતો જાહેર કરી છે[૩૯] તે જોતાં આ અતિ વિવાદગ્રસ્ત વિષયમાં આ સ્થળે ઉતરવું યોગ્ય નથી. તે સાથે નાગરખંડમાં હાટકેશ્વરક્ષેત્ર વડનગરને ઉદ્દેશીને વર્ણવેલુ હોવા છતાં એના ઉલ્લેખોમાં એવા વિરોધો માલુમ પડે છે કે અસલ હાટકેશ્વરક્ષેત્ર વડનગરમાં નહિ એમ સ્પષ્ટ સમજાય છે. એ બધી ચર્ચા વિસ્તારના ભયથી અહીં છોડી દઈશુ. વડનગરને હાટકેશ્વરક્ષેત્ર માનનારા શ્રીમાનશંકરભાઇએ પણ હાટકેશ્વર મૂળ પાતાલમાંથી આવ્યા અને વડનગરમાં પછી સ્થાપન થયા એમ તો કબૂલે કરે છે[૪૦] એટલે મૂળ પાતાલના હાટકેશ્વર તે વડનગરવાળા નહિ એ આપણા મતને હાનિ થતી નથી. વડનગર પ્રાચીન શહેર હોવા છતા એ મૂળ હાટકેશ્વરક્ષેત્ર નહોતુ અને પાછળથી થયુ એ સ્કંદપુરાણના તમામ વર્ણન ઉપરથી સ્પષ્ટ થાય છે એક ખાસ સ્પષ્ટ વાત તો એ છે કે આનુથી નૈઋત્યે તે કચ્છ ને કાઠીઆવાડ આવે વડનગર નહિ વડનગર દક્ષિણે છે વળી કાશ્મીરના ઇતિહાસના એક ઉલ્લેખથી પંજાબમાં ચંદ્રભાગા નદી પાસે પાતાલ છે એમ પણ મનાવવા યત્ન થએલો છે[૪૧] પરંતુ એમાં ચંદ્રભાગાને રસ્તે પાતાલમાં જવાનો માત્ર ઉલ્લેખ છે એટલે ચંદ્રભાગાને રસ્તે સિંધુમાં થઇને પાતાલનગર-સિંધુમુખ આગળ અવાતુ એટલો જ અર્થ છે. પંજાબમાં પાતાલ નહિ

### પાતાલ હાટકેશ્વરક્ષેત્ર અને ગૂજરાતના કિનારાના સંબંધની પરચુરણ વિગતો

નાગરખંડમાં સોમનાથના એક ઉલ્લેખમાં સોમનાથ પણ હાટકેશ્વરક્ષેત્રમાં હોવાનુ લખે છે[૪૨] એ ઉપરાંત

---

૩૯ Ind Ant. March April 1932 એમા પહેલાના વિચાર બદલી બંગાળના કાયસ્થને નાગર માની, નાગર કોઈ વિશિષ્ટ જાતિ માની હાટક દેશ હિમાચલ પાર સાથે જોડે છે હાટકેશ્વરનો ખુલાસો કરતા નથી. ભાંડારકરે હાટકને દેશ ઠરાવ્યો તો હાટકેશ્વરને કેમ વિસાર્યા

૪૦ માનશંકર પીતાંબરદાસ કૃત નાગરોત્પત્તિ લેખ ફ઼ઠ્ઠી ગુ સાહિત્ય પરિષદ્નો રિપોર્ટ પૃ ૧૧૪ એઓશ્રી લખે છે કે હાટકેશ્વર પાતાલમા મૂળ નાગલોકોના દેવ પણ નાગરોએ પછીથી લીધા અને આગળ લખે છે કે પાતાલના સુવર્ણ લિંગ-હાટકેશ્વરને ચમત્કારપુર-જે એમના મત પ્રમાણે વડનગર છે—મા ચિત્રશર્મા નામના બ્રાહ્મણે સ્થાપન કર્યું આ બધી બાબતમા રા માનશંકરભાઈની વિવાદગ્રસ્ત બીજી વાતો સાથે અહીં સબંધ નથી ફક્ત વડનગર મૂળ હાટકેશ્વરક્ષેત્ર નહિ પણ પાછળથી ત્યા સ્થાપન થએલુ એ વાત બરોબર છે સાંભળ્યા પ્રમાણે રા માનશંકરભાઇએ આ લેખ પછી હમણા પોતાના વિચાર બદલ્યા છે અને વડનગર આનંદપુર તે ગુજરાતનુ નહિ પણ કાઠીઆવાડમા બીજું છે તે એવી મતલબનો લેખ મુંબાઇના 'ગુજરાતી' પત્રમા લખ્યો છે એથી પણ વડનગર અસલ હાટકેશ્વરક્ષેત્ર નહિ એમ સિદ્ધ થાય છે, અને કાઠીઆવાડ બાજુ એ ક્ષેત્રને ખોળવામા તદ્દન નહિ તો કાંઈક ખરો રસ્તો જડે છે એમ સમજાય છે.

૪૧ એ જ પૃ ૧૧૬

૪૨ સ્કં પુ નાગર અ ૬૩ મા સોમનાથોત્પત્તિ હાટકેશ્વરક્ષેત્રમા કહી છે અને શ્લો ૪૬મા પ્રભાસમા લખ્યુ છે ખભાતનુ કુમારિકાક્ષેત્ર અને સોમનાથનુ પ્રભાસક્ષેત્ર એ બધુ કોઇ વખતે આનર્ત અગર હાટકેશ્વરક્ષેત્રમા ગણાતુ હશે હાટકેશ્વરક્ષેત્ર વિસ્તૃત હોવું જોઇએ અને એ બધા ઘણા પાસે પાસે હોવા જોઇએ આનર્તની એક વખતની રાજધાની દ્વારકા કહેલી છે એ જોતા આનર્તની હદ મૂળ દ્વારકા અને પ્રભાસ સુધી મનાતી હોવી જોઈએ આ પ્રદેશોના નામો અને હદો કાળે કાળે ફરેલા છે વડનગર જેટલે છેટે હાટકેશ્વરક્ષેત્ર મૂકવાનુ કાંઈ કારણ મળતુ નથી પૌરાણિક દૃષ્ટિએ એ ભાગ ધર્મારણ્ય (મોઢેરા) અને અર્બુદની વધારે પાસે ગણાય એ વિભાગ આનર્તથી જુદા છે

સ્કંદપુરાણ કૌમારિકાખંડમાં બ્રહ્માએ મહીસાગરસંગમ ઉપર પહેલું હાટકેશ્વરનું સુવર્ણ લિંગ સ્થાપ્યું એમ લખે છે.[૪૩] એ જ ખંડમાં આગળ બર્બરક તપભંગ થવાથી દૈત્યની પાછળ વિવરને રસ્તે પાતાલમાં પેઠો. ત્યાં રત્ન-સુવર્ણમય લિંગ જોયું. ત્યાંથી ચાર રસ્તા જતા હતા: એક દક્ષિણનો શૂર્પારક-સોપારા તરફ, બીજો પૂર્વનો શ્રીપર્વત તરફ, ત્રીજો પશ્ચિમનો પ્રભાસ તરફ અને ચોથો ગુપ્તક્ષેત્ર અથવા ખંભાત તરફ. આ વર્ણન પાતાલ અને હાટકેશ્વરને ગુજરાત કાઠીઆવાડના કિનારા સાથે જોડે છે.[૪૪] નાગરખંડમાં અજપાલ રાજા ઉપર પ્રસન્ન થએલા હાટકેશ્વર એને પોતાની સાથે પાતાલમાં લઈ ગયા. ત્યાં એણે અજપાલેશ્વરી અથવા પરમેશ્વરી દેવીનું સ્થાપન કર્યું. આ પરમેશ્વરીનું પીઠ પાતાલમાં કહેવાય છે. આજે ગુજરાતની એક જ્ઞાતિની એ કુલદેવી છે. એટલે પરમેશ્વરીના પીઠવાળું ગુજરાતનું સ્થળ પાતાલનો સંબંધ સ્પષ્ટ કરે છે.[૪૫] અગસ્ત્યાશ્રમ પુરાણો ઘણી જગ્યાએ મૂકે છે.[૪૬] એમાં સ્કંદપુરાણાંતર્ગત પ્રભાસખંડ અગસ્ત્ય સમુદ્ર પી ગયા એ બનાવ પ્રભાસ આગળ લાવે છે. ખરી રીતે મહાભારત અને દરેક પુરાણોના અગસ્ત્યના ઉલ્લેખો જોતાં દક્ષિણમાં જતા પહેલાં અગસ્ત્યાશ્રમનો સંબંધ સરસ્વતીના નીચલા તટ ઉપર કોઈ જગ્યાએ હોવાનું સ્પષ્ટ થાય છે. એટલે નાગર, પ્રભાસ, મહાભારતાદિ ઉલ્લેખોથી સરસ્વતી મારફતે અગસ્ત્યનું સમુદ્રયાન સ્પષ્ટ થાય છે. પ્રભાસખંડમાં લખે છે કે પ્રસન્ન થએલા દેવો પાસે અગસ્ત્યે માગ્યું કે લોકો આ પ્રભાસક્ષેત્રમાં હાટકેશ્વરના પાતાલલિંગનું હમેશાં પૂજન કરે.[૪૭] આગળ સ્કંદપુરાણ કૌમારિકાખંડના હાટકેશ્વર ખંભાત પાસે જ છે એ ઉલ્લેખ અને આ પ્રભાસ ક્ષેત્રવાળો ઉલ્લેખ, સરસ્વતીનો પ્રવાહ ગુજરાત કાઠીઆવાડની વચ્ચે થઈ ખંભાતના અખાત રૂપે પ્રભાસની લગભગ પાસે સમુદ્રને મળતો એ ચર્ચા કરી

---

૪૩ સ્કં. પુ. કૌ. ખં. અ. ૪૮. શ્લો. ૨૦-૨૧. ब्रह्मात्र स्थापयित्वा तु हाटकेश्वर संज्ञितम् ॥ महीनगर के लिंगं पातालात्तु मनोहरम् ॥ અહીં પણ ત્રેતાયુગમાં ચોલ દેશમાંથી સોમનાથ જવા માટે આવેલા બે બ્રાહ્મણોને ગુપ્તક્ષેત્ર મહીસાગર તીર્થમાં સોમનાથ ઉત્પન્ન થયા એમ કહી અહીં હાટકેશ્વર બ્રહ્માએ સ્થાપેલા એમ કહે છે.

૪૪ સ્કં પુ. કૌ. ખં. અ. ૬૩. શ્લો. ૫૯ થી ૬૩. અહીં બર્બરિક જે દૈત્યની પાછળ પાતાલમાં જાય છે તેને અહિંસા ધર્મવાળો જૈન કે બૌદ્ધ કહ્યો છે. એટલે ઈ.સ. ની શરૂઆતના સૈકાઓમાં શૈવો અને બૌદ્ધો તથા જૈનોની લડાઇ વ્યક્ત કરે છે. બર્બરિક પલાશી દૈત્યને હરાવે છે ત્યારે વાસુકિ વગેરે નાગો તેને આશ્વાસન આપી કહે છે કે આ દૈત્યે અમને પાતાલથી પણ નીચે કાઢ્યા. આ ઉલ્લેખ શૈવો ગુજરાતના કિનારાની પણ દક્ષિણે ગયા હશે એમ બતાવે છે.

૪૫ પરમેશ્વરીનું પીઠ પાતાલમાં છે તે માટે જુઓ ન. દે. મહેતા કૃત 'શાક્ત સંપ્રદાય'માં આપેલી પીઠોની યાદી. પરમેશ્વરી દેવી, સાળવી લોકોના કશ્યપ ગોત્રના તુલા નામના કુળની કુળદેવી છે.

૪૬ સ્કં. પુ. પ્રભાસખંડ પ્રભાસક્ષેત્રમાં અગસ્ત્યાશ્રમ કહે છે. નાગરખંડ હાટકેશ્વરક્ષેત્રમાં કહે છે (અ. ૩૩). મહાભારત વનપર્વ (નિર્ણયસાગર)માં અ. ૮૦માં પુષ્કરમાં અગસ્ત્યાશ્રમ છે. અ. ૮૫માં પ્રયાગમાં કહે છે. અ. ૮૬માં પાંડ્ય દેશમાં હાલ છે ત્યાં કહે છે. એ જ અધ્યાયમાં આગળ વૈડૂર્ય પર્વત પાસે અગસ્ત્ય અને એમના શિષ્યોનો આશ્રમ કહે છે. વૈડૂર્ય પર્વત વિંધ્યના પશ્ચિમ છેડે ગુજરાતને લગતો છે એ મહાભારત આગળ કહે છે કારણ તે પછી તુરત સૌરાષ્ટ્ર લખે છે. વૈડૂર્ય પર્વત કે જેમાંથી ખંભાતમાં પ્રસિદ્ધ એવા અકીકના અમુક જાતના પથ્થર નીકળે છે અને જેને લીધે ગુજરાતનો એ આખો ભાગ વૈડૂર્ય દેશ કહેવાતો તે છે. આમ અગસ્ત્યાશ્રમની ખેંચતાણ છે પરંતુ અગસ્ત્ય સરસ્વતીના તટ સાથે વધુ સંબંધ ધરાવે છે. સિંધુતીર્થમાં અગસ્ત્ય લોપામુદ્રાને પરણ્યા. એ સિંધુસાગરનું તીર્થ કે સિંધુનો અર્થ સમુદ્ર લઇએ તો સરસ્વતી સાગરસંગમ એમ થાય છે. આ તીર્થને મહત્તીર્થ કહ્યું છે. વનપર્વ. અ. ૧૩૨-૬.

૪૭ સ્કં. પુ. પ્રભાસખંડ. અ. ૭૫. ગુજરાતને કિનારેથી અગસ્ત્ય દક્ષિણમાં ગયા એ કથા દ્રાવિડ દેશમાં પણ છે. ડૉ. કૃષ્ણસ્વામી આયંગર લખે છે કે અગસ્ત્ય દ્વારકાથી વૃષ્ણીઓનાં ૧૮ કુટુંબો દક્ષિણમાં લાવ્યા.

છે તે ધ્યાનમાં લેતાં, હાટકેશ્વરક્ષેત્ર સરસ્વતી–સમુદ્રસંગમની આસપાસ કોઈ સ્થળે હોવાનું સ્પષ્ટ થાય છે, અને દેવોએ બે વખત એનો નાશ કર્યાનું આગળ જોયું એમ એ ક્ષેત્રના મૂળ સ્થાનનો નાશ થયો અને સરસ્વતીના મુખની ખરી પરંપરા ભૂલાઈ પ્રભાસને અડોઅડ મુકાઈ, તે સાથે હાટકેશ્વરક્ષેત્ર પણ પુરાણકારોએ અનેક જગ્યાએ મૂક્યું એમ સંભવે છે[૪૮] ગમેતેમ પણ આ ઉલ્લેખો હાટકેશ્વરક્ષેત્રને વડનગર પાસે નહિ પણ ગુજરાતના કિનારા પાસે હતું એટલું તો બતાવે છે. એનો એક બીજો આડકતરો પુરાવો મળે છે પુરાણકારો પાતાલ ભૂમિ ઉપર છે છતાં એને એની અંદર નાખે છે તેમ વડવામુખ પણ સમુદ્રમાં ઘણે છેટે મૂકે છે પરંતુ પરંપરાને ખરા રૂપમાં જોનાર ખગોળવેત્તા વરાહમિહિર વડવામુખને ભારતની નૈઋત્યનો દેશ વિશેષ કહે છે[૪૯] સરસ્વતી વડવાનલને લઇને આવી અને સમુદ્રમાં નાખ્યો એમ કથા છે, અને તે જગ્યાએ વડવામુખ એ વાત વરાહમિહિરના વડવામુખ સાથે બરોબર બંધ બેસે છે હવે વડવાનલનો પર્યાય ઔર્વાનલ છે અને ઔર્વાનલ સાથે પણ સરસ્વતીની એ જાતની જ કથા છે[૫૦] આ ઔર્વાનલનો પર્યાય પાતાલ છે કોઈ કોષ તો વડવાનલનો જ પર્યાય પાતાલ આપે છે[૫૧] એ રીતે પણ વડવામુખ એ પાતાલ એમ ઠરે છે એટલે હાટકેશ્વરક્ષેત્ર, આનર્ત દેશ, વડવામુખ એ બધા યોગથી પાતાલ અથવા એનો ભાગ ગૂજરાત કાઠીઆવાડ–કચ્છનો કિનારો કહી શકાય વિશેષમા પાતાલવાસી નાગનાં નવ કુલ કોષકારો ગણાવે છે તેમ વિષના પણ નવ પ્રકાર ગણાવે છે આમા કેટલાકનાં નામ સમજાતાં નથી પરતુ એમા બે જાતના વિષનાં નામ પ્રદેશને લગતા છે એક સૌરાષ્ટ્રિક અને બીજું દારદ સૌરાષ્ટ્રિક એટલે સૌરાષ્ટ્રનુ અને દારદ એ દક્ષિણ બલુચિસ્તાનનો ભાગ છે નાગની પેઠે વિષ પણ પાતાલના ગણવાનો રિવાજ છે એમ્બે આ નામો પણ બલુચિસ્તાનથી ગૂજરાતનો કિનારો નિર્દેશ કરે છે[૫૨] વધારામા સિદ્ધ નાગાર્જુને રસસિદ્ધિને માટે પાતાલમાં વાસ કર્યો અને વાસુકિ નાગે માળા આપેલી એવી કથા છે જૈન કથા પ્રમાણે નાગાર્જુન પાદલિપ્તાચાર્યનો સમકાલિન અને રસસિદ્ધિ માટે એમની પાસે રહ્યાનો ઉલ્લેખ છે એટલે શત્રુંજય–પાલિતાણા પાસે એ રહેલો હોવો જોઇએ સ્તંભન-પાર્શ્વનાથની કથામાં નાગાર્જુન સ્તંભનપુર–શેઢી નદીને કિનારે રસનુ સ્તંભન કરે છે એમ લખેલું છે એટલે રસસિદ્ધિ માટે નાગાર્જુન પાતાલમાં આવ્યો તે ગૂજરાતને કિનારે આવ્યો એમ કહી શકાય[૫૩] સાત પાતાલોમાં હાટકેશ્વરક્ષેત્રનુ માત્ર એક વિતલ પાતાલ કહેલું છે[૫૪] એટલે ગૂજરાતનો કિનારો અગર

---

૪૮ એક વડનગર પાસે, બીજું ગુપ્તક્ષેત્ર ખંભાતમાં, ત્રીજું પ્રભાસક્ષેત્રમાં, મત્સ્ય એ ક્ષેત્રને દક્ષિણમા પણ લઈ જાય છે મૂળ હાટકેશ્વરક્ષેત્ર જોકે કિનારાના ભાગમા હશે એમ સ્પષ્ટ થવા છતા તદ્દન ચોકસ સ્થળનિર્ણય થઈ શકતો નથી ખંભાતના અખાતના મૂળ પાસે ગોપનાથ કે એવી જગ્યાના કિનારા પાસે મૂળ એ ક્ષેત્ર હોય કે અખાતના કિનારા ઉપર પણ હોય

૪૯ વરાહમિહિર બૃહત્સંહિતા અ ૧૪ નક્ષત્ર કૂર્મ વિભાગ

૫૦ વડવાનલ અને ઔર્વાનલ સરસ્વતીને લગતી કથા માટે જુઓ સ્ક પુ પ્રભાસખંડ

૫૧ અમરકોષ નાનાર્થ વર્ગ ઔર્વાનલેઽપિ પાતાલમ્ ॥ એને વડવાનલ સાથે સંબંધ છે મેદિનીકોષમા કહે છે કે पाताल नागलोकेस्याद्विवरे वडवानले ॥ આમ પાતાલ નાગલોક વિવર વડવાનલ બધા પર્યાય છે

૫૨ અમરકોષ પાતાલવર્ગ દારદને માટે ટીકામા લખે છે કે दारदो विषभेदे स्यात् पारदे हिंगुले पुमान् ॥ એટલે પારત અગર હિંગુલ દેશ–દક્ષિણ બલુચિસ્તાનનો કિનારો વ્યક્ત થાય છે

૫૩ આ કથા આગળ 'અભિધાન' પ્રકરણમા જોઇ ગયા છીએ પ્રભાવક ચરિત્ર અભયદેવ પ્રબંધ, અને તીર્થકલ્પમા એ વિશે હકીકત મળે છે અને બીજા જૈન લખાણોમાં પણ મળે છે

૫૪ જુઓ ભાગવતનો ઉપરોક્ત ઉલ્લેખ અને પૌરાણિક કથાકોષમા હાટકેશ્વર શબ્દ આ ઉપરથી સમજાશે કે પાતાલના મોટા અને અનિશ્ચિત (Vague) વિસ્તારમા હાટકેશ્વરક્ષેત્ર અથવા ગૂજરાતનો કિનારો એ એક માત્ર ભાગ છે

એનો એક ભાગ સાતમાંથી એક પાતાલ ગણાતું હતું એમ સમજાય છે. આ ઉપરથી સાતે પાતાલ સાથે લેતાં ઈરાનના કિનારાથી હિંદના પશ્ચિમ કિનારાના અમુક ભાગ સુધી પાતાલની અનિશ્ચિત મર્યાદા હોવાનું સ્પષ્ટ થાય છે. વૈદિક સમયનું અધોભુવન અથવા નીચ્ય દેશ તો સિંધુ અને સરસ્વતીના મુખપ્રદેશ, એટલે સિંધથી ગુજરાતના કિનારાનો પ્રદેશ એમ જ સિદ્ધ થાય. પાછળથી પુરાણોએ મર્યાદા અનિશ્ચિત વધારી. આર્યો (દેવો) અને અસુરોના યુદ્ધમાં અસુરો નદીઓ–સિંધુ–સરસ્વતી–દ્વારા ઉત્તરમાંથી દક્ષિણમાં નાઠા અને આર્યો વહાણવટામાં અસુરો જેટલા કુશલ ન હોવાથી પાછળ ન જઈ શક્યા[૫૫] એટલે સિંધુ સરસ્વતી નદીનાં–મુખોના પ્રદેશને અધઃ, નીચ્ય, અંધકારમય પ્રદેશ ગણી એને અસુરોના વાસ તરીકે અને અસુર જાતિના એક ભાગ નાગલોકના વાસ તરીકે ગણ્યો. સિંધુમુખના પાતાલનગર ઉપરથી પુરાણોએ એને પાતાલ નામ આપ્યું.

### પાતાલ, નાગલોક અને સમુદ્ર

હવે પાતાલનો નાગજાતિ સાથે અને તે બન્નેનો સમુદ્ર સાથે જે સંબંધ તે જોઈએ. પાતાલ અને નાગલોકનું તાદાત્મ્ય આગળ સિદ્ધ કરેલું છે. એ બન્નેનો સમુદ્ર સાથેનો યોગ પાતાલને પંજાબમાં કે તાર્તરીમાં કે એવી બીજી કોઈ જગ્યાએ ન મૂકવા માટે પૂરતો છે. નાગલોક એટલે નાગદ્વીપ. એનો પૌરાણિક સ્થળનિર્ણય ભારતવર્ષની નૈઋત્યે થયો છે. બીજા એક ઉલ્લેખમાં નાગદ્વીપ ને લંકાની ઉત્તર પશ્ચિમે–વાયવ્ય ખૂણામાં–મૂકેલો છે એ પણ એ વાતને ટેકો આપે છે.[૫૬] મહાભારતમાં સમુદ્રને નાગોનાં આલય કહેલો છે. મહાવંશમાં સમુદ્રના રાજા વરુણને અને સાગરને બન્નેને નાગરાજ કહ્યા છે, અને એમનો સંબંધ નાગદ્વીપ સાથે યોજે છે.[૫૭] બૌદ્ધો પશ્ચિમનો સ્વામી આપણા વરુણની પેઠે વિરૂપાક્ષ નામના નાગને માને છે.[૫૮] નાગદ્વીપ અને સમુદ્રમાં નાગો, અસુરો અને ગંધર્વો રહે છે એમ બૌદ્ધ પરંપરા છે. હિંદુ અને બૌદ્ધ પરંપરાઓ (traditions) નાગને મુખ્યત્વે સમુદ્ર, તળાવ, સરોવર, નદી, ઝરા, વગેરે જળની જગ્યાઓનો અધિષ્ઠાતા ગણે છે.[૫૯] આ બધું નાગજાતિનો ખાસ કરીને સમુદ્ર અને નૌયાન સાથેનો સંબંધ વ્યક્ત કરે છે. અસુરજાતિના પેટા ભાગ રૂપે આ નાગજાતિના હાથમાં વૈદિક સમયમાં, આર્યો–અસુરોની લડાઇઓ વખતે, અસુરોનું વહાણવટું અને નૌકાસૈન્ય હતાં.[૬૦] નાગજાતિનું જોર વૈદિક સમયમાં કાશ્મીરથી ગુજરાતના કિનારા

---

૫૫ Asura in India: By A. Banerji Shastri P. 54. "Of set purpose the Aryan in Yajur. veda ingnores the Asura. Except as refugees in outer darkness. The nether regions under the sea, thought those who could not follow them across the water."

૫૬ Vogel: Indian Serpent Lore: P. 119.

૫૭ મહા. આદિ. અ. ૨૧–૬ અને અ. ૨૫–૪. બૌદ્ધ પરંપરામાં પણ એ પ્રમાણે છે. જુઓ Vogel: Indian Serpent Lore. P. 32. સ્કં. પુ. કૌ. ખં. અ. ૧૬માં તારક સાથે દેવો લડવા આવ્યા એમાં જલેશ વરુણ નાગ ઉપર બેસીને આવ્યો એમ લખ્યું છે. (શ્લો. ૫૬). એ યુદ્ધ પુરાણ પ્રમાણે ખંભાત આગળ થયું તે જોવું.

૫૮ એ જ પૃ. ૩૨. સમુદ્ર અને નાગ તથા વરુણનો આ સંબંધ સૂચક છે.

૫૯ Vogel: Indian Serpent Lore. P. 3. "Their power over the element of water, Nagas are essentially water spirits." પર્વતવાસી નાગ એ નાગલોકોની એક ખાસ પેટાજાતિ છે. વૃત્ર–અહિ પર્વતવાસી હોવાનો વેદનો ઉલ્લેખ છે તે ઉપરથી પર્વત નાગનો નિવાસ એમ થયું હશે. અને નગ–પર્વત ઉપરથી પણ થયું જણાય છે. પરંતુ નાગો મોટે ભાગે સમુદ્ર–જળ સાથે જ સંબંધ ધરાવે છે.

૬૦ Asura in India: P.P. 92-93. નાગો અસુરોનો એક ભાગ હતા. શ્રી બેનરજી શાસ્ત્રીએ ઘણા આધારો આપી આ ચર્ચા કરી છે. કેટલીક ગુંચવણ પણ ઊભી કરી છે. પરંતુ મુખ્ય વાત બરોબર છે.

સુધી હતુ અસુર-નાગોની હાર થતી ગઈ તેમતેમ તેઓ ઉત્તરના આર્યસત્તાના મુલક છોડી એમની પોતાની સત્તાનાં અને જળને રસ્તે જ જઈ શકાય તેવા સ્થળો-પાતાળ-ગુજરાતથી સિંધના કિનારાઓએ આવીને વસ્યા અને આર્યો અનેક સદીઓ પછી જેમ દક્ષિણમા વધતા ગયા તેમતેમ નાગ-અસુરો દક્ષિણ હિંદમા આગળ ચાલ્યા ગયા દક્ષિણ હિંદમાં નાગજાતિની સત્તા વખતે એમની એક શાખા બળવાન નહાપાવટી તરીકે પ્રસિદ્ધ હતી ૬૧ એટલે નાગોની વચેની સત્તા વખતે કાશ્મીર સુધી તેમનો વાસ છતા, અને પડતી વખતે છેક દક્ષિણમાં ગયા છતા, વૈદિક સમયમા અને દક્ષિણમાં જતા પહેલા તેમના મુખ્ય થાણા સિંધુ અને સરસ્વતીના મુખપ્રદેશ-ગુજરાતથી સિંધના કિનારા સુધીના પ્રદેશ-ઉપર હતા એટલે નાગો-અસુરો ગુજરાત કાઠીઆવાડ કચ્છના પ્રદેશમા એક સમયે-દ્રાવની હિંદુ વર્ણમા ન ઓળખી શકાય તેવી રીતે તેમનુ મિશ્રણ થઈ જતા પહેલા-રહેતા હતા એમ માનવામા વાંધો નથી એમનુ રહેઠાણ તે બધુ પાતાળ

### ગુજરાતમાં નાગપૂજા

પૌરાણિક પરંપરા—જેમ દરેક દેશમા બન્યુ છે તેમ—બદલાઈ ગઈ ત્યારે અસુરો ભયંકર પ્રાણીઓ થઈ ગયા અને નાગો પેટે ચાલનાર સાપ થઈ ગયા ત્યારે એમની પૂજા થવા લાગી આ નાગપૂજા ખાસ દક્ષિણમા મ્હૈસૂર-મલબાર બાજુ ઘણી છે ૬૨ પરંતુ ગુજરાત કાઠીઆવાડમા તો નાગદેવના જુદા મંદિરો છે પંજાબ અને કાશ્મીરમા નાગપૂજા છે એમ કહેવાય છે પરંતુ જુદા મંદિરો છે કે નહિ તે જાણવામા નથી ઉત્તર ગુજરાતમા થરાદ પાસે ધીમા ગામમા ધરણિધર શેષનુ મોટુ મંદિર છે જ્યા હિંદુસ્તાનમાથી લોકો બાધા મૂકવા આવે છે ૬૩ કાઠીઆવાડમા વરમાળીઆજી નાગનુ મોટુ મંદિર ચોકડી ગામ પાસે છે ગુગા અથવા ગોગા નામથી નાગપૂજા ઉત્તર પશ્ચિમ હિંદમા ઘણી છે પરંતુ ગુજરાતમા કાસવા ગામમા ગોગાનુ મંદિર છે સર્પપૂજા ઉપર મોટો ગ્રંથ લખનાર ડૉ વૉગેલ લખે છે કે ગોગા અથવા ગુગા પંજાબ બાજુનો કોઈ પૂજાતો વીર હશે પરંતુ લોકકથા એનો વાસુકિ નાગ સાથે સબધ જોડે છે વળી ડૉ વૉગેલ ગોગા ક્યારે થઈ ગયા તે બાબતમા બેત્રણ લોકમાન્યતાઓ આપે છે તેમા એક કથા એને પૃથ્વીરાજના વખતમા ચોહાણ જાતિનો હતો એમ કહે છે બીજામા મહમૂદ ગીઝનીના સમયમા મૂકે છે ત્રીજામા ઔરંગઝેબના સમયમા મૂકે છે બધા એને વાસુકિ સાથે જોડે છે ૬૪ જો એ દેવત્વ પામેલો વીર હોય

---

૬૧ Racial Synthesis in Hindu Culture S V Viswanath (Trubner–London) નાગલોકનુ વર્ણન P P 77 81 દક્ષિણમા કોરોમાંડલ (ચોલમંડલ) કિનારા ઉપર નાગજાતિનુ એક વખત બહુ જોર હતુ તામીલમા નાગની પેટા જાતિના નામો આપેલા છે તેમા એળિયાર નામની જાત વણાટ વર્ગીઓ તરીકે જાણીતી છે આ ગ્રંથના લેખક શ્રી વિશ્વનાથે નાગોને દક્ષિણના વતની મૂળથી ગણ્યા છે પરંતુ એ ભ્રમ છે નાગો દક્ષિણમા પાછળથી પ્રસરેલા છે દક્ષિણના ખરા વતની દાસ અથવા દસ્યુઓ છે અસુરોના લેખમા એની ચર્ચા કરી છે શીલપ્પદીકારમ્ નામ ૧ તામીલ ગ્રંથમા ઉત્તરના નાગોની એક જાતિને ઉત્તમ વણકરજાતિ કહેલી છે એ ગ્રંથમા નાગલોક ચારસો યોજન કહ્યો છે અને તે વર્ણન મનુષ્યજાતિનું છે કલ્પિત નાગ અને કલ્પિત પાતાળનું નથી એ લોક સમુદ્રમા નાશ પામશે એમ લખ્યુ છે પણ નાગને પર્વતવાસી પણ કહ્યો છે જે પાછળના નાગોનુ વર્ણન સમજી શકાય

૬૨ Vogel Indian Serpent Lore P 272 મલબારમા દરેક હિંદુના બાગમા એક ખૂણામાં એક ઝાડી વધવા દે છે તેને નાગ તરીકે પૂજે છે તામીલ દેશમા નાગપૂજા બહુ છે પશ્ચિમ ઘાટ । એક ઊંચામા ઊંચા શિખર ઉપર નાગમંદિર છે તેનું નામ સુબ્રમણ્ય છે પર્વતનુ નામ પુષ્પગિરિ છે

૬૩ એ જ પૃ ૨૬૮ ૬૪ એ જ પૃ ૨૬૪

તો તે વાસુકિ સર્પ કુલનો હોય એમ સમજાય છે. વળી દરેક કથા એને વાગડનો મૂળ વતની કહે છે, એટલે કચ્છ–ગૂજરાત–કાઠીઆવાડમાં એનું વતન ઠરે છે.[૬૫] કાઠીઆવાડમાં વાસુકિ નાગ વાસંગજી નામથી પૂજાય છે. કચ્છ–કાઠીઆવાડ–ઉત્તર ગૂજરાતમાં નાગપૂજા અને નાગનાં સ્થાનો ઘણાં છે. દક્ષિણ હિંદમાં નાગપટ્ટણ કે નાગરકોઈલ જેવાં સ્થાનો છે પરંતુ તે ઉત્તરમાંથી નાગલોક ત્યાં ગયા પછીનાં છે. ગૂજરાત કાઠીઆવાડ વગેરે પ્રદેશમાં એવાં નાગ નામ ધરાવતાં ઘણાં સ્થળો છે.[૬૬] કથાસરિત્સાગરમાં વાસુકિનું મોટું તીર્થ લાટ દેશમાં છે અને ત્યાં ઘણા લોક ભરાય છે. તીર્થ પાસે મોટું સરોવર છે એમ લખ્યું છે. ગૂજરાત કાઠીઆવાડમાં આહીર-રબારી-કાઠી વગેરે મૂળ નાગજાતિના ગણાય છે.[૬૮] આહીર જાતિ ગૂજરાતમાં એક વખત લડાયક જાતિ હોવાનું જણાય છે.[૬૯] રબારીઓ મૂળ આ જાતિઓમાં પૂજારી હોય એમ સમજાય છે. આજે પણ ગોગના પૂજારીઓ રબારીઓ છે. દાહોદ પાસેથી જડેલા એક લેખમાં સોલંકી સમયમાં ગૂજરાતના એક પ્રધાને ગોગનારાયણનું મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ છે.[૭૦] એટલે અગીઆ-રમી-બારમી સદીમાં જુદું મંદિર બંધાય એટલો નાગપૂજાનો મહિમા હોવો જોઇએ એમ સિદ્ધ થાય છે, અને ડૉ. વૉજેલ ધારે છે તે કરતાં ગૂજરાતમાં એ પૂજા જૂની હોવી જોઇએ અને ગોગ નામ પણ જૂનું હોવું જોઇએ એમ સમજાય છે. ગોગના વાગડના સંબંધ અને ગૂજરાતમાં પ્રાચીન સમયથી પૂજા થતી તેથી ગોગ–વાસુકિ કુલના નાગોનું પણ કોઈવાર ગૂજરાતમાં ઘણું મહત્વ હોવાનું જણાય છે. નાગાર્જુન-ને વાસુકિ નાગે માળા આપી એ જૈનકથા આગળ જોઈ ગયા તે પણ અહીં ધ્યાનમાં લેવા જેવી છે. એટલે નાગલોકમાં પણ ભોગવતી નગરીના સ્વામી વાસુકિ કુલના સર્પરાજાનું જોર આ ભાગમાં એક

---

૬૫ એ જ પૃ. ૨૬૪. ગુગા, ગોગ અથવા ગોગા બાપજીના નામથી ઉત્તર ગૂજરાતમાં સર્પપૂજા બહુ થાય છે; અને રબારીમાં ગુગાનો 'વાયરો' આવે છે; અને સર્પદંશ એ લોક ઉતારે છે. કારવાના ગોગનું મંદિર મોટું ગણાય છે. નવાઇની વાત એ છે કે ડૉ. વૉજેલે ગુગા અથવા ગોગ ઉપર લંબાણથી લખ્યા છતાં અને ગોગ વાગડનો વતની કહ્યા છતાં ગૂજરાતમાં એની પૂજા સંબંધી એક અક્ષરે લખ્યો નથી જ્યારે પંજાબ આદિમાં બહુ પૂજાય છે એમ લખ્યું છે. પંજાબમાં ગુગાને મુસલમાનો પણ ગુગાપીરને નામે માને છે. ગુગાનો વાયરો રબારીઓને આવે છે, અને એ લોકનો આહીર સાથેનો સંબંધ પણ સૂચક છે.

૬૬ Vogel: Indian Serpent Lore P. 268. Mr. Watsonનો Places of Snake Worship in Kathiawar એ લેખનો ઉલ્લેખ કરે છે. થાનમાં નાગમંદિર છે. ત્યાં વાસુકિની મૂર્તિ ત્રણ માથાંની છે. તલસાણામાં પ્રતિક નાગનું મંદિર છે, ચૂડામાં ચોકડીગામમાં સ્વાનિક ચરમાલીઆનું મંદિર છે: નાગ્રધન્વન (નાગધનિઆ) નાગસીરા જેનું નામ નાગપત્તન છે તે પણ નાગનો સંબધ વ્યક્ત કરે છે. ભૂજ ભુજંગમપુર–કચ્છ નાગ સાથે સંબંધ ધરાવે છે. નાગપત્તન પૂર્વે પત્તન શબ્દ ઉપરથી મોટું હશે. એ મોટું બંદર હતું એમ મિરાતે અહમદી કહે છે. એને 'બારા' કહેલું છે તે ઉપરથી એ સાચું લાગે છે. મેવાડમાં નાગદા ગામ છે તે પૂર્વે મોટું નગર હતું. નાગદા એ નાગહ્રદનું અપભ્રંશ રૂપ છે. નાગની કથાનાં બીજાં ગામ કાઠીઆવાડમાં છે.

૬૭ Vogel: Indian Serpent Lore: 202. લાટમાં આ સ્થળ કયું તે પત્તો લાગતો નથી.

૬૮ Bom. Gaz.: Gujarat Population: Hindus P. 264. આહીર શબ્દ. P: ૪૫૦માં લખે છે કે નાગોને રજપૂતો ગણ્યા છે. વળી કાઠી અને બાબરીઆને આહીરના સંબંધી કહે છે. કા. ગેઝેટીઅર P. 557માં કાઠી, બાબરીઆ, આહીર અને મેર વચ્ચે ભેદ નથી. જેઠવા તે માત્ર એમનું જ્યેષ્ઠ મોટું કુટુંબ છે. આઇને અકબરીમાં કાઠીને આહીર કહ્યા છે આહીર ને આભીર એક છે.

૬૯ ભાવનગર પ્રાચીન લેખસંગ્રહ–૧. નવાનગર ગુંદાગામ આગળ રુદ્રસિંહ ક્ષત્રપના સેનાપતિ આભીર બાહકનો લેખ.

૭૦ આ લેખ ડૉ. હ. હ. ધ્રુવને જડેલો. તેમણે બુદ્ધિપ્રકાશમાં છપાવેલો એમ યાદ છે. આ લખતી વખતે બુદ્ધિપ્રકાશ ન મળી શકવાથી ચોકસ અંકનો આધાર નથી આપી શકતો.

વાર સારૂ હશે એમ જણાય છે આ બધો વિચાર સાથે કરતા અને ઉપરની તમામ લોકકથાઓ અને પૌરાણિક ઉલ્લેખોની ચર્ચા ધ્યાનમા લેતાં ગૂજરાત કાઠીઆવાડ કચ્છના પ્રદેશો–ખાસ કરીને કિનારા, નાગો અને અસુરોનાં વતન એક વખત હતાં અને પૌરાણિક પાતાલના ભાગ ગભસ્તિમત અને નાગદ્વીપ એ બને હિંદના આ કિનારા સાથે ઘણો નિકટનો સબધ હતો તે પણ વ્યક્ત થાય છે

### ભોગવતી

આ નાગોની પાતાલમાં આવેલી નગરી–વાસુકિની રાજધાની તે ભોગવતી નારદે કન્યા ભોગવતીના વર્ણનમાં એને અમરાવતી જેવી કહેલી છે ૭૧ સ્વર્ગ કરતા ત્યા વધારે સુખ હતુ મહાભારતમા પોતાની કન્યા માટે વર શોધવા જતા ઇંદ્રના સારથી માતલી સાથે નારદ પાતાલમા ગયા તેનુ વર્ણન છે પૃથ્વી ઉપર ઊતરી વરુણ જલરાજ પહેલો આવ્યો પછી નાગલોકમા આવ્યા ૭૨ આનો અર્થ ઉત્તર હિંદમાથી સિંધુને માર્ગે પાતાલમાં આવતાં પાતાલનગર અથવા સિંધુમુખ આગળથી સમુદ્ર શરૂ થયો તે વરુણલોક સિંધુ મુખ આગળ વરુણ અથવા સલિલરાજ૭૩ તીર્થ પ્રસિદ્ધ છે ત્યાથી પાતાલની મર્યાદા શરૂ થઈ એમ સમજવાનુ આગળ જતા સાતમાથી એક પાતાલમા આવેલી ભોગવતી નગરીમા એ બન્ને આવ્યા એટલે સિંધુના મુખથી સમુદ્ર મારફતે કાઠીઆવાડ ગૂજરાતને કિનારે આવ્યા તેનુ એ સૂચન છે ભોગવતીને કેટલાક દક્ષિણમા પર્વત ઉપર ગણે છે ૭૪ કેટલાક પ્રયાગ પાસે કહે છે ૭૫ પરતુ એ માન્યતા પરપરાથી આવળી છે પાતાલ અને ભોગવતીને સમુદ્રની સાથે જ સબધ છે અહીં એક બીજી વાત વિચારવા જેવી છે ભોગવતી નામ સરસ્વતી નદીનુ છે ૭૬ અને એને નાગલોકની એક નદી કહેલી છે ૭૭ હાટકેશ્વર વર્ણનમા

---

૭૧ Vogel Indian Serpent Lore P 83

૭૨ એ જ પૃ ૮૨ અહીં નાગલોકમા માતલી અને નારદ ફર્યા એમ લખતાં કહે છે ત્યાં વરુણના રાજ્યની સત્તા ચાલે છે એમ લખ્યુ છે એ રીતે વરુણનું રાજ્ય એટલે સમુદ્રનો સબધ નાગલોક અથવા પાતાલ સાથે જોડે છે ત્યાથી દૈત્યોના હિરણ્યપુરમાં થઈ સુપર્ણ ગરુડોના દેશમાં ગયા એમ લખે છે સુપર્ણ ગરુડો સ્વભાવે ક્રૂર હોવાથી ક્ષત્રીય જ રહે છે બ્રાહ્મણ થઈ શકતા નથી એમ કહે છે આ વર્ણન આ નાગો, ગરુડો, અસુરો–દૈત્યો વગેરે પ્રાણીઓ હાલ માનીએ છીએ તેવા નહિ પણ મનુષ્ય જાતિના હતા એમ બતાવે છે આ બધુ વરુણના રાજ્યમાં–પાતાલમા છે

૭૩ જુઓ નદલાલ દે કૃત Dictionary of ancieut Indian Geography પાતાલ શબ્દ

૭૪ રા બા ડૉ કૃષ્ણસ્વામી આયગર એમના South Indian Culture' અને એપિ હિંદને આપેલો ફાળો એ ગ્રથમા લખાનું શ્રી ભોજનગર તે ટૉલેમીનું Argyre અને એ ઉરગપુર અને એનું Alternative ભોગવતીપુરમ્ હોય કે જે ઉપરથી શ્રી ભોજપુરમ્ થયુ હોય વગેરે દલીલો કરે છે તે નિરાધાર છે એ દલીલો નાગને બગાળામાં મૂકવા માગે મહાવશમા સુપારગ આવે છે તે પ્રસિદ્ધ સોપારાને બદલે સુ–પાર સારો કિનારો અર્થ લઈ જાવા–સુમાત્રામા મૂકે છે તેના જેવુ નિરાધાર છે એમના ઉપરોક્ત ગ્રથનુ પૃ ૩૭૪–૫ જુઓ Vogel Indian Serpent Lore P 201 2 રામાયણ કિષ્કિંધા કાડને આધારે લખે છે આ પર્વત ઉપરની ભોગવતી નગરી અન્ય પુરાણોની સમુદ્રની નગરીથી જુદી અને નાગલોક દક્ષિણમા ગયા પછી બેસાડેલી છે

૭૫ મહાભારત વનપર્વ (નિર્ણયસાગર) અ ૮૩ શ્લો ૭૭ અને ૮૬ ભોગવતી વાસુકિનુ તીર્થ અને પ્રજાપતિની વેદી એમ લખે છે આ માન્યતાને સમુદ્રમા ભોગવતી છે એ માન્યતા સાથે વિરોધ છે અને વાસુકિતીર્થ સરસ્વતીતીરે નાગધન્વમા છે એમ મહાભારતનો પોતાનો (શલ્યપર્વ) વિરોધ છે એટલે પ્રયાગ પાસે ભોગવતી મૂકીને મહાભારતે પોતાનો જ વિરોધ કરી સરસ્વતી નષ્ટ થયા પછી ઘણે વખતે એ વાત ઉમેરી લાગે છે

૭૬ જુઓ શ્રી દેરાસરી કૃત પૌરાણિક કથાકોષ અને Vogel Indian Serpent Lore 201 2

૭૭ પૌરાણિક કથાકોષ, ભોગવતી શબ્દ નાગલોકની નદી ઉપરાંત સ્વધુનીનો ત્રીજો ભાગ પણ એને કહે છે અને સ્વર્ધુનીના

વિતલ પાતાલમાં ભોગવતી નદીને તીરે હાટકેશ્વર આવેલા છે એમ લખેલું છે.[૭૮] હાટકેશ્વર મૂળ નાગલોકોના દેવ છે એમ પણ પુરાણ કહે છે.[૭૯] પાતાલ, હાટકેશ્વરક્ષેત્ર, પ્રભાસક્ષેત્ર ગુપ્તક્ષેત્ર–ખંભાત, નાગલોક અથવા નાગદ્વીપ અને આનર્ત દેશ એ બધું એક જ અથવા એક બીજાનાં અત્યંત સાહચર્યમાં છે એ આગળ જોયું. અસલ હાટકેશ્વરક્ષેત્ર જે નાશ પામ્યું છે એમ પુરાણો લખે છે તે સરસ્વતીના મુખપ્રદેશની લગભગમાં ગૂજરાત કાઠીઆવાડના કિનારાના સાંનિધ્યમાં હોવું જોઇએ એ પણ આગળ જોયું. તો એ બધાના સાહચર્યવાળી નાગલોકના દેશની રાજધાની પણ એ જ પ્રદેશમાં હોય એમ માનવાને વાંધો નથી. જે નામની નદી હોય તે નામનું શહેર તેને કિનારે હોય એવા દાખલા હોય છે.[૮૦] ભોગવતી વાસુકિની નગરી અને નાગલોકની રાજધાની. ભોગવતી નાગલોકની નદી. ભોગવતી એ સરસ્વતીનું–ખાસ કરીને તેના નીચલા પ્રવાહનું નામ, અને એનો નીચલો પ્રવાહ ખંભાતના અખાતમાં થઇને હતો એ ચર્ચા આગળ કરી. કાઠીઆવાડમાંથી નળ અને ખંભાતના રણને મળતી ભોગાવા નદી ભોગવતી નામનું અવશેષ હોઈ શકે. એ ભોગાવાને ભિલ્લગંગા એટલે પાતાલગંગા પણ કહે છે.[૮૧] વળી મહાભારત એક જગ્યાએ ભોગવતી વાસુકિની નગરી પ્રયાગ પાસે મૂકે છે. એ સમુદ્રથી દૂર હોવાને લીધે પૌરાણિક પરંપરાથી ઊલટી છે. પણ એ જ મહાભારત બીજી જગ્યાએ નાગધન્વન જે સરસ્વતીને તીરે છે તેને વાસુકિની નગરી કહે છે. નાગધન્વનનો પત્તો ન લાગવાથી નૉન્ડેલ એ તીર્થ કુરુક્ષેત્રમાં સરસ્વતીતીરે હશે એમ નિરાધાર વાત કરે છે. નાગધન્વન કોઈ પણ જગ્યાએ હોય તો તે ખંભાતના અખાતને કિનારે હોવાનો સંભવ છે તે સરસ્વતીના પ્રવાહના લેખમાં જોયું. આ બધું એમ બતાવે છે કે ખંભાતના અખાતની લગભગમાં ભોગવતી નગરી હોવી જોઇએ. સ્કં. પુ.માં સ્તંભતીર્થમાં નારદીયસર (હાલનું ખંભાતનું નારેસર) ઉપર નાગલોકોએ પહેલાં (પુરા) તપ કરેલું–કદ્રુના શાપનો છૂટકારો કરવા માટે–અને ત્યાં નાગેશ્વરલિંગ તળાવના ઉત્તર તટે સ્થાપેલું એમ લખ્યું છે. એ ખંભાતના સ્થળનો નાગ સાથે સંબંધ બતાવે છે. ખંભાતનું એક પ્રાચીન નામ ભોગવતી છે એ આ વાતને ટેકો આપે છે; જોકે એ નામ કેટલા પ્રાચીન સમયથી ચાલ્યું આવે છે તે કહી શકાય તેમ નથી. પરંતુ ખંભાત એટલું પ્રાચીન છે કે ભોગવતી નામ ઉપર લખી તે નાગલોક અને પાતાલની ચર્ચાને આધારે ખંભાતનું જ અગર એની આસપાસના કોઈ પ્રાચીન નગરનું હોવાનો ખાસ સંભવ છે. અસલ હાટકેશ્વરક્ષેત્ર લુપ્ત થયું છે અને ખંભાતની ભૂમિને ગુપ્તક્ષેત્ર કહે છે. ખંભાત નામનો

---

સાત ઓઘમાં ત્રીજો ઓઘ સરસ્વતી છે એટલે ભોગવતી તે સરસ્વતી ગણાય.

૭૮ એ જ હાટકેશ્વર શબ્દ જુઓ.

૭૯ સ્કં. પુ. કૌ. ખં. અ. ૩૯. શ્લો. ૭ થી ૯: पाताले सप्तमे चास्ति लिंगं श्री हाटकेश्वरम् ॥ ब्रह्मणा स्थापितं पार्थ सहस्र योजनोच्छ्रितम् ॥ हाटकस्य तु लिंगस्य प्रासादो योजनायुतः ॥ सर्व रत्नमयो दिव्यो नानाश्चर्य विभूषितः ॥ तत्रार्चयन्ति तल्लिंगं नानानागेन्द्रसत्तमाः ॥ અ. ૬૩માં બર્બરિક પાતાલમાં જાય છે ત્યાં પણ રત્નમય લિંગનું નાગલોક સેવન કરે છે એમ લખ્યું છે.

૮૦ પહેલાં આ રિવાજ હતો. સ્કંદપુરાણમાં ખંભાતનું જ નામ મહીનગર આપેલું છે. દક્ષિણમાં કાવેરીપત્તન છે વગેરે. વારાણસી, શુક્તિમતી એ પણ નદી ઉપરથી નગરીના દાખલા છે. (Geo. Dic. of An Ind.)

૮૧ ભિલ્લગંગા માટે જુઓ કાઠીઆવાડ સર્વસંગ્રહ. પૃ. ૨૬૮. સરસ્વતીના પ્રવાહના લેખમાં સરસ્વતીના નીચલા પ્રવાહની અને તે ઉપરનાં તીર્થોની પરંપરાના કેવી રીતે ટુકડા થઈ ગયા છે તે ચર્ચા કરી છે. પાટણ સિદ્ધપુર પાસેની સરસ્વતી અને સાભ્રમતી વગેરે એ પ્રવાહના ટુકડા ઉપરાંત એ બન્ને નદીઓએ તીર્થો પણ વહેંચી લીધાં છે, તેમ એ પ્રવાહને રણને બીજી બાજુ ભોગાવા નદીએ ભોગવતી નામ જાળવી રાખ્યું છે. ભોગાવા નદી નળ અને ખંભાતના રણને હાલ મળે છે.

સ્કભતીર્થં સાથે સબધ અને સ્કભ એ હાટકેશ્વરની પેઠે આદિ લિંગ–સુવર્ણનું લિંગ એ બધુ પણ સૂચક છે [૮૨] અને એ બધાંનું સાંનિધ્ય પણ સૂચક છે. વૈદિક કાલની પરપરા ઝાંખી ધ્યાનમાં લઈ મધ્ય દેશમાં બેસી ભૂગોળ લખનાર પુરાણકારને સિધુ અને સરસ્વતીના મુખપ્રદેશો અને તેની આસપાસના મુલકો, સપ્તપાતાલ અને એની નગરી ભોગવતી, વગેરે સમુદ્રના ગર્ભમાં લાગે એ શક્ય છે તે સમયે સમુદ્ર જેવી મોટી નદીઓ મારફતે જ ઉત્તરમાંથી દક્ષિણમાં જવાતુ એ જોઈ ગયા

**પાતાલ અને પણિ**

પણિ જાતિના લોકને પુરાણોએ પાછળથી દૈત્ય એટલે યાતુધાન વર્ગના ગણ્યા છે. વેદમાં એ લોક એક વેપારી વર્ગ જેવા સામાન્ય માણસો છે તે સ્પષ્ટ છે વૈદિક યજ્ઞયાગાદિ ન કરનારા અને બ્રાહ્મણોને ન સતોષનારા અને સખ્તાઇથી વ્યાજ લેનારા હોવાથી દૈત્ય વર્ગમાં ગણાઈ નિંદાયા. આ પણિઓ એ ફિનિશિયન જાતિના વેપારી, એ જેમાંથી વણિજ અને હાલનો વાણીઆ શબ્દ આવેલો છે તે, એમ વિદ્વાનો માને છે આ ફિનિશિયનોનુ વતન કયુ તે બહુ વાદગ્રસ્ત વિષય હોઈ અહીં ચર્ચાને સ્થાન નથી પરંતુ વતન તરીકે નહિ તો વસવાટ તરીકે પણ સિધુ અને સરસ્વતીના તટ પ્રદેશો ઉપર એ લોક રહેતા અને આર્યોના

---

૮૨ આગળ લિંગપૂજા અને સ્કભતીર્થના પરિશિષ્ટમા આ બાબત કેટલીક ચર્ચા કરી છે નાગરખડ હાટકેશ્વરને બ્રહ્માએ તદાકારમા પૂજેલુ પ્રથમ સુવર્ણલિંગ કહે છે આનર્તના અરણ્યમા શકરનુ લિંગ પડી ગયાની જે કથા છે તે અક્ષરશ પ્રભાસખડમા પ્રભાસક્ષેત્રમા પચપ્રભાસમા આદ્ય પ્રભાસતીર્થનુ વર્ણન કરતાં આપેલી છે, અને નાગરખંડની પેઠે જ લખ્યુ છે કે આ લિંગના પૂજનથી સ્વર્ગપ્રાપ્તિ થવાના ભયથી ઇન્દ્રે પ્રભાસમા આવી લિંગને વજ્રથી આચ્છાદિત કર્યું એટલે નાગર અને પ્રભાસ બન્ને ખડની કથા પ્રમાણે બ્રહ્માએ સ્થાપેલુ આદિલિંગ (એટલે હાટકેશ્વર–પ્રભાસખડમા એ નામ સ્પષ્ટ નથી લખ્યુ) નાશ પામ્યુ છે, એ તો સ્પષ્ટ છે ખભાતમા શાર્વિક–શૈવતીર્થ નાશ પામી ગુપ્ત થવાનું કારણ બહુ મોટા માહાત્મ્યથી ગર્વ આવ્યો તેથી ગુપ્ત થયુ એમ લખ્યુ છે આદ્ય વગેરે પાચ પ્રભાસ લોકો હાલ પ્રભાસની પાસે બતાવવામા આવે છે પરતુ આદ્ય શબ્દ જ પછીનું પ્રભાસ હોવાનુ વ્યક્ત કરે છે પરપરાઓની આ બધી ગુચવણ સરસ્વતીનું મુખ જે અદ્ધર (Vague) રીતે પ્રભાસ પાસે મૂક્યુ છે તેની લગભગમા કોઈ મોટુ આદ્ય શૈવતીર્થ નાશ પામી ગુપ્ત થયાનુ સૂચવે છે અને એ કારણથી એની પર પરાઓ જુદી જુદી જગ્યાએ વહેંચાઈ ગઈ આગળ ચાલતા પ્રભાસખડમા લખે છે કે રૂરુ દૈત્યને મારવા કુમારિકા દેવી પાતાલમા ગઈ તેનુ તીર્થ પ્રભાસક્ષેત્રમા છે અને બલદેવજી નાગનુ સ્વરૂપ લઈ પ્રભાસ પાસે આવેલા પાતાલના વિવરમા ગયા એમ પણ લખ્યુ છે કુમારિકાક્ષેત્ર ખભાતના સ્થળમા છે તે તો જાણીતુ છે અને ત્યા પણ પાતાલનુ વિવર હોવાનુ કૌમારિકાખડમા લખ્યુ છે નાગરખંડમા ઇંદ્રદ્યુમ્ન રાજાની લાબી કથા આપી છે અને તે હાટકેશ્વરક્ષેત્રમા આવી રહ્યો અને ભર્તૃયજ્ઞ પાસે આવ્યો એમ લખ્યુ છે એ કથા તે જ વિગતથી કૌમારિકાખડમા આપી છે અને ઇંદ્રદ્યુમ્નેશ્વર મહીસાગર ઉપર છે એમ લખ્યુ છે ભર્તૃયજ્ઞ પણ સ્તભતીર્થમા પાશુપત દીક્ષા લઈ રહેવાનું લખ્યુ છે આ ગુચવણ પણ હાટકેશ્વરક્ષેત્ર, પ્રભાસક્ષેત્ર અને સ્તભતીર્થની પર પરાઓ મૂળ એક પર પરામા નીકળી છે અને એ બધુ એક જ અથવા એકમાથી કોઇ કાળે ભિન્ન થએલું એમ સૂચવે છે હાટકેશ્વરક્ષેત્રમા ઇંદ્રદ્યુમ્ન જે ભાગ ભજવે છે તેવો કે તેથી વધારે સ્તભતીર્થમાં ભજવે છે મહી નદીનુ નામ ઇંદ્રદ્યુમ્નતનયા અને ખભાતમા ઇંદ્રદ્યુમ્નેશ્વર એ વાત ખાસ નોધવા જેવી છે એ કથા બન્ને ખડમા સરખી હોવાથી હાટકેશ્વરક્ષેત્ર સ્તભતીર્થના પરમ સાનિધ્યમા આવે એવુ સૂચન છે ભાગવતમા વિતલ પાતાલના હાટકેશ્વર પાર્વતી સાથે જોડુ બની રહેલા છે અને એમાથી હાટકી નદી નીકળે છે આદિ વર્ણન, સ્કભ ને હિરણ્યવેતસ અને સલિલની મધ્ય રહેલુ, ગુહ્ય પ્રજાપતિ વગેરેને બધબેસતુ લાગે છે ઋગ્વે.માં ઘૃતની નદીમા રહેલું હિરણ્યવેતસ ભાગવતની હાટકી નદી અને હાટકેશ્વરને મળતુ કહી શકાય શિવ અને તેમના લિંગનો સંબધ બીજા બધા કરતા જળ સાથે વધારે લાગે છે શિવલિંગને તો જળ ઘણુ પ્રિય છે આ બધાનો સાથે વિચાર કરતા શિવના મહાભારતમાં કહેલા નામોમાં આ નામો વિચારવા જેવા છે સુવર્ણરેતસ્, સમુદ્ર, વડવામુખ, ઊર્ધ્વલિંગ, મેઢ્રજ, તરગવિદ્, વિકલિત,

સંસર્ગમાં આવેલા હતા એ વેદ ઉપરથી સ્પષ્ટ થાય છે. ભાગવત પુરાણમાં એમને પાતાલના વાસી કહ્યા છે; અને અસુરાદિ જાતિઓ પણ ત્યાં રહે છે એમ કહ્યું છે.[૮૩] ઉપરની તમામ ચર્ચા અને પાતલવાસની અસુરોની ચર્ચા ધ્યાનમાં લેતાં પણ પાતાલ હિંદનો પશ્ચિમ કિનારો એમ ઠરે છે. એ પાતાલ સાત છે. એમાંનાં મુખ્ય નગરોમાંનું એક નગર ભોગવતી, તે જ નામની નદીને તીરે વિતલ પાતાલના હાટકેશ્વર સાથે બંધ બેસવાથી, નાગલોકના અને સરસ્વતીના સાહચર્યથી, ખંભાતના અખાતને કિનારે હોય એમાં બહુ શંકા રહેતી નથી. હાલ કોઈ બીજા નગરનું બીજું નામ ભોગવતી જાણ્યામાં નથી. દંતકથા ખરી હોય તો ખંભાતની પ્રાચીનતાનો વિચાર કરતાં ખંભાતનું નામ ભોગવતી તે આ પ્રાચીન ભોગવતી હોઈ શકે.

ભોગવતીપુર અને પાતાલને ગૂજરાત–કાઠીઆવાડ–કચ્છના કિનારા સાથે સંબંધ છે એ આગલી ચર્ચામાં જોયું. અહીં એક ખુલાસો કરવાની જરૂર છે. પૌરાણિક ભૂગોળ હાલ જે રૂપમાં લખેલી મળે

---

મહાલિંગ, ગુહ, મહાર્ણવનિપાતવિદ્‌, ગભસ્તિ, નીરજ, અહિર્બુધ્ન્ય. આ નામોનો અર્થ સમજાય તેવો છે. અહિર્બુધ્ન્ય નામ તો બહુ સૂચક છે. એ નામ અગિયાર રુદ્રમાં પણ ગણે છે. એમાંનો અહિ શબ્દ સૂચક છે. ઋગ્વેદમાં વિશ્વેદેવોના સૂક્તોમાં અહિર્બુધ્ન્ય નામ વારંવાર આવે છે (અજૈકપાદની સાથે) અને ત્યાં એનો સંબંધ સમુદ્ર–જળ સાથે છે એનો અર્થ Dragon (અહિ) of the deep એવો કરેલો છે. લિંગપૂજા ઘણી પ્રાચીન છે એ તો સિદ્ધ થએલી વાત છે. લિંગ અને શિવનું પર્વતો સાથે જોડાણ પાછળથી થએલું છે. (સ્કં. પુ. કેદારખંડ અ.૩૧-પર્વતલિંગ.) બાકી મૂળ તો શિવનો, રુદ્રનો અને લિંગનો સંબંધ જળ સાથે છે. એટલે સ્કંભતીર્થ, હાટકેશ્વર, નાગલોક, વડવામુખ, સરસ્વતીનું મુખ વગેરેનું અત્યન્ત સાન્નિધ્ય જણાય છે. અહીં એટલું પણ ઉમેરવાની જરૂર છે કે કૌમારિકાખંડમાં સ્તંભતીર્થમાં સ્કંદે તારકાસુરને હરાવ્યો. નાગરખંડમાં એ વાત ટૂંકામાં કહીને એ બનાવ હાટકેશ્વરક્ષેત્રમાં બન્યો હોય એવો દેખાવ (અ. ૭૦)માં કર્યો છે. અને અ. ૭૧ માં એ દૈત્ય પડ્યો તેથી ભૂકંપ થયો અને ચમત્કારપુર (હાટકેશ્વરક્ષેત્રમાં આવેલું)નાં ઘર પડી ગયાં. આખરે બ્રાહ્મણો ઉપર પ્રસન્ન થએલા સ્કંદે એ નગરનું નામ સ્કંદપુર રાખવા કહ્યું. આગળ અ.૨૬૪ માં સ્કંદે તારકાસુરને હરાવવા તૈયારી કરી તામ્રવતી નગરીમાં રાખ ઘડાવ્યો. (શ્લો. ૮) એમ લખ્યું છે. તો નાગરખંડનું સ્કંદપુર કયું? તામ્રવતી એ ખંભાત એ તો આગળ સિદ્ધ કરેલું છે. તો હાટકેશ્વરક્ષેત્રનું સાન્નિધ્ય ક્યાં? બીજું લિંગપુરાણમાં બ્રહ્મા વિષ્ણુ શિવના મહાલિંગ–(સ્કંભ)જેનો પાર પામી શકાયો નથી તેની સ્તુતિ કરતા એક શ્લોકાર્ધ આ પ્રમાણે કહે છેઃ હૈમલિંગની સ્તુતિ બોલી પછી પંચતત્ત્વનાં લિંગ બોલી પછી કહે છે કે "सारस्वताय मेघाय मेघवाहनते नमः ॥ नमो भगवते तुभ्यं नागानां पतये नमः ॥ આમ શિવલિંગ સ્તુતિમાં હૈમલિંગ, સારસ્વત અને નાગોનાપતિ એ બહુ ખાસ સૂચક છે. અને હૈમલિંગ તે સ્કંભ તેમજ હાટકેશ્વર તે સ્પષ્ટ સમજાય છે. તેને માટે અહીં વાપરેલો સારસ્વત શબ્દ અને ઉપર લખ્યો તે વડવાનલ શબ્દ પણ નોંધવા જેવો છે. વડવામુખ શંકરનું નામ અને સરસ્વતીનામુખ પાસે તેનું ભૌગોલિક સ્થળ તે પણ આગળ જોયું. એ સ્કંભ હાટકેશ્વર, ખંભાતના અખાત રૂપે સરસ્વતીનું મુખ અને વડવામુખ એ બધાનું અત્યન્ત સાહચર્ય કે સાન્નિધ્ય વ્યક્ત કરે છે. (લિંગ. પુ. અ. ૧૮ શ્લો. ૨૪) આગળ અધ્યાય ૫૧ માં મંદાકિની નદી જ્યાં શિવ સગણ વાસ કરી રહેલા છે તેનાં વિશેષણો આપેલાં છે. શિવને સોમ કહ્યા છે ને સોમનાથ ગણવા કે નહિ તે સ્પષ્ટ નથી કહેલું. મંદાકિનીનાં કનકનંદા અને નંદા એવાં નામ આપ્યાં છે. અને ત્યાં હજાર બ્રાહ્મણોનું વન છે એમ કહ્યું છે. આ વર્ણન અને મંદાકિની તથા નંદા નામ સરસ્વતીનાં છે. (સરસ્વતીના પ્રવાહનો લેખ જુઓ) એને પશ્ચિમ તીરે કાંઈક દક્ષિણમાં રુદ્રપુરી છે એમ કહે છે. ત્યાં જગદંબા સાથે શંકર હમેશાં ક્રીડા કરી રહેલા છે. આ પ્રમાણે શંકરનાં તીર્થો દરેક દ્વીપમાં પર્વત, વન, નદી અને અર્ણવ સંધિમાં આવેલાં છે એમ કહ્યું છે. આ વર્ણન હાટકેશ્વર સરસ્વતીના નીચલા પ્રવાહ ઉપર ગમે ત્યાં હશે તેને લાગુ પડે છે, અર્ણવ સંધિ શબ્દ ખાસ સૂચક છે. ટીકાકાર અર્ણવ સંધિને સમુદ્ર અને નદીનો સંગમ કહે છે. આમ અર્ણવ સંધિ ઉપર ખંભાતની જગ્યાએ શૈવતીર્થ હતું તે, અગર સોમનાથ, અગર લુપ્ત થએલા હાટકેશ્વર જ આવી શકે. આ અને રામેશ્વર સિવાય બીજું શૈવતીર્થ અર્ણવ સંધિ ઉપર નથી.

૮૩ ભાગવત સ્કં. પુ. અ. ૨૪ અને મૅકડોનેલની Vedic Index માં પાણિ શબ્દ.

છે તેમાં સાગરસંવૃતખંડ–કુમારિકાખંડ એ ભારત વર્ષના નવ ખંડોમાંનો મુખ્ય અને વર્ણાશ્રમ ધર્મના લોકથી વસાએલો છે. એટલે હાલનો ભરતખંડ એમ વિદ્વાનોએ સિદ્ધ કર્યું છે. ખંભાતના પ્રદેશનું નામ કુમારિકાક્ષેત્ર એમ એક પુરાણ કહે છે. એ સ્થળ ભરતખંડની મધ્યમાં નથી પણ પશ્ચિમને ખૂણે છે. છતાં ખંડનું નામ નાને રૂપે એણે ધારણ કરી ભરતખંડમાં મુખ્ય હોય એમ દેખાવ કર્યો છે. એ જ ભારતવર્ષના નવ ખંડમાંના બીજા બે ખંડ ગભસ્તિમત અને નાગદ્વીપ જે એની પશ્ચિમ અને નૈઋત્યમાં આવેલા છે તે નામ સપ્તપાતાલના બે ભાગ તરીકે પણ પુરાણોએ ગણેલા છે; અને એની દિશા ઉપરથી કુમારિકાક્ષેત્રની નજીકમાં એ દ્વીપો આવે છે. તો કોઈ શંકા કરે કે ભારતવર્ષીય ભરતખંડના મુખ્ય ભાગ જેવું કુમારિકાક્ષેત્ર તે તેની સીમાની પાર આવેલા અન્ય દ્વીપોમાં શી રીતે ગણાય અને પાતાલમાં પણ શી રીતે ગણાય. એમ ગણીએ તો પુરાણનો પોતે લખેલી ભૂગોળ સાથે વિરોધ આવે.

સમયના મોટા અને લાંબા વિસ્તાર ઉપર છૂટી ફેલાએલી પરંપરાઓને ભેગી કરી ગોઠવનાર પુરાણકારનો આ બાબતમાં દોષ કાઢવો ઠીક નથી. જે દ્વીપોને ભારતવર્ષના અન્ય દ્વીપો ગણી મુખ્ય ભરતખંડથી જુદા પાડીએ છીએ તેમાંના કેટલાક આજે ભરતખંડના પોતાના જ ભાગ બની ગયા છે. દ્વીપ એટલે પણ બે બાજુએ પાણી–ચાર બાજુએ નહિ એ આગળ જોયું છે. ગાંધાર અને બ્રહ્મદેશ આદિ દ્વીપમાં જ જુદે નામે ગણાતા તે જુદેજુદે સમયે ભરતખંડથી જુદા પડી ગયા અને ભારતવર્ષની પોતાની પૌરાણિક મર્યાદા લુપ્ત થઇ. મધ્ય દેશમાં બેસી પૌરાણિક ભૂગોળ લખનાર આ બધી મર્યાદાઓમાં અને ઝાંખી થએલી પરંપરાઓને ગોઠવવામાં સ્ખલન કરે તે સ્વાભાવિક છે. કુમારિકાક્ષેત્ર ભરતખંડ–કુમારિકા ખંડની મધ્યમાં નથી, પશ્ચિમ ખૂણે છે છતાં તેને ખંડનું નામ આપી અગત્ય બતાવી છે તે સિદ્ધ કરે છે કે એ અગત્ય ખંડની મધ્યસ્થતાની નથી પણ વર્ષની મધ્યસ્થતાની અને એક વખતે ખંડના અને વર્ષના મુખ્ય વેપારના કેન્દ્ર તરીકેની છે. જેમ પાછળથી ગૂજરાત અને હિંદને ખંભાતને નામે ઓળખતા તેમ. એટલે એ વાત તો લાક્ષણિક જ ગણવાની. પરંતુ ગભસ્તિમત અને નાપદ્વીપ ભારતવર્ષના જ દ્વીપો છે અને પાતાલના પણ ભાગ છે તે બાબતની અને તેમના સ્થળની ચર્ચા આગળ કરી તે જોતાં ભરતખંડની પશ્ચિમ છેડે આવેલું ખંભાત–કુમારિકાક્ષેત્ર આ દ્વીપોની તદ્દન પાસે ઠરે. વચ્ચે થઈ વહેતી સરસ્વતી નદી જ ભારતવર્ષના બે દ્વીપોને જુદા પાડતી હોય એમ ગાંધાર બ્રહ્મદેશ વગેરે ઉપરથી આપણા પશ્ચિમ કિનારાના પ્રદેશને માટે કહી શકાય. એટલે પાતાલ કલ્પનામય થઈ ગયું અને તેના ભાગ દ્વીપો તરીકે વહેંચાઈ ગયા તે લાંબા સમયના ગાળામાં મર્યાદાની ચોકસતા પાછળથી ભૂગોળ લખનાર જાળવી શકે નહિ. પુરાણોમાં એક બીજા સાથે જ આવા વિરોધો આવે છે અને અનેક દેશોની મર્યાદાઓનાં ઠેકાણાં રહેલાં નથી. આપણા લાટ દેશની મર્યાદા જ કેટલી વિશાળ થઇ કેટલી સંકોચાઈ છે તે ઉપરથી આ વાત સમજાય. એટલે ખંભાતક્ષેત્રનું નામ કુમારિકાક્ષેત્ર હોવા છતાં પણ તે છેડા ઉપર હોવાથી ઘણા પ્રાચીન સમયમાં તેની મર્યાદા અત્યન્ત સાનિધ્યના દ્વીપોમાં ગણાય અને દૂર રહી પાછળથી ભૂગોળ લખનાર ગોટાળો ઉત્પન્ન કરે તેવું લખે તેમાં નવાઈ નથી. ભારતની ભૂગોળમાં આવા નાના ગોટાળા અને પાછળથી કલ્પનામય થઇ ભૂમિના પડમાં ગએલું આખું યે પાતાલ આ વાતને ટેકો આપે છે.

**ઉપસંહાર**

આ લેખમાં ઘણી બાબતોની ચર્ચા થઈ છે. એ બધી ચર્ચા અને નીચેની ટિપ્પણીઓમાં કરેલી ચર્ચા અને ખાસ કરીને ટિપ્પણ ૮૨ માં કરેલી આદિલિંગ સ્કંભ, હાટકેશ્વર, પ્રભાસક્ષેત્ર, ગુપ્તક્ષેત્ર ઈન્દ્રદ્યુમ્નની વાત વગેરેની ચર્ચા, અને આગળનાં સ્કંભ અને લિંગપૂજા, અસુરો, અને સરસ્વતીનો પ્રવાહ એ ત્રણ પરિશિષ્ટોમાં કરેલી ચર્ચાઓ એ બધુ ધ્યાનમાં લેતાં જે જે ફલિત થાય છે તે ટૂંકામાં સ્પષ્ટ રીતે

ફરી નોંધવાની જરૂર છે તે આ પ્રમાણે:—

(૧) વેદકાલનું અધોભુવન અગર નીચ્ય દેશ તે સિંધુ અને સરસ્વતીના મુખના પ્રદેશો. (૨) એ પ્રદેશો અસુર જાતિના હાથમાં હતા અને અસુરો આર્યોની સાથે લડનારી એક જાતિ વિશેષ હતી. (૩) નાગલોકો આ અસુરોનો એક ભાગ–પેટા જાતિ હતી અને જલપ્રવાહ તથા વહાણવટું એમના હાથમાં હતું. (૪) તેથી નદીમુખો તેમને તાબે હોઈ ત્યાં તેમનાં ખાસ થાણાં હતાં. (૫) આ મુખ્ય વૈદિક નદીઓ ઉત્તરથી દક્ષિણ–ઉપરથી નીચે વહેવાથી પણ નીચેનો ભાગ અધોભુવન અગર નીચ્ય દેશ કહેવાતો અને અસુરોના વાસને લીધે આર્યોને અગમ્ય અને નિંદ્ય હતો. (૬) એ સ્થળ ઉપર ઈ.સ. પૂર્વે પાતાલ નામનું નગર હતું તેની કેન્દ્રસ્થ ઉપયોગિતાને લીધે આ નીચ્ય દેશનું પાતાલ નામ પડયું અને અસુરો અત્યન્ત નિંદ્ય થઈ આર્યશત્રુ થયા પછી આર્યોના રંગથી રંગાએલા પૌરાણિકોએ પાતાલને ભૂમિના પડમાં ધકેલી કાઢયું, અને અસુરો ભયંકર પ્રાણીવિશેષ બની ગયા. (૭) અથર્વવેદનો સ્કંભદેવ આદિ લિંગ અને પૌરાણિક લિંગોદ્ભવમૂર્તિ–શિવ–કહી શકાય. (૮) અથર્વવેદની આર્યેતરતા અને લિંગપૂજાની મૂળ આર્યેતરતા અને પશ્ચિમ એશિયાના કિનારાથી હિંદના કિનારા સુધીની તેની વ્યાપકતાથી લિંગપૂજા અસુરોની હોય એમ ગણી શકાય, અને સ્કંભ લિંગરૂપે સ્તંભરૂપે અગર બંનેરૂપે એક વખત પશ્ચિમ હિંદમાં પૂજાતો હતો એમ ગણી શકાય. (૯) હાટકેશ્વર મૂળ નાગલોકના દેવ, પુરાણો પ્રમાણે બ્રહ્માએ પૂજેલું આદિલિંગ અને સુવર્ણનું લિંગ, અને નાગલોકો અસુરોની પેટા જાતિ, એ નાગજાતિ સ્કંભ અને હાટકેશ્વરનો કોઈ સંબંધ વ્યક્ત કરે છે. નોંધ ૮૨માં આપેલાં શિવનાં નામ ખાસ વિચારવા જેવાં છે. (૧૦) સ્કંભને ગુહ્યપ્રજાપતિ હિરણ્યમય કહ્યો છે. હાટકેશ્વર પ્રથમ બ્રહ્માએ 'તદાકાર' સુવર્ણમાં બનાવી પૂજ્યું (Realistic Linga) એ પણ સૂચક છે. (૧૧) મોહેન–જો–ડેરોમાંથી ત્રિમુખ શિવ અને 'તદાકાર' લિંગની મૂર્તિઓ આ વાતની પ્રાચીનતા અને ભૌગોલિક વ્યાપકતા બતાવે છે. અને પાશુપત મતનો ગૂજરાતના કિનારા સાથે સંબંધ જોતાં લિંગ-પૂજાના આદ્ય પ્રચારમાં આ કિનારાએ જે ભાગ ભજવેલો તે સિદ્ધ કરી તેની પ્રાચીનતા મનાય છે તેથી વધારે છે એમ પણ વ્યક્ત કરે છે. (૧૨) સરસ્વતીનો પ્રવાહ ખંભાતના અખાતમાં થઈ પ્રભાસના સાન્નિધ્યમાં સમુદ્રને મળતો ત્યાં વડવામુખ નામનો દેશ હતો; આ સરસ્વતીના નીચલા પ્રવાહનું નામ ભોગવતી હતું, તે વિતલ પાતાલની નદી ગણાતી અને હાટકેશ્વરનું ત્યાં સાન્નિધ્ય હતું. (૧૩) આ બધા ઉપરથી હાટકેશ્વર જે વિતલ પાતાલમાં ગણાતા અને આનર્ત દેશમાં પણ ગણાતા તે સરસ્વતીના મુખ પ્રદેશ પાસે હોવા જોઇએ, સ્કંભ સાથેના મળતાપણાથી ખંભાતના સ્થળની લગભગ પણ હોઈ શકે; એ એક કરતાં વધારે વાર લુપ્ત થયા–એટલે એ પૂજાનો વૈદિકોએ નાશ કર્યો–અને સ્કંભક્ષેત્ર પણ ગુપ્તક્ષેત્ર થયું. (૧૪) આમ થવાથી પાછળના પૌરાણિકોએ આખી પરંપરાના ટુકડા કરી દરેક ક્ષેત્રો જુદાં કર્યાં. આ ટુકડા થએલી પરંપરાઓ મૂળ એક મોટી બીના વ્યક્ત કરતી હોય તો સ્કંભતીર્થ સોમનાથ અને હાટ-કેશ્વર ક્ષેત્ર એ બધાને એક કરતું કોઈ મોટું શૈવતીર્થ ગૂજરાતને કિનારે સરસ્વતીના મુખના પ્રદેશમાં હોવું જોઇએ. (૧૫) પાછળ અસુરોના પરિશિષ્ટમાં કરેલી સ્કંદ વિષેની ચર્ચા ધ્યાનમાં લઈ સ્કંદનો ખંભાતના સ્થળ સાથેનો સંબંધ ખાસ નોંધવા જેવો છે. નાગરખંડના સ્કંદપુર અને તામ્રવતીના ઉલ્લેખો પણ નોંધવા જેવા છે. સ્કંદે માહેશ્વર ધર્મનો ઉપદેશ કર્યો એમ પુરાણ પોતે કહે છે. અહીં એક વાત ખાસ નોંધવા જેવી છે કે સ્કંદની મોટા દેવ તરીકે પૂજા દક્ષિણ હિંદમાં છે. એ દેશમાં પેરીય પુરાણ (મોટું પુરાણ) નામનાં તામીલ ગ્રંથમાં કહ્યું છે કે બૌદ્ધ અને જૈન મતોનું જોર હિંદમાં બહુ હતું તે દક્ષિણ હિંદમાં સ્કંદે તોડયું અને ઉત્તર હિંદમાં કુમારિલ ભટ્ટે તોડયું. સ્કંદ દેવ તરીકે પૂજાતા છતાં આટલી અતિહાસિકતા રહી ગઈ છે. એ પાછળ કરેલાં અનુમાનને ટેકો આપે છે. સ્કંદની ઐતિહાસિકતા

# પરિશિષ્ટ ए

## ખંભાતના રાજવંશની વંશાવળી



(૧) મિરઝાં જાફર નજમુદ્દૌલા મોમીનખાન પહેલા (બેહિશ્તનશીન થયા ઈ. સ. ૧૭૪૩માં) == લગ્નસંબંધ અલીઆબેગમ સાથે–અલીઆબેગમતે મિરઝાં અબ્દુલહુસેન દેહલામી મોમીનખાન, ગુજરાતના દીવાન (૧૭૨૩-૨૮)નાં પુત્રી

(૨) મુફ્તીઆરખાન–નુરૂદ્દીન મહમ્મદખાન મોમીનખાન બીજા (બેહિશ્તનશીન ૧૭૮૩)

(૩) એમણે દત્તક લીધેલા તે મહમ્મદ કુલીખાન (મિયાં મન્નુ) તે ઈ.૧૭૪૩-૪૮માં ખંભાતના સુબા ઝૈનુલ અબેદીન નજમખાન (બેહિશ્તનશીન ૧૭૮૯)ના પુત્ર == લગ્નસંબંધ નેગની ખાનુમ (મોમીનખાનની પુત્રી) સાથે (તેમણે તથા તેમનાં પત્ની બુઝર્ગ ખાનુમે–મોમીનખાન બીજાનાં બહેને—ઉછેરી મોટા કરેલા.)

(૪) ફતેહઅલીખાન–નજમુદ્દૌલા, મુમતાઝુલમુલ્ક મોમીનખાન ત્રીજા (બેહિશ્તનશીન ઈ. ૧૮૨૩)

(૫) બંદેઅલીખાન–મોમીનખાન ચોથા (બેહિશ્તનશીન ઈ. ૧૮૪૧)

યાવરઅલીખાન

(૬) હુસેનયાવરખાન—મોમીનખાન પાંચમા (બેહિશ્તનશીન ઈ. ૧૮૮૦)

(૭) જાફરઅલીખાન સાહેબ–મોમીનખાન છઠ્ઠા (બેહિશ્તનશીન ઈ. ૧૯૧૫) = લગ્નસંબંધ થયો સિકંદરજહાં બેગમ સાહેબા સાથે. (પહેલું લગ્ન મછલીપટ્ટણના મૌલવી સાહેબનાં પુત્રી સાથે થએલું.)

નજમખાન | નુરૂદ્દીન મુહમ્મદખાન | ફતેહઅલીખાન | બાકરઅલીખાન | બંદેઅલીખાન | અલીયાવરખાન

(૮) નેક નામદાર નજમુદ્દૌલા, મુમતાઝુલમુલ્ક, મોમીનખાન બહાદુર, દિલાવરજંગ હુસેનયાવરખાનસાહેબ બહાદુર, મોમીનખાન સાતમા—હાલના નવાબ સાહેબ; તખ્તનશીન ઈ.સ. ૧૯૩૦.

ઠરે તો પણ તેનો સમય ઠરાવવો બહુ મુશ્કેલ છે પણ તે બહુ પ્રાચીન છે એટલું તો ખરૂ શૈવમતો-નો આદ્ય પ્રચાર ગૂજરાતના કિનારા ઉપર થયો એ વાતને આ હકીકતનો પણ ટેકો મળી શકે અને ખભાતના અખાતના સાન્નિધ્યમાં ઘણા પ્રાચીન કાળમાં કોઈ મોટું શૈવતીર્થ હતુ અને હાલના સ્વરૂપમાં નહિ તો કોઈ જુદા સ્વરૂપમાં શિવ અને લિંગપૂજા વેદકાળ જેટલી જ જૂની હતી અને વૈદિકો તથા પાછળથી જૈન, બૌદ્ધો ને વળી પાછા વૈદિકો એમ બધાના એ લોક સાથે ઝઘડા થતા એ બધુ વ્યક્ત થાય છે

આ પ્રમાણે મુદ્દા આગલી ચર્ચામાંથી નીકળે છે. અને પૌરાણિક પરંપરાઓના આધારે કરેલાં આ અનુમાનો જો ખરાં હોય અગર ખરો રસ્તો બતાવનારાં હોય તો એ ઉપરથી એટલુ તો જણાય છે કે ગુજરાતનો કિનારો ઘણા પ્રાચીન સમયથી વસ્તીવાળા અને સુધરેલા ઉદ્યોગી અને વેપારી વર્ગના વસવાટવાળો હોવો જોઇએ. ખભાતનું સ્થળ અસલથી સમૃદ્ધ, કેન્દ્રરૂપ, અને ધાર્મિક સ્થાનરૂપ હોવું જોઇએ અને આદ્ય લિંગપૂજાના સ્થાનરૂપ પણ હોવું જોઇએ હિંદના આ પશ્ચિમ કિનારા પાસે બીજા બેટ પણ હોવા જોઇએ અને એ પ્રદેશની ભૂગોળ આજ છે તેથી કાંઈક જુદી પણ હોવી જોઇએ આ અનુ-માનો હિંદના કોઈ પણ સ્થળ કરતાં આ પશ્ચિમ કિનારો વધારે જૂની સંસ્કૃતિવાળો અને પાછળથી શ્રમણયુગમાં એ સંસ્કૃતિને ચારે તરફ વહેંચનારો હોવો જોઇએ અને ખભાત અગર એ સ્થળે જે નામે જે શહેર હોય તેણે એક વખત આ બધી બાબતોમાં ઘણો ઉપયોગી ભાગ ભજવેલો હોવો જોઇએ

# પરિશિષ્ટ એ

## ખંભાતના રાજવંશની વંશાવળી

(૧) મિરઝાં જાફર નજમુદ્દૌલા મોમીનખાન પહેલા (બેહિસ્તનશીન થયા ઈ. સ. ૧૭૪૩માં) = લગ્નસંબંધ અલીઆબેગમ સાથે—અલીઆબેગમતે મિરઝાં અબ્દુલહુસેન દેહલામી મોમીનખાન, ગુજરાતના દીવાન (૧૭૨૩-૨૯)નાં પુત્રી

(૨) મુફતીઆરખાન—નુરૂદ્દીન મહમ્મદખાન મોમીનખાન બીજા (બેહિસ્તનશીન ૧૭૮૩)

(૩) એમણે દત્તક લીધેલા તે મહમ્મદ કુલીખાન (મિયાં મન્નુ) તે ઈ.૧૭૭૩-૪૮માં ખંભાતના સુબા ઝેનુલ અબેદીન નજમખાન (બેહિસ્તનશીન ૧૭૮૯)ના પુત્ર (તેમણે તથા તેમનાં પત્ની ખુરશેદ ખાનુમે—મોમીનખાન બીજાનાં બહેને—કચેરી મોટા કરેલા.) = લગ્નસંબંધ બેગની ખાનુમ (મોમીનખાનની પુત્રી)સાથે

(૪) ફતેહઅલીખાન—નજમુદ્દૌલા, મુમતાઝુલ્મુલ્ક મોમીનખાન ત્રીજા (બેહિસ્તનશીન ઈ. ૧૮૨૩)

(૫) બંદેઅલીખાન—મોમીનખાન ચોથા (બેહિસ્તનશીન ઈ. ૧૮૪૧)

યાવરઅલીખાન

(૬) હુસેનયાવરખાન—મોમીનખાન પાંચમા (બેહિસ્તનશીન ઈ. ૧૮૮૦)

(૭) જાફરઅલીખાન સાહેબ—મોમીનખાન છઠ્ઠા (બેહિસ્તનશીન ઈ. ૧૯૧૫) = લગ્નસંબંધ મમો સિકંદરજહાં બેગમ સાહેબા સાથે. (પહેલું લગ્ન મછલીપટ્ટણના મૌલવી સાહેબનાં પુત્રી સાથે થએલું.)

નજમખાન — નુરૂદ્દીન મુહમ્મદખાન — ફતેહઅલીખાન — બાકરઅલીખાન — બંદેઅલીખાન — અલીયાવરખાન

(૮) નેક નામદાર નજમુદ્દૌલા, મુમતાઝુલ્મુલ્ક, મોમીનખાન બહાદુર, દિલાવરજંગ હુસેનયાવર ખાનસાહેબ બહાદુર, મોમીનખાન સાતમા—હાલના નવાબ સાહેબ; તખ્તનશીન ઈ.સ. ૧૯૩૦.



# પરિશિષ્ટ એ

## ખંભાત રાજ્યનાં ગામોની યાદી

૧ તારાપુર
૨ નગરા
૩ નેજ
૪ જલાપુર
૫ નવાગામ વાંટા
૬ મોતીપુરા
૭ ગોકુલપુરા
૮ રંગપુર
૯ જીણજ
૧૦ ખુધેજ
૧૧ આગલીઆરા
૧૨ માલપુર
૧૩ આદરૂજ
૧૪ ટોલ
૧૫ મહીયારી
૧૬ ઈસરવાડા
૧૭ ઉટવાડા
૧૮ જહલા
૧૯ મોભા
૨૦ હરિયાણ
૨૧ સાયમા
૨૨ કાળી તળાવડી
૨૩ છતરડી
૨૪ કંસારી
૨૫ નાના કળોદરા
૨૬ પોપટવાવ
૨૭ વાડોલા
૨૮ ઉદેલ
૨૯ વાસણા
૩૦ કળમસર
૩૧ ખડોધી
૩૨ ધુવારણ
૩૩ હરિપુરા
૩૪ કાંધરોટી
૩૫ ઉંદેલી
૩૬ નદેલી
૩૭ શાહપુર
૩૮ ફાંગણી
૩૯ શકરપુર
૪૦ મહેતપુર
૪૧ લુણેજ
૪૨ દહેડા
૪૩ પાલડી
૪૪ ગોખરા
૪૫ માલારોની
૪૬ ભાટતલાવડી
૪૭ ભીમતળાવ
૪૮ જુની આખોલ
૪૯ નવી આખોલ
૫૦ નવાગામ બહારા
૫૧ તામસા
૫૨ હસનપુરા
૫૩ ગુડેલ
૫૪ વરણેજ
૫૫ વડગામ
૫૬ તરકપુર
૫૭ પાંદડ
૫૮ રોહીણી
૫૯ ખાકસર
૬૦ જાફરાબાદ
૬૧ પાદરા
૬૨ રહેલ
૬૩ વલ્લી
૬૪ મીતલી
૬૫ ગોલાણા હેદરપુરા સાથે
૬૬ આણંદપુર
૬૭ ગલિયાણા
૬૮ ફતેહપુરા
૬૯ રામપુરા
૭૦ વાધા તલાવ
૭૧ ઈસનપુર
૭૨ વરસડા
૭૩ કન્સારા
૭૪ પચેગામ
૭૫ ખડા
૭૬ મોટા કલોદરા
૭૭ જાફરગંજ
૭૮ નધાનપુર
૭૯ મહેમદાવાદ
૮૦ વરેતાણા
૮૧ કાનાવાડા
૮૨ રસાલપુર
૮૩ ઇદરવરણા
૮૪ દલોલી
૮૫ વાકતળાળ
૮૬ ચાંગડા
૮૭ ઇદરણેજ

આ ગામોમાં તારાપુર, નગરા, જીણજ, સાયમા, ઉદેલ, કળમસર, શકરપુર, વડગામ, ગોલાણા, વરસડા વગેરે મોટાં ગામ એક હજારની ઉપર અને પાંચ હજારની અંદરની વસ્તીનાં ગણાય છે. તારાપુર સારુ ગામ છે. ત્યાં દૈત્યનો ટેકરો બતાવવામાં આવે છે તે તારકાસુરનું સ્થાન મનાય છે. તારકાસુર ઉપરથી તારાપુર નામ પડ્યાનું કહેવાય છે. નગરા એ જૂનું ખંભાત છે. નગરક મહાસ્થાન એનું જૂનું નામ છે.

# परिशिष्ट ओ

## अ संस्कृत लेखो

### (१)[1]

### स्तंभनपुरस्थलेखाः ।

ओँ अर्हँ ॥ संवत् १३६६ वर्षे प्रतापाक्रांतभूतलश्रीअलावदीन सुरत्राणप्रतिशरीर-अल्पखानविजयराज्ये श्रीस्तम्भतीर्थे श्रीसुधर्मास्वामिसंताननभोनभोमणिसुविहितचूडा-मणिप्रभुश्रीजिनेश्वरसूरिपट्टालङ्कारप्रभुश्रीजिनप्रबोधसूरिशिष्यचूडामणियुगप्रधानप्रभुश्रीजिनचन्द्रसूरिसुगुरूपदेशेन उकेशवंशीयसाहजिनदेव साहसहदेवकुलमण्डनस्य श्रीजेसलमेरौ श्रीपार्श्व-नाथविधिचैत्यकारितश्रीसम्मेतशिखरप्रासादस्य साहकेसवस्य पुत्ररत्नेन श्रीस्तम्भतीर्थे निर्मा-पितसकलस्वपक्षपरपक्षचमत्कारिनानाविधमार्गणलोकदारिद्र्यमुद्रापहारिगुणरत्नाकरस्य गुरु-रुत्तरपुरप्रवेशकमहोत्सवेन संपादितश्रीशत्रुंजयोज्जयंतमहातीर्थयात्रासमुपार्जितपुण्यप्राग्भारेण श्रीपत्तनसंस्थापितकोद्दडिकालङ्कारश्रीशान्तिनाथविधिचैत्यालय श्रीश्रावकपौषधशालाकारा-पणोपचितप्रथमरयशःसंभारेण भ्रातृसाहराजुदेव साहबोलिय साहजेहड साहलषपति साहगुण-धर पुत्ररत्न साह जयसिंह साहजगधर साहसलषण साहरत्नसिंह प्रमुखपरिवारसारेण श्री-जिनशासनप्रभावकेण सकलसाधर्मिवत्सलेन साहजेसलसुश्रावकेण कोद्दडिकास्थापनपूर्वं श्री-श्रावकपोषधशालासहितः सकलविधिलक्ष्मीविलासालयः श्रीअजितस्वामिदेवविधिचैत्यालयः कारितआचन्द्रार्कं यावन्नन्दतात् ॥ शुभमस्तु । श्रीभूयात् श्रमणसंघस्य । श्रीः ।

---

[1] આ લેખ ખંભાતના સ્તંભન પાર્શ્વનાથના મંદિરમાંની એક શિલા ઉપરથી લીધેલો છે. એ અલાઉદ્દીન ખિલજીના વખતનો છે. અહીં આપેલા ખંભાતના આ સંસ્કૃત લેખોમાંના પહેલા ચાર મુનિશ્રી જિનવિજયજી સંપાદિત 'પ્રાચીન જૈન લેખસંગ્રહ'માંથી ઉતાર્યા છે. જિજ્ઞાસુએ વધુ વિગત માટે એ ગ્રંથ જોવો. પાંચમો વડવાની વાવનો લેખ 'બુદ્ધિપ્રકાશ'ના ૧૯૩૦ના જાન્યુઆરીમાંના ખંભાતના ભટ્ટશંકર શાસ્ત્રીનાં લેખ ઉપરથી ઉતાર્યો છે.

# परिशिष्ट ओ

## अ संस्कृत लेखो

### (१)[1]

स्तंभनपुरस्थलेखाः ।

ओं अर्हं ॥ संवत् १३६६ वर्षे प्रतापाक्रांतभूतलश्रीअलावदीन सुरत्राणप्रतिशरीर-अल्पखानविजयराज्ये श्रीस्तम्भतीर्थे श्रीसुधर्मास्वामिसंताननभोनभोमणिसुविहितचूडा-णिप्रभुश्रीजिनेश्वरसूरिपट्टालङ्कारप्रभुश्रीजिनप्रबोधसूरिशिष्यचूडामणियुगप्रधानप्रभुश्रीजिनच-सूरिसुगुरूपदेशेन उकेशवंशीयसाहजिनदेव साहसहदेवकुलमण्डनस्य श्रीजेसलमेरौ श्रीपार्श्व-थविधिचैत्यकारितश्रीसम्मेतशिखरप्रासादस्य साहकेसवस्य पुत्ररत्नेन श्रीस्तम्भतीर्थे निर्मा-तसकलस्वपक्षपरपक्षचमत्कारिनानाविधमार्गणलोकदारिद्र्यमुद्रापहारिगुणरत्नाकरस्य गुरु-रतपुरप्रवेशकमहोत्सवेन संपादितश्रीशत्रुंजयोज्जयंतमहातीर्थयात्रासमुपार्जितपुण्यप्राग्भारेण श्रीपत्तनसंस्थापितकोद्दडिकालङ्कारश्रीशान्तिनाथविधिचैत्यालय श्रीश्रावकपौषधशालाकारा-णोपचितप्रसमरयशःसंभारेण भ्रातृसाहराजुदेव साहबोलिय साहजेहड साहलषपति साहगुण-धर पुत्ररत्न साह जयसिंह साहजगधर साहसलषण साहरत्नसिंह प्रमुखपरिवारसारेण श्री-जिनशासनप्रभावकेण सकलसाधर्मिवत्सलेन साहजेसलसुश्रावकेण कोद्दडिकास्थापनपूर्वं श्री-श्रावकपोषधशालासहितः सकलविधिलक्ष्मीविलासालयः श्रीअजितस्वामिदेवविधिचैत्यालयः कारितआचन्द्रार्कं यावन्नन्दतात् ॥ शुभमस्तु । श्रीभूयात् श्रमणसंघस्य । श्रीः ।

---

[1] આ લેખ ખંભાતના સ્તંભન પાર્શ્વનાથના મંદિરમાંની એક શિલા ઉપરથી લીધેલો છે. એ અલાઉદ્દીન ખિલજીના વખતનો છે. અહીં આપેલા ખંભાતના આ સંસ્કૃત લેખોમાંના પહેલા ચાર મુનિશ્રી જિનવિજયજી સંપાદિત 'પ્રાચીન જૈન લેખસંગ્રહ'માંથી ઉતાર્યા છે. જિજ્ઞાસુએ વધુ વિગત માટે એ ગ્રંથ જોવો. પાંચમો વડવાની વાવનો લેખ 'બુદ્ધિપ્રકાશ'ના ૧૯૩૦ના જાન્યુઆરી માંના ખંભાતના ભદ્રશંકર શાસ્ત્રીનાં લેખ ઉપરથી ઉતાર્યો છે.

(२)[२]

॥ र्द० ॥ अर्हं ॥

श्रेयांसि प्रतनोतु वः प्रतिदिनं श्रीनाभिजन्मा जिनो
यस्यांकस्थलसीम्नि केशपटली भिन्नेंद्रनीलप्रभा ।
सोत्कंठं परिरंगसंभ्रमजुपः साम्राज्यलक्ष्म्या · · · · · ·
· · · · · · विटं(*)कंकणकिणश्रेणीव संभाव्यते ॥ १ ॥

सेव्यात्पार्श्वविभुर्नतौ फणिपतेः सप्तास्य चूडामणि–
संक्रान्तः किल योऽष्टमूर्तिरजनि स्पष्टाष्टकर्मच्छिदे ।
यद्वक्तं दशदिग्जनव्रजमभित्रातुं तथा(*)सेवितुं
यं यत्पादनखाविशत्तनुरभूदेकादशांगोऽपि सः ॥ २ ॥

त्र्यैलोक्यालयसप्तनिर्भयभयप्रध्वंसलीलाजय–
स्तम्भा दुस्तरसप्तदुर्गतिपुरद्वारावरोधार्गलाः ।
प्रीतिप्रोक्षितस(*)प्ततत्त्वविटपिप्रोद्भूतरत्नाङ्कुराः
शीर्षे सप्तभुजङ्गपुङ्गवफणाः पार्श्वप्रभोः पान्तु वः ॥ ३ ॥

लोकालोकलसद्विचारविदुरा विसपष्टनिःश्रेयस–
द्वारः सारगुणालयस्त्रिभुवनस्तुत्याङ्घ्रिपङ्केरुहः ।
श(*)श्वद्विश्वजनीनधर्मविभवो विस्तीर्णकल्याणभा
आद्योऽन्त्येऽपि मुदं जनस्य ददतां श्रीतीर्थराजः सदा ॥ ४ ॥

दैत्यारिर्नियतावतारनिरतस्तत्रापि कालं मितं
त्रातार्केन्दु भवान्ववाय(*)पुरुपास्तेऽपि त्रुटत्पौरुपाः ।

---

२ લેખ ખંડિત છે ખંભાતમાં કુંથુનાથના મંદિરમાંથી એ મળી આવેલો ૩૧"×૧૬" ઇંચના ધોળા પથ્થર ઉપર એ છે આખો હશે ત્યારે આ લેખ લાંબો અને ઉપયોગી હોવો જોઇએ.

कः कर्ता दितिसूनुसूदनमिति ध्यातुर्विधातुः पुरा
सन्ध्याम्भश्चुलुकाद्भटो भवदसि दैत्यैः समं कम्पयन् ॥ ५ ॥

चौलुक्यादमुतः समुद्ररसनोद्धारैकधौरेयता–
दुद्ध(*)र्षादुदभूद्ददंचदभयश्चौलुक्यनामान्वयः ।
जातास्तत्र न के जगत्त्रयजयप्रारम्भनिर्दम्भदो–
स्तम्भस्तम्भितविश्वविक्रमचमत्कारोर्ज्जिता भूभुजः ॥ ६ ॥

तेषामुद्दामधाम्नामसमतममहःसंपदां सम्प्रदायै–
र्वीरश्रीदर्प्पणानां दिवसपतिरिव द्योतकोऽभूत् · · · · ।
राजार्णोराजनामा रणरुधिरनदीशोणमर्णोधिमरणो
मरिर्द्दिट्स्त्रैणसांद्रांजननयनभवैः श्यामतामानयद्यः(*)॥७॥

यस्यासिः समराम्बरे बुधरवद्धारा प्रपातै रिपु–
स्त्रीगण्डस्तनभित्तिचित्ररचनाः स्मर्तव्यमात्राः सृजन् ।
तेने कामपि तां प्रतापतडितं यस्याद्युतिर्द्योतते
ऽद्यापि स्थाणुललाटलोचनदिनस्वाम्यौर्व्ववह्निच्छ(*)लात्॥८॥

अङ्गचङ्गीमतरङ्गितरङ्गा रङ्गदुल्वणांगुणप्रगुणश्रीः
राजनीतिरिव यस्य नरेन्दोर्वल्लभाऽजनि सलक्षणदेवी ॥ ९ ॥

तस्मिन्निन्दुकलोपदंशकसुधा कल्पद्रुदत्तासव–
स्वादेभ्यो द्युतधूजनाधरर(*)सं सम्बुध्यमानेऽधिकम् ।
तत्पुत्रो लवणाब्धितीरविलसद्वीरप्रणादो जय–
प्रासादो लवणप्रसादनृपतिः पृथ्व्याः प्रपेदे पतिः ॥ १० ॥

रणप्रणुन्नारिमनःप्रसादः सधर्म्मकर्म्मासशिवप्रसादः(*) ।
दानप्रतानक्षतविप्रसादः कस्यानमस्यो लवणप्रसादः ॥ ११ ॥

खेदी चेदीश्वरोभृदुरुभयतरलः कुन्तलः कामरूपः
कामं निष्कामरूपः कलहकलहयच्छेदशीर्णो दशार्णः ।
काम्बोजस्तु(*) ट्यदोजः स्थितिरतिसरलः केरलः स्नरसेन-
स्वामी निःशूरसेनः प्रसरति परितो यत्र दिग्जैत्रयात्रे ॥ १२ ॥

रम्यसर्वविषयाद्भुतलक्ष्मीकाननाशिखरिजातिमनोज्ञा(ज्ञा) ।
प्रेयसी मदनदेवीरमन्दं त(*)स्य संमदमदत्त महीव ॥ १३ ॥

किं नो स्वप्नतयाथ निर्जरतया मृत्युंजयत्वेन वा
नित्यं दैत्यजयोद्यमेन नयतः प्राणप्रियाकेलयः ।
इत्यर्तिं द्युसदां रणैर्दनुजनुर्निर्दारणैर्दारुणै-
र्लुम्पत्यत्र(*)सुतोऽस्य वीरधवलो भारं बभार क्षितेः ॥ १४ ॥

श्रीदेव्या नव्यनीलोत्पलदलपटली कल्पिता केलिशय्या
स्फूर्जद्दवाहृम्मवह्नेर्निखिलरिपुवनप्रोषिणो धूमपंक्तिः ।
वीरत्वे दृष्टिदोषोच्छृ(*)यविलयकृते कज्जलस्यांकलेपा(खा)
पाणौ कृष्टारिलक्ष्म्याः श्लथतरकबरी यस्य रेजेऽसियष्टिः ॥ १५ ॥

भूपस्यास्य प्रतापं भुवनमभिभविष्यन्तमत्यन्ततापं
जाने ज्ञानेन मत्वा पृथुदवथुभिया पूर्वमेव प्रतेने । (*)
वह्निर्वेदमाग्रभाले शशिकरशिशिरस्वर्धुनीसन्निधाने
वार्द्धावौर्वो निवासं पुनरिह मिहिरो मज्जनोन्मज्जनानि ॥ १६ ॥

गौरीभूतभुजङ्गमरुचिरा रुचिपीतकालकूटघटाः ।
अकलङ्कितविधूत्यविधुर्यत्की(*)र्त्तिर्जयति शिवमूर्त्तिः ॥ १७ ॥

